# બુખારી શરીફ

સંપાદક:

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક:

ઈબ્રાહીમ

Part 26 to 30

# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

PART 26 to 30

# BUKHARI SHAREEF

## GUJARATI = PART = 26 to 30

Scanned & PDF :: 26 - Safar - 1435 Hijari
Monday - 30 - December - 2013

## ☆ અનુક્રમ ☆

## ★ ભાગ-૨૭ ★

3

# બુખારી શરીફ

સંપાદક:
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક:
ઈબ્રાહીમ

ભાગ ૨૬

# બુખારી શરીફ

# ભાગ-૨૬

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### આલિંગન (મુઆનકા) કરવું અને ખબર અંતર પૂછવી

(૧/૬૫૨૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની જીવલેણ બીમારીમાં હઝરત અલી હુઝૂર પાસેથી બહાર નીકળ્યા. લોકોએ પૂછયું, અબૂલ હસન ! રસૂલુલ્લાહ (સલ.)ની સવાર કેવી ગઇ ? હઝરત અલીએ કહ્યું કે, ખુદાની મહેરબાનીથી સારૂં છે. હઝરત અબ્બાસે હઝરત અલીનો હાથ પકડીને કહ્યું કે, ખુદાની કસમ ! ત્રણ દિવસ પછી તમે લાકડીના ગુલામ બનશો. શું તમને હુઝૂરની હાલત દેખાતી નથી ? ખુદાની કસમ ! મને લાગે છે કે, હુઝૂરે પાક (સલ.) આ બીમારીમાં જ અવસાન પામશે. કારણ કે, હું અબ્દુલ મુત્તલિબની ઔલાદના ચહેરાઓ પર મૃત્યુના ચિહ્નો ઓળખી લઉં છું એટલે તમે મારી સાથે હુઝૂરની પાસે ચાલો, જેથી આપણે પૂછી લઇએ કે, આ હુકૂમત કયા લોકો પાસે જશે ? જો હુકૂમત આપણી પાસે કાયમ રહેશે તો આપણને ખબર પડી જશે અને જો બીજાઓ પાસે જનારી હશે તો આપણે હુઝૂરને સલાહ આપીશું કે, આપ અમારા માટે વસિય્યત કરી જાઓ. હઝરત અલીએ કહ્યું કે, ખુદાની કસમ ! જો આપણે હુઝૂર પાસે આ ખિલાફતની માંગણી કરીશું અને હુઝૂરે મનાઇ ફરમાવી તો પછી લોકો આપણને કદી નહીં આપે. હું હુઝૂર પાસે કદાપિ એની માંગણી નહીં કરૂં.

### જવાબમાં 'લબ્બૈક' અને 'સઅદૈક' કહેવું કિંવા હું હાજર છું, સેવામાં હાજર છું

(૨/૬૫૨૬) હઝરત મુઆઝ કહે છે : હું હુઝૂરની પાછળ હતો, એવામાં હુઝૂરે કહ્યું : મુઆઝ ! મેં કહ્યું કે, હુઝૂર, હાજર છું, સેવામાં હાજર છું. હુઝૂરે એ જ પ્રમાણે ત્રણવાર કહ્યું. પછી કહ્યું, તમને ખબર છે કે, ખુદાનો બંદાઓ પર શું હક્ક છે ? તેની ઇબાદત કરે અને તેની સાથે

(૧/૬૫૨૫) ગળે લાગવું જાઇઝ છે. એમાં ગરદન સાથે ગરદન મળવી જોઇએ. એમાં છાતીને ભીંસવાની જરૂર નથી. સ્ત્રીને ગળે લાગવું ન જોઇએ તેમજ હસ્તમેળાપ પણ ન કરવો જોઇએ. મહરમ સ્ત્રીને પણ ગળે લાગવું ન જોઇએ.

કોઇને ભાગીદાર ન બનાવે. પછી થોડીક વાર ચાલ્યા ત્યારે કહ્યું : મુઆઝ ! મેં કહ્યું : હાજર છું, સેવામાં હાજર છું. આપે કહ્યું : શું તું જાણે છે કે, બંદાઓનો અલ્લાહ પર શું હક્ક છે ? જો તેઓ અમલ કરે તો બંદાઓનો હક્ક એ છે કે, ખુદા તેમને અઝાબ ન આપે.

(૩/૬૫૨૭) હઝરત અબૂઝર (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ઇશા વખતે મદીનાની પથરાળ ભૂમિ પર પગપાળા જઇ રહ્યો હતો. સામે ઉહદ પહાડ દેખાયો. હુઝૂરે કહ્યું : અબૂઝર, જો ઉહદ પહાડ મારા માટે સોનાનો બની જાય અને એક રાત અથવા ત્રણ રાત પસાર થાય તો પણ હું દેવું ચુકવ્યા સિવાય બીજા કોઇ કામ અંગે એ વાત પસંદ કરતો નથી કે એમાંથી એક સોનામહોર પણ મારી પાસે રહે. હું તે વખતે ખુદાના બંદાઓ માટે આ પ્રમાણે, આ પ્રમાણે અને પ્રમાણે એને ખર્ચ કરતો રહીશ. પછી કહ્યું : અબૂઝર ! મેં કહ્યું : જી હાજર છું. હુઝૂરે કહ્યું : જેઓ ખૂબ માલદાર છે તેઓ (કિયામતમાં સવાબની દૃષ્ટિએ) મુફલિસ હશે, પરંતુ તે લોકો (મુફલિસ નહીં હોય) જેઓ આ પ્રમાણે અને આ પ્રમાણે ખર્ચ કરે છે. પછી કહ્યું : અબૂઝર ! મારા પાછા ફરતા સુધી હઠશો નહીં. આમ કહીને હુઝૂર (એક બાજુ) ચાલ્યા ગયા. અહીં સુધી કે, મારી નઝરોથી અદૃશ્ય થઇ ગયા. થોડી વાર પછી મને એક અવાજ સંભળાયો. મને ડર લાગ્યો કે, હુઝૂરને કયાંક કંઇ થયું તો નથી. મેં ત્યાં જવાનો ઇરાદો કર્યો, પરંતુ પછી હુઝૂરનું ફરમાન યાદ આવ્યું કે, તમારી જગ્યાએથી હઠવું નહીં. જેથી હું ત્યાં જ થોભ્યો. (જ્યારે હુઝૂર આવ્યા ત્યારે) મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં એક અવાજ સાંભળ્યો હતો. મને ડર લાગ્યો કે, હુઝૂરને કયાંક કોઇ અસાધારણ મુસીબત તો નડી નથી, પરંતુ પછી હુઝૂરનું ફરમાન યાદ કરીને થોભી ગયો. આપે કહ્યું કે, તે જિબ્રઇલ હતા. મારી પાસે આવ્યા હતા. તેમણે ખબર આપી હતી કે, જે માણસ તમારી ઉમ્મતમાંથી મરી જાય અને તે ખુદાની સાથે કોઇને ભાગીદાર ન બનાવતો હોય તે જન્નતમાં દાખલ થશે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ ? આપે કહ્યું : તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ.

## કોઇ માણસ એવું કામ ન કરે કે બીજાને તેની જગ્યાએથી ઉઠાડીને પોતે ત્યાં બેસી જાય

(૪/૬૫૨૮) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ માણસ બીજાને તેની બેઠક પરથી ઉઠાડીને પોતે તેની જગ્યાએ ન બેસે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝા કીલ લકુમ તફસ્સહૂ ફીલ મજાલિસિ ફફસિહૂ યફસહિ**

4 **લ્લાહુ લકુમ.....' કિંવા જ્યારે તમને કહેવામાં આવે કે, ખુલતા બેસો ત્યારે ખુલતા બેસો.**

## અલ્લાહ તમારી મુશ્કિલ ખોલી નાખશે (દૂર કરશે)

(૫/૬૫૨૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એ વાતની મનાઇ ફરમાવી છે કે, કોઇ માણસને તેની જગ્યાએથી ઉઠાડીને તેના બદલે બીજો કોઇ માણસ બેસી જાય; બલ્કે ખુલતા બેસો.

(૬/૬૫૩૦) ઇબ્ને ઉમર કહે છે : કોઇ માણસને ઉઠાડીને તેની જગ્યાએ બેસવું મકરૂહ છે.

## મજલિસમાંથી સાથીઓની રજા વગર ઉઠવું અથવા ઉઠવાનો ઇરાદો કરવો, જેથી બીજા લોકો પણ ઉઠી જાય

(૭/૬૫૩૧) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે હઝરત ઝેનબ સાથે નિકાહ કર્યા ત્યારે લોકોને દઅવત આપી. બધા લોકો ખાણું ખાઇ ચુકયા પછી પણ બેસીને વાતો કરતા રહ્યા. હુઝૂર એવી રીતે વર્તવા લાગ્યા કે, જાણે આપ ઉઠવા માગે છે, પરંતુ તે છતાં લોકો ઉઠયા નહીં. જ્યારે હુઝૂરે આ પ્રમાણે જોયું ત્યારે ઉભા થઇ ગયા. હાજરજનોમાંથી જે લોકો ઉઠયા તેઓ ઉઠી ગયા. છતાં, ત્રણ માણસો બેસી રહ્યા. હુઝૂર અંદર જવા માટે (હઝરત આઇશાના કમરા સુધી જઇને) પાછા ફર્યા, પરંતુ તે છતાં માણસો બેસી રહ્યા હતા. થોડીવાર પછી લોકો ઉઠીને ચાલ્યા ગયા. મેં જઇને હુઝૂરને ખબર આપી કે, લોકો ચાલ્યા ગયા. આપ આવીને અંદર દાખલ થયા. મેં પણ અંદર જવાનો ઇરાદો કર્યો, પરંતુ હુઝૂરે મારી અને પોતાની વચ્ચે પરદો નાખી દીધો. તે વખતે અલ્લાહ તઆલાએ આયત **યા અય્યુહ લ્લઝીન આમનૂ લાતદખુલૂ બુયૂત ન્નબિય્યિ ઇલ્લા અંય્યુઅ્ઝન લકુમ.....** ઉતારી.

## ચાર પગે બેસવું અને હાથનો ઘેરો ઘાલવો

(૮/૬૫૩૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને આ પ્રમાણે હાથનું વર્તુળ બનાવીને ચાર પગે કઅબાની સહેનમાં બેસેલા જોયા.

## પોતાના સાથીઓ સામે ટેક લગાડીને બેસવું

(૯/૬૫૩૩) હઝરત ખબ્બાબ કહે છે : હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. તે વખતે હુઝૂર ટેકવીને સૂતા હતા. મેં કહ્યું : આપ અલ્લાહ તઆલા પાસે દુઆ માંગતા નથી ? આપ તરત ઉઠીને બેઠા થઇ ગયા.

(૧૦/૬૫૩૪) હઝરત અબૂબક્રહ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : શું હું તમને સૌથી મોટો ગુનોહ બતાવું ? સહાબાઓએ કહ્યું : બતાવો. આપે કહ્યું : ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવવો અને માંબાપની નાફરમાની કરવી.

કેટલીક રિવાયતોમાં એટલું વધુ છે કે, હુઝૂરે તે વખતે ટેકો લગાડયો હતો. આપે બેઠા થઇને કહ્યું : સાંભળો 'અને જુઠી વાત કહેવી' આ શબ્દો હુઝૂરે વારંવાર એટલી વાર કહ્યા કે, અમે (મનમાં) કહેવા લાગ્યા કે, જો આપ ચુપ થઇ જાય તો સારૂં.

## કોઇ ઝરૂરત અથવા હેતુસર જલદી અને ઝડપથી ચાલવું

(૧૧/૬૫૩૫) હઝરત ઉકબા ઇબ્ને હારિસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અસ્રની નમાઝ પઢીને જલદી જલદી ઘરમાં દાખલ થઇ ગયા.

## પલંગ

(૧૨/૬૫૩૬) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પલંગની મધ્યમાં નમાઝ પઢતા હતા. હું આપની અને કિબ્લાની વચ્ચે સૂઇ રહેતી હતી. જો મને કંઇ ઝરૂર પડતી તો મને એ ઠીક લાગતું ન હતું કે ઉઠીને હુઝૂરની સામેથી જાઉં. એટલે સરકીને તે કામ કરી લેતી હતી.

## કોઇના માટે તકિયાની ખાસ વ્યવસ્થા કરવી

(૧૩/૬૫૩૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે કે, હુઝૂર (સલ.)ને મારા હંમેશના રોઝા રાખવાની ખબર મળી. આપ મારી પાસે આવ્યા. મેં હુઝૂરના માટે ખજુરીની છાલ ભરેલો ચામડાનો એક તકિયો મૂકયો. હુઝૂર આવીને ઝમીન પર બેસી ગયા. તકિયો મારી અને હુઝૂરની વચ્ચે રહ્યો. પછી આપે કહ્યું : શું દરેક મહીનામાં ત્રણ દિવસના રોઝા તારા માટે પુરતા નથી ? મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! (મારામાં એના કરતાં પણ વધારે શકિત છે). આપે કહ્યું : પાંચ દિવસ ? મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! (મારામાં એના કરતાં પણ વધારે શક્તિ છે). આપે કહ્યું : સાત દિવસ ? મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! (મારામાં એના કરતાં પણ વધારે શકિત છે). આપે કહ્યું : નવ દિવસ ? મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! (મારામાં એના કરતાં વધારે શકિત છે). આપે કહ્યું : અગિયાર દિવસ ? મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! (મારામાં એના કરતાં વધારે શકિત છે). આપે કહ્યું : હઝરત દાઉદ (અલ.)ના રોઝા કરતાં વધીને કોઇ રોઝો નથી કિંવા અડધી ઉંમરના રોઝા. એક દિવસ રોઝો અને એક દિવસ રોઝા વગર.

(૧૪/૬૫૩૮) ઇબ્રાહીમ કહે છે : હું અલ્કમા પાસે સીરિયા ગયો. અલ્કમાએ

મસ્જિદમાં જઇને બે રકઅત નમાઝ પઢી અને દુઆ કરી : એય અલ્લાહ ! મને નેક સાથી આપ. દુઆ પછી અબૂ દરદા પાસે જઇને બેસી ગયા. તેમણે પૂછયું કે, તમે કયાંના રહેવાસી છો ? અબૂ દરદાને કહ્યું : કુફાનો. અબૂ દરદાએ કહ્યું : શું તમારામાં તે રહસ્યમંત્રી નથી જેના સિવાય રસૂલુલ્લાહ (સલ.)નું રહસ્ય કોઇ જાણતું ન હતું કિંવા હુઝયફા ? શું તમારામાં તે માણસ નથી જેને અલ્લાહ તઆલાએ પોતાના રસૂલના મુખે શયતાનથી સુરક્ષિત રહેવાની ખબર આપી હતી. કિંવા અમ્માર ઇબ્ને યાસિર ? શું તમારામાં રસૂલુલ્લાહ (સલ.)નું મિસ્વાક અને તકિયો રાખનાર નથી કિંવા ઇબ્ને મસઊદ ? બતાવો, ઇબ્ને મસઊદ સૂરએ **વ લ્લયલિ ઇઝા યગ્શા** કેવી રીતે પઢે છે ? અલ્કમાએ કહ્યું : **વઝઝકરિ વલ ઉન્સા** પઢે છે. (વ મા ખલકઝ ઝકર વલ ઉન્સા પઢતા નથી) અબૂ દરદા કહે છે કે, એ લોકો મારી સાથે એ બાબતમાં સતત વાદવિવાદ કરતા રહ્યા, અહીં સુધી કે સંભવ હતો કે હું પણ શંકામાં પડી જાત, પરંતુ મેં તો રસૂલુલ્લાહ (સલ.) પાસેથી પોતે આ પ્રમાણે સાંભળ્યું છે.

## જુમ્આની નમાઝ પછી 'કયલૂલા' (ભોજન વિરામ) કરો

(૧૫/૬૫૩૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, અમે જુમ્આની નમાઝ પછી કયલૂલા પણ કરતા હતા અને દિવસનું ખાણું પણ ખાતા હતા.

## મસ્જિદમાં કયલૂલા કરવો

(૧૬/૬૫૪૦) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, હઝરત અલી મુર્તઝાને અબૂ તુરાબ કરતાં વધારે પસંદ પોતાનું બીજું કોઇ નામ ન હતું. જો તેમને અબૂ તુરાબ કહીને બોલાવવામાં આવતા તો તેઓ ખુશ થતા હતા. કારણ એવું હતું કે, રસૂલુલ્લાહ (સલ.) હઝરત ફાતિમાના ઘેર ગયા ત્યારે હઝરત અલી ન દેખાતાં કહ્યું કે, તમારા કાકાનો છોકરો કયાં છે ? હઝરત ફાતિમાએ કહ્યું કે, મારી અને તેમના વચ્ચે કંઇક મનદુઃખ થયું હતું. તેઓ મારાથી નારાજ થઇને બહાર ચાલ્યા ગયા. મારી પાસે કયલૂલા નહીં કર્યો. હુઝૂરે એક માણસને કહ્યું : જુઓ તો કયાં છે ? થોડીવાર પછી તે માણસે આવીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તેઓ મસ્જિદમાં સૂઇ રહ્યા છે. રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદમાં ગયા. હઝરત અલી સૂતેલા હતા. એક પડખા પરથી ચાદર સરકી ગઇ હતી. એટલે શરીર સાથે ધૂળ લાગેલી હતી. હુઝૂર મુબારક હાથથી ધૂળ ખંખેરવા લાગ્યા. તેમણે બે વાર કહ્યું : અબૂ તુરાબ ઉઠો.

## જો કોઇ કોઇની મુલાકાત માટે જાય અને તેની પાસે જ

## કયલૂલા કરે તો શું હુકમ છે ?

(૧૭/૬૫૪૧) હઝરત સુમામા (રદિ.)થી રિવાયત છે કે, ઉમ્મે સુલૈમ રસૂલુલ્લાહ (સલ.)ના સૂવા માટે ચામડાનો એક ટુકડો બીછાવતાં હતાં. હુઝૂર બપોરે ત્યાં જ સૂતા હતા. જ્યારે હુઝૂર ઉઠતા ત્યારે તે હુઝૂરનો પરસેવો અને વાળ એક શીશીમાં ભેગા કરતાં હતાં. પછી તે પરસેવાને ખૂશબૂમાં નાખતાં હતાં. જેમ કે હઝરત અનસે પોતાની વફાત વખતે કહ્યું હતું કે, મારા કફનની ખૂશબૂમાં તે ખૂશબુ જ નાખજો. હઝરત અનસની વસિય્યત અનુસાર કફનની ખૂશબૂમાં તે ખૂશબૂ મેળવવામાં આવી હતી.

(૧૮/૬૫૪૨) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કુબા તરફ ઈબ્ને ઉબાદા સામિતના પત્ની ઉમ્મે હરામના ઘેર જતા ત્યારે ઉમ્મે હરામ હુઝૂરને ખાણું ખવડાવતાં હતાં. નિયમ અનુસાર એક દિવસ હુઝૂર ગયા. ઉમ્મે હરામે ખાણું ખવડાવ્યું. હુઝૂર ખાણું ખાઇને સૂઇ ગયા અને હસતા હસતા ઉઠયા. ઉમ્મે હરામે કહ્યું : હુઝૂર, શું વાત છે ? આપે કહ્યું : મારી ઉમ્મતના કેટલાક માણસોને (સ્વપ્નમાં) મારી સામે લાવવામાં આવ્યા, જે અલ્લાહના રસ્તામાં જિહાદ કરતા હતા. મહાસાગરમાં સવાર હતા અને સિંહાસનો પર (બિરાજમાન) હતા. ઉમ્મે હરામે કહ્યું : હુઝૂર, દુઆ કરો કે, અલ્લાહ તઆલા મને પણ એમનામાંથી બનાવી દે. હુઝૂરે દુઆ કરી. પછી શિર મૂકીને સૂઇ ગયા. થોડી વાર પછી ફરી હસતા હસતા જાગ્યા. ઉમ્મે હરામે કહ્યું : હુઝૂર દુઆ કરો કે, અલ્લાહ તઆલા મને પણ તે ગાઝીઓ સાથે શામિલ કરી દે. આપે કહ્યું : તું (દરિયાના મુજાહિદોમાં) સૌપ્રથમ લોકોમાંથી હશે. જેમકે હઝરત મુઆવિયાના સમયમાં ઉમ્મે હરામ દરિયામાં સવાર થયાં અને દરિયામાંથી નીકળતી વખતે સવારી પરથી પડી ગયાં અને અવસાન પામ્યાં.

## જે રીતે બેસવાનું સરળ પડે તે રીતે બેસે

(૧૯/૬૫૪૩) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બે પ્રકારના પોષાક અને બે પ્રકારના ખરીદ-વેચાણની મનાઇ ફરમાવી છે. એક તો કપડાને એવી રીતે શરીરની આજુબાજુ લપેટવું કે હાથ ખુલી ન શકે. બીજું એવી રીતે ચાર પગે બેસવું કે, ગુપ્તભાગ ખુલ્લો રહે અને 'મુનાબઝત' અને 'મુલામસત'નું વેચાણ છે.

## લોકોની હાજરીમાં કોઇ ચોક્કસ માણસના કાનમાં કંઇ વાત કહેવી અને પોતાના મિત્રના ભેદની તેની હયાતીમાં લોકોને ખબર ન કરવી, બલ્કે તેના

## મૃત્યુ પછી જાહેર કરવી

(૨૦/૬૫૪૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, અમે બધી પત્નીઓ હુઝૂર (સલ.)ની પાસે હાજર હતી. કોઇ ગેરહાજર ન હતી. એવામાં હઝરત ફાતિમા પગપાળા આવ્યાં. ખુદાની કસમ ! તેમની ચાલ બિલકુલ રસૂલુલ્લાહ (સલ.)ની ચાલ જેવી હતી. હુઝૂરે તેમને જોઇને 'ખુશીથી આવો' કહ્યું અને જમણી અથવા ડાબી બાજુએ બેસાડયાં. પછી ધીમેથી કોઇ વાત કહી. જે સાંભળીને તે ખૂબ રડવા લાગ્યાં. હુઝૂરે તેમને ઉદાસ જોઇને બીજીવાર કંઇ વાત ધીમેથી કહી. હઝરત ફાતિમા સાંભળીને હસવા લાગ્યાં. મેં તેમને કહ્યું કે, હું તો હુઝૂરની પત્ની હતી, પરંતુ અમને બધાને છોડીને રસૂલુલ્લાહ (સલ.)એ ખાસ તમને ભેદની વાત કહી. તમે રડવા લાગ્યાં. ખેર, જ્યારે હુઝૂર ઉઠીને ચાલ્યા ગયા ત્યારે મેં તેમને ભેદ પૂછયો. તે કહેવા લાગ્યાં : હું રસૂલુલ્લાહ (સલ.)નો ભેદ જાહેર કરી શકતી નથી. જ્યારે હુઝૂરની વફાત થઇ ગઇ ત્યારે મેં હઝરત ફાતિમાને કહ્યું કે, હું તમને તે હક્કની કસમ આપીને કહું છું જે મારો તમારા પર છે, તમે મને બતાવી દો. તેમણે કહ્યું : ખેર, હવે હું બતાવી દઉં છું. તેમણે કહ્યું : પહેલી વાર જ્યારે હુઝૂરે મને ધીમેથી વાત કરી હતી ત્યારે કહ્યું હતું કે, દર વરસે હઝરત જિબ્રઇલ મારી સાથે કુર્આનનો એક વાર દૌર (પૂર્ણ પઠન) કરતા હતા. આ વરસે બે વાર દૌર કર્યો છે. એ પરથી મને લાગે છે કે, મારૂં અવસાન નજીક આવ્યું છે. એટલે તમે ખુદાથી ડરતી રહો અને સબ્ર કરો. હું તમારા પહેલાં જનાર છું. આ સાંભળીને હું રડવા લાગી. જેમ કે તમે જોયું. હુઝૂરે મારી ઉદાસીનતા જોઇને બીજીવાર એક વાત ચુપચાપ કહી. આપે કહ્યું : ફાતિમા, શું તું એ વાતથી ખુશ નથી કે તું આ ઉમ્મતની ઓરતોની સરદાર હશે ?

## ચત્તાપાટ સૂવું

(૨૧/૬૫૪૫) અબ્બાદ ઇબ્ને તમીમના કાકા કહે છે કે, મેં મસ્જિદમાં રસૂલુલ્લાહ (સલ.)ને ચત્તાપાટ સૂતેલા એક પગ ઉપર બીજો પગ મૂકેલી હાલતમાં જોયા.

## જો કોઇ મજલિસમાં ત્રણ માણસો હોય તો ત્રીજાને છોડીને બે માણસો પરસ્પર ગુસપુસ ન કરે

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ ઇઝ તનાજયતુમ ફલા તતનાજવ બિલ ઇસ્મિ વલ ઉદવાનિ.....' હે ઇમાનવાળાઓ ! જો તમે ગુસપુસ કરો તો ગુનાહ અને જુલ્મ સાથે ગુસપુસ ન કરો**

**બીજી આયતમાં છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ ઇઝા નાજયતુમુ ર્રસૂલ ફકદ્દિમૂ બય્ન યદય નજ્વાકુમ સદકતન.....**

(૨૨/૬૫૪૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જો ત્રણ માણસો હોય તો ત્રીજાને છોડીને બે માણસો પરસ્પર ગુસપુસ ન કરે.

## ભેદ છુપાવવો

(૨૩/૬૫૪૭) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને એક છુપો ભેદ કહ્યો. મેં હુઝૂરની વફાત પછી કોઇની સામે તે ભેદ જાહેર કર્યો નહીં. અહીં સુધી કે, ઉમ્મે સુલૈમે મને પૂછયો ત્યારે મેં તેમને પણ કહ્યો નહીં.

## જો ત્રણથી વધારે માણસો હોય તો પરસ્પર ગુસપુસ કરવામાં કંઇ વાંધો નથી

(૨૪/૬૫૪૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તમે ત્રણ માણસો હોય તો ત્રીજાને છોડીને બે માણસો પરસ્પર ગુસપુસ ન કરે. જેથી ત્રીજાને ખોટું ન લાગે. હા, જો ઘણા માણસો સાથે તમે બેઠા હોય (તો કંઇ વાંધો નથી).

(૨૫/૬૫૪૯) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ માલે ગનીમત વહેંચ્યો. એક અનસારીએ કહ્યું : આ વહેંચણીનો હેતુ અલ્લાહને રાજી કરવાનો નથી. મેં કહ્યું કે, ખુદાની કસમ ! હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને એની ખબર આપીશ. જેમકે હું મુબારક સેવામાં હાજર થયો. હુઝૂર તે વખતે થોડાક માણસો સાથે બેઠા હતા. મેં હુઝૂરને ચુપચાપ હકીકત કહી. હુઝૂર સાંભળીને એવા રોષે ભરાયા કે, મુબારક ચહેરો લાલ થઇ ગયો. આપે કહ્યું કે, ખુદા મૂસા પર રહમ કરે. તેમને એના કરતાં પણ વધારે તકલીફ આપવામાં આવી, પરંતુ તેમણે ધીરજ રાખી.

## ઘણીવાર સુધી ગુસપુસ કરવી

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ ઇઝ હુમ નજ્વા' 'નજ્વા' મૂળ સ્વરૂપ છે, પરંતુ ઉપરોક્ત આયતમાં ગુણવાચક ક્રિયાપદ તરીકે વપરાયું છે. ભાવાર્થ એ છે કે, તેઓ ગુસપુસ કરે છે**

(૨૬/૬૫૫૦) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, એક વાર નમાઝની તકબીર કહેવામાં આવી. રસૂલુલ્લાહ (સલ.) એક માણસ સાથે ગુસપુસ કરી રહ્યા હતા. સતત ગુસપુસમાં મશગુલ રહ્યા. અહીં સુધી કે સહાબા સૂઇ ગયા. છેવટે

હુઝૂરે ઉઠીને નમાઝ પઢી.

## સૂતી વખતે ઘરમાં આગ સળગતી રાખવામાં ન આવે

(૨૭/૬૫૫૧) હઝરત ઇબ્ને માલિક કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, સૂતી વખતે ઘરોમાં આગ સળગતી રાખવામાં ન આવે.

(૨૮/૬૫૫૨) હઝરત અબૂ મૂસા કહે છે કે, એક રાત્રે મદીનામાં એક ઘર, ઘરના માણસો સહિત બળી ગયું. હુઝૂરને આ ખબર આપવામાં આવી. આપે કહ્યું કે, એ આગ તમારી દુશ્મન છે, એટલે સૂતી વખતે એને ઓલવી નાખો.

(૨૯/૬૫૫૩) હઝરત જાબિર કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, વાસણો ઢાંકી દો અને બત્તી ઓલવી નાખો. કારણ કે, ઉંદર ઘણીવાર બત્તી ખેંચીને લઇ જાય છે અને ઘરો સળગાવી દે છે.

## રાત્રે દરવાજા બંધ કરી દેવા

(૩૦/૬૫૫૪) હઝરત જાબિર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૂતી વખતે રાત્રે બત્તી ઓલવી નાખો અને દરવાજા બંધ કરી દો. મશકોનું મોં બંધ કરી દો અને ખાવાપીવાની વસ્તુઓ ઢાંકી દો.

## બગલોના વાળ ઉખેડવા અને મોટા થયા પછી ખત્ના કરવી

(૩૧/૬૫૫૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પાંચ વસ્તુઓ પ્રાકૃતિક (ફિતરી) છે. ખત્ના કરવી. ડુંટીની નીચેના વાળ લેવા. બગલોના વાળ ઉખેડવા. મૂછો કતરાવવી અને નખ કાપવા.

(૩૨/૬૫૫૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત ઇબ્રાહીમ (અલ.)એ એંસી વરસ પછી ખત્ના કરી હતી. 'કદૂમ' (વાંસલા)થી ખત્ના કરી હતી. અબૂઝ ઝિનાદની રિવાયતમાં 'કદદૂમ' આવ્યું છે. કદદૂમ એક જગ્યાનું નામ છે કિંવા હઝરત ઇબ્રાહીમે કદદૂમ નામે જગ્યાએ ખત્ના કરી હતી.

(૩૩/૬૫૫૭) હઝરત ઇબ્ને અબ્બાસને પૂછવામાં આવ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ની વફાત વખતે તમારી કેટલી ઉંમર હતી ? તેમણે કહ્યું : તે દિવસોમાં મારી ખત્ના થઇ હતી. લોકોનો નિયમ હતો કે, પુખ્તવયનો (બાલિગ) થતાં પહેલાં ખત્ના કરતા ન હતા.

## જો અલ્લાહની ઇબાદતમાં ખલેલ પહોંચાડતો હોય તો દરેક ખેલ મના છે. કોઇએ પોતાના સાથીને કહ્યું કે, આવ, જુગાર

**રમીએ. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ મિન ન્નાસિ મંય્યશતરી લહવલ હદીસિ......'**

(૩૪/૬૫૫૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી જે માણસ કસમ ખાઇ લે અને (ભૂલથી) લાત-ઉઝઝાની કસમ ખાઇ લે તો તેણે 'લાઇલાહ ઇલ્લ લ્લાહ' બોલવું જોઇએ. જે માણસ પોતાના સાથીને કહે કે, આવ, 'જુગાર રમીએ' તો (જુગાર રમવાના બદલે) તેણે ખૈરાત કરવી જોઇએ.

## ઇમારત બનાવવા અંગે હદીસો

(૩૫/૬૫૫૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે ઊંટો ચરાવનારા ઇમારતો પર ગર્વ કરે તો એ કિયામતની નિશાનીઓ-માંથી છે.

(૩૬/૬૫૬૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મેં પોતે મારા હાથે એક ઘર બનાવ્યું હતું, જે મને વરસાદથી બચાવી શકતું હતું અને તડકા સામે છાંયડો આપી શકતું હતું. ખુદાની મખ્લૂકમાંથી કોઇએ એ ઘર બનાવવામાં મને મદદ કરી ન હતી.

(૩૭/૬૫૬૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે : જ્યારથી રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યારથી મેં કદી ઈંટ પર ઈંટ ચણી નથી અને ખજુરીનું કોઇ ઝાડ ઉગાડયું નથી.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# દુઆઓ

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઉદઊની અસ્તજિબ લકુમ' મારી પાસે દુઆ માગો હું કબૂલ કરીશ. બીજી આયત છે : 'ઇન્ન લ્લઝીન યસ્તકબિરૂન અન ઇબાદતી સયદખુલૂન જહન્નમ દાખિરીન' જે લોકો મારી ઇબાદતથી ઘમંડપૂર્વક મોં ફેરવી લે છે તેઓ ટૂંક સમયમાં જહન્નમમાં તુચ્છ બનીને દાખલ થશે**

(૩૮/૬૫૬૨) હઝરત અબૂ હુરૈરા કહે છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દરેક પયગમ્બરની એક ખાસ દુઆ હોય છે જે તે કરે છે. મેં મારી દુઆ મારી ઉમ્મતની શફાઅત માટે કિયામતના દિવસ માટે બચાવી રાખી છે.

(૩૮/૬૫૬૨) બધા નબીઓની દુઆઓ કબૂલ થાય છે. દરેક નબીને એક દુઆના કબૂલ થવાનો વાયદો કરવામાં આવ્યો છે. દરેક નબીની પોતાની એક દુઆ જરૂર કબૂલ કરવામાં આવશે. દરેક નબીએ પોતાની એક દુઆનો ઉપયોગ દુનિયામાં કરી લીધો. રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની દુઆને આખિરતમાં ઉમ્મતની શફાઅત (ભલામણ) માટે રાખી છે જેથી શફાઅત કબૂલ થવાની ખાતરી રહે. આનાથી રસૂલુલ્લાહ (સલ.)નો ઉમ્મત પ્રત્યેનો હેતભાવ દેખાય છે.

(૩૯/૬૫૬૩) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દરેક નબીની એક ખાસ દુઆ હોય છે જે તે કરે છે, તે કબૂલ કરવામાં આવે છે. મેં મારી દુઆ મારી ઉમ્મત માટે કિયામતના દિવસે ભલામણ કરવા માટે રાખી મૂકી છે.

## શ્રેષ્ઠ તૌબા કઇ ?

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ સ્તગફિરૂ રબ્બકુમ ઇન્નહુ કાન ગફ્ફારં ય્યુર્સિલિ સ્સમાઅ અલયકુમ મિદરારં વ્વ યુમ્દિદકુમ બિઅમ્વાલિં વ્વ બનીન વ યજઅલ્ લકુમ જન્નાતિં વ્વ યજઅલ્ લકુમ અન્હારા'** કિંવા **તમારા પાલનહાર પાસે મગફિરત માંગો. બેશક, તે બખ્શનાર છે. તમારા પર વહેતો વરસાદ વરસાવે છે. માલ અને ઔલાદ વડે તમને શક્તિશાળી બનાવે છે. તમારા માટે બાગ અને નહેરો બનાવે છે. બીજી આયતમાં છે : 'વ લ્લઝીન ઇઝા ફઅલૂ ફાહિશતન અવ ઝલમૂ અન્ફુસહુમ ઝકરૂ લ્લાહ ફસ્તગફિરૂ લિઝુનૂબિહિમ.....' તે લોકો જ્યારે કોઇ બેશરમીનું કામ કરે છે અથવા પોતાની જાત પર ઝુલ્મ કરે છે ત્યારે ખુદાને યાદ કરે છે અને પોતાના ગુનાહોની માફી માગે છે.**

(૪૦/૬૫૬૪) હઝરત સદ્દાદ ઇબ્ને ઔસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૌથી શ્રેષ્ઠ ઇસ્તિગફાર એ છે કે, માનવી કહે : **અલ્લાહુમ્મ અન્ત રબ્બી લાઇલાહ ઇલ્લા અન્ત ખલકતની વ અન અબ્દુક વ અન અલા અહદિક વ વઅદિક મસ્તતઅ્તુ અઊઝુ બિક મિન શર્રિ મા સનઅતુ અબૂઉ લક બિનિઅમતિક અલય્ય વ અબૂઉ લક બિઝમ્બી ફગફિર લી ફઇન્નહુ લાયગફિરૂઝ ઝુનૂબ ઇલ્લા અન્ત** કિંવા હે અલ્લાહ ! તું મારો પાલનહાર છે. તારા સિવાય કોઇ મઅબૂદ નથી. તેં મને પેદા કર્યો છે. હું તારો બંદો છું. તારા વચન અને વાયદા પર શકય તેટલી હદે કાયમ છું. હું મારા બુરા અમલોથી તારી પનાહ માંગું છું. તેં મારા પર જે નેઅમતો વરસાવી છે તેનો હું સ્વીકાર કરૂં છું. મારા ગુનાહોનો પણ સ્વીકાર કરૂં છું. તું મારા ગુનાહો માફ કરી દે. કારણ કે, તારા સિવાય બીજો કોઇ ગુનાહ માફ કરનાર નથી. હુઝૂરે ફરમાવ્યું કે, જે માણસ દિવસે શ્રધ્ધાપૂર્વક આ ઇસ્તિગફાર પઢશે અને સાંજ થતાં પહેલાં તે જ દિવસે મરી જશે તો તે જન્નતી થશે અને જો રાત્રે શ્રધ્ધાપૂર્વક એને પઢશે અને સવાર થતાં પહેલાં

મરી જશે તો તે જન્નતી થશે.

## રાત-દિવસ રસૂલુલ્લાહ (સલ.)નું ઇસ્તિગફાર પઢવું

(૪૧/૬૫૬૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ફરમાવતા હતા : ખુદાની કસમ ! હું દિવસમાં અલ્લાહ તઆલા પાસે સિત્તેર કરતાં વધારે વાર તૌબા અને ઇસ્તિગફાર કરૂં છું.

## તૌબાનું વર્ણન

**કતાદા કહે છે કે, આયત 'તૂબૂ ઇલ લ્લાહિ તૌબત ન્નસૂહા' નો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા પાસે શુધ્ધ અને સાચી તૌબા કરો**

(૪૨/૬૫૬૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે : મુઅમિન પોતાના ગુનાહોને એવા (મોટા) સમજે છે જાણે તે પહાડના નીચે બેસેલા છે અને પહાડના પડવાનો તેને ભય છે. ખરાબ માણસ પોતાના ગુનાહોને માખી જેવા સમજે છે, જે નાક પર બેઠી હોય અને તે હાથથી તેને ઉડાવી દે.

ઇબ્ને મસ્ઊદ કહે છે : જો કોઇ માણસ કોઇ પડાવ પાસે ઉતરે. તેની પાસે ઊંટણી હોય જેના પર ખાવા પીવાની વસ્તુઓ મૂકેલી હોય અને તે માથું મૂકીને સૂઇ જાય, પરંતુ જાગ્યા પછી જુએ તો તેની ઊંટણી (વસ્તુઓ સાથે) ગાયબ હોય. તે તેની શોધમાં નીકળ્યો. જ્યારે ગરમી અને તરસ વધી ગઇ ત્યારે તે પાછો ફરીને પોતાની જગ્યાએ આવીને સૂઇ ગયો. જાગ્યા પછી માથું ઉંચકીને જોયું તો ઊંટણી પાસે જ હતી. એ માણસને ઊંટણી મળવાથી જેટલી ખુશી થાય છે તેના કરતાં વધારે અલ્લાહ તઆલા પોતાના બંદાની તૌબા કરવાથી ખુશ થાય છે.

(૪૩/૬૫૬૭) હઝરત અનસ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા પોતાના બંદાની તૌબાથી તે માણસ કરતાં પણ વધારે ખુશ થાય છે કે જેનું ઊંટ કોઇ જંગલમાં ગુમ થઇ ગયા પછી (ઘણી શોધખોળ પછી) મળ્યું હોય.

## જમણા પડખે સૂવું

(૪૪/૬૫૬૮) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) રાત્રે અગિયાર રકઅત પઢતા હતા પછી જ્યારે સવાર થતી ત્યારે બે ટૂંકી રકઅત પઢીને જમણા

.................................

(૪૦/૬૫૬૪) આ દુઆના શબ્દો બહુ વિશાળ અર્થો ધરાવે છે. એમાં અલ્લાહ તઆલાના ગુણગાન અને તેના પાલનહાર હોવાનો એકરાર સંપૂર્ણપણે મોજુદ છે, માનવી પોતાના બંદા હોવાનો, અશક્ત હોવાનો, પોતાની ઉણપનો, પોતાના નાશુક્રગુજાર હોવાનો તથા અલ્લાહની નેઅમતોનો એકરાર કરે છે. એટલે અલ્લાહ તઆલા આવા બંદાને જે મગફિરત માંગે છે, તેને માફ કરીને સીધો જન્નતમાં દાખલ કરશે અને જહન્નમના અઝાબથી બચાવશે.

પડખા પર સૂઈ જતા. અહીં સુધી કે, મુઅઝ્ઝિન આવીને નમાઝની તૈયારીની ખબર આપતો હતો.

## રાત્રે વુઝૂ સાથે રહેવું અને એની ફઝીલત

(૪૫/૬૫૬૯) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, જ્યારે તમે સૂવાના સ્થળે જવાનો ઈરાદો કરો ત્યારે નમાઝના વુઝૂની જેમ વુઝૂ કરો. પછી જમણા પડખા પર સૂઈને આ પ્રમાણે કહો : **અલ્લાહુમ્મ અસ્લમ્તુ વજ્હી ઇલયક વ ફવ્વદતુ અમ્રી ઇલયક વ અલ્જઅ્તુ ઝહરી ઇલયક રહબતન વ રગબતન ઇલયક લા મલ્જઅ વ લા મન્જા મિન્ક ઇલ્લા ઇલયક આમન્તુ બિકિતાબિક લ્લઝી અન્ઝલ્ત વ બિનબિય્યિક લ્લઝી અરસલ્ત** હે અલ્લાહ ! મેં મારી જાત તને સોંપી અને મારા બધા કામો તારા હવાલે કર્યા. મારી પીઠ તારા તરફ કરી. આ બધા કામો તારા અઝાબના ડર અને તારા સવાબની લાલચે કર્યા. તારા સિવાય ન કોઈ નાસવાની જગ્યા છે અને ન બચાવનું સ્થળ. તારી ઉતારેલી કિતાબ પર અને તારા મોકલેલા નબી પર હું ઈમાન લાવ્યો. હુઝૂરે કહ્યું કે, હવે જો તમે (ઉંઘમાં) મરી જશો તો પ્રાકૃતિક ધર્મ પર મરશો, પરંતુ એને સૌથી છેલ્લે પઢજો. મેં પુનરૂચ્ચારણ વખતે **વ બિરસૂલિક લ્લઝી અર્સલ્ત** પઢ્યું. હુઝૂરે કહ્યું : નહીં, બલ્કે **વ બિનબિય્યિક લ્લઝી અર્સલ્ત** પઢો.

## સુતી વખતે શું પઢવું જોઇએ ?

(૪૬/૬૫૭૦) હઝરત હુઝયફા ઈબ્ને યમાન કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે બિસ્તરા પર જતા હતા ત્યારે કહેતા હતા : **બિઇસ્મિક અમૂતુ વ અહયા** અને જ્યારે જાગતા હતા ત્યારે કહેતા હતા : **અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી અહયાના બઅ્દ મા અમાતના વ ઇલયહિ ન્નુશૂર.**

(૪૭/૬૫૭૧) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને નસીહત કરી. આપે કહ્યું : જ્યારે તમે સૂવાના બિછાના પાસે જાઓ, ત્યારે આ દુઆ પઢો : **અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફસી ઇલયક વ ફવ્વદતુ અમ્રી ઇલયક વ વજ્જહતુ વજ્હી ઇલયક વ અલ્જઅ્તુ ઝહરી ઇલયક રગબતન વ રહબતન ઇલયક લા મલ્જઅ વ લા મન્જા મિન્ક ઇલ્લા ઇલયક આમન્તુ બિકિતાબિક લ્લઝી અન્ઝલ્ત વ બિનબિય્યિક લ્લઝી અર્સલ્ત** જો તમે (એ જ રાત્રે) મરી જશો તો કુદરતી

ધર્મ અનુસાર મરશો.

## જમણા ગાલના નીચે હાથ રાખવો

(૪૮/૬૫૭૨) હઝરત હુઝયફા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે રાત્રે સૂવાના બિછાના પર જતા ત્યારે ગાલની નીચે મુબારક હાથ મૂકીને કહેતા : **અલ્લાહુમ્મ બિઇસ્મિક અમૂતુ વ અહયા.** જ્યારે જાગતા ત્યારે કહેતા : **અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી અહયાના બઅ્દ મા અમાતના વ ઇલયહિ ન્નુશૂર.**

## જમણા પડખા પર સૂવું

(૪૯/૬૫૭૩) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે સૂવાના બિસ્તરા પર જતા ત્યારે જમણા પડખા પર સૂઇને કહેતા : **અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફ્સી ઇલયક વ વજ્જહ્તુ વજ્હી ઇલયક વ ફવ્વદતુ અમ્રી ઇલયક વ અલ્જઅ્તુ ઝહરી ઇલયક રગબતં વ્વ રહબતન ઇલયક લા મલ્જઅ વલા મન્જઅ મિન્ક ઇલ્લા ઇલયક આમન્તુ બિકિતાબિક લ્લઝી અન્ઝલ્ત વ બિનબિય્યિક લ્લઝી અર્સલ્ત.** હુઝૂરે ફરમાવ્યું છે કે, જે માણસ આ પ્રમાણે પઢશે અને એ જ રાત્રે મરી જશે તો તે કુદરતી ધર્મ અનુસાર મરશે.

## જો રાત્રે જાગી પડે તો કઇ દુઆ પઢે ?

(૫૦/૬૫૭૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, એક રાત્રે હું ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂનાને ત્યાં રહ્યો. (રાત્રે) હુઝૂર ઉઠયા. ઝરૂરી કામથી પરવારીને હાથ મોં ધોઇને સૂઇ ગયા. પછી જાગીને ઉઠયા. મશકની પાસે જઇને મોં ખોલીને મધ્યમ રીતે વુઝૂ કર્યું, પરંતુ પૂરૂં વુઝૂ કર્યું. ત્યાર પછી નમાઝ પઢવા લાગ્યા. મેં પણ ઉઠીને આળસ ખંખેડયું. કારણ કે, મને એ વાત પસંદ ન હતી કે, હુઝૂર એવું સમજી જાય કે, એ મારી રાહ જ જોતો હતો. પછી હું વુઝૂ કરીને હુઝૂરની ડાબી બાજુએ જઇને (નમાઝ પઢવા) ઉભો થઇ ગયો. આપે મારો કાન પકડીને જમણી બાજુએ ખસેડયો. તે રાત્રે હુઝૂરની કુલ નમાઝ તેર રકઅત થઇ. ત્યાર પછી આપ સૂઇ ગયા, અહીં સુધી કે નસ્કોરાંનો અવાજ આવવા લાગ્યો. કારણ કે, સૂતી વખતે હુઝૂરના નસ્કોરાં બોલતાં હતાં. છેવટે બિલાલે નમાઝની ખબર આપી. આપ નમાઝ પઢવા ઉભા થયા. વુઝૂ કર્યું નહીં. હુઝૂરની દુઆમાં આ શબ્દો પણ શામિલ હતા : **અલ્લાહુમ્મ જ્અલ ફી કલ્બી નૂરન વ ફી બસરી નૂરન વ ફી સમ્ઇ નૂરન વ અન યમીની નૂરન વ અન યસારી નૂરન વ ફવકી નૂરન વ**

**તહ્તી નૂરન વ અમામી નૂરન વ ખલ્ફી નૂરન વજઅલ લી નૂરન** કિંવા હે અલ્લાહ ! મારા દિલમાં, આંખોમાં, કાનોમાં, જમણે, ડાબે, ઉપર, નીચે, આગળ, પાછળ રોશની કરી દે અને મને સંપૂર્ણપણે નૂર બનાવી દે.

(૫૧/૬૫૭૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે રાત્રે તહજ્જુદ પઢવા ઉભા થતા ત્યારે બોલતા : **અલ્લાહુમ્મ લકલ હમ્દુ અન્ત નૂરૂ સ્સમાવાતિ વલ અર્દિ વ મન ફીહિન્ન વ લકલ હમ્દુ અન્ત કય્યિમુ સ્સમાવાતિ વલ અર્દિ વ મન ફીહિન્ન વ લકલ હમ્દુ અન્તલ હક્કુ વ વઅ્દુકલ હક્કુ વ કવલુક હક્કુન વ લિકાઉક હક્કુન વલ જન્નતુ હક્કુન વ ન્નારૂ હક્કુન વ સ્સાઅતુ હક્કુન વ ન્નબિય્યૂન હક્કુન વ મુહમ્મદુન હક્કુન અલ્લાહુમ્મ લક અસ્લમ્તુ વ અલય્ક તવક્કલ્તુ વ બિક આમન્તુ વ ઇલય્ક અનબ્તુ વ બિક ખાસમ્તુ વ ઇલય્ક હાકમ્તુ ફગફિર લી મા કદ્દમ્તુ વ અખ્ખરતુ વ મા અસ્રરતુ વ મા અઅ્લન્તુ અન્તલ મુકદ્દિમુ વ અન્તલ મુઅખ્ખિરૂ લા ઇલાહ ઇલ્લા અન્ત.**

## સૂતી વખતે સુબ્હાનલ્લાહ અને અલ્લાહુ અકબર બોલવું

(૫૨/૬૫૭૬) હઝરત અલી મુર્તઝા કહે છે કે, હઝરત ફાતિમા (રદિ.)ના હાથોમાં (દળવાની) ઘંટીના કારણે છાલા પડી ગયાં હતાં. એટલે રસૂલે પાક (સલ.) પાસે ખાદિમ (સેવક-નોકર) લેવા માટે હાજર થયાં, પરંતુ હુઝૂર મળ્યા નહીં. એટલે હઝરત આઇશાને એ અંગે વાત કરી આવ્યાં. જ્યારે હુઝૂર આવ્યા ત્યારે હઝરત આઇશાએ વાત કરી. હુઝૂર અમારી પાસે આવ્યા. અમે તે વખતે બિછાના પર હતાં. હુઝૂરને જોઇને હું ઉઠવા લાગ્યો. આપે કહ્યું : તમારી જગ્યા પર રહો. પોતે આવીને અમારી વચ્ચે બેસી ગયા. હુઝૂરના પગોની ઠંડક હું મારી છાતી પર અનુભવવા લાગ્યો. પછી આપે કહ્યું કે, હું તમને એવી વસ્તુ બતાવું છું જે તમારા માટે નોકર કરતાં સારી છે. જ્યારે તમે બંને તમારા બિછાના પર જાઓ ત્યારે **33 વાર 'અલ્લાહુ અકબર', 33 વાર 'સુબ્હાનલ્લાહ'** અને **33 વાર 'અલ્હમ્દુ લિલ્લાહ'** પઢી લો. એ તમારા માટે નોકર કરતાં સારૂં છે. **ઇબ્ને સીરીનની રિવાયતમાં 34 વાર સુબ્હાનલ્લાહ આવ્યું છે.**

## સૂતી વખતે મુઅવ્વઝાત પઢવી

(૫૩/૬૫૭૭) હઝરત આઇશા કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (સલ.) સૂવાના બિછાના પર જતા ત્યારે મુઅવ્વઝાત

પઢીને હાથો પર ફૂંક મારીને શરીર પર ફેરવતા હતા.

(૫૪/૬૫૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમારામાંથી કોઇ તમારા બિછાના પર જાય ત્યારે યોગ્ય એ છે કે, પ્રથમ તેને પોતાના તેહબંદના અંદરના ભાગ તરફથી સાફ કરી લે. કારણ કે, તેને ખબર નથી કે ઝાકળના બદલે કઇ વસ્તુ તેના બિછાના પર આવીને પડી છે. પછી આ દુઆ પઢે : **બિઇસ્મિક રબ્બી વદઅ્તુ ઝમ્બી વ બિક અરફઉહુ ઇન અમ્સકત નફસી ફરહમ્હા વ ઇન અરસલ્તહા ફહફઝહા બિમા તહફઝુ બિહિ સ્સાલિહીન.** હે અલ્લાહ ! મેં તારૂં નામ લઇને મારૂં પડખું મૂકયું અને તારી મદદથી ફરી ઉઠાવીશ. જો તેં મારો જીવ અટકાવી દીધો (મને મૃત્યુ આપ્યું) તો તેના પર રહમ કરજે અને જો રહેવા દીધો (જીવંત રાખ્યો) તો એ જ પ્રમાણે એને (ગુનાહો અને આફતોથી) બચાવજે, જેવી રીતે તું નેક લોકોને બચાવે છે.

## અડધી રાત્રે દુઆ માંગવી

(૫૫/૬૫૭૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, દરરોજ રાત્રે જ્યારે રાત્રિનો છેલ્લો ત્રીજો ભાગ બાકી રહી જાય છે ત્યારે અમારો પાલનહાર દુનિયાના આસ્માન તરફ ઉતરે છે અને કહે છે : કોણ મારી પાસે દુઆ માંગે છે કે, હું તેની દુઆ કબૂલ કરૂં. મારી પાસે કોણ માંગે છે કે હું તેને આપું. મારી પાસે કોણ ઇસ્તિગફાર કરે છે કે, હું તેની મગફિરત કરૂં.

## સંડાસ (જાજરૂ) જતી વખતે દુઆ કરવી

(૫૬/૬૫૮૦) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) જ્યારે સંડાસ જતા હતા ત્યારે બોલતા હતા : **અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિનલ ખુબ્સિ વલ ખબાઇસિ.**

## સવારે કઇ દુઆ પઢવી જોઇએ ?

(૫૭/૬૫૮૧) હઝરત શદ્દાદ ઇબ્ને ઔસ કહે છે કે, સૌથી શ્રેષ્ઠ ઇસ્તિગફાર આ પ્રમાણે છે : **અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા ઇલાહ ઇલ્લા અન્ત ખલકતની વ અન અબ્દુક વ અન અલા અહદિક વ વઅદિક મસ્તતઅ્તુ અબૂઉ લક બિનિઅમતિક અલય્ય વ અબૂઉ લક બિઝમ્બી ફગફિર લી ફઇન્નહુ લા યગફિરૂઝ ઝુનૂબ ઇલ્લા અન્ત અઊઝુ બિક મિન શર્રિ મા સનઅ્તુ.** જો સાંજના સમયે આ દુઆ પઢશે અને (રાત્રે) મરી જશે તો જન્નતી હશે અને જો સવારના સમયે

આ દુઆ પઢશે અને તે દિવસે જ મૃત્યુ પામશે તો પણ એવો જ (જન્નતી) હશે.

(૫૮/૬૫૮૨) હઝરત હુઝયફા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) જ્યારે સૂવાનો ઈરાદો કરતા હતા ત્યારે પઢતા હતા : **બિઇસ્મિક અલ્લાહુમ્મ અમૂતુ વ અહયા.** જ્યારે નિંદ્રામાંથી જાગતા હતા ત્યારે પઢતા હતા : **અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી અહયાના બઅ્દ મા અમાતના વ ઇલયહિ ન્નુશૂર.**

(૫૯/૬૫૮૩) હઝરત અબૂઝર કહે છે : રસૂલુલ્લાહ (સલ.) રાત્રે જ્યારે સૂવાના બિછાના પર જતા હતા ત્યારે પઢતા હતા : **અલ્લાહુમ્મ બિઇસ્મિક અમૂતુ વ અહયા** અને જાગતા હતા ત્યારે પઢતા હતા : **અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી અહયાના બઅ્દ મા અમાતના વ ઇલયહિ ન્નુશૂર.**

## નમાઝમાં પઢવાની દુઆ

(૬૦/૬૫૮૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ કહે છે : સિદ્દીકે અકબરે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, મને કોઈ દુઆ શીખવો, જેથી હું તેને નમાઝમાં પઢું. હુઝૂરે કહ્યું : આ પઢો : **અલ્લાહુમ્મ ઇન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન કસીરન વ લાયગફિરૂઝ ઝુનૂબ ઇલ્લા અન્ત ફગફિર લી મગફિરતન મિન ઇન્દિક વરહમની ઇન્નક અન્તલ ગફૂરૂ ર્રહીમ.** કિંવા મેં મારી જાત પર ઘણો ઝુલ્મ કર્યો છે. તારા સિવાય બીજો કોઈ ગુનાહને માફ કરનાર નથી. એટલે તું તારા તરફથી મને માફ કરી દે અને મારા પર રહમ કર. બેશક, તું બખ્શનાર મહેરબાન છે.

(૬૧/૬૫૮૫) હઝરત આઇશા કહે છે કે, આયત **વ લાતજહર બિસલાતિક વ લાતુખાફિત બિહા** દુઆ વિષે ઉતરી છે.

(૬૨/૬૫૮૬) અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ કહે છે કે, અમે નમાઝમાં પઢતા હતા : **અસ્સલામુ અલ લ્લાહિ અસ્સલામુ અલા ફુલાનિન** (અલ્લાહ પર સલામ, ફલાણા પર સલામ) હુઝૂરે એક દિવસ કહ્યું કે, અલ્લાહ તઆલા પોતે સલામ છે. એટલે જો તમારામાંથી કોઈ નમાઝમાં કઅદામાં હોય તો આ પઢે : **અત્તહિય્યાતુ લિલ્લાહિ.....** કારણ કે, જ્યારે આ દુઆ પઢશે ત્યારે આસ્માન અને ઝમીનમાં ખુદાના દરેક નેક બંદાને પહોંચશે. પછી પઢે : **અશ્હદુ અલ્લાઇલાહ ઇલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ** તે પછી જે દુઆ પસંદ હોય તે પઢે.

## નમાઝ પછી દુઆ માંગવી

(૬૩/૬૫૮૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! માલદાર લોકો (મોટા મોટા) દરજ્જાઓ

અને અનંત નેઅમતોવાળા થઇ ગયા. આપે કહ્યું : કેવી રીતે ? સહાબાએ કહ્યું : તેઓ અમારા જેમ નમાઝ પઢે છે. અમારા જેમ જિહાદ કરે છે. પોતાની ઝરૂરત કરતાં વધારે માલ હોય તે ખર્ચે કરે છે અને અમારી પાસે માલ નથી. આપે કહ્યું : શું હું તમને એવી વાત ન બતાવું જેનાથી તમે આગળની ઉમ્મતોના દરજ્જાઓ મેળવી લો અને આગળ આવનારા લોકો કરતાં વધી જાઓ. તે માણસ સિવાય તમારા જેવો બીજો કોઇ હોય શકતો નથી કે જે તમારા જેવા અમલો કરે. તમે દરેક નમાઝ પછી **દસ વાર 'સુબ્હાનલ્લાહ', દસ વાર 'અલ્હમ્દુ લિલ્લાહ'** અને **દસ વાર 'અલ્લાહુ અકબર'** પઢો.

(૬૪/૬૫૮૮) મુગીરા ઇબ્ને શુઅબાએ મુઆવિયા (રદિ.)ને પત્ર લખ્યો કે, રસૂલુલ્લાહ (સલ.) દરેક નમાઝ પછી સલામ ફેરવીને આ દુઆ પઢતા હતા : **લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર. અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અઅ્તય્ત વ લા મુઅતી લિમા મનઅ્ત વ લાયન્ફઉ ઝલજદ્દિ મિન્કલ જદ્દુ.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ સલ્લિ અલયહિમ' શું પોતાની જાતને છોડીને ફક્ત પોતાના ભાઇ માટે દુઆ કરવી જાઇઝ છે ?**

(૬૫/૬૫૮૯) હઝરત અબૂ મૂસા કહે છે : હુઝૂર (સલ.)એ દુઆ માંગી, એય અલ્લાહ ! ઉબૈદ ઇબ્ને આમિરને બખ્શી દે. એય અલ્લાહ ! અબ્દુલ્લાહ ઇબ્ને કૈસનો ગુનોહ માફ કરી દે.

(૬૬/૬૫૯૦) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ખૈબર ગયા. (રસ્તામાં આમિરને) એક માણસે કહ્યું : આમિર, તમારા થોડાક ગીતો સંભળાવો. આમિર આ શે'ર બોલતો લોકોની આગળ ચાલવા લાગ્યો :

**તલ્લાહિ લવલ લ્લાહુ મહતદયના**

એની આગળ બીજા શે'રો પણ કહ્યા હતા, પરંતુ હું ભૂલી ગયો. સાંભળીને હુઝૂરે કહ્યું કે, આ હાંકનાર કોણ છે ? લોકોએ કહ્યું કે, આમિર ઇબ્ને અકવઅ. આપે કહ્યું : ખુદા એના પર રહમ કરે. એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે અમને એનાથી લાભ ઉઠાવનાર બનાવ્યા નહીં. ખેર, જ્યારે લડાઇમાં મોરચા ગોઠવાઇ ગયા ત્યારે આમિરને પોતાની તલવારનો હાથો લાગ્યો અને તે મૃત્યુ પામ્યો. સાંજે લોકોએ ખૂબ આગ સળગાવી. હુઝૂરે કહ્યું : આ આગ કેવી છે ? કઇ વસ્તુની નીચે સળગાવી રહ્યા

છે ? સહાબાએ કહ્યું : પાલતુ ગધેડાઓના ગોશ્તની નીચે. આપે કહ્યું : જે કંઇ હાંડલીઓમાં છે તેને નાખી દો અને હાંડલીઓને તોડી નાખો. એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું અમે એમને ઉંધી વાળીને ધોઇ ન નાખીએ ? આપે કહ્યું : એવું કરી લો.

(૬૭/૬૫૯૧) હઝરત ઇબ્ને અબૂ ઔફા કહે છે કે, જ્યારે માણસ સદકાનો માલ લાવતો હતો ત્યારે હુઝૂર કહેતા હતા : એય અલ્લાહ ! ફલાણાની ઔલાદ પર રહમ કર. જ્યારે મારા પિતા (સદકાનો માલ લઇને) ગયા ત્યારે પણ હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! અબૂ ઔફાની ઔલાદ પર રહમ કર.

(૬૮/૬૫૯૨) હઝરત જરીર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : તમે ઝૂલખલસાને (તોડીને તેના) તરફથી મને ચેન નહીં આપો. ઝૂલખલસા એક મકાન હતું, જેમાં મૂર્તિઓ હતી. લોકો તેની પૂજા કરતા હતા. તેનું નામ યમની કઅબા હતું. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું ઘોડા પર બરાબર બેસી શકતો નથી. હુઝૂરે મારી છાતી પર મુબારક હાથ માર્યા અને કહ્યું કે, એય અલ્લાહ ! એને બરાબર બેસાડ અને એને હિદાયત પામેલ આગેવાન બનાવી દે. હું મારા ખાનદાન-માંથી અહમસના પચાસ સવારોને લઇને નીકળ્યો અને જઇને ઝૂલખલસાને સળગાવી દીધું. પછી રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું તેને ખુજલીવાળા ઊંટની જેમ (ખરાબ) કરીને આવ્યો છું. હુઝૂરે અહમસ કબીલા અને તેમના ઘોડાઓ માટે દુઆ કરી.

(૬૯/૬૫૯૩) હઝરત અનસ કહે છે : ઉમ્મે સુલૈમે કહ્યું : યા રસૂલલ્લાહ ! અનસ આપનો સેવક છે. આપે કહ્યું : એય અલ્લાહ ! એને પુષ્કળ માલ અને ઔલાદ આપ અને જે કંઇ આપે તેમાં બરકત આપ.

(૭૦/૬૫૯૪) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને મસ્જિદમાં કુર્આન પઢતા સાંભળ્યો ત્યારે કહ્યું : અલ્લાહ તઆલા એના પર રહમ કરે. તેણે ફલાણી ફલાણી આયતો યાદ અપાવી જે ફલાણી ફલાણી સૂરતોમાંથી મારા ધ્યાન બહાર રહી ગઇ હતી.

(૭૧/૬૫૯૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : એક વાર હુઝૂર (સલ.)એ માલે ગનીમત વહેંચ્યો. એક માણસ કહેવા લાગ્યો કે, આ વહેંચણીનો હેતુ અલ્લાહને રાજી કરવાનો નથી. મેં જઇને હુઝૂરને કહ્યું. હુઝૂર સાંભળીને ગુસ્સે થયા. ગુસ્સાના ચિન્હો મુબારક ચહેરા પર દેખાવા લાગ્યા. પછી કહ્યું કે, ખુદા મૂસા પર રહમ કરે. તેમને આના કરતાં પણ વધારે તકલીફ આપવામાં આવી, પરંતુ તેમણે ધીરજ ધરી.

## પ્રાસબદ્ધ દુઆ માંગવાની મનાઇ

(૭૨/૬૫૯૬) ઈકરિમા કહે છે : ઈબ્ને અબ્બાસે કહ્યું કે, દર જુમ્આના લોકોને એક વાર હદીસ બયાન કર. જો તું ન માને તો બે વાર, નહીં તો ત્રણ વાર બયાન કર. લોકોને આ કુર્આનથી તંગ ન કર. જો લોકો કોઇ વાતમાં મશગૂલ હોય તો તેમની સામે હદીસ બયાન કરવાનું શરૂ ન કર. એનાથી તેમની વાત કપાઇ જશે અને તેઓ નારાજ થશે, બલ્કે તારે ચુપ રહેવું જોઇએ. હા, જો તેઓ તને કહે તો હદીસ બયાન કર. કારણ કે, એ વખતે તેમની ઇચ્છા હશે. દુઆ કરતી વખતે પ્રાસબધ્ધતાથી (કાવ્યમય વાકયોથી) દૂર રહે. કારણ કે, મેં જોયું છે કે, રસૂલુલ્લાહ (સલ.) અને આપના સહાબા પ્રાસબધ્ધતાથી દૂર રહેતા હતા.

## દુઆ પાકા ઇરાદાથી કરવી જોઇએ. કારણ કે, કોઇ માણસ અલ્લાહપાકને મજબૂર કરનાર નથી જે અલ્લાહપાકને આપવાથી રોકી શકે (જેના ડરથી દુઆ કરવામાં આવે)

(૭૩/૬૫૯૭) હઝરત અનસ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારામાંથી કોઇ દુઆ કરે તો પાકા ઈરાદાથી અને દિલના ઉંડાણથી કરવી જોઇએ. આ પ્રમાણે ન કહે કે, એય અલ્લાહ ! જો તું ચાહે તો આપ. કારણ કે, ખુદા પર કોઇ બળજબરી કરનાર નથી.

(૭૪/૬૫૯૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી કોઇ માણસ આ પ્રમાણે ન કહે કે, એય અલ્લાહ ! જો તું ચાહે તો મને બખ્શી દે. એય અલ્લાહ ! જો તું ચાહે તો મારા પર રહમ કર, બલ્કે નિશ્ચયપૂર્વક દુઆ કરવી જોઇએ. કારણ કે, ખુદાને કોઇ મજબૂર કરનાર નથી.

## બંદાની દુઆ કબૂલ કરવામાં આવે છે, એ શરતે કે ઉતાવળ ન કરે

(૭૫/૬૫૯૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : તમારી દુઆ કબૂલ થાય છે, એ શરતે કે ઉતાવળ ન કરો અને એમ ન કહો કે, મેં દુઆ કરી હતી, પરંતુ કબૂલ ન થઇ.

## દુઆમાં હાથ ઉઠાવવા

(૭૬/૬૬૦૦) હઝરત અબૂ મૂસા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ દુઆ કરી. પછી એટલા ઉંચા હાથ ઉઠાવ્યા કે મને હુઝૂરની બગલોની સફેદી દેખાવા લાગી.

(૭૭/૬૬૦૧) ઈબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ બંને હાથ ઉઠાવીને

કહ્યું : એય અલ્લાહ ! હું તારી સામે ખાલિદના કૃત્યથી અલિપ્ત હોવાનું જાહેર કરૂં છું.

(૭૮/૬૬૦૨) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ બંને હાથ ઉઠાવ્યા, જેથી મને હુઝૂરની બગલોની સફેદી દેખાવા લાગી.

## કિબ્લા તરફ મોં કર્યા વગર દુઆ કરવી

(૭૯/૬૬૦૩) હઝરત અનસ કહે છે : જુમ્આના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ખુત્બો પઢી રહ્યા હતા. એક માણસે ઉભા થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! દુઆ કરો. અલ્લાહ તઆલા આપણને પાણીથી તૃપ્ત કરી દે. તરત વાદળ આવ્યું. તે માણસ ઘર સુધી પહોંચવા પણ પામ્યો ન હતો કે, વરસાદ પડવા લાગ્યો અને આગામી જુમ્આ સુધી બરાબર વરસતો રહ્યો. તે માણસે (બીજી જુમ્આના) ફરી ઉભા થઈને કહ્યું : હુઝૂર દુઆ કરો કે, અલ્લાહ તઆલા (વરસાદની આ આફત) આપણા પરથી હઠાવી દે. આપણે ડુબી ગયા. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસે, અમારા પર ન વરસે. તરત વાદળ હઠીને મદીનાની આજુબાજુ ચાલ્યું ગયું. (આજુબાજુ વરસતું અને) મદીના-વાળાઓ પર વરસતુ ન હતું.

## કિબ્લા તરફ મોં કરીને દુઆ માંગવી

(૮૦/૬૬૦૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ કહે છે : હુઝૂર (સલ.) ઈદગાહ તરફ 'ઈસ્તિસ્કા' (વરસાદ માંગવાની નમાઝ) માટે ગયા. ત્યાં જઈને દુઆ કરી અને ઈસ્તિસ્કા (ની નમાઝ) અદા કરી. પછી કિબ્લા તરફ મોં કરીને ચાદર ઉલટાવી.

## રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના સેવક માટે લાંબી ઉંમર અને પુષ્કળ માલની દુઆ કરી હતી

(૮૧/૬૬૦૫) હઝરત અનસ કહે છે : મારી માંએ કહ્યું : યા રસૂલલ્લાહ ! (અનસ) આપનો સેવક છે. ખુદા પાસે એના માટે દુઆ કરો. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! એને પુષ્કળ માલ અને ઔલાદ આપ. તું જે કંઇ એને આપે તેમાં બરકત આપ.

## મુશ્કેલીના સમયે દુઆ માંગવી

(૮૨/૬૬૦૬) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) મુસીબતના સમયે આ દુઆ કરતા હતા : **લા ઇલાહ ઇલ્લ લ્લાહુલ અઝીમુલ હલીમુ લા ઇલાહ ઇલ્લ લ્લાહુ રબ્બુ સ્સમાવાતિ વલ અર્દિ વ રબ્બુલ અર્શિલ અઝીમ.**

(૮૩/૬૬૦૭) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) મુસીબત વખતે આ દુઆ કરતા હતા :

**લા ઇલાહ ઇલ્લ લ્લાહુ અઝીમુલ હલીમુ લા ઇલાહ ઇલ્લ લ્લાહુ રબ્બુલ અર્શિલ અઝીમ. લા ઇલાહ ઇલ્લ લ્લાહુ રબ્બુ સ્સમાવાતિ વ રબ્બુલ અર્દિ વ રબ્બુલ અર્શિલ કરીમ.**

## મુસીબત અને તકલીફ વખતે અલ્લાહની પનાહ માંગવી

(૮૪/૬૬૦૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) મુસીબતની તકલીફ, બદનસીબી, તકદીરની ખરાબી અને દુશ્મનોની ખુશીથી (અલ્લાહની) પનાહ માંગતા હતા.

## રસૂલુલ્લાહ (સલ.)ની તે દુઆ જેમાં હુઝૂરે 'રફીકે આલા' (મહાન સાથી)ના સહવાસની ઇચ્છા દર્શાવી હતી

(૮૫/૬૬૦૯) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.) તંદરૂસ્તીની હાલતમાં ફરમાવતા હતા કે, દરેક નબીની રૂહ (આત્મા) ત્યારે કાઢી લેવામાં આવે છે જ્યારે તેને તેનું જન્નતમાંનું મકાન બતાવી દેવામાં આવે છે. તે પછી તેને અધિકાર આપવામાં આવે છે (કે તે ચાહે તો દુનિયાને પસંદ કરે અથવા આખિરતને) જેમ કે જ્યારે હુઝૂરની વફાતનો સમય નજીક આવ્યો અને હુઝૂરનું મુબારક શિર મારી જાંઘ પર હતું, એવામાં આપ બેભાન થઇ ગયા. થોડીવાર પછી ભાન આવ્યું ત્યારે છત તરફ નઝર ઉઠાવીને કહ્યું : એય અલ્લાહ ! હું મહાન સાથીની નિકટતા પસંદ કરૂં છું. મેં કહ્યું કે, હવે હુઝૂર આપણને પસંદ નહીં કરે. હું સમજી ગઇ કે, આ તે જ વાત છે જે તંદરૂસ્તીની હાલતમાં હુઝૂર આપણને કહ્યા કરતા હતા. હુઝૂરે છેલ્લી ઘડીએ જે શબ્દો ઉચ્ચાર્યા તે આ જ **અલ્લાહુમ્મ રફીકલ આલા**ના શબ્દો હતા.

## મૃત્યુ અને જીવનની દુઆ કરવી

(૮૬/૬૬૧૦) ખબ્બાબ (રદિ.)એ પેટ પર સાત ડામ મૂકાવ્યા હતા. તેઓ કહેતા હતા કે, જો રસૂલુલ્લાહ (સલ.)એ અમને મૃત્યુની દુઆ કરવાની મનાઇ ન ફરમાવી હોત તો હું જરૂર મૃત્યુની દુઆ કરત.

(૮૭/૬૬૧૧) કૈસ કહે છે : હું હઝરત ખબ્બાબ પાસે ગયો. તેમણે પેટ પર સાત ડામ મૂકાવ્યા હતા. તેઓ કહેવા લાગ્યા કે, જો રસૂલુલ્લાહ (સલ.)એ અમને મરવાની દુઆ કરવાની મનાઇ ન કરી હોત તો હું જરૂર મોતની દુઆ કરત.

(૮૮/૬૬૧૨) હઝરત અનસ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : જો કોઇને કંઇ તકલીફ હોય તો મરવાની તમન્ના ન કરે અને જો મૃત્યુની ઇચ્છા કરવા માટે મજબૂર જ હોય તો આ શબ્દો

કહે કે, એય અલ્લાહ ! જ્યાં સુધી ઝિન્દગી મારા માટે સારી હોય ત્યાં સુધી મને જીવંત રાખ અને મૃત્યુ મારા માટે સારૂં હોય તો મૃત્યુ મોકલી દે.

## બાળકોના માથા પર હાથ ફેરવવો અને તેમના માટે બરકતની દુઆ કરવી

(૮૯/૬૬૧૩) હઝરત અબૂ મૂસા કહે છે : મારે ત્યાં એક છોકરો પેદા થયો. હુઝૂરે તેના માટે બરકતની દુઆ કરી.

(૯૦/૬૬૧૪) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ કહે છે : મારી માસી મને રસૂલુલ્લાહ (સલ.) પાસે લઇ ગયા. તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારો ભાણેજ બીમાર છે. હુઝૂરે મારા માથા પર હાથ ફેરવ્યો અને મારા માટે બરકતની દુઆ કરી. પછી વુઝૂ કર્યું. મેં હુઝૂરના વુઝૂનું પાણી પીધું. તે પછી હું હુઝૂરની પીઠ પાછળ જઇને ઉભો થઇ ગયો. મેં હુઝૂરના બંને ખભાઓ વચ્ચે નુબુવ્વતની મહોર જોઇ, જે જાનવરના ઈંડા જેવી હતી.

(૯૧/૬૬૧૫) હઝરત અબૂ અકીલ કહે છે કે, મારા દાદા અબ્દુલ્લાહ ઇબ્ને હિશામ મને લઈને બજારમાંથી આવ્યા કરતા હતા અને અનાજની ખરીદી કરતા રહેતા હતા. રસ્તામાં ઇબ્ને ઝુબૈર અને ઇબ્ને ઉમર મળતા હતા. તેઓ મારા દાદાને કહેતા હતા કે, અમને પણ ભાગીદાર બનાવી લો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમારા માટે બરકતની દુઆ કરી હતી. જેમ કે ઘણી વાર એવું બનતું હતું કે, ઊંટ પર લદાયેલો પૂરો સામાન નફામાં મળતો હતો. તેઓ તેને ઘેર મોકલી દેતા હતા.

(૯૨/૬૬૧૬) મહમૂદ ઇબ્ને રબીઅ બાળક હતા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ તેમના જ કુવામાંથી (પાણી) લઇને તેમના ચહેરા પર કુલ્લી કરી હતી.

(૯૩/૬૬૧૭) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે બાળકોને લાવવામાં આવતાં હતાં. હુઝૂર તેમના માટે દુઆ કરતા હતા. એક દિવસ એક બાળકને લાવવામાં આવ્યું. તેણે હુઝૂરના કપડા પર પેશાબ કર્યો. આપે પાણી મંગાવીને વહેવડાવી દીધું, ધોયું નહીં.

(૯૪/૬૬૧૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સઅલબાએ, જેમના મોં પર રસૂલુલ્લાહ (સલ.)એ હાથ ફેરવ્યો હતો, સઅદ ઇબ્ને વક્કાસને વિત્રની એક રકઅત પઢતા જોયા હતા.

## રસૂલુલ્લાહ (સલ.) પર દુરૂદ મોકલવું

(૯૫/૬૬૧૯) અબ્દુર્રહમાન ઇબ્ને અબી લયલા કહે છે : મને (રસ્તામાં) કઅબ ઇબ્ને ઉજરા મળ્યા. તેઓ કહેવા લાગ્યા કે, હું તમને એક ભેટ આપું છું.

એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) અમારી પાસે આવ્યા. અમે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમને બતાવો કે, આપ પર અમે કેવી રીતે દુરૂદ અને સલામ મોકલીએ ? આપે કહ્યું કે, આ પ્રમાણે પઢો : **અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લયત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુ મ્મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુ મ્મજીદ.**

(૯૬/૬૬૨૦) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : અમે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપને સલામ કરવાની રીત તો અમે જાણીએ છીએ, પરંતુ અમે આપ પર દુરૂદ કેવી રીતે પઢીએ ? આપે કહ્યું કે, આ પ્રમાણે કહો : **અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિક વ રસૂલિક કમા સલ્લયત અલા ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન વ આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઇબ્રાહીમ વ આલિ ઇબ્રાહીમ.**

**શું રસૂલુલ્લાહ (સલ.) સિવાય બીજા કોઇ માણસ માટે પણ શબ્દ 'સલાત' (રહમત માંગવાના અર્થમાં) વાપરી શકાય છે અને આયત 'વ સલ્લિ અલયહિમ ઇન્ન સલાતક સકનુ લ્લહુમ'નો શું અર્થ છે ?**

(૯૭/૬૬૨૧) ઇબ્ને અબી ઔફા કહે છે કે, જ્યારે કોઇ હુઝૂર પાસે પોતાના સદકાનો માલ લઇને હાજર થતો હતો ત્યારે આપ કહેતા હતા : **અલ્લાહુમ્મ સલ્લિ અલયહિ** એય અલ્લાહ ! એના પર રહમ કર. જેમ કે મારા પિતા પણ સદકાનો માલ લઇને હાજર થયા. આપે કહ્યું : એય અલ્લાહ ! અબૂ ઔફાની ઔલાદ પર રહમ કર.

(૯૮/૬૬૨૨) અબૂ હુમૈદ સાઇદી કહે છે કે, સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે આપ પર કેવી રીતે દુરૂદ પઢીએ ? આપે કહ્યું : આ પ્રમાણે કહો : **અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન વ અઝવાજિહિ વ ઝુર્રિય્યતિહિ કમા સલ્લયત અલા**

(૯૭/૬૬૨૧) નબીઓ અને ફરિશ્તાઓ પર દુરૂદ અને સલામ મોકલવામાં આવશે. અન્ય કોઈના ઉપર સ્વતંત્ર રીતે દુરૂદ મોકલવામાં નહીં. હા, નબીઓના તાબે બનાવીને મોકલી શકાય છે. જેમ કે એમ કહી શકાય કે, અલ્લાહ તઆલા નબીએ કરીમ (સલ.), તેમની આલ (કુટુંબીજનો) અને સહાબા (સાથીઓ) પર દુરૂદ મોકલે. રસૂલુલ્લાહ (સલ.)ની એ વિશિષ્ટતા હતી કે, તેઓ અન્ય કોઈના માટે ''સલ્લિ'' શબ્દનો ઉપયોગ કરે. તે વખતે એનો અર્થ દુઆ અને રહમત થશે.

**ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન વ અઝવાજિહિ વ ઝુર્રિય્યતિહિ કમા બારક્ત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુ મ્મજીદ.**

**રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, એય અલ્લાહ ! જેને હું ખરાબ કહું તેને તું મારા ખરાબ કહેવાથી તેના માટે ગુનાહોથી પાક થવાનું અને તારી રહમત ઉતારવાનું કારણ બનાવજે.**

(૯૯/૬૬૨૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું હતું કે, એય અલ્લાહ ! જે મુસલમાનને હું અપશબ્દ કહું તો મારા અપશબ્દને કિયામતના દિવસે તેના માટે તારી નિકટતાનું કારણ બનાવજે.

## ફિત્નાઓથી પનાહ માંગવી

(૧૦૦/૬૬૨૪) હઝરત અનસ કહે છે કે, એકવાર સહાબાએ રસૂલુલ્લાહ (સલ.)ને મસ્અલાઓ પૂછવામાં એટલી ભરમાર કરી કે, હુઝૂરને ગુસ્સો આવ્યો. આપે મિમ્બર પર ચઢીને કહ્યું કે, આજે તમે મને જે કંઇ પૂછશો તે હું બયાન કરીશ. મેં જ્યારે આમતેમ નઝર ફેરવી ત્યારે જોયું કે, દરેક માણસ કપડા વડે શિર છુપાવીને રડી રહ્યો છે, પરંતુ એક માણસે પૂછયું કે, મારા પિતા કોણ હતા ? (એનું કારણ એવું હતું કે) જ્યારે લોકો વચ્ચે પરસ્પર ઝઘડો થતો હતો ત્યારે લોકો તેની ગેરપિતા તરફ નિસ્બત કરતા હતા. (કિંવા હરામી કહેતા હતા) તે માણસની વાત સાંભળીને હઝરત ઉમરે (હુઝૂરનો ગુસ્સો ઓછો કરવા માટે) કહ્યું : અમે ખુદાની ખુદાઇ અંગે, ઈસ્લામના દીન હોવા અંગે અને મુહમ્મદના રસૂલ હોવા અંગે દિલપૂર્વક રાજી છીએ. અમે ફિત્નાઓથી ખુદાની પનાહ માગીએ છીએ. હુઝૂરે કહ્યું કે, ભલાઇ અને બુરાઇમાં આજના જેવો કોઇ દિવસ મેં કદી જોયો નથી. જન્નત અને દોઝખ બંનેનું સ્વરૂપ મારી સામે રજુ કરવામાં આવ્યું હતું, અહીં સુધી કે, મેં તેમને દીવાલ પાછળ જોઇ હતી. હઝરત કતાદા આ હદીસ બયાન કરતી વખતે નીચેની આયત પઢતા હતા : **યા અય્યુહલ્લઝીન આમનૂ લાતસ્અલૂ અન અશ્યાઅ ઇન તુબ્દ લકુમ તસુઅ્કુમ.**

## લોકોના વર્ચસ્વથી પનાહ માંગવી

(૧૦૧/૬૬૨૫) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અબૂ તલહાને કહ્યું કે, મારી સેવા માટે તમારા છોકરાઓમાંથી કોઇ છોકરાને શોધીને લઇ આવો. અબૂ તલહા મને લઇને પોતાની પાછળ સવારી પર બેસાડીને લઇ ગયા. હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવા કરવા લાગ્યો. હુઝૂર જ્યારે કોઇ સ્થળે ઉતરતા

હતા ત્યારે ઘણીવાર આ પ્રમાણે બોલતા હતા : એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું પરેશાનીથી, ગમથી, કમજોરીથી, સુસ્તીથી, કંજુસાઇથી, કાયરતાથી, કર્ઝ (દેવા)ના ભારથી અને લોકોના વર્ચસ્વથી. હું (રસ્તામાં) હુઝૂરની સેવા કરતો રહ્યો. ખૈબરથી જ્યારે પાછા ફર્યા ત્યારે હુઝૂર હઝરત સફિય્યાને સાથે લાવ્યા. કારણ કે, આપે તેમની સાથે નિકાહ કર્યા હતા અને એક ચાદરને ચોમેર ફેલાવીને (પરદો કરીને) તેમને પોતાની સવારી પર પાછળ બેસાડયાં હતાં. જ્યારે અમે 'સહબા' સ્થળે પહોંચ્યા ત્યારે અમે 'હૈસ' તૈયાર કરીને ચામડાના દસ્તરખ્વાન પર મૂકી. પછી હુઝૂરે મને લોકોને દઅવત આપવા માટે મોકલ્યો. મેં થોડાક માણસોને બોલાવ્યા. બધાએ ખાણું ખાઇ લીધું. બસ હુઝૂરના એ નિકાહનો આ જ વલીમો હતો. (ત્યાંથી નીકળીને) હુઝૂર મદીના રવાના થયા. જ્યારે ઉહદ પહાડ સામે દેખાયો ત્યારે કહ્યું : આ પહાડને આપણી સાથે મુહબ્બત છે અને અમને એની સાથે મુહબ્બત છે. જ્યારે મદીનાની તદ્દન નજીક પહોંચ્યા ત્યારે આપે કહ્યું કે, એય અલ્લાહ ! જેવી રીતે ઇબ્રાહીમ (અલ.)એ મક્કાને હરમ બનાવ્યું હતું એવી રીતે હું એના બંને પહાડો વચ્ચેના ભાગને હરમ બનાવું છું. એય અલ્લાહ ! એમના (મદીનાવાળાઓના) 'મુદ' અને 'સાઅ'માં બરકત આપ.

## કબ્રના અઝાબથી પનાહ માંગવી

(૧૦૨/૬૬૨૬) ઉમ્મે ખાલિદ કહે છે : મેં પોતે સાંભળ્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.) કબ્રના અઝાબથી પનાહ માંગતા હતા.

(૧૦૩/૬૬૨૭) હઝરત સઅદ પાંચ કામો કરવાનો હુકમ આપતા હતા. એને રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન કહેતા હતા. તે પાંચ કામો આ પ્રમાણે છે : એય અલ્લાહ ! હું કંજુસાઇથી તારી પનાહ માંગું છું. એય અલ્લાહ ! હું કાયરતાથી તારી પનાહ માંગું છે. એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું નકામી ઉમર સુધી જીવંત રહેવાથી. એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું દુનિયાના ફિત્ના કિંવા દજ્જાલના ફિત્નાથી. એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું કબ્રના અઝાબથી.

(૧૦૪/૬૬૨૮) હઝરત આઇશા કહે છે કે, મદીનાની બે વૃધ્ધ યહૂદણો મારી પાસે આવી. તેઓ કહેવા લાગી કે, કબ્રવાળાઓને કબ્રોમાં અઝાબ આપવામાં આવે છે. મેં તેમની વાત માની નહીં. તેમનું સમર્થન કરવાનું ઠીક લાગ્યું નહીં. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવ્યા ત્યારે મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ !

મને બે વૃધ્ધાઓએ આ પ્રમાણે કહ્યું હતું. આપે કહ્યું કે, તેમણે સાચું કહ્યું : બેશક, (કબ્રોમાં) અઝાબ આપવામાં આવે છે, જેનો અવાજ બધા ચારપગાં સાંભળે છે. તે પછી મેં જોયું કે, હુઝૂર દરેક નમાઝમાં કબ્રના અઝાબથી પનાહ માંગતા હતા.

## ઝિન્દગી અને મોતના ફિત્નાથી પનાહ માંગવી

(૧૦૫/૬૬૨૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું કમજોરી, સુસ્તી, કાયરતા અને ખૂબ જ વૃધ્ધાવસ્થાથી. તારી પનાહ માંગું છું કબ્રના અઝાબથી. તારી પનાહ માંગું છું ઝિન્દગી અને મોતના ફિત્નાથી.

## ગુનાહ અને કરજથી પનાહ માંગવી

(૧૦૬/૬૬૩૦) આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું સુસ્તીથી, ઘડપણથી, ગુનાહ અને કરજથી, કબ્રના ફિત્નાથી, કબ્રના અઝાબથી, દોઝખના ફિત્ના અને અઝાબથી, માલદારીના ફિત્નાની બુરાઇથી. હું તારી પનાહ માંગું છું ગરીબાઇના ફિત્નાથી. હું તારી પનાહ માંગું છું મસીહ દજ્જાલના ફિત્નાથી. એય અલ્લાહ ! મારા કસૂરો બરફ અને કરાના પાણીથી ધોઇ નાખ, જેવી રીતે તેં સફેદ કપડાને મેલથી પાક-સાફ કર્યું છે. એય અલ્લાહ ! મારી અને મારા કસૂરો વચ્ચે અંતર ઉભું કરી દે, જેવી રીતે તેં પૂર્વ અને પશ્ચિમ વચ્ચે અંતર રાખ્યું છે.

## કાયરતા અને સુસ્તીથી પનાહ માંગવી

### 'કસાલા' અને 'કુસાલ' બંને સમઅર્થી છે

(૧૦૭/૬૬૩૧) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું પરેશાની અને રંજથી, કમજોરી અને સુસ્તીથી, કાયરતા અને કંજુસાઇથી, કર્ઝના ભાર અને લોકોના વર્ચસ્વથી.

## કંજુસાઇથી પનાહ માંગવી

### 'બુખ્લ' અને 'બખ્લ' બંને જાઇઝ છે જેમ કે. હુઝ્ન અને હઝ્ન

(૧૦૮/૬૬૩૨) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ નીચેના પાંચ કામોનો હુકમ આપતા હતા. રસૂલુલ્લાહ (સલ.) તરફ એ હદીસની નિસ્બત કરતા હતા. હે અલ્લાહ ! હું તારો આશ્રય શોધું છું કંજુસાઇથી. હું તારો આશ્રય શોધું છું કાયરતાથી. હું તારો આશ્રય શોધું છું એ વાતથી કે મારી ઝિન્દગી નકામી ઉમર સુધી બાકી રહે. હું તારો આશ્રય શોધું છું દુનિયાના ફિત્નાથી અને હું તારો

આશ્રય શોધું છું કબ્રના અઝાબથી.

## નકામી વયથી પનાહ માંગવી 'અરાઝિલ' કમીના લોકોને કહેવામાં આવે છે

(૧૦૯/૬૬૩૩) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : એય અલ્લાહ ! હું તારો આશ્રય શોધું છું સુસ્તીથી. તારો આશ્રય શોધું છું કાયરતાથી. તારો આશ્રય શોધું છું ખૂબ જ વૃધ્ધાવસ્થાથી. તારો આશ્રય શોધું છું કંજુસાઇથી.

## આફત અને બીમારીના દૂર થવાની દુઆ કરવી

(૧૧૦/૬૬૩૪) હઝરત આઇશા કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું હતું કે, એય અલ્લાહ ! અમને મદીનાથી મુહબ્બત આપ, જેવી રીતે તેં મક્કાની મુહબ્બત અમને આપી હતી, બલ્કે એના કરતાં પણ વધારે. અહીંના તાવને જુહફા તરફ મોકલી દે. એય અલ્લાહ ! અમારા 'સાઅ' અને 'મુદ'માં બરકત આપ.

(૧૧૧/૬૬૩૫) હઝરત સઅદ કહે છે : હું એકવાર એવો સખ્ત બીમાર પડયો કે મૃત્યુ નજીક દેખાવા લાગ્યું. હજ્જતુલ વદાઅ વખતે હુઝૂર મારી ખબર લેવા માટે આવ્યા. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી બીમારીની હાલત જે કક્ષાએ પહોંચી ગઇ છે તે આપ જોઇ રહ્યા છો. હું માલદાર છું અને મારા વારસદારોમાં ફકત એક પુત્રી છે. શું હું મારો બે તૃત્યાંશ માલ ખૈરાત કરી શકું છું ? આપે કહ્યું : ના. મેં કહ્યું કે, અડધો માલ ? આપે કહ્યું : ના, બલ્કે એક તૃત્યાંશ ખૈરાત કરો. એક તૃત્યાંશ પણ બહુ છે. જો તમે તમારા વારસદારોને માલદાર છોડીને મરો તો તે એના કરતાં સારૂં છે કે તેમને એવી હાલતમાં છોડીને જાઓ કે તેઓ લોકોની સામે હાથ ફેલાવતા ફરે. ખુદાને ખુશ રાખવા માટે તમે જે કંઇ ખર્ચ કરશો તેનો સવાબ તમને મળશે. અહીં સુધી કે, જે કોળિયો પોતાની પત્નીના મોંમાં આપશો તેનો પણ તમને સવાબ મળશે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું હું મારા સાથીઓના ચાલ્યા ગયા પછી (મક્કામાં) રહી જઇશ ? આપે કહ્યું : જો તમે રહી પણ જશો અને ખુદાને ખુશ કરવા માટે કંઇ કામ કરશો તો તેના કારણે તમારો દરજ્જો અને હોદો વધશે. આશા તો એવી છે કે, તમે પાછળ (જીવંત) રહેશો. તમારાથી કેટલાક લોકોને ફાયદો અને કેટલાક લોકોને નુકસાન પહોંચશે. એય અલ્લાહ ! મારા સાથીઓની હિજરતને પૂરી કર અને ઉલટા પગે તેમને પાછા ન ફેરવ. સઅદ કહે છે કે, હુઝૂરે સઅદ ઇબ્ને ખૌલાના મક્કામાં મરવા અંગે અફસોસ વ્યકત કર્યો. આપે કહ્યું : પરંતુ બીચારો સઅદ ઇબ્ને ખૌલા (હિજરત પછી ફરી મક્કામાં આવીને મરી ગયો).

## નકામી અને બેકાર ઉંમરથી પનાહ માંગવી

(૧૧૨/૬૬૩૬) હઝરત મુસ્અબના પિતાની રિવાયત છે કે, હુઝૂર (સલ.) અલ્લાહ તઆલા પાસે નીચેના શબ્દોમાં પનાહ માંગતા હતા, એય અલ્લાહ ! હું કાયરતાથી તારી પનાહ માંગું છું. હું કંજુસાઇથી પનાહ માંગું છું. હું નકામી વય સુધી પહોંચવાથી તારી પનાહ માંગું છું. હું દુનિયાના ફિત્ના અને કબ્રના અઝાબથી તારી પનાહ માંગું છું.

(૧૧૩/૬૬૩૭) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા કે, એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું સુસ્તી, ખૂબ જ વૃધ્ધાવસ્થા, કરજ અને ગુનાહથી. એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું દોઝખના અઝાબથી, દોઝખના ફિત્નાથી, કબ્રના ફિત્નાથી, કબ્રના અઝાબથી, દોલતમંદીના ફિત્નાની ખરાબીથી, મુફલિસીના ફિત્નાની ખરાબીથી, મસીહ દજ્જાલના ફિત્નાની ખરાબીથી. એય અલ્લાહ ! મારા કસૂરોને બરફ અને કરાના પાણીથી ધોઇ નાખ અને મારા દિલના ગુનાહોને પાક કરી દે, જેવી રીતે સફેદ કપડું મેલથી પાક સાફ થાય છે. મારી અને મારા ગુનાહો વચ્ચે એટલું અંતર કરી દે જેટલું પૂર્વ અને પશ્ચિમ વચ્ચે તેં અંતર કર્યું છે.

## માલદારીના ફિત્નાથી પનાહ માંગવી

(૧૧૪/૬૬૩૮) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) આ શબ્દોમાં પનાહ માંગતા હતા કે, એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું દોઝખના ફિત્નાથી, દોઝખના અઝાબથી. હું તારી પનાહ માંગું છું કબ્રના ફિત્નાથી. હું તારી પનાહ માંગું છું કબ્રના અઝાબથી. હું તારી પનાહ માંગું છું માલદારીના ફિત્નાથી. હું તારી પનાહ માંગું છું નાદારીના ફિત્નાથી. હું તારી પનાહ માંગું છું મસીહ દજ્જાલના ફિત્નાથી.

## નાદારીના ફિત્નાથી પનાહ માંગવી

(૧૧૫/૬૬૩૯) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (દુઆમાં) કહેતા હતા કે, એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું દોઝખના ફિત્નાથી, દોઝખના અઝાબથી, કબ્રના ફિત્નાથી, કબ્રના અઝાબથી, માલદારીના ફિત્નાની ખરાબીથી અને નાદારીના ફિત્નાની ખરાબીથી. એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું મસીહ દજ્જાલના ફિત્નાની બુરાઇથી. એય અલ્લાહ ! મારા દિલને બરફ અને કરાના પાણીથી ધોઇ નાખ અને મારા દિલને ગુનાહોથી પાક સાફ કરી દે જેવી રીતે સફેદ કપડાને તેં મેલથી પાક સાફ કર્યું છે. એય અલ્લાહ ! મારી અને મારા ગુનાહો વચ્ચે એવું અંતર

ઉભું કર જેમ કે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે તેં ઉભું કર્યું છે. એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું સુસ્તી, ગુનાહ અને કરજથી.

## પુષ્કળ માલ અને બરકતની દુઆ કરવી

(૧૧૬/૬૬૪૦) હઝરત અનસ કહે છે કે, ઉમ્મે સુલૈમે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અનસ આપનો સેવક છે. ખુદા પાસે એના માટે દુઆ કરો. આપે કહ્યું : એય અલ્લાહ ! એને પુષ્કળ માલ અને ઔલાદ આપ અને તું જે કંઇ એને આપે તેમાં બરકત આપ.

## પુષ્કળ ઔલાદ અને બરકતની દુઆ કરવી

(૧૧૭/૬૬૪૧) હઝરત અનસ કહે છે કે, ઉમ્મે સુલૈમે કહ્યું કે, હુઝૂર, અનસ આપનો સેવક છે. આપે કહ્યું : એય અલ્લાહ ! એને પુષ્કળ માલ અને ઔલાદ આપ અને તું એને જે કંઇ આપે તેમાં બરકત આપ.

## ઇસ્તિખારાની દુઆ

(૧૧૮/૬૬૪૨) હઝરત જાબિર કહે છે કે, હુઝૂર (સલ.) જેવી રીતે અમને કુર્આનની સૂરતો શીખવતા હતા તેવી જ રીતે બધા કામોમાં ઇસ્તિખારો કરવાનું શીખવતા હતા. જો કોઇ માણસ કોઇ કામનો ઇરાદો કરે તો બે રકઅત નમાઝ પઢીને કહે : **અલ્લાહુમ્મ ઇન્ની અસ્તખીરૂક બિઇલ્મિક વ અસ્તકદિરૂક બિકુદરતિક વ અસ્અલુક મિન ફઝલિકલ અઝીમ. ફઇન્નક તકદિરૂ વ લાઅકદિરૂ વ તઅ્લમુ વ લાઅઅ્લમુ વ અન્ત અલ્લામુલ ગુયૂબ. અલ્લાહુમ્મ ઇન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર ખયરૂન લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફકદિરહુ લી વ ઇન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર શર્રૂન લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફસ્રિફહુ અન્ની વસ્રિફની અન્હુ વકદુર લિયલ ખયર હયસુ કાન સુમ્મ રદ્દિની બિહિ** અને પોતાની જરૂરતનું નામ લે.

## દુઆ કરવા માટે વુઝૂ કરવું

(૧૧૯/૬૬૪૩) હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂર (સલ.)એ પાણી મંગાવીને વુઝૂ કર્યું. પછી બંને હાથ ઉઠાવ્યા. જેથી બંને બગલોની સફેદી મને દેખાઇ. તે પછી કહ્યું : એય અલ્લાહ ! ઉબૈદ ઇબ્ને આમિરને બખ્શી દે. એય અલ્લાહ ! કિયામતના દિવસે તેને ઘણી બધી મખ્લૂક (સર્જન) પર શ્રેષ્ઠતા આપ.

## શિખર પર ચઢતી વખતે દુઆ કરવી

**ઇમામ બુખારી કહે છે : 'ખયરૂમ ઉકબા'માં 'ઉકબા'નો અર્થ છે અંજામ. 'ઉકબ' અને 'આકિબત' બંનેનો એક જ અર્થ છે** કિંવા **આખિરત.**

(૧૨૦/૬૬૪૪) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે એક સફરમાં હતા. જ્યારે અમે ઉંચી જગ્યાએ ચઢતા હતા ત્યારે (જોરથી) અલ્લાહુ અકબર બોલતા હતા. હુઝૂરે કહ્યું : લોકો ! ધીમેથી બોલો. તમે કોઇ બહેરા અને ગાયબ માણસને બોલાવતા નથી, બલ્કે જેને બોલાવો છો તે સાંભળનાર અને જોનાર છે. ત્યાર પછી મારી પાસે આવ્યા. હું તે વખતે મારા દિલમાં **'લા હવ્લ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ'** કહી રહ્યો હતો. આપે કહ્યું; અબ્દુલ્લાહ ઇબ્ને કૈસ **'લા હવ્લ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ'** પઢો. એ જન્નતના ખજાનાઓમાંથી એક ખજાનો છે.

**કોઇ નીચાણવાળી ખીણમાં ઉતરતી વખતે દુઆ કરવી. આ વિષય અંગે હઝરત જાબિરની હદીસ આવી છે.**

**સફરમાં જતી વખતે અને સફરમાંથી પાછા ફરતી વખતે દુઆ કરવી**

**આ વિષય વિષે હઝરત અનસની હદીસ આવી છે**

(૧૨૧/૬૬૪૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.) જ્યારે કોઇ જિહાદ અથવા હજ્જ અથવા ઉમરાથી પાછા ફરતા ત્યારે દરેક ઉંચાઇ પર ચઢતી વખતે ત્રણ વાર તકબીર કહેતા હતા. પછી કહેતા હતા : **લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહદહુ લાશરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર. આઇબૂન તાઇબૂન આબિદૂન લિરબ્બિના હામિદૂન સદક લ્લાહુ વઅ્દહુ વ નસર અબ્દહુ વ હઝમલ અહઝાબ વહદહુ.**

**શાદી કરનારને દુઆ આપવી**

(૧૨૨/૬૬૪૬) હઝરત અનસ કહે છે કે, હુઝૂર (સલ.)એ હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ પર ખૂશ્બૂની નિશાનીઓ જોઇને પૂછયું કે, શું વાત છે ? અબ્દુર્રહમાને કહ્યું : મેં એક ઓરત સાથે ખજુરના ઠળીયા જેટલા વજનના સોનાના બદલામાં નિકાહ કર્યા છે. આપે કહ્યું : ખુદા મુબારક કરે. વલીમો કરો, ભલેને એક જ બકરીનો હોય.

(૧૨૩/૬૬૪૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, મારા પિતા મૃત્યુ સમયે ૭ અથવા ૯ છોકરીઓ મૂકી ગયા હતા. મેં એક સ્ત્રી સાથે નિકાહ કર્યા. હુઝૂરે

મને પૂછયું, જાબિર, શું તમે નિકાહ કરી લીધા ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : કુંવારી સાથે કે બિનકુંવારી સાથે ? મેં કહ્યું કે, બિનકુંવારી સાથે. આપે કહ્યું : કોઇ કુંવારી સાથે કેમ કર્યા નહીં કે, તું તેની સાથે ખેલ કરત અને તે તારી સાથે ખેલ કરત. તું તેની સાથે હસત અને તે તારી સાથે હસત. મેં કહ્યું કે, મારા પિતા મૃત્યુ સમયે ૭ અથવા ૯ છોકરીઓ મૂકી ગયા હતા. એટલે મને ઠીક લાગ્યું નહીં કે, તેમની અંદર તેમના જેવી એક ઓરતને લાવીને શામિલ કરી દઉં. એટલે મેં એવી ઓરત સાથે નિકાહ કર્યા કે જે તેમની દેખરેખ રાખી શકે. આપે કહ્યું : ખુદા તમને મુબારક કરે.

## પત્ની સાથે સંભોગ કરતા પહેલાં કઇ દુઆ પઢે ?

(૧૨૪/૬૬૪૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ માણસ પત્ની સાથે સંભોગ કરવાનો ઇરાદો કરે ત્યારે આ પ્રમાણે પઢી લે : **બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબ્નશ્શયતાન વ જન્નિબિશ્શયતાન મા રઝકતના** કિંવા એય અલ્લાહ ! તું અમને શયતાનથી બચાવ અને તે વસ્તુને શયતાનથી બચાવ જે તું અમને અર્પણ કરે, તો હવે જો આ સંભોગમાં તેમના ભાગ્યમાં કોઇ ઔલાદ હશે તો શયતાન કદાપિ તેને નુકસાન પહોંચાડી શકશે નહીં.

## હદીસ 'આતિના ફીદ્ દુન્યા હસનતન'નું સ્પષ્ટીકરણ

(૧૨૫/૬૬૪૯) હઝરત અનસ કહે છે : ઘણી વાર રસૂલે પાક (સલ.)ની આ દુઆ રહેતી હતી : **અલ્લાહુમ્મ આતિના ફીદ્ દુન્યા હસનતન વ ફીલ આખિરતિ હસનતન વ કિના અઝાબ ન્નાર.**

## દુનિયાના ફિત્નાઓથી પનાહ માંગવી

(૧૨૬/૬૬૫૦) હઝરત સઅદ કહે છે કે, જેવી રીતે અમને કિતાબ શીખવવામાં આવતી હતી તેવી જ રીતે હુઝૂર અમને આ શબ્દો શીખવતા હતા : **અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિનલ બુખ્લિ વ અઊઝુ બિક મિનલ જૂબ્નિ વ અઊઝુ બિક મિન અન નુરદ્દ ઇલા અરઝલિલ ઉમ્રિ વ અઊઝુ બિક મિન ફિત્નતિદ્ દુન્યા વ અઝાબિલ કબ્રિ.**

## વારંવાર દુઆ માંગવી

(૧૨૭/૬૬૫૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પર જાદુ કરવામાં આવ્યો હતો. હુઝૂરની હાલત એવી થઇ ગઇ હતી કે, નહીં કરેલા કામોને આપ સમજતા હતા કે, મેં કરી લીધા છે.

(આ હાલત દૂર કરવા માટે) હુઝૂરે ખુદા પાસે દુઆ માંગી. એક દિવસ મને કહ્યું : આઇશા, શું તને ખબર છે કે મેં ખુદા પાસે જે કંઇ માંગ્યું હતું તે ખુદાએ મને આપી દીધું. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું વાત છે ? આપે કહ્યું : (સ્વપ્નમાં) મારી પાસે બે માણસો આવ્યા હતા. એક માથા પાસે આવીને બેસી ગયો અને બીજો પગ પાસે. એકે બીજાને કહ્યું કે, આ માણસને શું દુઃખ છે ? બીજાએ કહ્યું કે, એના પર જાદુ કરવામાં આવ્યો છે. પહેલાએ પૂછયું, કોણે જાદુ કર્યો છે ? બીજાએ કહ્યું કે : લબીદ ઇબ્ને અઅસમે. પહેલાએ પૂછયું, કઇ વસ્તુમાં કર્યો છે ? બીજાએ જવાબ આપ્યો : કાંસકી અને કાંસકીથી ખરેલા વાળમાં અને નર ખજુરના છોતરામાં. પહેલાએ કહ્યું કે, આ વસ્તુઓ કયાં છે ? બીજાએ કહ્યું : ઝીઅરવાનમાં. ઝીઅરવાન બની ઝુરૈક મહોલ્લામાં એક કુવો હતો. રસૂલુલ્લાહ (સલ.) ત્યાં ગયા. પાછા ફરીને કહ્યું : ખુદાની કસમ ! તેનું પાણી તો મેંદીના નીચોડ જેવું લાગતું હતું. ત્યાંની ખજુરીઓ જિન્નાતોના માથાઓ જેવી લાગતી હતી. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે તે કઢાવ્યું કેમ નહીં ? આપે કહ્યું : મને તો અલ્લાહ તઆલાએ સારો કરી દીધો. હવે મને ઠીક લાગતું નથી કે, હું લોકોમાં ફિત્નો ઉભો કરૂં.

## મુશ્રિકોને બદદુઆ આપવી

(૧૨૮/૬૬૫૨) ઇબ્ને મસઊદ કહે છે કે, હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! એમને એવા સાત વરસના દુકાળમાં સપડાવ જેવો કે યૂસુફ (અલ.)ના સમયમાં હતો. મને તેમના પર વિજયી બનાવ. આપે કહ્યું કે, એય અલ્લાહ ! અબૂ જહલને શિક્ષા આપ.

(૧૨૯/૬૬૫૩) ઇબ્ને ઉમર કહે છે : હુઝૂરે નમાઝમાં દુઆ કરી હતી કે, એય અલ્લાહ ! ફલાણા ફલાણા પર લઅનત કર, પછી છેવટે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **લયસ લક મિનલ અમ્રિ શયઉન.**

(૧૩૦/૬૬૫૪) ઇબ્ને અબી ઔફા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ કાફિરોના જુથો માટે બદદુઆ કરી હતી. આપે કહ્યું હતું કે, એય કિતાબ ઉતારનાર, જલદી હિસાબ લેનાર ખુદા ! એ જુથોને પરાજય આપ અને એમના પગ (મેદાનમાં) ડગમગાવી મૂક.

(૧૩૧/૬૬૫૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઇશાની નમાઝની બીજી રકઅતમાં **'સમિઅ લ્લાહુ લિમન હમિદહ'** કહ્યા પછી આ દુઆ પઢતા હતા : એય અલ્લાહ ! અય્યાશ ઇબ્ને અબી રબીઆને મુકિત આપ. એય અલ્લાહ ! વલીદ ઇબ્ને વલીદને મુકિત આપ. એય અલ્લાહ ! સલમહ ઇબ્ને હિશામને મુકિત આપ. એય

અલ્લાહ ! કચડાયેલા મુસલમાનોને મુકિત આપ. એય અલ્લાહ ! બની મુઝર પર સખ્ત અઝાબ ઉતાર. તેમના પર એવો સખ્ત દુકાળ ઉતાર જેવો યૂસુફ (અલ.)ના સમયમાં હતો.

(૧૩૨/૬૬૫૬) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ લશ્કરની એક ટુકડી, જે કારીઓની હતી, રવાના કરી. તે બધા શહીદ થઇ ગયા. હુઝૂર એના કારણે એટલા બધા ગમગીન બન્યા કે કોઇ વસ્તુના કારણે હુઝૂરને આટલા ગમગીન બનતા મેં કદી જોયા નથી. હુઝૂર એક મહીના સુધી ફજની નમાઝમાં દુઆએ કુનૂત પઢતા રહ્યા. આપ કહેતા રહ્યા કે, ઉસય્યા (કબીલા)એ ખુદા અને રસૂલની નાફરમાની કરી.

(૧૩૩/૬૬૫૭) હઝરત આઇશા કહે છે કે, યહૂદીઓ આવીને રસૂલુલ્લાહ (સલ.)ને સલામ કરતા હતા ત્યારે કહેતા હતા : **અસ્સામુ અલયક** તમારૂં મૃત્યુ થાય. હું તેમની વાત સમજી ગઇ. મેં જવાબ આપ્યો : **અલયકુમુ સ્સામુ વ લઅ્નતુ** તમારા પર મૃત્યુ અને લઅનત પડે. હુઝૂરે કહ્યું કે, આઇશા નરમી કરો. કારણ કે, અલ્લાહ તઆલા બધી બાબતોમાં નરમી પસંદ કરે છે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપે તેમની વાત સાંભળી નહીં ? આપે કહ્યું : શું તમે મારી વાત સાંભળી નહીં ? મેં તેમને શું જવાબ આપ્યો ? મેં પણ તેમને કહ્યું : 'વ અલયકુમ' કિંવા તમારા પર.

(૧૩૪/૬૬૫૮) હઝરત અલી મુર્તઝા કહે છે કે, અમે હુઝૂર (સલ.) સાથે ખન્દકની લડાઇમાં શામિલ હતા. હુઝૂરે કહ્યું હતું કે, ખુદા તેમના ઘરો અને કબરોને આગથી ભરી દે જેવી રીતે કે તેમણે અમને વચ્ચેની નમાઝથી અટકાવ્યા, અહીં સુધી કે સૂર્ય આથમી ગયો.

## મુશ્રિકો માટે દુઆ કરવી

(૧૩૫/૬૬૫૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, તુફેલ ઇબ્ને અમ્રે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! દૌસ કબીલાએ નાફરમાની કરી અને ઇસ્લામ લાવવાનો ઇન્કાર કર્યો. આપ તેમના માટે બદદુઆ કરો. લોકોને લાગ્યું કે, હુઝૂર તેમના માટે બદદુઆ કરશે, પરંતુ હુઝૂર (સલ.)એ કહ્યું કે, એય અલ્લાહ ! દૌસ કબીલાને હિદાયત આપ અને તેમને મારી પાસે લઇ આવ.

## હદીસ 'અલ્લાહુમ્મ ગ્ફિર લી મા કદ્દમતુ વ મા અખ્ખર્તુ'નું સ્પષ્ટીકરણ

(૧૩૬/૬૬૬૦) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) આ દુઆ કરતા હતા : **રબ્બિ ગ્ફિર લી ખતીઅતી વ જહલી**

**વ ઇસ્રાફી ફી અમ્રી કુલ્લિહિ વ મા અન્ત અઅલમુ બિહિ મિન્ની અલ્લાહુમ્મ ગ્ફિર લી ખતાયાય વ અમ્દી વ જહ્લી વ હઝલી ફ કુલ્લુ ઝાલિક ઇન્દી અલ્લાહુમ્મ ગ્ફિર લી મા કદ્દમતુ વ મા અખ્ખર્તુ વ મા અસ્રર્તુ વ મા અઅલન્તુ અન્તલ મુકદ્દિમુ વ અન્તલ મુઅખ્ખિરૂ વ અન્ત અલા કુલ્લિ શયઇન કદીર.** એય અલ્લાહ ! મારા કસૂર, અજ્ઞાનતા અને ઝુલ્મને માફ કર જે મારાથી બધા કામોમાં થયો અને તે વસ્તુને બખ્શી દે જેની તને મારા કરતાં વધારે જાણકારી છે. એય અલ્લાહ ! મારી ભૂલ, ઇરાદાપૂર્વક કરેલો ગુનોહ, અજ્ઞાનતા અને ઝુલ્મને માફ કર અને જે બધી વાતો મારા તરફથી થઇ છે. એય અલ્લાહ ! જે કંઇ મેં પહેલાં કર્યું અથવા પછી કર્યું અથવા જે કંઇ છુપાવીને કર્યું અથવા જાહેરમાં કર્યું તે બધું બખ્શી દે. તું જ આગળ પાછળ (માફ) કરનાર છે અને તું બધું કરી શકે છે.

(૧૩૭/૬૬૬૧) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, હુઝૂર (સલ.) દુઆ કરતા હતા કે, એય અલ્લાહ ! મારી ભૂલ, જહાલત, ઝુલ્મ અને તે વસ્તુ જેને તું મારા કરતાં વધારે જાણે છે તેને માફ કરી દે. એય અલ્લાહ ! મારૂં બેહુદાપણું, મારી ઇરાદાપૂર્વક ભૂલ અને જાણ્યે-અજાણ્યે થયેલ ગુનાહોને માફ કર. આ બધી વસ્તુઓ મારાથી થઇ છે.

## જુમ્આના દિવસે (કબૂલ થનારી) ઘડીએ દુઆ માંગવી

(૧૩૮/૬૬૬૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જુમ્આના દિવસે એક ઘડી એવી છે કે, તે ઘડીએ મુસલમાન ઉભો થઇને નમાઝ પઢતો હોય અને અલ્લાહ તઆલા પાસે ભલાઇની દુઆ માંગતો હોય તો તેને ખુદા જરૂર કબૂલ કરે છે. હુઝૂરે તે ઘડીનું પ્રમાણ પોતાના મુબારક હાથના ઇશારાથી ઘણું ઓછું બતાવ્યું હતું.

## રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, યહૂદીઓ વિષે અમારી દુઆ કબૂલ થાય છે અને અમારા વિષે તેમની દુઆ કબૂલ થતી નથી

(૧૩૯/૬૬૬૩) હઝરત આઇશા કહે છે કે, યહૂદીઓએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, અસ્સામુ અલયક. હુઝૂરે જવાબ આપ્યો : **વ અલયકુમ** મેં કહ્યું : **અસ્સામુ અલયકુમ વ લઅનકુમુ લ્લાહુ વ ગદિબ**

..........................

(૧૩૮/૬૬૬૨) આ ઘડી સામાન્ય રીતે અસ્રની નમાઝ પછી હોય છે. અસ્રની નમાઝ પછી નફિલ નમાઝ મકરૂહ છે. એટલે હદીસ શરીફમાં ''સલાત''નો અર્થ દુઆ થશે.

**અલયકુમ** કિંવા તમારૂં મૃત્યુ થાય અને તેની લઅનત અને ગઝબ પડે. હુઝૂરે કહ્યું કે, આઇશા, નરમી કરો, કટુ વાણીથી બચો. મેં કહ્યું : શું હુઝૂરે તેમની વાત સાંભળી નહીં ? આપે કહ્યું : શું તમે મારી વાત સાંભળી નહીં ? મેં જવાબમાં તેમને જે કંઇ કહ્યું તે તેમના વિષે કબુલ કરવામાં આવશે અને તેમની વાત મારા વિષે કબૂલ નહીં થાય.

## (દુઆ પછી) આમીન બોલવું

(૧૪૦/૬૬૬૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે ઇમામ આમીન કહે ત્યારે તમે પણ આમીન કહો. કારણ કે, ફરિશ્તાઓ પણ આમીન કહે છે. હવે જેની આમીન ફરિશ્તાઓની આમીનને અનુરૂપ હોય છે તેના આગલા ગુનાહો માફ કરવામાં આવે છે.

## લા ઇલાહ ઇલ્લ લ્લાહ બોલવાનો સવાબ

(૧૪૧/૬૬૬૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ દિવસમાં સો વાર **લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર** પઢે તેને દસ ગુલામ આઝાદ કરવાનો સવાબ મળશે. તેના માટે સો નેકીઓ લખવામાં આવશે અને સો બુરાઇઓ મિટાવવામાં આવશે. તે દિવસે સાંજ સુધી તે શયતાનથી સુરક્ષિત રહેશે. તેનાથી વધારે ફઝીલતવાળો કોઇ માણસ નહીં હોય, સિવાય કે જે તેના કરતાં વધારે પઢે.

(૧૪૨/૬૬૬૬) કેટલીક રિવાયતોમાં આવ્યું છે કે, જે માણસ દસવાર પઢશે તે એવા માણસ જેવો હશે જે ગુલામ આઝાદ કરે.

## 'સુબ્હાનલ્લાહ' બોલવાનો સવાબ

(૧૪૩/૬૬૬૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ દિવસમાં સો વાર **સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહિ** પઢશે તેના ગુનાહ મિટાવી નાખવામાં આવશે, ભલેને દરિયાની શેવાળ જેટલા હોય.

(૧૪૪/૬૬૬૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બે શબ્દો છે જે જીભ પર હલકા, ન્યાયના ત્રાજવામાં ભારે અને ખુદાને પ્રિય છે. તે બે શબ્દો આ પ્રમાણે છે : **સુબ્હાનલ્લાહિલ અઝીમ સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહિ.**

## ખુદાના ઝિક્રનો સવાબ

(૧૪૫/૬૬૬૯) હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે,

ખુદાની યાદ કરનાર અને ન કરનારનો દાખલો જીવનાર અને મરનાર જેવો છે.

(૧૪૬/૬૬૭૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદાની યાદ કરનારાઓને ફરિશ્તાઓ રસ્તાઓ પર શોધતા ફરે છે. જો તેઓ કોઇ જુથને ખુદાની યાદ કરતા જુએ છે તો પરસ્પર એકબીજાને બોલાવે છે કે, આવો, મુદ્દો મળી ગયો. પછી તેમને પોતાની પાંખોથી ઢાંકી દે છે. દુનિયાના આસ્માન સુધી આ જ હાલત પર કાયમ રહે છે. ખુદા તઆલા જો કે ફરિશ્તાઓ કરતાં (બંદાઓની હાલત) વધારે જાણે છે, પરંતુ ફરિશ્તાઓને પૂછે છે કે, મારા બંદાઓ શું કહી રહ્યા હતા ? ફરિશ્તાઓ કહે છે કે, તારી તસ્બીહ, તઅઝીમ, તહમીદ અને તમજીદ કરતા હતા કિંવા **સુબ્હાનલ્લાહિ, અલ્લાહુ અકબર, અલ્હમ્દુ લિલ્લાહ** અને **લા હવ્લ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ** બોલતા હતા. અલ્લાહ તઆલા ફરમાવે છે : શું તેમણે મને જોયો છે ? ફરિશ્તાઓ કહે છે કે, જોયો તો નથી. અલ્લાહ તઆલા કહે છે કે, જો તેઓ મને જોઇ લે તો તેમની શું હાલત થશે ? ફરિશ્તાઓ કહે છે કે, જો તેઓ તને જોઇ લે તો તારી ઇબાદત હજુ વધારે કરશે. તારી મહાનતા અને પવિત્રતા ખૂબ વધારે બયાન કરશે. અલ્લાહ તઆલા કહે છે : તેઓ મારી પાસે શું માગે છે ? ફરિશ્તાઓ કહે છે : તેઓ તારી પાસે જન્નત માગે છે. ખુદા કહે છે : તેમણે જન્નત જોઇ છે ? ફરિશ્તાઓ કહે છે : ખુદાની કસમ ! તેમણે જન્નત જોઇ તો નથી. ખુદા કહે છે : જો તેઓ જન્નત જોઇ લે તો તેમની કેવી હાલત હશે ? ફરિશ્તાઓ કહે છે : જો તેઓ જન્નત જોઇ લે તો તેમને એની પુષ્કળ ઇચ્છા અને તમન્ના રહેશે અને તેઓ એની ખૂબ ઇચ્છા રાખશે. અલ્લાહ કહે છે : તેઓ કઇ વસ્તુથી પનાહ માગે છે ? ફરિશ્તાઓ કહે છે : તેઓ દોઝખથી પનાહ માગે છે ? ખુદા કહે છે : શું તેમણે દોઝખ જોઇ છે ? ફરિશ્તાઓ કહે છે : ખુદાની કસમ ! તેમણે દોઝખ જોઇ નથી. ખુદા કહે છે : જો તેઓ દોઝખને જોઇ લે તો તેમની કેવી હાલત હશે ? ફરિશ્તાઓ કહે છે : જો તેઓ દોઝખને જોઇ લે તો એનાથી ખૂબ નાસભાગ કરશે અને ખૂબ ડરશે. અલ્લાહ કહે છે : તો હું તમને ગવાહ રાખીને કહું છું કે, મેં તેમને બખ્શી દીધા. એ પરથી એક ફરિશ્તો કહે છે કે, ફલાણો માણસ તો તેમનામાંથી ન હતો. કોઇ કામ અર્થે તેમની પાસે આવ્યો હતો. અલ્લાહ તઆલા કહે છે : એ લોકો એવા છે કે, તેમની પાસે બેસનારો પણ નાસીપાસ થતો નથી.

## 'લા હવ્લ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ' પઢવું

(૧૪૭/૬૬૭૧) હઝરત અબૂ મૂસા

અશ્અરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક ડુંગર પર ચઢવાનું શરૂ કર્યું. એક માણસે જોરથી કહ્યું : **લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વલ્લાહુ અકબર.** હુઝૂર તે વખતે ખચ્ચર પર સવાર હતા. આપે કહ્યું : તમે કોઇ બહેરા અથવા ગાયબ માણસને બોલાવતા નથી. પછી મને કહ્યું : અબૂ મૂસા, શું હું તમને એવો એક શબ્દ ન બતાવું જે જન્નતના ખજાનાનો છે. મેં કહ્યું : બતાવો. આપે કહ્યું : તે શબ્દ **લા હવ્લ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ** છે.

## અલ્લાહના નવ્વાણું નામ છે

(૧૪૮/૬૬૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાના નવ્વાણું નામ છે. જે એને યાદ કરી લેશે તે જન્નતમાં દાખલ થશે. તે એકલો છે અને એકીને પસંદ કરે છે.

## વારંવાર વઅઝ-નસીહત કરવી

(૧૪૯/૬૬૭૩) શકીક કહે છે : અમે અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદની રાહ જોતા હતા, એવામાં યઝીદ ઇબ્ને મુઆવિયા આવ્યો. અમે કહ્યું કે, બેસતો નથી ? તે કહેવા લાગ્યો કે, ના, બલ્કે અંદર જઇને તમારા દોસ્ત (ઇબ્ને મસ્ઊદ)ને મોકલું છું. નહીં તો પછી પોતે આવી જઇશ. થોડી વાર પછી હઝરત અબ્દુલ્લાહ યઝીદનો હાથ પકડીને બહાર આવ્યા અને અમારી પાસે ઉભા રહીને કહ્યું : મને તમારી હાજરીની ખબર તો થઇ ગઇ હતી, પરંતુ મને બહાર આવવાથી ફકત એ વાત રોકતી હતી કે, રસૂલુલ્લાહ (સલ.) અમારા તંગ આવી જવાના કારણે વઅઝના દિવસોમાં કદી છુટ્ટી કરીને અમારી ખબર લેતા હતા.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# કિતાબુર્રિકાક

## એવી હદીસો જેનાથી દિલ નર્મ પડીને આખિરત તરફ વળી જાય

## હદીસ 'લા અયશ ઇલ્લા અયશુલ આખિરતિ'નું સ્પષ્ટીકરણ

(૧૫૦/૬૬૭૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : બે નેઅમતો છે જેમાં ઘણા લોકોને નુકસાન થાય છે. તંદરૂસ્તી અને રોજીનો સંતોષ.

(૧૫૧/૬૬૭૫) હઝરત અનસ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું હતું : ઝિન્દગી તો ફકત આખિરતની જ ઝિન્દગી છે. તું અનસારી અને મુહાજિરોને બખ્શી દે.

(૧૫૨/૬૬૭૬) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ખન્દકમાં હતા. હુઝૂર (સલ.) ખોદી

રહ્યા હતા. અમે માટી બહાર લાવતા હતા. હુઝૂરે અમને જોઇને કહ્યું : એય અલ્લાહ ! ઝિન્દગી તો હકીકતમાં આખિરતની જ ઝિન્દગી છે. એટલે તું અનસારો અને મુહાજિરોને બખ્શી દે.

## આખિરતની સરખામણીમાં અલ્લાહ તઆલા દુનિયાનો દરજ્જો વર્ણવે છે

**અન્નમલ હયાતુદ્દ દુન્યા લઇબું વ્વ લહવુન.....**

(૧૫૩/૬૬૭૭) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે : જન્નતમાં કોરડો નાખવાની જગ્યા દુનિયા અને દુનિયાની દરેક વસ્તુ કરતાં સારી છે. ખુદાના રસ્તામાં સવાર અથવા સાંજના જિહાદ કરવી દુનિયા અને દુનિયામાંની વસ્તુઓ કરતાં સારી છે.

## રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, દુનિયામાં મુસાફિર અથવા રાહદારીની જેમ તમે છો

(૧૫૪/૬૬૭૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મારા બંને ખભા પકડીને કહ્યું કે, દુનિયામાં મુસાફિર અથવા રાહદારીના જેમ રહેજો. આ જ કારણસર ઇબ્ને ઉમર કહેતા હતા કે, સાંજ પડે તો સવારની રાહ ન જુઓ અને સવાર પડે તો સાંજની રાહ ન જુઓ. તંદરૂસ્તીના સમયથી બીમારીના સમય માટે તૈયારી કરો અને ઝિન્દગીમાં મૃત્યુની તૈયારી કરો.

## લાંબી ઉમ્મીદનું વર્ણન

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફમન ઝુહઝિહ અનિન્નારિ વ ઉદખિલલ જન્નત ફકદ ફાઝ વ મલ હયાતુદ્દ દુન્યા ઇલ્લા મતાઉલ ગુરૂર' જે માણસને આગમાંથી દૂર કરી દેવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરી દેવામાં આવ્યો તે કામિયાબ થઇ ગયો. ઝિન્દગી તો એક દગો દેનારી પુંજી છે**

**બીજી આયતમાં છે : 'ઝર્હુમ યઅકુલુ વ યતમત્તઊ વ યુલહિહિમુલ અમલુ ફસવ્ફ યઅલમૂન' દિંવા તેમને છોડો. ખાતા રહે. મજા કરતા રહે. તેમની ઉમ્મીદે તેમને ગફલતમાં નાખી દીધા. થોડા સમય પછી તેમને ખબર પડી જશે**

**હઝરત અલી મુર્તઝાનું કથન છે કે, દુનિયા પીઠ ફેરવીને જાય છે અને આખિરત સામે મોંએ આવે છે. બંનેમાંથી દરેકની ઔલાદ છે, પરંતુ આખિરતની ઔલાદ બનો. દુનિયાની ઔલાદ ન બનો. કારણ કે, આજે અમલ**

**છે, હિસાબ નથી. કાલે હિસાબ હશે, અમલ નહીં હોય**

(૧૫૫/૬૬૭૯) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ચાર ખુણાવાળી લીટી ▭ દોરી. તેની વચ્ચે એક લીટી કંઇક બહાર નીકળતી ▭ દોરી. વચ્ચેની લીટીની બાજુમાં બીજી નાની નાની લીટીઓ ▭ દોરી. પછી કહ્યું : આ માનવી છે અને આ મૃત્યુએ એને ઘેરો ઘાલ્યો છે. આ બહાર નીકળેલી લીટી એની આશા છે. આ નાની નાની લીટીઓ દુનિયાની જરૂરિયાતો છે. જો એક ઘટનામાંથી માણસ છુટી જાય છે તો બીજી (ઘટના) તેને પકડી લે છે અને તેમાંથી પણ છટકી જાય છે તો ત્રીજી તેને પકડી લે છે.

(૧૫૬/૬૬૮૦) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કેટલીક લીટીઓ દોરી અને કહ્યું કે, આ આશા છે અને આ મોત છે. માનવી એ જ હાલતમાં હોય છે કે, નજીકની લીટી (કિંવા મોત) આવી પહોંચે છે.

**જો માનવીની વય ૬૦ વરસની થઇ જાય તો પછી વયનું કોઇ બહાનું તેના માટે બાકી રહેતું નથી. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'અવ લમ નુઅમ્મિરકુમ મા યતઝક્કરૂ ફીહિ મન તઝક્કર વ જાઅકુમુ ન્નઝીર' શું અમે તમને એટલી ઉંમર આપી નથી કે જો માણસ એનાથી નસીહત લેવા માંગે તો લઇ શકે છે અને (અઝાબથી) ડરાવનાર પણ તમારી પાસે આવી પહોંચ્યો**

(૧૫૭/૬૬૮૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ તે માણસનું બહાનું રદ કરી દીધું જેના મૃત્યુને પાછળ ઠેલ્યું, અહીં સુધી કે તેને ૬૦ વરસની ઉંમરે પહોંચાડી દીધો.

(૧૫૮/૬૬૮૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.) કહેતા હતા : વૃધ્ધ માનવીનું મન હંમેશા બે વસ્તુઓ માટે યુવાન રહે છે. દુનિયાની મુહબ્બત અને લાંબી આશા.

(૧૫૯/૬૬૮૩) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : માણસની ઉંમર વધે છે તો બે વસ્તુઓ પણ તેની સાથે વધે છે. માલની મુહબ્બત અને લાંબી ઉંમર(ની ઇચ્છા).

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૫૫/૬૬૭૯) મૃત્યુએ માનવીને ઘેરી લીધો છે. માનવીની ઇચ્છાઓ તેનાથી આગળ વધી રહી છે. જીવનમાં મુસીબતો આવતી રહે છે. એકમાંથી છુટકારો મળે કે બીજી આવી રહે છે. અહીં સુધી કે માનવી મૃત્યુની નજીક પહોંચી જાય છે.

## એવું કામ જેનો હેતુ ખુદાને રાજી કરવાનો હોય

(૧૬૦/૬૬૮૪) ઇત્બાન ઇબ્ને સાલિમ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) સવારે મારી પાસે આવ્યા. આપે કહ્યું : જે માણસ અલ્લાહને રાજી કરવા માટે 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' કહે છે તે જ્યારે કિયામતના દિવસે અલ્લાહની સામે જશે ત્યારે અલ્લાહ તેના પર દોઝખને હરામ કરી દેશે.

(૧૬૧/૬૬૮૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે, હું મારા મુઅમિન બંદાની કોઇ દુનિયાની વહાલી વસ્તુ લઇ લઉં છું (કિંવા ઔલાદ વગેરેનું અવસાન થાય છે) અને તે સવાબની આશાએ સબ્ર કરે છે તો મારી પાસે તેનો બદલો ફકત જન્નત છે.

## દુનિયાની તાજગી, રોનક અને લાલચથી બચવું

(૧૬૨/૬૬૮૬) હઝરત અમ્ર ઇબ્ને ઔફ બદરી કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહને બેહરૈનથી જિઝયા (જજીયા વેરો) લાવવા માટે મોકલ્યા. હુઝૂરે બેહરૈનવાસીઓ સાથે સુલેહ કરી લીધી હતી. અલા ઇબ્ને હઝરમીને ત્યાંના ગવર્નર મુકર્રર કર્યા હતા. અબૂ ઉબૈદા બેહરૈનથી માલ લઇને હાજર થયા. અનસારીઓ તેમના આગમનની ખબર સાંભળીને ફજની નમાઝમાં હુઝૂર સાથે શામિલ થઇ ગયા. હુઝૂરે જ્યારે સલામ ફેરવી ત્યારે લોકો સામે દેખાયા. તેમને જોઇને હુઝૂર હસ્યા. આપે કહ્યું : હું માનું છું કે, તમે અબૂ ઉબૈદાના આગમનની ખબર સાંભળી લીધી અને એ વાતની પણ તમને ખબર પડી ગઇ કે તેઓ કંઇ લઇને આવ્યા છે. અનસારીઓએ કહ્યું : જી હા. આપે કહ્યું : ખુશ રહો અને ખુશ કરનારી વસ્તુની આશા રાખો. કારણ કે, ખુદાની કસમ ! મને નાદારીનો તો ભય નથી, બલ્કે એ વાતનો ભય છે કે, તમારા માટે પણ દુનિયા એટલી વ્યાપક થઇ જશે જેટલી તમારાથી પહેલાંના લોકો માટે વ્યાપક થઇ હતી. જેવી રીતે તે લોકો લાલચ કરવા લાગ્યા હતા અને દુનિયાએ તેમને ગાફિલ બનાવી દીધા હતા તેવી રીતે તમે પણ લાલચ કરવા લાગશો અને દુનિયા તમને ગાફિલ બનાવી દેશે.

(૧૬૩/૬૬૮૭) હઝરત ઉકબા ઇબ્ને આમિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક દિવસ બહાર આવ્યા અને ઉહદના શહીદોની નમાઝ એવી જ પઢી જેવી રીતે મય્યિતની નમાઝ પઢતા હતા. નમાઝ પઢીને મિમ્બર તરફ ગયા. આપે કહ્યું : હું તમારો આગેવાન છું. હું તમારો ગવાહ છું. ખુદાની કસમ ! હું અત્યારે મારી હોઝને જોઇ રહ્યો છું. મને જમીનના

ખજાનાઓની ચાવીઓ આપવામાં આવી છે. ખુદાની કસમ ! મને એ ભય તો નથી કે, મારા પછી તમે મુશ્રિક બની જશો, બલ્કે ભય એ વાતનો છે કે, તમે દુનિયાની લાલચ કરવા લાગશો.

(૧૬૪/૬૬૮૮) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મને સૌથી મોટો ડર તમારા વિષે એ વસ્તુનો છે, જેને અલ્લાહ તઆલાએ તમારા માટે જમીનની બરકતોમાંથી પેદા કરી છે. પૂછવામાં આવ્યું કે, જમીનની બરકત શું છે ? આપે કહ્યું : દુનિયાની તાજગી અને શણગાર. એક માણસે કહ્યું : હુઝૂર, શું ભલાઈમાંથી પણ બુરાઈ જન્મી શકે છે ? આ સાંભળીને હુઝૂર થોડી વાર ચુપ રહ્યા. અમને વિચાર આવ્યો કે, આપ પર વહી ઉતરી રહી છે. પછી આપે મુબારક પેશાની પરથી પરસેવો લૂછીને કહ્યું કે, પૂછનાર ક્યાં છે ? તે માણસે કહ્યું : હું હાજર છું. આપે કહ્યું : ભલાઈથી તો ભલાઈ જ પેદા થાય છે. એ માલ લીલોછમ અને તાજો છે, પરંતુ વસંત ઋતુમાં જે હરિયાળી પેદા થાય છે (તેને જો જાનવર અતિશય પ્રમાણમાં ખાય તો) તેને હલાક કરી દે છે અથવા હલાક થવાની સ્થિતિમાં મૂકી દે છે. હા, જે ચારો ખાનાર જાનવર એટલું ખાય છે કે, જ્યારે ધરાઈ જાય છે ત્યારે તડકામાં જઈને વાગોળે છે. પેશાબ કરે છે. મળ કરે છે. પછી પાછું આવીને ખાવાનું શરૂ કરી દે છે એ માલ જરૂર મીઠો છે. જે માણસ એને હક્કથી લઈને યોગ્ય જગ્યાએ ખર્ચ કરે છે તો એ શ્રેષ્ઠ મદદગાર છે. જે માણસ એને નાહક લે છે તે એવા માણસ જેવો છે જે ખાય તો છે, પરંતુ ધરાતો નથી.

(૧૬૫/૬૬૮૯) હઝરત ઈમ્રાન ઈબ્ને હુષેન કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : તમારા લોકોમાં શ્રેષ્ઠ લોકો મારા સમયના છે. પછી તે લોકો છે જે તેમના પછી આવશે. પછી તે લોકો છે જે તેમના પછી આવશે. તે પછી એવા લોકો આવશે જેઓ બોલાવ્યા વગર ગવાહી આપશે. ખયાનત કરશે. અમાનતદાર નહીં હોય. મન્નત માનશે, પરંતુ પૂરી નહીં કરે. તેમનામાં જાડાપણું સ્પષ્ટ દેખાશે.

(૧૬૬/૬૬૯૦) હઝરત અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, શ્રેષ્ઠ લોકો મારા સમયના છે. પછી તે લોકો છે જે તેમના પછી આવશે. પછી તે લોકો જે તેમના પછી આવશે. છેવટે એવા લોકો આવશે, જેમની ગવાહી કસમથી પહેલાં અને કસમો ગવાહી પહેલાં હશે.

(૧૬૭/૬૬૯૧) હઝરત ખબ્બાબ (રદિ.)એ પેટ પર સાત ડામ મૂકાવ્યા હતા. તેઓ કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ જો અમને મોતની દુઆ કરવાની મનાઈ ન કરી હોત તો હું મરવાની દુઆ કરત. હુઝૂરના સહાબા

ગુજરી ગયા અને દુનિયાએ તેમને કંઇ નુકસાન પહોંચાડયું નહીં. અમને એટલી બધી દુનિયા મળી ગઇ કે, માટી સિવાય અમને તેનું કોઇ ઠેકાણું દેખાતું નથી.

(૧૬૮/૬૬૯૨) કૈસ કહે છે : હું હઝરત ખબ્બાબ પાસે ગયો. તેઓ દીવાલ બનાવી રહ્યા હતા. તેઓ કહેવા લાગ્યા કે, અમારા સાથીઓ ચાલ્યા ગયા અને દુનિયાએ તેમને કંઇ નુકસાન પહોંચાડયું નહીં, પરંતુ તેમના પછી અમને એટલી બધી દોલત મળી કે અમને માટી સિવાય તેનું બીજું કોઇ ઠેકાણું દેખાતું નથી.

(૧૬૯/૬૬૯૩) હઝરત ખબ્બાબ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હિજરત કરી હતી.....

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ ન્નાસુ ઇન્ન વઅ્દ લ્લાહિ હક્કુન ફલા તગુર્રન્નકુમુલ હયાતુ દુન્યા વ લાયગુર્રન્નકુમ બિલ્લાહિલ ગરૂર.....' ઇમામ બુખારી કહે છે : 'સઇર'નું બહુવચન 'સુઉર' આવે છે. મુજાહિદ કહે છે કે, 'ગરૂર'થી શયતાન મુરાદ છે**

(૧૭૦/૬૬૯૪) ઇબ્ને અબાન કહે છે : હું હઝરત ઉસ્માન (રદિ.) પાસે વુઝૂનું પાણી લઇ ગયો. તેઓ નિતંબ પર બેઠા હતા. (પાણી લઇને) પૂરેપૂરૂં વુઝૂ કર્યું. પછી કહેવા લાગ્યા : મેં રસૂલુલ્લાહ (સલ.)ને આ પ્રમાણે જ બેસીને સારી રીતે વુઝૂ કરતાં જોયા છે. હુઝૂરે કહ્યું હતું કે, જે માણસ આ પ્રમાણે વુઝૂ કરીને મસ્જિદમાં જઇને બે રકઅત પઢે. પછી (નમાઝની રાહ જોઇને) બેસે તો તેના આગલા ગુનાહો બખ્શી દેવામાં આવે છે. હુઝૂરે એમ પણ કહ્યું હતું કે, છેતરાશો નહીં.

## સારા માણસોનું મરી જવું

(૧૭૧/૬૬૯૫) મિરદાસ અસ્લમી કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : એક પછી એક સારા માણસો મરી જશે અને ખરાબ જવ અથવા ખરાબ ખજુરની જેમ ખરાબ માણસો રહી જશે. જેમની અલ્લાહ તઆલા કંઇ પરવા નહીં કરે.

## માલના ફિત્નાથી બચવું

### આયત 'ઇન્નમા અમ્વાલુકુમ વ અવલાદુકુમ ફિત્નતુન'ની તફસીર

(૧૭૨/૬૬૯૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દિરહમ-દીનાર (નાણાં)નો ગુલામ, કાળા કામળાનો ગુલામ અને ધારીદાર કામળાનો ગુલામ બરબાદ થાય. જો તેને આપવામાં આવે તો ખુશ થાય છે અને ન આપવામાં આવે તો નારાજ થાય છે.

(૧૭૩/૬૬૯૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)

કહેતા હતા કે, જો માણસ પાસે માલની બે ખીણો હોય તો પણ તે ત્રીજીની ઇચ્છા રાખશે. માણસનું પેટ માટી સિવાય બીજી કોઇ વસ્તુ ભરતી નથી. જે માણસ તૌબા કરે છે તેની તૌબા ખુદા કબૂલ કરે છે.

(૧૭૪/૬૬૯૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જો માણસ પાસે જંગલ જેટલો માલ હોય તો પણ તે એમ જ ઇચ્છે છે કે હજુ વધુ હોય. માણસની આંખ માટી સિવાય બીજી કોઇ વસ્તુથી ભરાતી નથી. જે માણસ ખુદા પાસે તૌબા કરે છે તેની તૌબા ખુદા કબૂલ કરે છે.

(૧૭૫/૬૬૯૯) ઇબ્ને ઝુબેર ખુત્બા દરમ્યાન કહી રહ્યા હતા : લોકો ! રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા કે, જો માણસને સોનાથી ભરેલું જંગલ આપવામાં આવે તો પણ તે એ વાતની જ ઇચ્છા રાખશે કે, એટલું જ એને બીજીવાર પણ મળે. જો બીજી વાર પણ આપી દેવામાં આવે તો તે ત્રીજીવાર એટલો જ માલ મળવાની આશા રાખશે. માણસના પેટને માટી સિવાય બીજી કોઇ વસ્તુ ભરતી નથી. જે માણસ ખુદા પાસે તૌબા કરે છે તેની તૌબા ખુદા કબૂલ કરે છે.

(૧૭૬/૬૭૦૦) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો માણસ પાસે સોનાનું જંગલ હોય તો તે એ વાતની આશા રાખશે કે, તેની પાસે બે જંગલ થઇ જાય. તેના મોંને માટી સિવાય બીજી કોઇ વસ્તુ ભરી શકતી નથી. જે માણસ ખુદા પાસે તૌબા કરે છે તેની તૌબા ખુદા કબૂલ કરે છે.

**રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું છે કે, આ દુનિયાનો માલ મીઠો અને તાજો છે**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઝુય્યિન લિન્નાસિ હુબ્બુ શશહવાતિ મિન ન્નિસાઇ વલ બનીન વલ કનાતીરિલ મુકન્તરતિ....'**

**હઝરત ઉમર (રદિ.)એ કહ્યું હતું કે, એય અલ્લાહ ! અમારાથી એવું થઇ શકતું નથી કે, તેં અમને જે કંઇ શણગાર અને શોભા આપી છે તેનાથી ખુશ ન થઇએ. એય અલ્લાહ ! હું તને વિનંતી કરૂં છું કે, તું મને યોગ્ય ખર્ચ કરવાની તૌફીક આપ**

(૧૭૭/૬૭૦૧) હકીમ ઇબ્ને હિઝામ કહે છે : મેં રસૂલે પાક (સલ.) પાસે થોડોક માલ માગ્યો. હુઝૂરે આપ્યો. મેં ફરી માગ્યો. આપે ફરી આપ્યો. મેં ત્રીજીવાર માગ્યો. આપે ફરી આપ્યો. છેવટે કહ્યું કે, હકીમ, આ માલ તાજો અને મીઠો છે. જે માણસ એને લાલચ વગર લે છે તેને બરકત આપવામાં આવે છે. જે માણસ લાલચથી એને લે છે તેને

બરકત આપવામાં આવતી નથી. તેની હાલત એવા માણસ જેવી હોય છે જે ખાય તો છે, પરંતુ ધરાતો નથી. ઉપરનો હાથ નીચેના હાથ કરતાં સારો છે.

## જે માણસ આગળથી પોતાનો માલ મોકલી આપે બસ તે જ તેનો છે

(૧૭૮/૬૭૦૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી કોને પોતાની પાસે રહેલા માલ કરતાં વારસદાર પાસે પહોંચેલો માલ સારો લાગે છે ? સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમારામાંથી દરેકને પોતાની પાસે રહેલો માલ જ સારો લાગે છે. આપે કહ્યું : તો હકીકતમાં પોતાનો માલ તો તે જ છે જે આગળથી મોકલી દીધો અને વારસદારનો માલ તે છે જે પાછળ મૂકી ગયો.

## ઘણા માલદારો જ કિયામતના દિવસે સવાબથી મુફલિસ હશે

**અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'મન કાન યુરીદુલ હયાતદ્ દુન્યા વ ઝીનતહા....'**

(૧૭૯/૬૭૦૩) હઝરત અબૂઝર (રદિ.) કહે છે : એક રાત્રે હું નીકળ્યો. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) એકલા પગપાળા જઇ રહ્યા છે. આપની સાથે કોઇ નથી. મને વિચાર આવ્યો કે હુઝૂર (અત્યારે) પોતાની સાથે કોઇના ચાલવાનું યોગ્ય સમજતા નથી. એટલે હું ચંદ્રના અજવાળાથી બચીને ચાલવા લાગ્યો. હુઝૂરે ગરદન ફેરવીને જોયું અને પૂછયું કે, કોણ છે ? મેં કહ્યું કે, હું અબૂઝર છું. હું હુઝૂર પર કુરબાન. આપે કહ્યું કે, અબૂઝર આવો. હું હુઝૂરની સાથે થોડીવાર ચાલતો રહ્યો. આપે કહ્યું : જે લોકો વધારે માલદાર છે તેઓ જ કિયામતના દિવસે વધારે નાદાર હશે. હા, જે માણસને અલ્લાહે માલ આપ્યો અને તેને આગળ-પાછળ અને જમણે-ડાબે ફેંકી દીધો અને તેને યોગ્ય જગ્યાએ ખર્ચ કર્યો. ખેર, હુઝૂર સાથે થોડી વાર હું વધુ ચાલતો રહ્યો. હુઝૂરે મને એક જગ્યાએ બેસાડયો, જેની આજુબાજુ પત્થર હતા. આપે કહ્યું કે, જ્યાં સુધી હું આવું નહીં ત્યાં સુધી અહીં બેસી રહેજો. આમ કહીને પોતે પથરાળ ભૂમિ તરફ ચાલી નીકળ્યા. અહીં સુધી કે, મારી નઝરથી ગાયબ થઇ ગયા અને ઘણી વાર સુધી ગાયબ રહ્યા. ઘણી વાર પછી આવતા દેખાયા. મેં સાંભળ્યું કે, આપ આવા શબ્દો બોલતા જતા હતા : 'ભલેને વ્યભિચાર અને ચોરી કરી હોય.' જ્યારે આપ આવ્યા ત્યારે મારાથી

રહેવાયું નહીં. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું આપ પર કુરબાન, આપ પથરાળ જમીનની આસપાસ કોની સાથે વાતચીત કરતા હતા ? હું તો કોઇને જવાબ દેતા સાંભળતો ન હતો. આપે કહ્યું : તે જિબ્રઇલ હતા. જે પથરાળ ભૂમિની એક બાજુએ મને મળ્યા હતા. તેમણે કહ્યું હતું કે, તમારી ઉમ્મતને એ વાતની ખુશખબરી આપી દો કે જે માણસ મરી જાય અને મુશ્રિક ન હોય તે જન્નતમાં દાખલ થશે. મેં કહ્યું કે, જો તે ચોરી અને વ્યભિચાર કરે (તો પણ જન્નતમાં દાખલ થશે ?) જિબ્રઇલે કહ્યું : હા. મેં કહ્યું કે, જો તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ ? જિબ્રઇલે કહ્યું : હા, મેં કહ્યું : જો તેણે ચોરી અને વ્યભિચાર કર્યો હોય તો પણ ? જિબ્રઇલે કહ્યું : હા, ભલેને તેણે દારૂ પણ પીધો હોય. ઇમામ બુખારી કહે છે કે, આ હુકમ ત્યારે છે જ્યારે કે મરતી વખતે તેણે તૌબા કરી હોય અને **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** કહ્યું હોય.

## હદીસ 'મા ઉહિબ્બુ અન્ન લી ઉહદન ઝહબન'નું સ્પષ્ટીકરણ

(૧૮૦/૬૭૦૪) હઝરત અબૂઝર કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મદીનાની પથરાળ ઝમીન પર જઇ રહ્યો હતો, એવામાં ઉહદ પહાડ સામે દેખાયો. હુઝૂરે કહ્યું : અબૂઝર ! મેં કહ્યું કે, જી હુઝૂર. આપે કહ્યું : જો મારી પાસે ઉહદ બરાબર સોનું હોય તો મને એ વાતથી ખુશી નહીં થાય કે, તેમાંથી એક સોનામહોર પણ ત્રણ દિવસ કરતાં વધારે મારી પાસે બાકી રહે, તે ભાગ સિવાય જેને દેવું ચુકવવા માટે હું રહેવા દઉં, બલ્કે હું તો એમ જ કહીશ કે ખુદાના બંદાઓ ! આ પ્રમાણે, આ પ્રમાણે અને આ પ્રમાણે જમણે-ડાબે અને પાછળ (લૂટાવે છે) આમ કહીને હુઝૂર ફરી ચાલવા માંડયા. થોડી વાર પછી કહ્યું કે, જે લોકો વધારે માલદાર છે તેઓ જ કિયામતમાં નાદાર હશે, તે લોકો સિવાય જેઓ આ પ્રમાણે, આ પ્રમાણે અને આ પ્રમાણે જમણે, ડાબે અને પાછળ લૂટાવે છે, પરંતુ એવા લોકો ઓછા છે. ત્યાર પછી મને કહ્યું કે, જ્યાં સુધી હું આવું નહીં ત્યાં સુધી તમારી જગ્યાએથી ન હઠશો. આ પ્રમાણે કહીને હુઝૂર રાત્રિના અંધકારમાં એક તરફ રવાના થઇ ગયા. અહીં સુધી કે અદશ્ય થઇ ગયા. મને એક ચીસ સંભળાઇ. મને ડર લાગ્યો કે, કયાંક હુઝૂર સાથે કોઇ અસાધારણ ઘટના ન બની હોય. એટલે હુઝૂર પાસે જવાનો ઇરાદો કર્યો, પરંતુ

આપનો હુકમ યાદ આવ્યો કે જ્યાં સુધી હું પાછો ન આવું ત્યાં સુધી તમારી જગ્યાએથી હઠશો નહીં. લાચાર થઇને હું જગ્યા પરથી ન હઠયો, અહીં સુધી કે હુઝૂર આવ્યા. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં એક અવાજ સાંભળ્યો હતો. જેનાથી મને ડર લાગ્યો હતો, પરંતુ આપનું ફરમાન મને યાદ આવ્યું. આપે કહ્યું : શું તેં અવાજ સાંભળ્યો હતો ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : તે જિબ્રઇલ હતા. મારી પાસે આવ્યા હતા. તેઓ કહેતા હતા : જે માણસ આપની ઉમ્મતમાંથી ગેરમુશ્રિક મરી જશે તે જન્નતમાં દાખલ થશે. મેં કહ્યું : જો તે વ્યભિચાર અને ચોરી કરે તો પણ ? તેમણે કહ્યું : ભલેને તે વ્યભિચાર અને ચોરી કરે.

(૧૮૧/૬૭૦૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો મારી પાસે ઉહદ (પહાડ) જેટલું સોનું હોય તો મને એ વાતની ખુશી થશે કે, ત્રણ રાત્રિઓ પસાર થવા ન પામે કે મારી પાસે તેમાંથી દેવું ચુકવવા જેટલા સોના સિવાય બીજું કંઇ બાકી ન રહે.

## બિનમોહતાજી હકીકતમાં દિલની બિનમોહતાજી છે

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અ યહસબૂન અન્નમા નુમિદ્દુહુમ બિહિ મિન માલિં વ્વ બનીન' શું તેઓ એવું સમજે છે કે, અમે માલ અને ઔલાદથી તેમની મદદ કરીએ છીએ ? ઇબ્ને ઉયયના કહે છે : તેમણે અમલ કર્યો નથી, પરંતુ કરશે ઝરૂર**

(૧૮૨/૬૭૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બિનમોહતાજી પુષ્કળ માલના કારણે પેદા થતી નથી, બલ્કે બિનમોહતાજી દિલની બિન-મોહતાજી છે.

## ગરીબાઇની ફઝીલત

(૧૮૩/૬૭૦૭) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક માણસ રસૂલુલ્લાહ (સલ.) તરફ આવતો દેખાયો. બીજો એક માણસ હુઝૂરની સામે બેઠો હતો. તેને હુઝૂરે પૂછયું કે, આ માણસ વિષે તમારો શું અભિપ્રાય છે ? તેણે કહ્યું કે, એ માણસ મોટા લોકોમાંથી છે. જો એ કોઇ જગ્યાએ શાદીની વાત મોકલે તો ખુદાની કસમ ! એની સાથે શાદી કરવા લાયક છે અને જો ભલામણ કરે તો એની ભલામણ કબૂલ કરવા લાયક છે. આ સાંભળીને હુઝૂર ચુપ થઇ ગયા. થોડીવાર પછી બીજો એક માણસ પસાર થયો. હુઝૂરે કહ્યું કે, એના વિષે

શું અભિપ્રાય છે ? તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એ માણસ મુસલમાન ગરીબોમાંથી છે. જો એ શાદીનો પયગામ મોકલે તો એની સાથે શાદી કરવા લાયક નથી અને ભલામણ કરે તો ભલામણ સ્વીકારવા લાયક નથી. જો એ કંઇ કહે તો એની વાત સાંભળવામાં ન આવે. હુઝૂરે કહ્યું : આખી પૃથ્વી પરના તેના (ધનિક) જેવા માણસો કરતાં એ સારો છે.

(૧૮૪/૬૭૦૮) હઝરત અબૂ વાઇલ કહે છે કે, અમે હઝરત ખબ્બાબ (રદિ.)ની ખબર લેવા માટે ગયા. હઝરત ખબ્બાબે કહ્યું કે, અમે ફકત ખુદાને ખુશ કરવા માટે રસૂલુલ્લાહ (સલ.) સાથે હિજરત કરી હતી. એટલે અમારો સવાબ અલ્લાહ પર વાજિબ થઇ ગયો. હવે અમારામાંથી કેટલાક લોકો તો ચાલ્યા ગયા અને પોતાના વળતરમાંથી કંઇ લઇ શકયા નહીં. તેમાંથી એક મુસ્અબ ઇબ્ને ઉમૈર પણ હતા, જેઓ ઉહદની લડાઇના દિવસે શહીદ થયા હતા. તેઓ એક ચાદર મૂકી ગયા હતા. જો અમે તેનાથી તેમનું માથું ઢાંકતા હતા તો પગ ખુલી જતા હતા અને પગ ઢાંકતા હતા તો માથું ખુલી જતું હતું. છેવટે હુઝૂરે અમને હુકમ આપ્યો હતો કે, માથું ઢાંકી દો અને પગ પર ઇઝખિર ઘાસ મૂકો. કેટલાક લોકોની મહેનતનું ફળ પાકી ગયું અને તેઓ તેને મજાથી તોડી રહ્યા છે.

(૧૮૫/૬૭૦૯) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મેં જન્નતને જોઇ તો ત્યાં મોટે ભાગે તે લોકો જ દેખાયા જેઓ ગરીબ હતા. દોઝખને પણ મેં જોઇ, તેમાં મોટે ભાગે ઓરતોને જોઇ.

(૧૮૬/૬૭૧૦) હઝરત અનસ કહે છે : રસૂલે પાક (સલ.)એ વફાતના સમય સુધી કદી 'ખિવાન' (ઇરાની દસ્તરખ્વાન) પર ખાણું ખાધું નહીં અને વફાતના સમય સુધી ચપાતી ખાધી નહીં.

(૧૮૭/૬૭૧૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યારે મારા (ઘરના) કોઠામાં એવી કોઇ વસ્તુ ન હતી કે કોઇ જાનવર તેને ખાય. બસ થોડાક જવ કોઠામાં હતા. જેને એક મુદ્દત સુધી હું ખાતી રહી. છેલ્લે મેં તેને માપવાનો ઇરાદો કર્યો ત્યારે તે પૂરા થઇ ગયા હતા.

## રસૂલુલ્લાહ (સલ.) અને સહાબાની રોજી કમાવાની રીત અને દુનિયાથી વિદાય થવાની હાલત

(૧૮૮/૬૭૧૨) મુજાહિદ કહે છે કે, હઝરત અબૂ હુરૈરા કહેતા હતા :

તે ખુદાની કસમ છે જેના સિવાય બીજો કોઇ મઅબૂદ નથી, હું ભૂખના કારણે મારા પેટને ઝમીન સાથે ટેકવી દેતો હતો અને અસહ્ય ભૂખના કારણે પેટ પર પત્થર બાંધતો હતો. એક દિવસ હું મુસલમાનોના રસ્તા પર જઇને બેસી ગયો. તે રસ્તેથી લોકો આવ-જા કરતા હતા. થોડી વારે ત્યાંથી અબૂબક્ર પસાર થયા. મેં તેમને કુર્આનની એક આયત પૂછી. માત્ર એટલા માટે પૂછી હતી કે, મને પેટ ભરીને ખાણું ખવડાવશે, પરંતુ હઝરત અબૂબક્ર ચાલ્યા ગયા અને ખાણું ખવડાવ્યું નહીં. પછી હઝરત ઉમર પસાર થયા. મેં તેમને પણ કુર્આનની એક આયત પૂછી અને ફકત એટલા માટે પૂછી કે મને પેટ ભરીને ખાણું ખવડાવશે, પરંતુ તેઓ પણ પસાર થઇ ગયા અને ખાણું ખવડાવ્યું નહીં. છેવટે હુઝૂર (સલ.) આવ્યા. મને જોઇને હસ્યા. મોં પરના ચિન્હો જોઇને મારા મનની વાત સમજી ગયા. પછી કહ્યું કે, અબૂ હુરૈરા ! મેં કહ્યું કે, જી હુઝૂર. આપે કહ્યું : ચાલો. આ પ્રમાણે કહીને ચાલ્યા ગયા. હું પાછળ પાછળ ગયો. હુઝૂર અંદર ગયા. મેં રજા માગી. મને રજા આપી. હું પણ અંદર ગયો. ત્યાં હુઝૂરે દૂધનો એક પ્યાલો મૂકેલો જોયો. આપે પૂછયું, આ કયાંથી આવ્યો ? કહેવામાં આવ્યું કે, ફલાણા માણસે અથવા ઓરતે હુઝૂરને ભેટ રૂપે મોકલ્યો હતો. આપે કહ્યું : અબૂ હુરૈરા ! મેં કહ્યું કે, જી હુઝૂર. આપે ફરમાવ્યું : જઇને સુફફાવાળાઓને બોલાવી લાવો. સુફફાવાળા હકીકતમાં ઇસ્લામના મહેમાન હતા. તેમનું ઘરબાર અને માલ ન હતો. રસૂલુલ્લાહ (સલ.) પાસે જ્યારે સદકાનો માલ આવતો હતો ત્યારે તેમાંથી હુઝૂર પોતે કંઇ ખાતા ન હતા, બલ્કે તેમની પાસે મોકલી દેતા હતા. ભેટ આવતી તો પોતે પણ તેમાંથી કંઇક લેતા હતા અને તેમની પાસે પણ કંઇક મોકલી આપતા હતા. અબૂ હુરૈરા કહે છે : મને હુઝૂરનું આ ફરમાન ગમ્યું નહીં. મેં કહ્યું કે, સુફફાવાળાઓને જોતાં આ દૂધનું પ્રમાણ જ શું છે ? સારૂં તો એ હતું કે, હું એમાંથી પી લેત કે શકિત આવત. હવે સુફફાવાળાઓ આવશે તો હુઝૂર મને હુકમ આપશે. હું હુકમ અનુસાર તેમને આપીશ. બનવા જોગ છે કે, એ દૂધમાંથી મારા ભાગ કંઇ ન આવે, પરંતુ ખુદા અને રસૂલના હુકમના પાલન સિવાય બીજો કોઇ ઉપાય ન હતો. એટલે હું જઇને સુફફાવાળાઓને બોલાવી લાવ્યો. બધા લોકો આવ્યા. હાજર થવાની રજા માંગી. રજા આપવામાં આવી. બધા લોકો ઘરમાં પોતપોતાની જગ્યાએ બેસી ગયા. હુઝૂરે કહ્યું કે, અબૂ હુરૈરા ! મેં

કહ્યું : જી હુઝૂર. આપે કહ્યું : પ્યાલો લઇને એમને આપો. હું પ્યાલો લઇને એક માણસને આપવા લાગ્યો. જ્યારે તે ધરાઇને પી લેતો ત્યારે મને પાછો આપતો. હું બીજાને આપતો. તે પણ મને ધરાઇને પાછો આપતો. એ પ્રમાણે બધા ધરાઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.) સુધી પ્યાલો પહોંચવાની સ્થિતિ સર્જાઇ. હુઝૂરે પ્યાલો લઇને મારા હાથ પર મૂકયો અને મારા તરફ જોઇને હસ્યા. પછી કહ્યું : અબૂ હુરૈરા ! મેં કહ્યું : જી હુઝૂર. ફરમાવ્યું : હું અને તમે બસ બે માણસો રહી ગયા છે. મેં જવાબ આપ્યો કે યા રસૂલલ્લાહ ! આપે સાચું કહ્યું. હુઝૂરે કહ્યું : બેસીને પી લો. મેં બેસીને પીધું. આપે કહ્યું : હજુ પીઓ. મેં વધુ પીધું. આ પ્રમાણે હુઝૂર મને સતત કહી રહ્યા હતા કે પીઓ અને હું પીતો રહ્યો. અહીં સુધી કે મેં કહ્યું કે, તે ખુદાની કસમ છે જેણે આપને સાચા નબી બનાવીને મોકલ્યા છે, હવે ગુંજાઇશ નથી. આપે કહ્યું : તો હવે મને આપો. મેં હુઝૂરને પ્યાલો આપ્યો. આપે ખુદાનો શુક્ર અદા કર્યા અને બિસ્મિલ્લાહ કહીને બાકીનું દૂધ પીધું.

(૧૮૯/૬૭૧૩) હઝરત સઅદ કહે છે કે, હું અરબોમાં સૌથી પહેલો માણસ છું જેણે અલ્લાહના રસ્તામાં તીરંદાઝી કરી છે. અમે એવી હાલતમાં જિહાદ કરતા હતા કે, અમારી પાસે બાવળ અથવા કાંટાવાળા ઝાડના પાંદડાઓ સિવાય બીજો કોઇ ખોરાક ન હતો. હાજત વખતે અમારામાંથી કેટલાક માણસોને બકરીઓની લીંડીઓ જેવી હાજત થતી હતી. એક લીંડી બીજી લીંડી સાથે જોડાયેલી ન હતી. હવે મને બની અસદ ઇસ્લામના શિક્ષણથી માહિતગાર કરવા માગે છે. જો એવું હોય તો હું નિષ્ફળ ગયો અને મારી મહેનત એળે ગઇ.

(૧૯૦/૬૭૧૪) હઝરત આઇશા કહે છે : જ્યારથી હુઝૂર મદીના આવ્યા ત્યારથી લઇને વફાતના સમય સુધી મુહમ્મદના ઘરવાળાંઓએ સળંગ ત્રણ દિવસ ઘઉંનો ખોરાક ધરાઇને ખાધો નથી.

(૧૯૧/૬૭૧૫) હઝરત આઇશા કહે છે : મુહમ્મદના ઘરવાળાંઓએ કદી કોઇ દિવસ બે કોળીયા ખાધા નથી, પરંતુ બેમાંનો એક કોળીયો ખજુરનો હતો.

(૧૯૨/૬૭૧૬) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નું બિછાનું ચામડાનું હતું. તેમાં ખજુરની છાલ ભરેલી હતી.

(૧૯૩/૬૭૧૭) કતાદા કહે છે કે, અમે હઝરત અનસ (રદિ.) પાસે જતા

હતા. તેમનો બબરચી (રસોઇઓ) ઉભેલો હોય અને તેઓ કહેતા હતા : ખાઓ. હું જાણતો નથી કે રસૂલુલ્લાહ (સલ.)એ વફાતના સમય સુધી ચપાતી જોઇ હોય અને પોતાની મુબારક આંખથી કદી ભુંજેલી બકરી જોઇ હોય.

(૧૯૪/૬૭૧૮) હઝરત આઇશા કહે છે કે, અમારા પર મહીનો વીતી જતો હતો અને અમે આગ સળગાવતા ન હતા, બલ્કે ખજુર અને પાણી પર નિર્વાહ થતો હતો. હા, જો કયાંકથી ગોશ્ત આવી જતો (તો અમે રાંધતા હતા).

(૧૯૫/૬૭૧૯) હઝરત ઉરવા કહે છે કે, હઝરત આઇશા મને કહેતાં હતાં કે, ભાણેજ, અમે બે મહીનામાં ત્રણ ચાંદ જોઇ લેતાં હતાં અને રસૂલુલ્લાહ (સલ.)ના ઘરમાં આગ સળગતી ન હતી. મેં કહ્યું કે, પછી તમારૂં ગુજરાન કઇ વસ્તુથી થતું હતું ? તેમણે કહ્યું : ખજૂર અને પાણીથી, પરંતુ હુઝૂરના કેટલાક અનસારી પડોશીઓ હતા. તેમની પાસે દૂધારી બકરીઓ હતી. તેઓ હુઝૂર (સલ.)ને દૂધ દોહીને આપતા હતા. હુઝૂર અમને તે પીવા માટે આપતા હતા.

(૧૯૬/૬૭૨૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, એય અલ્લાહ ! મુહમ્મદના ઘરવાળાંઓને ઝિન્દગીના લાયક રોઝી આપ.

## હંમેશ અમલ કરો, પરંતુ મધ્યમ રીતે

(૧૯૭/૬૭૨૧) મસ્રૂક કહે છે : મેં હઝરત આઇશાને પૂછયું કે, રસૂલે પાક (સલ.)ને સૌથી શ્રેષ્ઠ કયો અમલ લાગતો હતો ? તેમણે કહ્યું : એવું કામ કે જેને હંમેશ કરવામાં આવે. મેં કહ્યું : હુઝૂર કયારે ઉઠતા હતા ? તેમણે કહ્યું કે, જયારે મરઘાનો અવાજ સાંભળતા હતા.

(૧૯૮/૬૭૨૨) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને સૌથી શ્રેષ્ઠ તે અમલ લાગતો હતો કે જેને હંમેશ પાબંદીથી કરવામાં આવે.

(૧૯૯/૬૭૨૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ માણસ પોતાના અમલોના કારણે નજાત (મુકિત) પામી શકતો નથી. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ પણ નહીં ? આપે કહ્યું : ન હું, પરંતુ એ કે અલ્લાહ તઆલા મને પોતાની રહમતથી ઢાંકે. મધ્યમ માર્ગ અપનાવો. કસૂર ન કરો. સવાર, સાંજ અને પાછલી રાત્રિના કોઇક ભાગમાં ઇબાદત કરો. ખાસ કરીને સમતોલપણું જાળવો. નિર્ધારિત

સ્થળે પહોંચી જશો.

(૨૦૦/૬૭૨૪) હઝરત આઇશા કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મધ્યમ માર્ગ અપનાવો. કસૂર ન કરો અને એ સમજી લો કે કોઇ માણસ અમલોના કારણે જન્નતમાં દાખલ નહીં થાય. ખુદાની નજરમાં શ્રેષ્ઠ અમલ તે છે જે પાબંદી સાથે કરવામાં આવે, ભલેને ઓછો હોય.

(૨૦૧/૬૭૨૫) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ને પૂછવામાં આવ્યું કે, ખુદાની નજરમાં સૌથી શ્રેષ્ઠ અમલ કયો છે ? તેમણે કહ્યું : જેને હંમેશ કરવામાં આવે, ભલેને થોડો હોય. અમલો એટલા કરો જેટલા તમારાથી થઇ શકે.

(૨૦૨/૬૭૨૬) અલ્કમા કહે છે : મેં હઝરત આઇશાને પૂછ્યું, ઉમ્મુલ મુઅમિનીન ! રસૂલુલ્લાહ (સલ.)ના અમલની રીત કેવી હતી ? શું હુઝૂર ઇબાદત માટે કોઇ ખાસ દિવસ મુકર્રર કરતા હતા ? તેમણે કહ્યું : ના, બલ્કે હુઝૂર પાબંદી સાથે અમલ કરતા હતા, પરંતુ હુઝૂર જે કંઇ કરી શકતા હતા તે તમારામાંથી કોણ કરી શકે છે ?

(૨૦૩/૬૭૨૭) હઝરત આઇશા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મધ્યમ માર્ગ અપનાવો. કસૂર ન કરો. ખુશ રહો. કોઇને તેના અમલો જન્નતમાં નહીં લઇ જાય. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આપને પણ નહીં ? આપે કહ્યું મને પણ નહીં, પરંતુ એ કે અલ્લાહ તઆલા પોતાની મગફિરત અને રહમતથી મને ઢાંકી દે.

(૨૦૪/૬૭૨૮) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મધ્યમ માર્ગ અપનાવો અને ખુશ રહો.

(૨૦૫/૬૭૨૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને એક દિવસ નમાઝ પઢાવી. પછી મિમ્બર પર ચઢીને મુબારક હાથથી મસ્જિદના કિબ્લા તરફ ઇશારો કરીને કહ્યું કે, હમણા જ્યારે મેં તમને નમાઝ પઢાવી ત્યારે દોઝખ અને જન્નતનું સ્વરૂપ આ દીવાલના કિબ્લા તરફ મને દેખાડવામાં આવ્યું. આજના જેમ સારી અને ખરાબ વસ્તુ મેં કોઇ દિવસ જોઇ નથી. આ શબ્દો હુઝૂરે બે વાર કહ્યા હતા.

## ભયની સાથે ઉમ્મીદ રાખવી

**સુફયાન કહે છે કે, નીચેની આયત કરતાં કોઇ હુકમ મારા માટે વધારે મુશ્કેલ નથી 'લસ્તુમ અલા શયઇન હત્તા તુકીમૂ ત્તવરાત વલ ઇન્જીલ વ મા ઉન્ઝિલ ઇલયકુમ મિન**

**રબ્બિકુમ'** કિંવા **તમે કોઇ વસ્તુ પર નથી જ્યાં સુધી તૌરાત, ઇન્જીલ અને તે વસ્તુ પર પાબંદીથી અમલ ન કરો જે તમારા પાલનહાર તરફથી તમારા તરફ મોકલવામાં આવી છે**

(૨૦૬/૬૭૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ રહમત પેદા કરવાના દિવસે સો રહમતો પેદા કરી હતી. જેમાંથી નવ્વાણું તો પોતાની પાસે રાખી અને એક રહમત તમામ મખ્લૂકમાં મોકલી દીધી. જે રહમતો ખુદાની પાસે છે તેની જાણ જો કાફિરને થઇ જાય તો તે જન્નતથી નાસીપાસ ન થાય અને જે અઝાબ ખુદાની પાસે છે તેનાથી જો મુઅમિન માહિતગાર થઇ જાય તો દોઝખથી નિર્ભય ન બની જાય.

**અલ્લાહે મના કરેલી વસ્તુઓથી બચવું**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન્નમા યુવફ્ફ સ્સાબિરૂન અજરહુમ બિગયરિ હિસાબ'** કિંવા **સબ્ર કરનારાઓને પૂરેપૂરો બેહિસાબ સવાબ આપવામાં આવશે**

(૨૦૭/૬૭૩૧) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, અમુક અનસારીઓએ રસૂલુલ્લાહ (સલ.) પાસે માલ માગ્યો. (તે વખતે) જે માણસે પણ હુઝૂર પાસે માલ માગ્યો તેને આપે આપ્યો. અહીં સુધી કે જે કંઇ આપની પાસે હતું તે બધું ખલાસ થઇ ગયું. જ્યારે મુબારક હાથથી બધું જ આપી ચુકયા ત્યારે કહ્યું કે, મારી પાસે જે માલ હશે તે હું તમારાથી બચાવીને ભેગો કરીને નહીં રાખું, પરંતુ જે માણસ પરહેઝગાર બનવાના ઇરાદાથી પોતાની જાતને બચાવશે તેને અલ્લાહ તઆલા સાચો પરહેઝગાર બનાવશે. જે માણસ સબ્ર કરશે તેને અલ્લાહ તઆલા સબ્ર કરનાર બનાવશે. જે દુનિયાથી બેપરવાહ બનવાનો ઇરાદો કરશે તેને અલ્લાહ બેપરવાહ બનાવશે. સબ્રથી વધારે મોટી બીજી કોઇ નેઅમત તમને આપવામાં આવી નથી.

(૨૦૮/૬૭૩૨) મુગીરા ઇબ્ને શુઅબા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એટલી નમાઝ પઢતા હતા કે, મુબારક પગોને સોજો ચઢી જતો હતો. જ્યારે હુઝૂરને કહેવામાં આવતું કે, આપ આટલી તકલીફ શા માટે ઉઠાવો છો ? ત્યારે આપ કહેતા હતા કે, શું હું શુક્ર અદા કરનાર બંદો ન બનું ?

**જે માણસ ખુદા પર ભરોસો**

**કરે છે તેના માટે ખુદા બસ છે**

**રબીઅ ઇબ્ને ખુસૈમે આયત ‘વ મંય્યત્તકિ લ્લાહ યજઅલ્ લહુ મખ્રજા’ની તફસીર એવી બયાન કરી છે કે, જે માણસ અલ્લાહથી ડરે છે તેના માટે ખુદા તઆલા જે વસ્તુઓની લોકો માટે તંગી હોય છે તેની વ્યાપકતાનો માર્ગ ખુલ્લો કરી દે છે**

(૨૦૯/૬૭૩૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતમાંથી સિત્તેર હઝાર માણસો હિસાબ વગર જન્નતમાં દાખલ થશે. એ તે લોકો જ હશે જેઓ ઝાળફૂંક કરતા નથી. અપશુકન લેતા નથી અને ખુદા પર ભરોસો કરે છે.

## નિરર્થક વાતોની મનાઇ

(૨૧૦/૬૭૩૪) મુગીરા ઇબ્ને શુઅબાએ મુઆવિયા (રદિ.)ને કાગળમાં લખ્યું હતું કે, મેં રસૂલે પાક (સલ.) પાસેથી સાંભળ્યું હતું કે નમાઝમાંથી પરવારીને ફરમાવતા હતા કે **‘લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર’** હુઝૂરે ફુઝૂલ બકવાસની, વારંવાર સવાલ કરવાની, માલને બરબાદ કરવાની, તુ તુ મેં મેં કરવાની, માંઓની નાફરમાની કરવાની અને છોકરીઓને કબરમાં જીવતી દાટવાની મનાઇ ફરમાવી છે.

## જીભની સંભાળ રાખવી

**હદીસમાં આવ્યું છે કે, જે માણસનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તે ભલાઇની વાત બોલે અથવા ચુપ રહે. ખુદા તઆલા ફરમાવે છે : ‘મા યલ્ફિઝુ મિન કવલિન ઇલ્લા લદયહિ રકીબુન અતીદ’ માનવી કોઇ વાત જીભથી બોલતો નથી, પરંતુ તેની ખબર રાખનાર રહે છે.**

(૨૧૧/૬૭૩૫) હઝરત સહલ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ તે વસ્તુની સંભાળ રાખે જે તેના બંને જડબાઓની વચ્ચે છે અને જે વસ્તુ કે તેના બંને પગોની વચ્ચે છે તો હું તેના માટે જન્નતનો જામીન છું.

(૨૧૨/૬૭૩૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઈમાન રાખે છે તે સારી વાત બોલે અથવા ચુપ રહે. જે માણસ ખુદા અને કિયામતના ઉપર

ઈમાન ધરાવે છે તે પોતાના પડોશીને તકલીફ ન આપે. જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઈમાન ધરાવે છે તે પોતાના મહેમાનની સેવા સરભરા કરે.

(૨૧૩/૬૭૩૭) અબૂ શુરૈહ ખુઝાઇ કહે છે કે, મારા કાનોએ પોતે સાંભળ્યું છે અને મારા મનને યાદ છે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, મહેમાની ત્રણ દિવસની છે અને 'જાઇઝા' અદા કરો. પૂછવામાં આવ્યું કે, 'જાઇઝા' શું વસ્તુ છે ? આપે કહ્યું કે, એક દિવસ રાત (શ્રેષ્ઠ વાનગીઓ પીરસવી). જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઈમાન રાખતો હોય તે મહેમાનની ઇઝ્ઝત કરે. જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઈમાન ધરાવે છે તે સારી વાત કરે અથવા ચુપ રહે.

(૨૧૪/૬૭૩૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : માણસ સમજ્યા-વિચાર્યા વગર કોઇ વાત કરી બેસે છે, જો કે એ જ વાતના કારણે દોઝખની એટલી ઊંડી ખાઇમાં જઇ પડે છે જેટલું પૂર્વ અને પશ્ચિમ વચ્ચે અંતર છે.

(૨૧૫/૬૭૩૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : માણસ સમજ્યા-વિચાર્યા વગર ખુદાને રાજી રાખવા માટે કોઇ વાત કરી બેસે છે. તેને ખબર હોતી નથી, પરંતુ તે જ વાતના કારણે અલ્લાહ તઆલા તેના દરજ્જાઓ ઉંચા કરે છે અને માણસ સમજ્યા-વિચાર્યા વગર ખુદાને નારાજ કરવાની કોઇ વાત કરી બેસે છે, જેને તેની કોઇ પરવાહ હોતી નથી, જો કે તેના કારણે તે જહન્નમમાં જાય છે.

## ખુદાના ડરથી રડવું

(૨૧૬/૬૭૪૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : (કિયામતના દિવસે) સાત માણસો પર અલ્લાહ તઆલાનું છત્ર રહેશે. એક તે માણસ જે ખુદાની યાદ કરે છે તો તેની આંખોમાંથી અશ્રુઓ વહેતા થઇ જાય છે.

## ખુદાથી ડરવું

(૨૧૭/૬૭૪૧) હઝરત હુઝયફા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારા પહેલાં એક માણસ હતો જે પોતાના અમલો પ્રત્યે શંકાશીલ હતો. એટલે તેણે પોતાના ઘરવાળાંઓને કહી દીધું હતું કે, જ્યારે હું મરી જાઉં ત્યારે બાળીને મારી રાખ લઇને જોરદાર પવનના દિવસે સમુદ્રમાં ઉડાવી મૂકજો. ઘરવાળાંઓએ એ જ પ્રમાણે જ કર્યું, પરંતુ અલ્લાહ તઆલાએ તેને એકત્ર કરીને પૂછ્યું કે, તેં આવું કેમ કર્યું ?

તેણે કહ્યું કે, મેં આવું કામ ફકત તારા ડરથી કર્યું હતું. ખુદા તઆલાએ તેને બખ્શી દીધો.

(૨૧૮/૬૭૪૨) હઝરત અબૂ સઇદ ખુદરીએ કહ્યું કે, હુઝૂર (સલ.)એ આગલી કોમોમાંથી એક માણસનો ઉલ્લેખ કર્યો. જેને અલ્લાહ તઆલાએ પુષ્કળ માલ અને ઔલાદ આપી હતી. મરતી વખતે તેણે પોતાના છોકરાઓને કહ્યું કે, હું તમારો પિતા, કેવો પિતા હતો ? બધાએ કહ્યું કે, ઘણા સારા હતા. તે કહેવા લાગ્યો કે, મેં ખુદા પાસે કોઇ નેકી ભેગી કરી નથી. જો હું ખુદાની સામે જઇશ તો તે મને અઝાબ આપશે. એટલે જુઓ, જ્યારે હું મરી જાઉં ત્યારે મને બાળજો. જ્યારે કોલસો બની જાઉં ત્યારે વાટીને વાવાઝોડાના દિવસે દરિયામાં રાખ ઉડાવી દેજો. ખુદાની કસમ ! આ કામ અંગે તેણે વચન પણ લીધું. તેની ઔલાદે એ પ્રમાણે જ કર્યું, પરંતુ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : **કૂન** (બની જા) તરત બધી રાખ માનવીનું રૂપ ધારણ કરીને ઉભી થઇ ગઇ. ખુદાએ કહ્યું : માનવી ! તેં આવું કામ કેમ કર્યું ? તેણે કહ્યું કે, તારા ડરથી. ખુદાએ તેનો બદલો એવી રીતે આપ્યો કે, તેને બખ્શી દીધો.

## ગુનાહોથી અળગા રહેવું

(૨૧૯/૬૭૪૩) હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારી નુબુવ્વત અને આ મઝહબનું ઉદાહરણ જેના ફેલાવવા માટે મને મોકલવામાં આવ્યો છે, એવું છે. જેમ કે કોઇ માણસ કોઇ કોમ પાસે જઇને કહે કે, મેં દુશ્મનના લશ્કરને મારી આંખોથી જોયું છે. હું તમને ખૂબ ડરાવું છું. એટલે તમે જલદી તૈયારી કરો. તે માણસની વાત એક જુથે સાચી માની અને રાત્રિના આરંભે જ નાસી છુટીને જાનમાલને બચાવી લીધો. બીજા જુથે તેની વાતને ખોટી માની. પરિણામ એ આવ્યું કે, સવારે તેમના પર લશ્કર તૂટી પડયું અને બધાને જડમૂળથી ઉખેડી નાખ્યા.

(૨૨૦/૬૭૪૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.) ફરમાવતા હતા : મારો અને લોકોનો દાખલો એવો છે જેમકે કોઇ માણસે આગ સળગાવી હોય. જ્યારે આગના પ્રકાશથી ચારે બાજુની વસ્તુઓ દેખાવા લાગી ત્યારે પતંગિયાઓ અને જીવજંતુઓ આગમાં પડવા લાગ્યા. તે માણસ તેમને કાઢવાની કોશિશ કરતો હતો, પરંતુ બધા જંતુઓ બળજબરીએ આગમાં ઘુસી જતા હતા. બસ આ જ રીત છે કે, હું તમારી કમર પકડીને દોઝખમાંથી કાઢવા માંગું છું અને લોકો છે કે આગમાં ઘુસતા જાય છે.

(૨૨૧/૬૭૪૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાન તે છે કે, બીજા મુસલમાનો તેના હાથ અને જીભથી સલામત રહે અને મુહાજિર તે છે જેણે અલ્લાહે મના કરેલી વસ્તુઓ છોડી દીધી હોય.

## રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે કંઇ હું જાણું છું તે જો તમે જાણતા હોત તો ઓછું હસત

(૨૨૨/૬૭૪૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે કંઇ હું જાણું છું તે જો તમે જાણત તો ઓછું હસત અને વધારે રડત.

(૨૨૩/૬૭૪૭) હઝરત અનસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે કંઇ હું જાણું છું તે જો તમે જાણી લેત તો ઓછું હસત અને વધારે રડત.

## દોઝખ મનેચ્છાઓથી ઢંકાયેલી છે

(૨૨૪/૬૭૪૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જન્નત તકલીફોથી ઢાંકવામાં આવે છે (કિંવા તકલીફો સહન કરવાથી મળે છે) અને દોઝખ મનની ઇચ્છાઓથી ઢાંકવામાં આવે છે. (કિંવા તેમાં સપડાવાથી મળે છે.)

## જન્નત જોડાની દોરી કરતાં પણ વધારે નજીક છે અને દોઝખની પણ એવી જ હાલત છે

(૨૨૫/૬૭૪૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જન્નત તમારા જોડાની દોરી કરતાં પણ વધારે નજીક છે અને દોઝખ પણ એવી જ છે.

(૨૨૬/૬૭૫૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, શાઇરે કહેલી સૌથી સાચી પંક્તિ આ છે : **અલા કુલ્લુ શયઇન મા ખલક લ્લાહિ બાતિલુન** કિંવા ખુદાના સિવાય દરેક વસ્તુ તુચ્છ છે.

## પોતાનાથી નીચાને (ગરીબને) જોવો જોઇએ, ઉંચાને જોવો ન જોઇએ

(૨૨૭/૬૭૫૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ માણસ એવા માણસને જોવા માગે જે તેના કરતાં માલ અને રૂપમાં વધારે છે તો પોતાના કરતાં નીચાને જુએ.

## ભલાઇ અથવા બુરાઇનો ઇરાદો કરવો

(૨૨૮/૬૭૫૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂરે હદીસે કુદસીમાં ફરમાવ્યું કે, અલ્લાહ નેકી અને બુરાઇ લખે છે. જો કોઇ નેકીનો ઇરાદો કરે છે અને તે કરતો નથી તો અલ્લાહ તઆલા તેની એક નેકી લખે છે. જો તે નેકીનો ઇરાદો કરે છે, પછી તેને કરે પણ છે તો અલ્લાહ તેના બદલામાં દસ નેકીઓથી લઇને સાતસો ગણી બલ્કે બહુ ગણી લખે છે. જે માણસ બુરાઇનો ઇરાદો કરે છે, પછી તેને કરતો નથી તો ખુદા તેની એક નેકી લખે છે. કોઇ બુરાઇનો ઇરાદો કરે, પછી તેને કરી પણ લે તો ખુદા તેની ફકત એક બુરાઇ લખે છે.

## તુચ્છ ગુનાહોથી બચવું

(૨૨૯/૬૭૫૩) હઝરત અનસ કહેતા હતા : તમે લોકો કેટલાક એવા અમલો કરો છો જે તમારી નજરમાં વાળથી પણ વધારે બારીક હોય છે, જો કે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં તેમને તબાહ કરનારમાં ગણવામાં આવતા હતા.

## અંજામની ગણના છે અને અંજામનો જ ભય રાખવામાં આવે છે

(૨૩૦/૬૭૫૪) હઝરત સહલ ઇબ્ને સઅદ સાઇદી કહે છે કે, હુઝૂર (સલ.)એ એક માણસને મુશ્રિકો સાથે લડતાં જોયો. એ માણસ મુસલમાનો તરફથી ખૂબ કામ કરતો હતો. હુઝૂરે કહ્યું : જે માણસ દોઝખી માણસને જોવા માગે તે એને જોઇ લે. આ સાંભળીને એક માણસ તેની પાછળ પાછળ ગયો. તે સતત લડતો રહ્યો. છેવટે ઘાયલ થયો અને તેણે જલદી મૃત્યુ માગ્યું. તલવારની અણી બંને સ્તનોની વચ્ચે પોતાની છાતી પર મૂકીને ભાર દઇને અંદર ભોંકી દીધી. તલવાર બંને ખભાઓની પાર નીકળી ગઇ. હુઝૂરે ફરમાવ્યું કે, માણસ લોકોની નજરમાં જન્નતીઓ જેવું કામ કરે છે, જો કે તે દોઝખી હોય છે. કદી લોકોની નજરમાં દોઝખીઓ જેવું કામ કરે છે, પરંતુ હકીકતમાં તે જન્નતી હોય છે. અમલોની ગણના હકીકતમાં અંજામની રૂએ થાય છે.

## ખરાબ સાથીઓ કરતાં એકાંત સારૂં છે

(૨૩૧/૬૭૫૫) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : એક આદિવાસીએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કયો માણસ સારો છે ? આપે કહ્યું કે, તે માણસ જે જાનમાલથી જિહાદ કરે છે. તે માણસ જે પહાડની ગુફામાં પોતાના પાલનહારની ઇબાદત કરે છે અને

લોકોને તેની બુરાઇથી બચાવે છે.

(૨૩૨/૬૭૫૬) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, લોકો માટે એક સમય એવો આવશે કે મુસલમાનોનો સૌથી શ્રેષ્ઠ માલ બકરીઓ હશે, જેમને લઇને તેઓ પહાડના શિખરો અને વરસાદના સ્થળોએ ચરાવતો ફરશે. પોતાના મઝહબને લઇને ફિત્નાઓથી દૂર ભાગશે.

## અમાનતનું ઉઠી જવું (નાશ પામવું)

(૨૩૩/૬૭૫૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે અમાનત બરબાદ કરી દેવામાં આવે તો કિયામતની રાહ જુઓ. પૂછનારાએ પૂછયું, અમાનત બરબાદ હોવાનો શું અર્થ છે ? આપે કહ્યું : જ્યારે નાલાયકને હુકૂમત સોંપવામાં આવે ત્યારે કિયામતની રાહ જુઓ.

(૨૩૪/૬૭૫૮) હઝરત હુઝયફા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને બે હદીસો કહી હતી. એક હદીસ તો હું જોઇ ચૂકયો. બીજીની રાહ જોઉં છું. હુઝૂરે કહ્યું હતું કે, અમાનત પુરૂષોના દિલોના મૂળમાં ઉતરી હતી. પછી તેને લોકોએ કુર્આનમાંથી પણ શીખી. હદીસમાંથી પણ શીખી. હુઝૂરે કહ્યું : પરંતુ (અંતિમ યુગમાં) માણસ સૂઇ જશે ત્યારે અમાનત તેના દિલમાંથી ઉઠાવી લેવામાં આવશે. તેની નિશાની ફકત એટલી બાકી રહી જશે જેટલી આંખની કીકી હોય છે. બીજી વાર સૂઇ જશે ત્યારે તે અમાનત પણ તેના દિલમાંથી કાઢી લેવામાં આવશે અને એટલી નિશાની રહી જશે જેમ કે પગ પર ચિનગારી પડવાથી ફોલ્લો પડે છે, જો કે તેમાં કંઇ હોતું નથી. પછી સવારે જ્યારે લોકો ખરીદ-વેચાણ કરશે ત્યારે કોઇ અમાનત નહીં આપે. પરિસ્થિતિ એટલે સુધી પહોંચી જશે કે લોકો કહેશે કે ફલાણા મહોલ્લામાં એક અમાનતદાર માણસ રહે છે. એમ પણ કહેવામાં આવશે કે, ફલાણો માણસ કેટલો અક્કલવાળો અને હોશિયાર છે અને કેટલો બહાદુર છે, જો કે તેના દિલમાં રાઇ જેટલું પણ ઇમાન નહીં હોય. હઝરત હુઝયફા કહે છે : મારા પર એક એવો સમય વીતી ગયો છે જેમાં મને એની પરવાહ ન હતી કે કોની સાથે હું ખરીદ-વેચાણ કરૂં છું. જો મુસલમાન હોય તો તેનો ઇસ્લામ (તે વસ્તુ) મારી પાસે પાછી લઇ આવતો.

(૨૩૩/૬૭૫૭) ગુનાહોના અંધકારના કારણે ઇમાનનું નૂર નીકળવા લાગશે. જેમ જેમ નૂર (રોશની) નીકળતું જશે અંધકાર આવતો જશે.

જો તે ઇસાઇ હોય તો તેનો વાલી તેને મારી પાસે પાછો લઇ આવતો, પરંતુ આજકાલ તો હું ફલાણા ફલાણા માણસો સાથે ખરીદ-વેચાણ કરૂં છું.

(૨૩૫/૬૭૫૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, માણસોનો દાખલો એવો છે જેમ કે સો ઊંટ હોય અને તેમાંનું એક પણ સવારીના લાયક ન હોય.

## દેખાડવા અને સંભળાવવા માટે અમલ કરવો

(૨૩૬/૬૭૬૦) હઝરત જુન્દુબ કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું કે, જે માણસ સંભળાવવા માટે કામ કરે છે તેને ખુદા મશ્હુર કરી દે છે. (પરંતુ સવાબ મળતો નથી) જે માણસ દેખાડવા માટે કરે છે તો દંભ જાહેર કરી દે છે.

## મન સાથે જિહાદ કરવી

(૨૩૭/૬૭૬૧) હઝરત મુઆઝ (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.) સાથે સવાર હતો. મારી અને હુઝૂર વચ્ચે કાઠડાની ફક્ત પાછલી લાકડી હતી. હુઝૂરે કહ્યું : મુઆઝ ! મેં કહ્યું : જી હુઝૂર, હાજર છું. પછી થોડીવાર ચાલતા રહ્યા. થોડીવાર પછી ફરી કહ્યું : મુઆઝ ! મેં કહ્યું : જી હુઝૂર, હાજર છું. થોડીવાર પછી ફરી કહ્યું મુઆઝ ઇબ્ને જબલ ! મેં કહ્યું : જી હુઝૂર, હાજર છું. આપે કહ્યું : શું તમને ખબર છે કે, ખુદાનો બંદાઓ પર શું હક્ક છે ? મેં કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : ખુદાનો બંદાઓ પર એ હક્ક છે કે, તેની ઇબાદત કરે. તેની સાથે કોઇને ભાગીદાર ન બનાવે. થોડીવાર પછી કહ્યું : મુઆઝ ! મેં કહ્યું કે, જી હુઝૂર, હાજર છું. આપે કહ્યું : શું તમે જાણો છો કે, બંદાઓનો ખુદા પર શું હક્ક છે, એ શરતે કે ઉપરોક્ત કામ કરે ? મેં કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : બંદાઓનો હક્ક ખુદા પર એ છે કે, તેમને અઝાબ ન આપે.

## નમ્રતા

(૨૩૮/૬૭૬૨) હઝરત અનસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની એક ઊંટણી હતી, જેનું નામ અદબા હતું. તે ઊંટણી કરતાં કોઇ ઊંટ આગળ જઇ શકતું ન હતું. એક આદિવાસી એક ઊંટ પર બેસીને આવ્યો. એ ઊંટ હુઝૂરની ઊંટણી કરતાં આગળ નીકળી ગયું. મુસલમાનોને આ વાત ગમી નહીં. તેઓ કહેવા લાગ્યા : અદબા પાછળ રહી ગઇ. હુઝૂરે કહ્યું કે, અલ્લાહનો એવો નિયમ છે કે, જે વસ્તુને ઉંચે લાવે છે તેને નીચે પણ ફેંકે છે.

(૨૩૯/૬૭૬૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, જે માણસ મારા દોસ્ત સાથે દુશ્મનાવટ રાખે તેની સામે હું મારી લડાઈની જાહેરાત કરૂં છું. મારા ફર્ઝને અદા કર્યા સિવાય મારા બંદાએ બીજી કોઈ વસ્તુ મારફતે, જે મને ફર્ઝ કરતાં વધારે પ્રિય હોય, મારી નજીક આવવાની ઈચ્છા કરી નથી. મારો બંદો નફિલ ઈબાદત વડે મારી નિકટતા મેળવતો રહે છે. અહીં સુધી કે, હું તેની સાથે મુહબ્બત કરવા લાગું છું અને તેનો કાન બની જાઉં છું જેનાથી તે સાંભળે છે. તેની આંખો બની જાઉં છું જેનાથી તે જુએ છે. તેના હાથ બની જાઉં છું જેનાથી તે પકડે છે. તેના પગ બની જાઉં છું જેનાથી તે ચાલે છે. જો તે મારી પાસે કંઈ માગે છે તો હું જરૂર આપું છું. જો તે મારી પાસે પનાહ માગે છે તો હું તેને પનાહ આપું છું. જે કામ હું કરૂં છું તેમાં મને એટલો ખચકાટ કદી થતો નથી જેટલો કે મુઅમિનની રૂહ (આત્મા) ખેંચવામાં થાય છે. કારણ કે, તે મરવાનું પસંદ કરતો નથી અને હું તેને ગમગીન કરવાનું પસંદ કરતો નથી.

.............................

(૨૩૯/૬૭૬૩) ફરઝો અદા કરવાથી અલ્લાહની જેટલી નિકટતા મળે છે એટલી બીજી કોઈ વસ્તુથી મળતી નથી. નફિલ એ નજદીકીમાં વધારો કરે છે. ફરઝોમાં જે કચાશ રહી ગઈ હોય તે નફિલોથી પૂરી થાય છે. અહીં સુધી કે માનવીની મરજી અલ્લાહના તાબે થઈ જાય છે.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, હું અને કિયામત આ બંને (આંગળીઓ)ની જેમ (સાથે સંકળાઇને) પેદા થયાં છે**

**અલ્લાહ ફરમાવે છે : 'વ મા અમ્રૂ સ્સાઅતિ ઇલ્લા કલમ્હિલ બસરિ અવ હુવ અકરબુ ઇન્ન લ્લાહ અલા કુલ્લિ શયઇન કદીર.'** કિંવા **કિયામતની બાબત પલકારો મારવા જેવી છે, બલ્કે એનાથી પણ નજીક છે. બેશક, ખુદા બધું કરી શકે છે.**

(૨૪૦/૬૭૬૪) હઝરત સહલ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, હું અને કિયામત આવી રીતે પેદા થયાં છે. હુઝૂરે પોતાની બંને આંગળીઓ ફેલાવીને ઈશારો કર્યો હતો.

(૨૪૧/૬૭૬૫) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હું અને કિયામત આ બંને આંગળીઓની જેમ પેદા થયાં છે.

(૨૪૨/૬૭૬૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હું અને કિયામત આ બંનેની જેમ પેદા થયાં છે.

(૨૪૩/૬૭૬૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, કિયામત ત્યારે આવશે જ્યારે સૂર્ય પશ્ચિમમાંથી ઉગશે. બધા લોકો તેને જોઇને ઇમાન લઇ આવશે, પરંતુ જે માણસ પહેલેથી ઇમાન લાવ્યો નહીં હોય તેને તે વખતે ઇમાન લાવવાનું લાભ નહીં પહોંચાડે. કિયામત જ્યારે આવશે ત્યારે બે માણસોએ ખરીદ-વેચાણ અંગે કપડું ખોલ્યું હશે તેને તેઓ લપેટી પણ નહીં શકે અને ખરીદ-વેચાણ પણ નહીં કરી શકે કે કિયામત આવી પહોંચશે. એક માણસ પોતાની ઊંટણીનું દૂધ લઇને પાછો ફરશે અને પી પણ નહીં શકે કે કિયામત આવી પહોંચશે. એક માણસ પોતાની હોઝને લીપતો હશે, તેમાંથી પાણી પીવડાવી પણ નહીં શકે કે કિયામત આવશે. કેટલાક માણસો પોતાના મોં તરફ કોળીયો લઇ જતા હશે અને ખાવા પણ નહીં પામે કે કિયામત આવી પહોંચશે.

## જે માણસ ખુદાને મળવા માગે છે તેને મળવાનું ખુદા પસંદ કરે છે

(૨૪૪/૬૭૬૮) હઝરત ઉબાદા ઇબ્ને સામિત કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ અલ્લાહને મળવાનું પસંદ કરે છે તેને મળવાનું અલ્લાહ પસંદ કરે છે. જે ખુદાને મળવાનું પસંદ કરતો નથી તેને મળવાનું ખુદા નાપસંદ કરે છે. હઝરત આઇશાએ અથવા આપની બીજી કોઇ પત્નીએ કહ્યું કે, અમે તો મરવાનું પસંદ કરતાં નથી. આપે કહ્યું કે, એ મુરાદ નથી, બલ્કે મુઅમિનના મૃત્યુનો સમય જ્યારે નજીક આવે છે ત્યારે તેને અલ્લાહ તઆલાના રાજી હોવાનું અને તેના તરફથી ઇઝઝત વધવાની ખુશખબરી આપવામાં આવે છે. તે વખતે તેની સામે જે વસ્તુ હોય છે તેનાથી વધારે વહાલી તેને બીજી કોઇ વસ્તુ હોતી નથી. એટલે તે ખુદાને મળવાનું (કિંવા મરવાનું) પસંદ કરે છે. કાફિરના મરવાનો સમય જ્યારે નજીક આવે છે ત્યારે તેને ખુદાના અઝાબ અને સજાની ખુશખબરી (ધમકી) આપવામાં આવે છે. તે વખતે તેની સામે જે વસ્તુ હોય છે તેનાથી વધારે નાપસંદ તેને કોઇ વસ્તુ હોતી નથી. એટલે તે ખુદાને મળવાનું પસંદ કરતો નથી. (કિંવા મરવા માંગતો નથી) અને ખુદા તેને મળવાનું પસંદ કરતો નથી.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૪૪/૬૭૬૮) માણસનો સ્વભાવ અને પ્રકૃતિ એવી છે કે તે મોતથી ડરે છે. જેમ કે બીમાર માણસ ઓપરેશનથી ડરે છે, પરંતુ જ્યારે તેની સામે તંદુરસ્તીનો ખયાલ આવે છે ત્યારે ઓપરેશન માટે તૈયાર થઇ જાય છે, એવી જ રીતે મુઅમિન બંદાને જ્યારે જન્નતનો અને અલ્લાહના દીદારનો ખયાલ આવે છે ત્યારે મોત માટે રાજી થઇ જાય છે, બલ્કે બેચેન બની જાય છે.

(૨૪૫/૬૭૬૯) હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ખુદાને મળવાનું પસંદ કરે છે તેને મળવાનું ખુદા પસંદ કરે છે. જે માણસ ખુદાને મળવાનું પસંદ કરતો નથી તેને મળવાનું ખુદા નાપસંદ કરે છે.

(૨૪૬/૬૭૭૦) હઝરત આઇશા કહે છે કે, રસૂલે પાક (સલ.) તંદરૂસ્તીની હાલતમાં કહેતા હતા કે, કોઇ નબીની રૂહ ત્યાં સુધી ખેંચવામાં આવતી નથી જ્યાં સુધી કે તેને જન્નતમાંની તેની જગ્યા બતાવી દેવામાં આવતી નથી, પછી તેને અધિકાર આપવામાં આવે છે. જેમ કે જ્યારે હુઝૂરનો મૃત્યુનો સમય નજીક આવ્યો ત્યારે હુઝૂરનું શિર મારી જાંઘ પર હતું. હુઝૂર થોડીવાર માટે બેભાન થઇ ગયા હતા. જ્યારે ભાન આવ્યું ત્યારે છત તરફ નજર ઉઠાવીને કહ્યું કે, એય અલ્લાહ ! હું 'રફીકે આલા' (શ્રેષ્ઠ સાથી)નો સહવાસ પસંદ કરૂં છું. મેં કહ્યું : હવે હુઝૂર આપણને અપનાવે નહીં. હું સમજી ગઇ કે, આ તે જ વાત છે જે હુઝૂર અમને કહ્યા કરતા હતા. હુઝૂરના બસ આ જ છેલ્લા શબ્દો હતા.

## મૃત્યુ વેળાની સકરાત

(૨૪૭/૬૭૭૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સામે ચામડાનો એક પ્યાલો મૂકેલો હતો, જેમાં પાણી ભરેલું હતું. હુઝૂર પાણીમાં પોતાના હાથ નાખીને મોં પર ચોપડતા હતા. આપ કહેતા હતા : **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** બેશક, રૂહ નીકળવાનું સખ્ત હોય છે. ત્યાર પછી હુઝૂરે બંને હાથ ઉપરની દિશામાં સીધા કરીને કહ્યું : એય અલ્લાહ ! મને ઉંચા દરજ્જાના સાથીઓ સાથે મેળવી દે. છેવટે રૂહ નીકળી ગઇ અને મુબારક હાથ નીચે નમી પડયા.

(૨૪૮/૬૭૭૨) હઝરત આઇશા કહે છે કે, કેટલાક ઉગ્ર સ્વભાવના આદિવાસીઓ હુઝૂર પાસે આવતા હતા અને પૂછતા હતા કે, કિયામત કયારે આવશે. હુઝૂર તેમનામાંના સૌથી નાની વયના માણસને જોઇને કહેતા હતા કે, આ વૃધ્ધ થવા નહીં પામે કે તમારા પર કિયામત આવશે કિંવા મૃત્યુ આવશે.

(૨૪૯/૬૭૭૩) હઝરત અબૂ કતાદા ઇબ્ને રિબ્ઇ અનસારી કહે છે કે, એક જનાઝો રસૂલુલ્લાહ (સલ.) પાસેથી પસાર થયો. હુઝૂરે કહ્યું : મૃત્યુ પામનાર કયાં તો આરામ પામનાર છે, કયાં તો આરામ આપનાર છે. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આરામ પામનાર અને આરામ આપનાર કેવી રીતે ? આપે કહ્યું :

ઈમાનદાર બંદો (મરીને) દુનિયાની મુસીબતો અને તકલીફોમાંથી આરામ પામે છે અને અલ્લાહની રહમત તરફ ચાલ્યો જાય છે. ઝાલિમ માણસ (ના મરવા)થી માનવી, શહેર, ઝાડ અને જાનવરોને આરામ મળે છે.

(૨૫૦/૬૭૭૪) હઝરત અબૂ કતાદા કહે છે : (મય્યિત) આરામ પામનાર અથવા (બીજાઓને) આરામ આપનાર છે. મુઅમિન આરામ આપે છે.

(૨૫૧/૬૭૭૫) હઝરત અનસ કહે છે કે, હુઝૂર (સલ.) કહે છે કે, મય્યિતની સાથે ત્રણ વસ્તુઓ જાય છે. બે તો દફન પછી પાછી આવે છે અને એક તેની સાથે રહી જાય છે. તેની સાથે તેના ઘરવાળાંઓ, માલ અને તેના અમલો જાય છે. ઘરવાળાંઓ અને માલ તો પાછો આવે છે અને અમલો સાથે રહી જાય છે.

(૨૫૨/૬૭૭૬) ઈબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જ્યારે માણસ મરી જાય છે ત્યારે સવાર-સાંજ તેનું ઠેકાણું તેની સામે રજૂ કરવામાં આવે છે, દોઝખ હોય અથવા જન્નત. તેને કહેવામાં આવે છે કે, ઉઠતી વખતે તારૂં આ મકાન છે.

(૨૫૩/૬૭૭૭) હઝરત આઈશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મુદડાંઓને ગાળ ન આપો. કારણ કે, તેમના કૃત્યોનો બદલો તેમને મળી ગયો.

**✪ ભાગ–૨૬ સમાપ્ત ✪**

# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

ભાગ ૨૭

# બુખારી શરીફ

# ભાગ-૨૭

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### સૂર ફુંકવું

**મુજાહિદ કહે છે કે, સૂરનું સ્વરૂપ 'બૂક' (ભૂંગળા) જેવું હશે. 'ઝજરતુન' ભયંકર અવાજ. ઇબ્ને અબ્બાસ કહે છે : 'નાકૂર'નો અર્થ છે સૂર. 'રાજિફતુન' પહેલી વાર સૂર ફુંકવાનો અવાજ. 'રાદિફતુન' બીજી વાર સૂર ફુંકવાનો અવાજ**

(૧/૬૭૭૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : બે માણસો વચ્ચે પરસ્પર ગાળગલોચ થઇ. એક મુસલમાન હતો, બીજો યહૂદી. મુસલમાને કહ્યું : તે ખુદાની કસમ છે જેણે આખી દુનિયા પર મુહમ્મદને શ્રેષ્ઠતા આપી. યહૂદીએ કહ્યું : તે ખુદાની કસમ છે જેણે આખી દુનિયા પર મૂસાને ફઝીલત આપી. મુસલમાનને ગુસ્સો આવ્યો. તેણે યહૂદીના મોં પર તમાચો માર્યો. યહૂદીએ રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇને બીના કહી. હુઝૂરે કહ્યું કે, મને મૂસા પર શ્રેષ્ઠતા ન આપો. કારણ કે, કિયામતના દિવસે લોકો બેભાન પડયા હશે. સૌ પ્રથમ મને ભાન આવશે, પરંતુ હું જોઇશ કે, મૂસા (અલ.) અર્શનો એક ખૂણો પકડીને ઉભેલા છે. ખબર નહીં કે, મૂસા (અલ.) બેભાન થનારાઓ સાથે બેભાન થયા હશે અને મારાથી પહેલાં તેમને ભાન આવ્યું હશે કે પછી અલ્લાહ તઆલાએ તેમને બેભાન થવામાંથી જ બાકાત રાખ્યા હશે.

(૨/૬૭૭૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે લોકો બેભાન થઇ જશે ત્યારે સૌ પ્રથમ હું ભાનમાં આવીને ઉભો થઇશ, પરંતુ હું જોઇશ કે મૂસા (અલ.)એ અર્શને પકડયું છે. ખબર નથી કે તેઓ બેભાન થનારાઓમાં હશે (કે નહીં ?)

### અલ્લાહ તઆલા જમીનને મુઠ્ઠીમાં લઇ લેશે

(૩/૬૭૮૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા જમીનને મુઠ્ઠીમાં લઇ લેશે. આસમાનને પોતાના જમણા હાથમાં લપેટી લેશે, પછી કહેશે : (આજે) હું બાદશાહ છું. પૃથ્વી પરના બાદશાહો કયાં છે ?

(૪/૬૭૮૧) હઝરત અબૂ સઇદ

ખુદરી (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે જમીન રોટલી જેવી થઇ જશે. જેને ખુદા પોતાના હાથથી ઉલટપલટ કરશે. જેવી રીતે તમારામાંથી દરેક માણસ સફરમાં પોતાની રોટલીને ઉલટાવે છે. એ જન્નત-વાળાઓની મહેમાનીનું ખાણું હશે. એવામાં એક યહૂદી મુબારક સેવામાં હાજર થયો. તેણે કહ્યું કે, અબૂલ કાસિમ ! ખુદા તમને બરકત આપે, શું હું તમને બતાવું કે કિયામતના દિવસે જન્નતવાળા-ઓની મહેમાનીનું ખાણું શું હશે ? હુઝૂરે કહ્યું : બતાવો. યહૂદીએ કહ્યું : જમીન રોટલી જેવી થઇ જશે. હુઝૂરે તેની વાત સાંભળીને અમારા તરફ જોયું. આપ હસ્યા, અહીં સુધી કે, દાંત પણ દેખાયા. ફરી યહૂદીએ કહ્યું : શું હું તમને બતાવું કે, તે દિવસે જન્નતવાળાઓ માટે કયું શાક હશે ? તેમનું શાક 'બાલામ' અને 'માછલી' હશે. સહાબાએ કહ્યું કે, એ શું વસ્તુ છે ? તેણે જવાબ આપ્યો : બળદ અને માછલી. (એ બંને એટલા મોટાં હશે કે) તેમના કલેજા (કાળજા)ની કોર સિત્તેર હજાર માણસો ખાશે.

.........................

(૪/૬૭૮૧) જમીન રોટલી બની જશે. આજકાલ પણ આપણે જમીન જ ખાઇ રહ્યા છીએ. અનાજ, મેવો, તેલ વગેરે વસ્તુઓ જમીનમાંથી જ ઉત્પન્ન થાય છે, જે ખૂબ સ્વાદિષ્ટ હોય છે. એ જ પ્રમાણે કિયામતમાં અલ્લાહ તઆલા જમીનમાંના સત્વમાંથી રોટલી બનાવશે, જેમાં દરેક પ્રકારનો સ્વાદ હશે. જેમકે જડીબુટ્ટીઓમાંથી ટેબલેટ, કેપ્સુલ, ઇન્જેકશન વગેરે બનાવવામાં આવે છે.

(૫/૬૭૮૨) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ફરમાવતા હતા કે, કિયામતના દિવસે લોકોને એવી જમીન પર ભેગા કરવામાં આવશે જે લાલાશવાળી સફેદ હશે, જેમકે મેંદાની રોટલી હોય છે. કેટલીક રિવાયતોમાં એટલું વધુ છે કે, તેના પર કોઇ નિશાની નહીં હોય.

## હશ્ર (કિયામતમાં એકત્ર થવું) કેવી રીતે થશે ?

(૬/૬૭૮૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે લોકોનો હશ્ર ત્રણ રીતે થશે. એક તો એ છે કે લોકો (જન્નત અને સવાબની) તમન્ના કરનારા હશે. બીજી રીત એ છે કે, લોકો (અઝાબ અને હિસાબથી) ડરતા હશે. બે માણસો એક ઊંટ પર, ત્રણ માણસો એક ઊંટ પર, ચાર માણસો એક ઊંટ પર અને દસ માણસો એક ઊંટ પર સવાર હશે. ત્રીજી રીત એ છે કે, બાકી રહેલા લોકોને આગ હાંકીને લઇ જશે. જ્યાં બપોરે લોકો થોભશે ત્યાં જ બપોરે આગ થોભશે. રાત્રે જ્યાં થોભશે ત્યાં જ આગ પણ થોભશે. સવારે જ્યાં હશે ત્યાં જ આગ પણ હશે. સાંજે જ્યાં હશે ત્યાં જ આગ પણ સાંજે હશે.

(૭/૬૭૮૪) હઝરત અનસ (રદિ.) કહે છે : એક માણસે કહ્યું કે, હે અલ્લાહના

નબી ! કિયામતના દિવસે કાફિરનો ઉંધા મોંએ કેવી રીતે હશ્ર થશે ? આપે કહ્યું : જેણે દુનિયામાં પગ પર ચલાવ્યા, શું તે એ વાતની શકિત ધરાવતો નથી કે કિયામતના દિવસે મોં પર ચલાવે ?

(૮/૬૭૮૫) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું : હુઝૂર ફરમાવતા હતા કે, તમે લોકો ઉઘાડા શરીરે, ઉઘાડા પગે પગ-પાળા, ખત્ના વગર ખુદાની સામે જશો.

(૯/૬૭૮૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) ખુત્બા દરમ્યાન મિમ્બર પર કહી રહ્યા હતા કે, તમે જ્યારે ખુદાને મળશો ત્યારે ઉઘાડા પગે, ઉઘાડા શરીરે અને ખત્ના વગર હશો.

(૧૦/૬૭૮૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખુત્બા દરમ્યાન કહ્યું : તમે કબરમાંથી ઉઠશો ત્યારે ખુલ્લા શરીરે, ખુલ્લા પગે અને ખત્ના વગર હશો. પછી હુઝૂરે આ આયત પઢી : **'કમા બદઅ્ના અવ્વલ ખલ્કિ ન્નુઇદુહુ.....'** કિયામતના દિવસે સૌ પ્રથમ હઝરત ઇબ્રાહીમ (અલ.)ને પોષાક પહેરાવવામાં આવશે. મારી ઉમ્મતના કેટલાક માણસોને ડાબી બાજુએ દોઝખ તરફ લઇ જવામાં આવશે. હું કહીશ કે, એય અલ્લાહ ! એ તો મારા સાથીઓ છે. હુકમ થશે, તમે જાણતા નથી કે, એમણે તમારા પછી શું કર્યું. હું તે જ વાત કહીશ જે એક નેક બંદો (હઝરત ઇસા) કહેશે, **'વ કુન્તુ અલયહિમ શહીદ મ્મા દુમ્તુ ફીહિમ'** કહેવામાં આવશે કે, એ લોકો ઉલટા પગે ઇસ્લામથી ફરી ગયા હતા.

(૧૧/૬૭૮૮) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : લોકોને ઉઘાડા પગે, ઉઘાડા શરીરે, ખત્ના વગર કબરોમાંથી ઉઠાડવામાં આવશે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! પુરુષો અને સ્ત્રીઓ એકબીજાને જોશે ? આપે કહ્યું : મુસીબત એટલી સખ્ત હશે કે, તેમનાથી આવો ઇરાદો પણ નહીં થઇ શકે.

(૧૨/૬૭૮૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે એક મકાનમાં હતા. હુઝૂર (સલ.)એ કહ્યું : શું તમે એ વાતથી ખુશ છો કે, જન્નતવાળાઓમાંનો ચોથો ભાગ તમે થઇ જાઓ ? અમે કહ્યું કે, જી હા. આપે કહ્યું કે, શું તમે એ વાતથી ખુશ છો કે, તમે જન્નતવાળા-ઓમાંથી એક તૃત્યાંશ બની જાઓ. અમે કહ્યું : જી હા. તે ખુદાની કસમ છે જેના કબજામાં મુહમ્મદની જાન છે, મને તો એવી આશા છે કે, તમે લોકો જન્નત-વાળાઓમાંથી અડધા હશો. કારણ કે, જન્નતમાં તે જ માણસ દાખલ થશે જે

મુસલમાન હશે. તમે લોકો મુશ્રિકોની ટુકડીમાં ફકત એટલા હશો જેટલા કાળા બળદની ચામડી પર સફેદ વાળ હોય છે અથવા લાલ બળદની ચામડી પર કાળા વાળ હોય છે.

(૧૩/૬૭૯૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે સૌ પ્રથમ હઝરત આદમ (અલ.)ને બોલાવવામાં આવશે. તેમની ઔલાદને તેમની સામે રજુ કરવામાં આવશે. બધા લોકો એકબીજાને જોતા હશે. હુકમ થશે કે, આ તમારા પિતા આદમ છે. હઝરત આદમ કહેશે કે, એય અલ્લાહ ! હું હાજર છું. હુકમ થશે કે, તમારી ઔલાદમાંથી દોઝખનો ભાગ કાઢી લો. આદમ (અલ.) કહેશે કે, એય અલ્લાહ ! કેવી રીતે કાઢી લઉં ? હુકમ થશે કે, દર સો માણસોમાંથી નવ્વાણું માણસ. આ સાંભળીને સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જ્યારે અમારા દર સો માંથી નવ્વાણું કાઢી લેવામાં આવશે તો પછી અમારામાંથી કેટલા બાકી રહેશે ? અમે કહ્યું કે, મારી ઉમ્મત બીજી ઉમ્મતોની સરખામણીમાં એવી છે જેમકે કાળા બળદમાં સફેદ વાળ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન ઝલ્ઝલત સ્સાઅતિ શયઉન અઝીમ' કિયામતનો ધરતીકંપ એક મોટી વસ્તુ છે**

**બીજી આયતમાં છે : 'અઝિફતિલ આઝિફતુ' કિયામત નજીક આવી ગઇ છે**

(૧૪/૬૭૯૧) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવશે : આદમ ! હઝરત આદમ (અલ.) કહેશે કે, એય અલ્લાહ ! હાજર છું. સેવામાં હાજર છું. ભલાઇ તારા હાથમાં છે. હુકમ થશે : દોઝખનો ભાગ કાઢી લો. હઝરત આદમ (અલ.) કહેશે : દોઝખનો ભાગ કેટલો છે ? હુકમ થશે કે, એક હજારમાંથી ૯૯૯. તે વખતે આ હુકમ સાંભળીને બાળકો વૃધ્ધ બની જશે. દરેક ગર્ભ-વાળીનો ગર્ભ પડી જશે. લોકો નશાની હાલતમાં દેખાશે, જો કે તેમણે નશો નહીં કર્યો હોય, બલ્કે ખુદાનો અઝાબ સખ્ત હશે. આ હુકમ સાંભળીને સહાબા બેચેન બની ગયા. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તે (બાકીનો) માણસ અમારામાંથી કોણ હશે ? આપે કહ્યું : ખુશ થાઓ કે, યાજુજ ને માજુજની કોમમાંથી એક હજાર માણસો (દોઝખી) હશે અને તમારામાંથી એક હશે. પછી કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, મને આશા છે કે, તમે બધા જન્નતવાળાઓમાંના એક તૃત્યાંશ હશો. આ સાંભળીને અમે ખુદાનો શુક્ર અદા કર્યો અને તકબીર કહી. હુઝૂરે

કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, મને આશા છે કે, તમે જન્નતવાસીઓમાંના અડધા હશો. તમારો દાખલો બીજી ઉમ્મતોની સરખામણીમાં એવો છે કે જેમકે કાળા બળદની ચામડીમાં સફેદ વાળ અથવા ગધેડાના આગલા પગના ડાઘ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અ લાયઝુન્નુ ઊલાઇક અન્નહુમ મબ્ઊસુન લિયવમિન અઝીમ. યવ્મ યકૂમુ ન્નાસુ લિરબ્બિલ આલમીન' કિંવા શું આ લોકો નથી જાણતા કે, એક મોટા દિવસ માટે તેમને ઉઠાડવામાં આવશે, જે દિવસે કે લોકો સર્વ જગતોના પાલનહાર સામે ઉભા હશે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'વ તકત્તઅત્ બિહિમુલ અસ્બાબ' તેમના સંબંધો દુનિયામાં કપાઇ ગયા**

(૧૫/૬૭૯૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.)થી રિવાયત કરી છે કે, જે દિવસે લોકો પરવરદિગારે આલમ પાસે ઉભા હશે તે દિવસે કેટલાક લોકો પોતાના પરસેવામાં અડધા કાનો સુધી ડુબેલા હશે.

(૧૬/૬૭૯૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે લોકોનો પરસેવો નીકળશે, અહીં સુધી કે, જમીનમાં સિત્તેર હાથ ઘૂસી જશે. તેમના મોંમાં દાખલ થશે, અહીં સુધી કે કાનો સુધી પહોંચી જશે.

## કિયામતના દિવસે બદલો લેવામાં આવશે

**કિયામતનું નામ 'હાક્કહ' પણ છે કિંવા તે દિવસે સવાબ વગેરે હકીકતમાં આપવામાં આવશે. 'હક્કતુન' અને 'હાક્કતુન'નો એક જ અર્થ છે. કિયામતનું નામ 'કારિઅહ', 'ગાશિયહ' અને 'સાખ્ખહ' પણ છે. 'તગાબુન'નો અર્થ એ છે કે, જન્નતવાળાઓ દોઝખવાળાઓનો હક્ક છીનવી લેશે**

(૧૭/૬૭૯૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે લોકો વચ્ચે સૌ પ્રથમ ખૂનોનો ચુકાદો અપાશે.

(૧૮/૬૭૯૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ પર તેના ભાઇનો હક્ક હોય તો તેને અહીં જ માફ કરાવી લે. કારણ કે, ત્યાં 'દિરહમ' અને 'દીનાર' તો હોય નહીં. એ પહેલાં કે તેની નેકીઓ લઇને તેના ભાઇને આપી દેવામાં આવે અને નેકીઓ ન હોય તો ભાઇના ગુનાહ

લઇને તેના પર નાંખવામાં આવે.

(૧૯/૬૭૯૬) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : દોઝખમાંથી છુટકારો મેળવ્યા પછી મુસલમાનોને તે પુલ પર અટકાવવામાં આવશે જે જન્નત અને દોઝખની વચ્ચે છે. પરસ્પર એક બીજાના હક્કોનો બદલો આપવામાં આવશે. જ્યારે બિલકુલ પાક-સાફ થઇ જશે ત્યારે તેમને જન્નતમાં દાખલ થવાની રજા આપવામાં આવશે. તે ખુદાની કસમ છે જેના શકિતશાળી હાથમાં મુહમ્મદની જાન છે, દરેક માણસ પોતાના જન્નતમાંના મકાનને પોતાના દુનિયામાંના મકાન કરતાં સારી રીતે જાણતો હશે.

## જેનો હિસાબ લેવામાં આવશે તેને અઝાબ આપવામાં આવશે

(૨૦/૬૭૯૭) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જેનો હિસાબ લેવામાં આવશે તેને અઝાબ આપવામાં આવશે. હઝરત આઇશા કહે છે કે મેં કહ્યું : શું અલ્લાહ તઆલાએ ફરમાવ્યું નથી : **'ફસવ્ફ યુહાસબુ હિસાબં યસીરા'** કિંવા આસાન હિસાબ લેવામાં આવશે. આપે કહ્યું : તે રજુ થવું છે.

(૨૧/૬૭૯૮) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જેનો કિયામતના દિવસે હિસાબ લેવામાં આવશે તે બરબાદ થશે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **'ફઅમ્મા મન ઊતિય કિતાબહુ બિયમીનિહિ ફસવ્ફ યુહાસબુ હિસાબં યસીરા'** આપે ફરમાવ્યું : એ માત્ર રજુ થવું છે. અમારામાંથી જેનો હિસાબ કિયામતના દિવસે લેવામાં આવશે તેને અઝાબ આપવામાં આવશે.

(૨૨/૬૭૯૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ફરમાવતા હતા : કિયામતના દિવસે કાફિરને લાવવામાં આવશે. તેને કહેવામાં આવશે કે, ભલા જરા જો તો ખરો, જો તારી પાસે પૃથ્વી ભરીને સોનું હોય તો તું શું તારા છુટકારા માટે આપી દેશે ? તે કહેશે : હા. તે વખતે તેને કહેવામાં આવશે કે, (દુનિયામાં તો) તારી પાસે એનાથી આસાન વસ્તુ માગવામાં આવી હતી (પરંતુ તેં કરી નહીં).

(૨૩/૬૮૦૦) હઝરત અદી ઇબ્ને હાતિમ (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે તમારામાંના દરેક સાથે ખુદા વાતચીત કરશે. વચમાં કોઇ દુભાષિયો પણ નહીં હોય. પછી પોતાની આગળ જોશે તો કોઇ દેખાશે નહીં. થોડીવાર પછી ફરી પોતાની સામે જોશે ત્યારે સામે આગ દેખાશે. એટલે જે માણસ આગથી બચી શકે તે

બચી જાય. ભલેને ખજુરની એક ટુકડી આપીને જ હોય.

(૨૪/૬૮૦૧) હઝરત અદી ઇબ્ને હાતિમ (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, આગથી બચો. પછી હુઝૂરે બીજી તરફ મોં ફેરવી લીધું અને દોઝખથી ડરાવ્યા. થોડીવાર પછી ફરી કહ્યું કે, આગથી બચો. ફરીવાર મોં ફેરવીને દોઝખથી ત્રણવાર ડરાવ્યા. અહીં સુધી કે, અમને વિચાર આવ્યો કે, કદાચ હુઝૂર દોઝખને જોઇ રહ્યા છે. ફરી કહ્યું કે, દોઝખથી બચો, ભલેને ખજુરની એક ટુકડી આપીને અને એ પણ ન મળે તો એક મીઠી વાત કહીને.

## સિત્તેર હઝાર માણસો હિસાબ વગર જન્નતમાં જશે

(૨૫/૬૮૦૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારી સામે આગલી ઉમ્મતોને રજુ કરવામાં આવી. કેટલાક પયગમ્બરો સાથે ઘણાં માણસો હતા. કેટલાકની સાથે દસથી ઓછા માણસો હતા. કેટલાકની સાથે ફકત દસ માણસો હતા, કેટલાકની સાથે ફકત પાંચ માણસો હતા. એક પયગમ્બર એકલા જ હતા. તેમની સાથે કોઇ ન હતું, પરંતુ તરત જોઉં છું કે, એક ખૂબ મોટી ટુકડી છે. મેં પૂછયું, જિબ્રઇલ, આ મારી ઉમ્મત છે ? જિબ્રઇલે કહ્યું કે, ના. આપ આસ્માનના કિનારા તરફ જુઓ. મેં નજર ઉઠાવીને જોયું તો એક જંગી મેદની દેખાઇ. જિબ્રઇલે કહ્યું : એ આપની ઉમ્મત છે અને આ તેમની આગળ આગળ સિત્તેર હજાર માણસો છે જેમનો હિસાબ નહીં થાય અને તેમને અઝાબ પણ નહીં થાય. મેં કહ્યું : શા માટે ? જિબ્રઇલે કહ્યું કે, એ લોકો (બીમારીમાં) શરીર પર ડામ મૂકાવતા ન હતા. ઝાળફુંક કરતા ન હતા અને અપશુકન લેતા ન હતા. ફકત પોતાના પાલનહાર પર ભરોસો કરતા હતા. આ હદીસ સાંભળીને ઉક્કાશાએ ઉભા થઇને કહ્યું : હુઝૂર, દુઆ કરો કે, ખુદા મને એમનામાંથી બનાવી દે. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! એને તેમનામાંથી બનાવી દે. પછી બીજા એક માણસે ઉભા થઇને કહ્યું કે, હુઝૂર, દુઆ કરો, ખુદા મને પણ એમનામાંથી બનાવી દે. આપે કહ્યું : ઉક્કાશા (આ બાબતમાં) તારા કરતાં આગળ નીકળી ગયો.

(૨૬/૬૮૦૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતમાંથી સિત્તેર હજારની એક ટુકડી જન્નતમાં દાખલ થશે, જેમના ચહેરા ચૌદમી રાતના ચાંદ જેવા ચમકતા હશે. આ સાંભળીને ઉક્કાશા પોતાની કોરવાળી ચાદર સમેટીને ઉભા થયા. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે, અલ્લાહ તઆલા મને તેમનામાંથી બનાવી દે. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ !

એને તેમનામાંથી બનાવી દે. થોડીવાર પછી એક અનસારી ઉભો થયો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે, અલ્લાહ તઆલા મને પણ એમનામાંથી બનાવી દે. આપે કહ્યું : ઉક્કાશા (આ બાબતમાં) તમારા કરતાં આગળ વધી ગયો.

(૨૭/૬૮૦૪) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતમાંથી સિત્તેર હજાર માણસો એક બીજાને પકડીને એક પછી એક જન્નતમાં દાખલ થશે. તેમના ચહેરાઓ ચૌદમી રાતના ચાંદની જેમ ચમકતા હશે.

(૨૮/૬૮૦૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જન્નતી જન્નતમાં અને દોઝખી દોઝખમાં ચાલ્યા જશે. પછી એક જાહેરાત કરનાર જાહેરાત કરશે; એય દોઝખવાળાઓ ! હવે મરવાનું નથી અને એય જન્નતવાળાઓ ! હવે મરવાનું નથી. (અહીં જ) હંમેશ રહેવાનું છે.

(૨૯/૬૮૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જન્નતવાળાઓને કહેવામાં આવશે કે, એય જન્નતવાળાઓ ! હવે હંમેશ રહેવાનું છે, મૃત્યુ નહીં આવે. દોઝખીઓને કહેવામાં આવશે કે, એય દોઝખવાળાઓ ! (હવે) હંમેશ રહેવાનું છે. મૃત્યુ નહીં આવે.

## જન્નત અને દોઝખની હાલત

(૩૦/૬૮૦૭) હઝરત અબૂ સઇદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જન્નતીઓ જે પહેલું ખાણું ખાશે તે માછલીની કલેજીની કોર હશે.

(૩૧/૬૮૦૮) હઝરત ઇમ્રાન ઇબ્ને હુશૈન (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં જન્નત તરફ ડોકિયું કરીને જોયું તેમાં મોટે ભાગે ગરીબોને જોયા અને દોઝખ તરફ ડોકિયું કરીને જોયું તો તેમાં મોટે ભાગે ઓરતોને જોઇ.

(૩૨/૬૮૦૯) હઝરત ઉસામા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું જન્નતના દરવાજા પાસે ઉભો રહ્યો ત્યારે મેં જોયું કે, તેમાં જનારાઓ સામાન્ય રીતે એવા લોકો છે જેઓ મિસ્કીન હતા. માલદારોને અંદર જતાં અટકાવવામાં આવતા હતા. હા, દોઝખીઓને દોઝખ તરફ લઇ જવામાં આવતા હતા. હું દોઝખના દરવાજા પાસે ઉભો રહ્યો ત્યારે તેમાં જનારી સામાન્ય રીતે ઓરતો હતી.

(૩૩/૬૮૧૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જન્નતી જન્નતમાં ચાલ્યા જશે અને દોઝખીઓ દોઝખમાં. પછી મૃત્યુને લાવવામાં આવશે અને જન્નત અને દોઝખ વચ્ચે તેને ઝબ્હ કરવામાં આવશે. ત્યાર પછી એક અવાજ દેનાર અવાજ

દેશે કે, જન્નતવાળાઓ ! હવે મૃત્યુ નથી. દોઝખવાળાઓ ! હવે તમારે મરવાનું નથી. આ સાંભળીને જન્નતીઓને પારાવાર ખુશી થશે અને દોઝખીઓને પારાવાર દુ:ખ થશે.

(૩૪/૬૮૧૧) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : (કિયામતના દિવસે) અલ્લાહ તઆલા ફરમાવશે : જન્નતવાળાઓ ! તેઓ જવાબ આપશે : એય અલ્લાહ ! અમે હાજર છીએ. ખુદા કહેશે : શું તમે ખુશ થયા ? તેઓ કહેશે : એય અલ્લાહ ! જ્યારે તેં અમને એવી વસ્તુ આપી જે કોઈને આપી નથી તો પછી અમે કેમ ખુશ ન થઈએ ? ખુદા કહેશે : હું તમને એના કરતાં પણ સારી વસ્તુ આપું છું. જન્નતીઓ કહેશે : એય અલ્લાહ ! એનાથી સારી કઇ વસ્તુ હોઇ શકે છે ? અલ્લાહ કહેશે કે, હું તમારા પર મારી ખુશી (રહમત) ઉતારૂં છું. ત્યાર પછી કદી તમારા પર ગુસ્સે નહીં થાઉં.

(૩૫/૬૮૧૨) હઝરત અનસ (રદિ.) કહે છે : બદરની લડાઇના દિવસે હારિસા શહીદ થઇ ગયા. તે સમયે હારિસા ઉગતી વયના કિશોર હતા. હારિસાની માંએ આવીને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપને ખબર છે કે, હારિસા પ્રત્યે મને કેવો સ્નેહ હતો. હવે જો તે જન્નતમાં હોય તો હું સબ્ર કરૂં અને સવાબની આશા રાખું, નહીં તો આપ જાણો છો કે, હું શું કરીશ. આપે કહ્યું : અરે ! ત્યાં શું એક જન્નત છે, ત્યાં તો ઘણી જન્નતો છે અને હારિસા જન્નતુલ ફિરદૌસમાં છે.

(૩૬/૬૮૧૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : કાફિરના બંનેવ ખભાઓ વચ્ચે ઝડપી સવાર માટે ત્રણ દિવસનો રસ્તો હશે.

(૩૭/૬૮૧૪) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : જન્નતમાં એક ઝાડ છે, જેના છાંયડામાં સવાર સો વરસ ચાલશે તો પણ તેને પાર નહીં કરી શકે. હઝરત અબૂ સઇદની રિવાયતોના આ શબ્દો છે કે, જન્નતમાં એક ઝાડ છે, (જેની નીચે) નિષ્ણાંત ઝડપી સવાર ઝડપી ઘોડા પર સો વરસ ચાલશે તો પણ તેને પાર નહીં કરી શકે.

(૩૮/૬૮૧૫) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મારી ઉમ્મતમાંથી સિત્તેર હજાર માણસો જન્નતમાં એકબીજાને પકડીને સાથે દાખલ થશે. પરસ્પર આગળ પાછળ નહીં થાય. તેમના ચહેરાઓ ચૌદમી રાતના ચાંદ જેવા હશે.

(૩૯/૬૮૧૬) હઝરત સહલ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જન્નત-વાસીઓ જન્નતમાં ઉંચા ઉંચા મહેલો એવી રીતે જોશે જેવી રીતે તમે આકાશ પર

તારાઓ જુઓ છો.

(૪૦/૬૮૧૭) હઝરત અનસ (રદિ.) કહે છે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : ખુદા કિયામતના દિવસે એવા દોઝખી માણસને જેને સૌથી થોડો અઝાબ થશે, પૂછશે કે, જો તારી પાસે દુનિયાની બધી વસ્તુઓ હોય તો શું તું તે આપીને છુટકારો મેળવવાનું પસંદ કરશે ? તે કહેશે કે, જી હા. ખુદા કહેશે : મેં તો તારી પાસે એના કરતાં પણ આસાન વસ્તુ માંગી હતી. જ્યારે તું આદમ (અલ.)ની પીઠમાં હતો ત્યારે મેં તને કહ્યું હતું કે, તું કોઇ વસ્તુને મારી ભાગીદાર ન બનાવતો, પરંતુ તેં માન્યું નહીં અને મારો ભાગીદાર બનાવ્યો.

(૪૧/૬૮૧૮) હઝરત જાબિર (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : શફાઅતના કારણે (કેટલાક માણસોને) દોઝખમાંથી કાઢવામાં આવશે અને નીકળતી વખતે તે (સફેદી દુબળા હોવાના કારણે) એવા દેખાશે, જેમકે તલની નાની નાની લાકડીઓ.

(૪૨/૬૮૧૯) હઝરત અનસ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : (શફાઅતના કારણે) કેટલાક લોકોને દોઝખમાંથી કાઢવામાં આવશે. બળવાના કારણે તેમનો રંગ કાળો પડી ગયો હશે. તેઓ જન્નતમાં દાખલ થશે ત્યારે જન્નતવાળાઓ તેમને જહન્નમી કહેશે.

(૪૩/૬૮૨૦) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : જ્યારે જન્નતીઓ જન્નતમાં અને દોઝખીઓ દોઝખમાં દાખલ થઇ જશે ત્યારે અલ્લાહ કહેશે કે, જેના દિલમાં રાઇના દાણા જેટલું પણ ઇમાન હોય તેને પણ દોઝખમાંથી કાઢી લો. (ફરિશ્તાઓ) તેમને કાઢી લેશે. નીકળતી વખતે તેઓ બળી ગયેલા કોલસા જેવા કાળા હશે. ત્યાર પછી તેમને નહરે હયાત (ઝિન્દગીની નહેર)માં નાંખવામાં આવશે. તેઓ એવી રીતે પેદા થશે જેવી રીતે રેલના કચરામાં આપ મેળે ઉગનાર દાણો ઉગી નીકળે છે. હુઝૂરે કહ્યું : શું તમે જોયું નથી કે, તે દાણો પીળો અને ગુંચળુ વળીને ઉગે છે !

(૪૪/૬૮૨૧) નુઅમાન કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે દોઝખીઓમાં સૌથી ઓછા અઝાબવાળો તે માણસ હશે કે તેના બંનેવ પગોના તળીયાઓ નીચે અંગારો મૂકવામાં આવશે જેનાથી તેનું મગજ ઉભરાયા કરશે.

(૪૫/૬૮૨૨) નુઅમાન ઇબ્ને બશીર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે દોઝખીઓમાં સૌથી ઓછા અઝાબવાળો તે માણસ હશે જેના પગોની નીચે બે અંગારા મૂકવામાં આવશે જેનાથી તેનો દિમાગ એવો ઉભરાશે જેમકે ગરમ

પાણીવાળી તપેલી ઉભરાય છે.

(૪૬/૬૮૨૩) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દોઝખનો ઉલ્લેખ કર્યો અને તેના પ્રત્યે મોં બગાડયું, પનાહ માંગી. ફરી દોઝખનો ઉલ્લેખ કર્યો, મોં બગાડયું અને પનાહ માંગી. પછી કહ્યું કે, દોઝખથી બચો, ભલેને ખજુરની એક ટુકડી આપીને અને એ પણ ન મળે તો મીઠી વાત કરીને (પણ બચો).

(૪૭/૬૮૨૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની સામે આપના કાકા અબૂ તાલિબની વાત નીકળી. આપે કહ્યું : બનવાજોગ છે કે, કિયામતના દિવસે મારી શફાઅત તેમને લાભ પહોંચાડે અને એટલી આગમાં તેમને ન નાંખવામાં આવે જે ઘુટી સુધી હોય, જેનાથી તેમનું મગજ ઉકળવા લાગે.

(૪૮/૬૮૨૫) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે અલ્લાહ લોકોને ભેગા કરશે. લોકો પરસ્પર કહેશે કે, આપણે અલ્લાહ સામે કોઈની પાસે ભલામણ કરાવીએ જેથી તેમના કારણે આપણને આ (તકલીફની) જગ્યામાંથી રાહત મળી જાય. આવો સંપ કરીને લોકો હઝરત આદમ (અલ.) પાસે જશે. તેઓ કહેશે કે, તમને ખુદાએ પોતાના હાથે બનાવ્યા. પોતાની રૂહ તમારામાં ફુંકી. ફરિશ્તાઓને હુકમ કર્યો. તેમણે તમને સજદો કર્યો. તમે પરવરદિગાર પાસે અમારી ભલામણ કરો. હઝરત આદમ (અલ.) કહેશે કે, હું એ દરજ્જાનો નથી. હઝરત આદમ (અલ.) પોતાની ભૂલને યાદ કરશે. તેઓ કહેશે કે, તમે લોકો નૂહ (અલ.) પાસે જાઓ. તેમને અલ્લાહે સૌ પ્રથમ રસૂલ બનાવીને મોકલ્યા હતા. લોકો હઝરત નૂહ (અલ.) પાસે જશે. હઝરત નૂહ પોતાની ભૂલને યાદ કરશે. તેઓ કહેશે કે, હું એ દરજ્જાનો નથી. તમે હઝરત ઇબ્રાહીમ (અલ.) પાસે જાઓ. ખુદાએ તેમને પોતાના 'ખલીલ' બનાવ્યા હતા. લોકો હઝરત ઇબ્રાહીમ (અલ.) પાસે જશે. હઝરત ઇબ્રાહીમ (અલ.) પોતાની ભૂલ યાદ કરશે. તેઓ કહેશે કે, હું એ દરજ્જાનો નથી. તમે હઝરત મૂસા (અલ.) પાસે જાઓ. તેમની સાથે ખુદાએ પોતે વાત કરી હતી. લોકો હઝરત મૂસા (અલ.) પાસે જશે. હઝરત મૂસા (અલ.) પોતાનો કસૂર યાદ કરશે. તેઓ કહેશે કે, હું એ દરજ્જાનો નથી. તમે હઝરત ઇસા (અલ.) પાસે જાઓ. લોકો હઝરત ઇસા (અલ.) પાસે જશે. ઇસા (અલ.) કહેશે કે, હું એ દરજ્જાનો નથી. તમે મુહમ્મદ (સલ.) પાસે જાઓ. તેમના આગલા-પાછલા કસૂરો માફ કરી દેવામાં આવ્યા છે. લોકો મારી પાસે આવશે. હું મારા પરવરદિગાર પાસે રજા મેળવીશ. તેને જોઇને સજદામાં પડી જઇશ.

અલ્લાહ જ્યાં સુધી ઇચ્છશે ત્યાં સુધી મને સજદામાં પડી રહેવા દેશે. પછી મને કહેવામાં આવશે કે, શિર ઉઠાવો અને માંગો, તમને આપવામાં આવશે. વાત કરો, તમારી વાત સાંભળવામાં આવશે. ભલામણ કરો, તમારી ભલામણ કબૂલ કરવામાં આવશે. હું શિર ઉઠાવીને મારા પાલનહારના તે જ વખાણ કરીશ જે તે મને શીખવશે. ત્યાર પછી શફાઅત (ભલામણ) કરીશ. અલ્લાહ મારા માટે એક હદ મુકર્રર કરશે. હું એટલા જ લોકોને દોઝખમાંથી કાઢીને જન્નતમાં દાખલ કરીશ અને પાછો ફરીને સજદામાં પડી જઇશ. ત્રણ-ચાર વાર એ પ્રમાણે કરીશ. અહીં સુધી કે, દોઝખમાં કોઇ બાકી ન રહે, એવા લોકો સિવાય જેઓ કુર્આનના હુકમથી તેમાં રહેશે.

(૪૯/૬૮૨૬) હઝરત ઇમ્રાન ઇબ્ને હુષેન કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : મુહમ્મદ (સલ.)ની શફાઅતના કારણે કેટલાક લોકોને દોઝખમાંથી કાઢવામાં આવશે અને જન્નતમાં દાખલ કરવામાં આવશે. જન્નતવાળાઓ તેમને જહન્નમી કહેશે.

(૫૦/૬૮૨૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, બદરની લડાઇમાં હારિસાને એક તીર વાગ્યું. તીર મારનારની ખબર ન પડી. હારિસા એના કારણે શહીદ થઇ ગયા. હારિસાની માંએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ જાણો છો કે, હારિસા સાથે મારો કેવો દિલી સંબંધ હતો. જો તે જન્નતમાં હોય તો તેના માટે ન રડું, નહીં તો આપ જાણો છો કે, હું શું કરીશ. આપે કહ્યું : અરે ! શું એક જન્નત છે, જન્નતો તો ઘણી જ છે. તે ફિરદૌસે આલામાં છે. હુઝૂરે એમ પણ કહ્યું કે, અલ્લાહના રસ્તામાં સવાર અથવા સાંજે જિહાદ કરવી દુનિયા અને દુનિયામાંની વસ્તુઓ કરતાં સારી છે. જો જન્નત-વાળાઓની ઓરતોમાંથી કોઇ ઓરત જમીન તરફ ડોકિયું કરી લે તો આસમાન અને જમીન વચ્ચેની દરેક વસ્તુને ચમકતી કરી દે. દરેક વસ્તુને ખૂશ્બૂથી ભરી દે. તેની ઓઢણી દુનિયા અને દુનિયામાંની વસ્તુ કરતાં સારી છે. જન્નતમાં કમાન જેટલી જગ્યા દુનિયા અને દુનિયામાંની દરેક વસ્તુ કરતાં સારી છે.

(૫૧/૬૮૨૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ માણસ જન્નતમાં ત્યાં સુધી દાખલ નહીં થાય, જ્યાં સુધી તેને દોઝખમાંનું તે મકાન બતાવવામાં ન આવે કે જો તે બુરાઇ કરત તો તેમાં દાખલ થાત. જેથી અલ્લાહનો વધારે શુક્ર અદા કરે. કોઇ માણસ દોઝખમાં ત્યાં સુધી દાખલ નહીં થાય, જ્યાં સુધી કે તેને જન્નતમાંનું તે મકાન બતાવવામાં ન આવે કે જો તે નેકી કરત તો તેમાં દાખલ થાત. જેથી તેને

વધારે અફસોસ થાય.

(પર/૬૮૨૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કિયામતના દિવસે હુઝૂરની શફાઅતની સૌથી વધારે ખુશનસીબી કયા માણસને મળશે ? આપે કહ્યું : અબૂ હુરૈરા, તને હદીસ મેળવવાની એક ધુન છે એટલે મને લાગતું હતું કે, તારા પહેલાં આ હદીસ મને કોઇ નહીં પૂછે. કિયામતના દિવસે મારી શફાઅતની ખુશનસીબી સૌથી વધુ તે માણસને મળશે જેણે નિખાલસ દિલે **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** કહ્યું હોય.

(પ૩/૬૮૩૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મને ખબર છે કે કયો માણસ સૌથી છેલ્લે દોઝખમાંથી નીકળશે અને સૌથી છેલ્લે જન્નતમાં દાખલ થશે. એક માણસ હશે જે ઘસડાતો દોઝખમાંથી નીકળશે. ખુદા તેને કહેશે : જન્નતમાં ચાલ્યો જા. તે જન્નતમાં જશે, પરંતુ તેના મનમાં એવો વિચાર આવશે કે, જન્નત ભરેલી છે. એટલે જન્નતમાંથી પાછો ફરશે. તે કહેશે : એય અલ્લાહ ! મને તો તે ભરેલી દેખાઇ. ખુદા કહેશે : જા, જન્નતમાં ચાલ્યો જા. તે પાછો જન્નત તરફ જશે, પરંતુ તેના મનમાં એમ જ થશે કે જન્નત ભરેલી છે. તે ફરી પાછો આવશે અને કહેશે : એય અલ્લાહ ! મને તો તે ભરેલી દેખાઇ. અલ્લાહ કહેશે : જા, જન્નતમાં ચાલ્યો જા. તારા માટે દુનિયા જેટલી, બલ્કે દુનિયાથી દસ ગણી વધારે (મોકળાશ) ત્યાં મળશે. તે કહેશે : તું મારી મશ્કરી કરે છે અથવા મારી હસી ઉડાવે છે. તું તો બાદશાહ છે. ઇબ્ને મસ્ઊદ કહે છે કે, હુઝૂર આ હદીસ કહીને હસવા લાગ્યા. જેથી અંદરના દાંત દેખાવા લાગ્યા. (હુઝૂરના સમયમાં) લોકો કહેતા હતા કે, એ માણસ નીચા દરજ્જાનો જન્નતી હશે.

(પ૪/૬૮૩૧) હઝરત અબ્બાસ (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે અબૂ તાલિબને પણ કંઇક લાભ પહોંચાડયો ? (આપે કહ્યું : હા.)

## સિરાત જહન્નમનો પુલ છે

(પપ/૬૮૩૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, કેટલાક લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું કિયામતના દિવસે અમે અલ્લાહને જોઇશું ? આપે કહ્યું : શું સૂર્ય પર વાદળ ન હોય તો તમને તેને જોવામાં કંઇ વાંધો આવે છે ? સહાબાએ કહ્યું : ના. આપે કહ્યું : જો ચૌદમી રાતના ચાંદ પર વાદળ ન હોય તો તેને જોવામાં તમને કોઇ વસ્તુ નડે છે ? સહાબાએ કહ્યું : ના. આપે કહ્યું : તો તમે એવી રીતે જ કિયામતના દિવસે અલ્લાહને જોશો. અલ્લાહ લોકોને ભેગા કરીને ફરમાવશે કે, જે માણસ જે વસ્તુની પૂજા કરતો હોય તે તેની સાથે થઇ જાય. આ હુકમ

સાંભળીને સૂર્યપૂજકો સૂર્યની સાથે, ચંદ્રપૂજકો ચંદ્ર સાથે અને મૂર્તિપૂજકો મૂર્તિઓ સાથે થઇ જશે. આ ઉમ્મત બાકી રહેશે, જેમાં મુનાફિકો પણ છે. અલ્લાહ મુસલમાનો સામે એવી શિકલમાં જાહેર થશે, જે તેમની માન્યતા વિરૂધ્ધ હશે. તે કહેશે કે, હું તમારો પાલનહાર છું. મુસલમાનો કહેશે : નઉઝુબિલ્લાહ, ખુદા અમને તારાથી બચાવે. અમે અહીં અમારા પાલનહારની રાહ જોઇએ છીએ કે, તે અમારી સામે આવે. જ્યારે અમારો પાલનહાર અમારી સામે દેખાશે ત્યારે અમે તેને ઓળખી લઇશું. બીજીવાર અલ્લાહ એવી શિકલમાં દેખાશે જે તેમની માન્યતા પ્રમાણે હશે. તે કહેશે કે, હું તમારો પાલનહાર છું. મુસલમાનો તેની સાથે થઇ જશે. તેઓ કહેશે કે, બેશક, તું અમારો પાલનહાર છે. (તે દિવસે) દોઝખ પર પુલસિરાત મૂકવામાં આવશે. સૌ પ્રથમ હું તેના પરથી પસાર થઇશ. તે દિવસે હુઝૂર આ પ્રમાણે દુઆ માંગશે કે, એય અલ્લાહ ! બચાવ. એય અલ્લાહ ! બચાવ. સઅદાનના કાંટાઓની જેમ દોઝખમાં અંકોડાઓ પણ હશે. સઅદાનના કાંટા તમે જોયા છે ? સહાબાએ કહ્યું કે, જી હા. હુઝૂરે કહ્યું : બસ તો તે અંકોડાઓ સઅદાનના કાંટાઓની જેમ (વાંકા) હશે, પરંતુ ખુદા સિવાય કોઇ જાણતું નથી કે, તે કેટલા મોટા હશે. લોકોના બુરા અમલોના કારણે એ અંકોડા લોકોને પુલસિરાત પરથી દોઝખમાં ખેંચી લેશે. જેમકે કેટલાક માણસો તો પોતાના (બુરા) કામોના લીધે બરબાદ થઇ જશે અને કેટલાક બેભાન થઇ જશે, અહીં સુધી કે અલ્લાહ બંદાઓને ચુકાદો સંભળાવી દેશે અને **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'**નો સ્વીકાર કરનારાઓમાંથી જે માણસને દોઝખમાંથી કાઢવાનો ઇરાદો કરશે તેને કાઢવાનો ફરિશ્તાઓને હુકમ આપશે. ફરિશ્તાઓ સજદાઓની નિશાનીઓ જોઇને એવા લોકોને ઓળખી લેશે. કારણ કે, અલ્લાહે આગ માટે સજદાઓની નિશાનીઓ ખાવાનું (બાળવાનું) હરામ કરી દીધું છે. જેથી ફરિશ્તાઓ તેમને કાઢી લેશે. નીકળતી વખતે એ લોકો બળેલા ભુંજાયેલા હશે. તેમના પર 'આબે હયાત' નાખવામાં આવશે. જેના કારણે તેઓ એવા પેદા થશે જેમકે રેલની શેવાળમાં આપમેળે જ દાણો ઉગી નીકળે છે. એક માણસનું મોં દોઝખ તરફ હશે. તે કહેશે કે, એય અલ્લાહ ! દોઝખ તરફથી મારૂં મોં ફેરવી દે. એની દુર્ગંધે મને અકળાવી નાંખ્યો અને ઝાળે મને સળગાવી દીધો. તે સતત આ દુઆ કરશે. છેવટે ખુદા કહેશે કે, જો હું તારી માંગણી પૂરી કરૂં તો પછી તું બીજી કોઇ માંગણી કરશે ? તે માણસ કહેશે કે, તારી ઇઝઝતની કસમ ! બીજી કોઇ માંગણી નહીં કરૂં. તેનું મોં દોઝખ તરફથી (બીજી દિશામાં) ફેરવી નાખવામાં

આવશે. થોડીવાર પછી તે કહેશે કે, એય અલ્લાહ ! મને જન્નતના દરવાજા પાસે પહોંચાડી દે. ખુદા કહેશે કે, શું તેં કહ્યું ન હતું કે, હું બીજી કોઇ માંગણી નહીં કરૂં ? હે માનવી ! તું બુરો છે, તું કેવો વચનભંગ કરનાર છે. તે માણસ સતત આ પ્રમાણે દુઆ કરતો રહેશે. ખુદા કહેશે : જો હું તારી આ માંગણી પૂરી કરી દઉં તો બનવાજોગ છે કે તું બીજી કોઇ માંગણી કરશે. તે કહેશે : તારી ઇઝઝતની કસમ ! હું બીજી કોઇ માંગણી નહીં કરૂં. ખુદા બીજી કોઇ માંગણી નહીં કરવાનું વચન લઇને જન્નતના દરવાજા પાસે પહોંચાડી દેશે. જન્નતની અંદરની વસ્તુઓ જ્યારે તે જોશે ત્યારે જેટલી ખુદાની મરજી હશે તેટલી મુદત સુધી તે ચુપ રહેશે. પછી તે કહેશે : એય અલ્લાહ ! તું મને જન્નતમાં પહોંચાડી દે. ખુદા કહેશે : શું તેં કહ્યું ન હતું કે, વધુ માંગણી નહીં કરૂં ? તું ખરાબ છે. હે માનવી ! તું કેવો વચનભંગ કરનાર છે. તે માણસ કહેશે કે, એય અલ્લાહ ! તું તારી મખ્લૂકમાં સૌથી વધારે બદનસીબ મને ન બનાવ. તે સતત આ જ દુઆ કરતો રહેશે. અહીં સુધી કે, ખુદા તેનાથી રાજી થઇ જશે અને જન્નતમાં દાખલ થવાની રજા આપશે. જ્યારે તે માણસ જન્નતમાં દાખલ થશે ત્યારે તેને કહેવામાં આવશે કે, કોઇ તમન્ના કર. તે માણસ તમન્ના કરશે. (તેની તમન્ના પૂરી કરવામાં આવશે) પછી હુકમ થશે, વધુ તમન્ના કરો. તે વધુ તમન્ના કરશે. (એ તમન્ના પણ પૂરી કરવામાં આવશે) અહીં સુધી કે, તેના બધા અરમાનો પૂરા થઇ જશે. તે વખતે અલ્લાહ કહેશે : આ તારા માટે છે અને એટલું જ બીજું છે. કેટલીક રિવાયતોમાં છે કે, તે વખતે અલ્લાહ કહેશે : આ અને એના કરતાં દસ ગણું તારા માટે છે. હઝરત અબૂ હુરૈરા કહે છે : એ માણસ સૌથી છેલ્લે જન્નતમાં દાખલ થશે.

## હોજ

### આયત 'ઇન્ના અઅ્તયના કલ કવષર'ની તફસીર

### રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું હતું કે, સબ્ર કરજો, અહીં સુધી કે, તમારી મારી સાથે હોજ પાસે મુલાકાત થાય

(૫૬/૬૮૩૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું તમારો આગેવાન બનીને હોજ પાસે જઇશ. તમારામાંથી કેટલાક લોકોને મારી સામે રજુ કરવામાં આવશે, પરંતુ થોડીવાર પછી તેમને મારી પાસેથી હટાવી લેવામાં આવશે. હું કહીશ : હે અલ્લાહ ! એ તો મારા સહાબાઓ છે. હુકમ થશે, તમે નથી જાણતા કે તમારા પછી તેમણે કેવી કેવી

બિદઅતો શરૂ કરી હતી.

(૫૭/૬૮૩૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : તમારી સામે મારો હોજ છે. જેમકે ‘જરબાહ’ અને ‘અઝરૂહ’ વચ્ચે અંતર છે. ઈબ્ને અબ્બાસ કહે છે કે, ‘કવસર’નો અર્થ પુષ્કળ ભલાઇ થાય છે, જે અલ્લાહે રસૂલેપાક (સલ.)ને આપી હતી. અબૂ બશર કહે છે : મેં સઈદને કહ્યું : લોકો કહે છે કે, કવસર જન્નતમાં એક નહેર છે. સઈદે કહ્યું : જન્નતવાળી નહેર પણ તો તે જ શ્રેષ્ઠ વસ્તુઓમાંથી છે જે અલ્લાહે રસૂલેપાકને આપી છે.

(૫૮/૬૮૩૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : મારા હોજનું અંતર એક મહીનાના રસ્તા જેટલું છે. તેનું પાણી દૂધથી સફેદ અને તેની ખૂશ્બૂ મુશ્ક (કસ્તુરી) કરતાં સારી હશે. તેના કુજાઓ આકાશના તારાઓ જેવા હશે. જે માણસ એને (એકવાર) પી લેશે તે પછી કદી તરસ્યો નહીં થાય.

(૫૯/૬૮૩૬) હઝરત અનસ કહે છે : રસૂલેપાક (સલ.)એ કહ્યું : મારા હોજનું પ્રમાણ એટલું છે જેટલું ‘અયલા’ અને યમનના ‘સન્આ’ વચ્ચે અંતર છે. તેના લોટાઓ આસમાનના તારાઓ જેવા છે.

(૬૦/૬૮૩૭) હઝરત અનસ કહે છે : રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું : હું જન્નતમાં જઇ રહ્યો હતો. એવામાં એક નહેર જોઇ. જેના બંને કિનારાઓ પર પોલા મોતીઓના તંબુઓ હતા. મેં કહ્યું કે, જિબ્રઈલ આ શું છે ? જિબ્રઈલે જવાબ આપ્યો કે, એ કવસર છે, જે અલ્લાહે આપને આપી છે. મેં જોયું કે તેની માટી ઈઝખિરની મુશ્ક જેવી હતી.

(૬૧/૬૮૩૮) હઝરત અનસ કહે છે : રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું : મારા સહાબાઓમાંથી કેટલાક લોકો મારી પાસે હોજ પર આવશે. હું તેમને ઓળખી લઇશ, પરંતુ તેમને મારી પાસેથી હટાવી દેવામાં આવશે. હું કહીશ કે, એ તો મારા સહાબાઓ છે. (ફરિશ્તાઓ) કહેશે : તમે જાણતા નથી કે તમારા પછી તેમણે કેવી કેવી બિદઅતો શરૂ કરી હતી.

(૬૨/૬૮૩૯) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે : રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું : હું હોજ પાસે તમારો આગેવાન હોઇશ. જે માણસ મારી પાસેથી પસાર થશે તે પી લેશે અને જે (એકવાર) પી લેશે તે ફરી કદી તરસ્યો નહીં થાય. મારી પાસે કેટલાક લોકો આવશે. હું તેમને ઓળખી લઇશ. તેઓ મને ઓળખી લેશે. પછી મારી અને તેમની વચ્ચે આડ ઉભી થશે. હઝરત અબૂ સઇદની રિવાયતમાં એની આગળ આટલું વધારે છે કે, હુઝૂરે ફરમાવ્યું કે, હું કહીશ કે એ લોકો તો

મારા છે. હુકમ થશે, તમને ખબર નથી કે, તેમણે તમારા પછી કેવી કેવી બિદઅતો શરૂ કરી હતી. હું કહીશ કે, જે માણસે મારા પછી ફેરફાર કર્યા તે દૂર જ રહે.

(૬૩/૬૮૪૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે મારા સહાબામાંથી કેટલાક લોકો (કવસર નામે હોજ પાસે) મારી પાસે આવશે. તેમને હટાવી દેવામાં આવશે. હું કહીશ કે, એય અલ્લાહ ! એ તો મારા સહાબી છે. ખુદા કહેશે કે, તમને ખબર નથી કે તમારા પછી તેમણે કેવી કેવી બિદઅતો શરૂ કરી હતી. તેઓ ઉલટા પગે ઈસ્લામથી ફરી ગયા.

(૬૪/૬૮૪૧) સહાબી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મારા કેટલાક સાથીઓ મારી પાસે હોજ પર આવશે. પછી તેમને હટાવી દેવામાં આવશે. હું કહીશ કે, હે પાલનહાર ! તેઓ મારા સાથીઓ છે. કહેવામાં આવશે કે, તમને ખબર નથી કે, તમારા પછી તેમણે કેવી બિદઅતો શરૂ કરી હતી. તેઓ પાછલા પગે મુરતદ થઈ ગયા હતા.

(૬૫/૬૮૪૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક ટુકડી પસાર થશે. હું તેને ઓળખી લઈશ. (તે લોકોને કવસરનું પાણી પીવડાવવાનો ઈરાદો કરીશ) એવામાં એક માણસ (ફરિશ્તો) વચ્ચેથી નીકળીને કહેશે : આવો. હું કહીશ, ક્યાં ? તે કહેશે : ખુદાની કસમ ! દોઝખ તરફ. હું કહીશ, કેમ તેમણે શું કસૂર કર્યા છે ? તે કહેશે : તમારા પછી એ લોકો ઉલટા પગે ઈસ્લામથી ફરી ગયા હતા. ત્યાર પછી બીજી એક ટુકડી પસાર થશે. જ્યારે હું તેને ઓળખી લઈશ (અને પાણી પીવડાવવાનો ઈરાદો કરીશ) ત્યારે એક માણસ (ફરિશ્તો) વચ્ચેથી નીકળીને કહેશે : આવો. હું કહીશ કે ક્યાં ? તે કહેશે : દોઝખ તરફ. હું કહીશ કે, તેમણે શું કસૂર કર્યા છે ? તે કહેશે કે, એ લોકો ઉલટા પગે ઈસ્લામથી ફરી ગયા હતા. હું માનું છું કે, તેમનામાંથી કોઈ નહીં બચે, જેમકે ભટકેલા ઊંટો હોય છે (કે તેમનામાંથી કોઈ બચતું નથી).

(૬૬/૬૮૪૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારા ઘર અને મારા મિમ્બર વચ્ચે જન્નતના બાગોમાંથી એક બાગ છે. મારો મિમ્બર હોજ પાસે હશે.

(૬૭/૬૮૪૪) હઝરત જુન્દુબ કહે છે : રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું : હું હોજ પાસે તમારો આગેવાન હોઈશ.

(૬૮/૬૮૪૫) ઉકબા કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) બહાર આવ્યા અને ઉહદના શહીદોના જનાઝાની નમાઝની જેમ નમાઝ પઢી. પછી મિમ્બર પાસે પાછા જઈને કહ્યું કે, હું તમારા કરતાં

આગળ જઇશ અને તમારો સાક્ષી રહીશ. ખુદાની કસમ ! હું અત્યારે મારા હોજને જોઇ રહ્યો છું. મને જમીનના ખજાનાઓની ચાવીઓ આપી દેવામાં આવી છે. ખુદાની કસમ ! મને એ ભય તો નથી કે મારા પછી તમે મુશ્રિક બની જશો, પરંતુ મને ભય છે કે, તમે દુનિયાની લાલચમાં પડી જશો.

(૬૯/૬૮૪૬) હારિસા ઇબ્ને વહબ કહે છે કે, હુઝૂર (સલ.)એ હોજનો ઉલ્લેખ કર્યો. આપે કહ્યું : (મારો હોજ એટલી મોટો છે) જેટલું અંતર મદીના અને સનઆ વચ્ચે છે. કેટલીક રિવાયતોમાં એટલું વધારે છે કે તેના વાસણો તારાઓની જેમ. (અગણિત) હશે.

(૭૦/૬૮૪૭) હઝરત અસ્મા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, હું હોજ પર હોઇશ અને જોઇ રહ્યો હોઇશ કે તમારામાંથી કોણ મારી પાસે આવે છે. કેટલાક લોકોને મારી પાસે આવવા દેવામાં નહીં આવે. હું કહીશ કે, એય અલ્લાહ ! એ મારા છે અને એ મારી ઉમ્મતમાંથી છે. હુકમ થશે, શું તમને ખબર છે કે, તમારા પછી એમણે શું કર્યું ? ખુદાની કસમ ! એ લોકો ઉલટા પગે પલટી ગયા. આ હદીસની રૂએ ઇબ્ને અબી મુલૈકા કહેતા હતા : એય અલ્લાહ ! ઉલટા પગે પલટવાથી તારી પનાહ માંગીએ છીએ અને એ વાતથી પનાહ માંગીએ છીએ કે, અમે ધર્મ વિરૂધ્ધની કસોટીમાં સપડાઇએ.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## તકદીર-ભાગ્ય

(૭૧/૬૮૪૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, સાચા અને સર્વમાન્ય સત્યવાદી રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, માનવીને ૪૦ દિવસ સુધી માંના પેટમાં એકત્ર કરવામાં આવે છે. પછી એટલા જ દિવસો સુધી બાઝી ગયેલા લોહી રૂપે રહે છે. પછી એટલા જ દિવસો સુધી ગોશ્તના ટુકડારૂપે રહે છે. પછી અલ્લાહ એક ફરિશ્તાને મોકલે છે. તેને ચાર વાતો લખવાનો હુકમ આપે છે. તેની રોજી, ઝિન્દગીની મુદ્દત, ખુશનસીબ હોવું અથવા બદનસીબ હોવું. આ જ કારણસર ખુદાની કસમ ! કેટલાક માણસો દોઝખીઓ જેવા કામો કરે છે, અહીં સુધી કે તેમની અને દોઝખ વચ્ચે માત્ર એક હાથનું અંતર રહે છે કે તકદીરનું લખેલું આગળ આવે છે. તે જન્નતવાળાઓનું કોઇ કામ કરી લે છે અને જન્નતમાં દાખલ થઇ જાય છે. કેટલાક લોકો જન્નતીઓ જેવા કામ કરે છે, અહીં સુધી કે, તેમની અને જન્નત વચ્ચે ફકત એક હાથનું અંતર રહે છે, પછી તકદીરનું લખેલું આગળ આવે છે અને તે દોઝખીઓના કામો કરવા લાગે છે અને દોઝખમાં દાખલ થઇ જાય છે.

(૭૨/૬૮૪૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ ગર્ભાશય પર એક ફરિશ્તાને મુકર્રર કરી દે છે. ફરિશ્તો કહે છે : એય અલ્લાહ ! અત્યારે વીર્ય છે. અત્યારે ઘટ્ટ લોહી છે. અત્યારે ગોશ્તનો ટુકડો છે. છેવટે જ્યારે ખુદા તેને પેદા કરવા માંગે છે ત્યારે ફરિશ્તો કહે છે કે, એય અલ્લાહ ! એ પુરૂષ છે કે સ્ત્રી ? બદનસીબ છે કે ખુશનસીબ ? એની રોજી અને હયાતીની મુદ્દત કેટલી છે ? આ બધી વાતો માંના પેટમાં લખી દેવામાં આવે છે.

## ખુદાના ઇલ્મ અનુસાર કલમ સૂકાઇ ગઇ

**ખુદાએ ફરમાવ્યું છે : 'વ અદલ્લહુ લ્લાહુ અલા ઇલ્મિન' ખુદાએ તેને પોતાની માહિતી અનુસાર ગુમરાહ કરી દીધા.**

**હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, જે કંઇ તમારી સાથે બનનાર છે તે લખીને કલમ સૂકાઇ ગઇ.**

**ઇબ્ને અબ્બાસે 'હુમ લહા સાબિકૂન'ની તફસીર આ રીતે બયાન કરી છે કે તેમના માટે ખુશનસીબી આગળ આવી ગઇ છે**

(૭૩/૬૮૫૦) હઝરત ઇમ્રાન ઇબ્ને હુષૈન કહે છે કે, એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું (ગર્ભાશયમાં) જન્નત-વાળાઓ દોઝખવાળાઓથી અલગ થઇ જાય છે ? આપે કહ્યું : હા. તેણે કહ્યું : તો પછી અમલ કરનારા અમલ શા માટે કરે છે ? આપે કહ્યું : દરેક માણસ તે જ અમલ કરે છે જેના માટે તેને પેદા કરવામાં આવ્યો છે.

## હદીસ 'અલ્લાહુ અઅલમુ બિમા કાનૂ આમિલીન'નો ખુલાસો

(૭૪/૬૮૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને પૂછવામાં આવ્યું કે, મુશ્રિકોના બાળકોનો શું હુકમ છે ? આપે કહ્યું : ખુદા સારી રીતે જાણે છે કે, તેઓ શું કરત.

(૭૫/૬૮૫૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલેપાક (સલ.)ને મુશ્રિકોની ઔલાદનો હુકમ પૂછવામાં આવ્યો. આપે કહ્યું : ખુદા સારી રીતે જાણે છે કે, તેઓ શું કરત.

(૭૬/૬૮૫૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દરેક બાળક પ્રકૃતિ અનુસાર પેદા થાય છે, પરંતુ તેના માંબાપ તેને યહૂદી અથવા ઇસાઇ બનાવે છે, જેવી રીતે કે તમારા જાનવરો બાળકો (સંપૂર્ણ) પેદા થાય છે. શું તેમાં તમને કોઇ કાન કપાયેલું મળે છે ? તમે પોતે તેને કાન કપાયેલું બનાવી

દો છો. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! બતાવો કે, જે માનવી બાળપણમાં મરી જાય તેનો શું હુકમ છે ? આપે કહ્યું : ખુદા સારી રીતે જાણે છે કે, તે શું કરત.

## આયત 'વ કાન અમ્રુ લ્લાહિ કદર મ્મકદૂરા'ની તફસીર

(૭૭/૬૮૫૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ ઓરત પોતાની બહેનની તલાક ઈચ્છનાર અને તેનો પ્યાલો ઉંધો વાળનારી ન બને, બલ્કે (તેના પતિ સાથે) નિકાહ કરી લે. કારણ કે, તેને તે જ મળશે જે તેની કિસ્મતમાં હશે.

(૭૮/૬૮૫૫) હઝરત ઉસામા (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.) પાસે હાજર હતો. સઅદ, ઉબય ઇબ્ને કઅબ અને મુઆઝ પણ હાજર હતા, એવામાં હુઝૂરની એક પુત્રીનો કાસદ આવ્યો. તેણે કહ્યું કે, પુત્રીના બાળકનું અવસાન થઇ રહ્યું છે. હુઝૂરે કહેવડાવ્યું કે, ખુદાએ જે કંઇ લઇ લીધું અથવા આપ્યું તે બધું ખુદાનું છે. તેમણે સબર કરવી જોઇએ અને સવાબની આશા રાખવી જોઇએ.

(૭૯/૬૮૫૬) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હું હુઝૂર (સલ.) પાસે બેઠો હતો, એવામાં એક અનસારીએ આવીને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારી પાસે થોડાક કેદીઓ આવ્યા છે. માલ પ્રત્યે અમને મુહબ્બત છે (પરંતુ લોંડીઓની વંશવૃધ્ધિ અમે ઇચ્છતા નથી). 'અઝલ' અંગે આપનો શું અભિપ્રાય છે ? આપે કહ્યું : શું તમે એવું કરો છો ? તમારા પર એવું ન કરવું જરૂરી નથી, પરંતુ જે જીવ પેદા થનાર છે તે તો પેદા થઇને જ રહેશે.

(૮૦/૬૮૫૭) હઝરત હુઝયફા (રદિ.) કહે છે : એકવાર હુઝૂર (સલ.)એ અમારી સામે તકરીર કરી. જે વસ્તુ કિયામત સુધી બનનારી છે તેનો ઉલ્લેખ કર્યો, કંઇ રહેવા દીધું નહીં. જે માણસને એની જાણ થઇ તેણે માની લીધું. જેને ન જાણ થઇ તેને ન થઇ. તેમાંની કેટલીક વસ્તુઓ હું ભૂલી ગયો હતો, પરંતુ હવે જોઇને ઓળખી લઉં છું. જેવી રીતે ગાયબ માણસ જ્યારે સામે આવે છે ત્યારે તેને માનવી ઓળખી લે છે.

(૮૧/૬૮૫૮) હઝરત અલી મુર્તઝા કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.) પાસે બેઠા હતા. તે વખતે આપની પાસે એક લાકડી હતી જેનાથી જમીન ખોતરતા હતા, એવામાં કહ્યું : તમારામાંથી દરેક માણસ માટે દોઝખ અથવા જન્નતનું ઠેકાણું લખી દેવામાં આવ્યું છે. આ સાંભળીને એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તો પછી અમે એના પર જ ભરોસો કેમ ન કરી લઇએ ? આપે કહ્યું : ના, અમલ કરતા રહો. દરેક

માણસને તે જ અમલ આસાન લાગે છે જેના માટે તેને પેદા કરવામાં આવ્યો છે. ત્યાર પછી હુઝૂર આ આયત પઢયા : **'ફઅમ્મા મન અઅતા વ તકા.....'**

## કામનો આધાર અંજામ છે

(૮૨/૬૮૫૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ખૈબરની લડાઈમાં હતા. ઈસ્લામનો એક દાવેદાર હુઝૂરની સાથે હતો. હુઝૂરે કહ્યું કે, એ માણસ દોઝખી છે. જ્યારે લડાઈનો વખત આવ્યો ત્યારે તે માણસે ખૂબ લડાઈ કરી. તેને ઘણા ઘા વાગ્યા, પરંતુ તે પાછળ હઠયો નહીં. એક સહાબીએ મુબારક સેવામાં હાજર થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! જુઓ, આપ તો કહેતા હતા કે એ દોઝખી છે, જો કે એણે તો અલ્લાહના રસ્તામાં ખૂબ જિહાદ કરી છે, તેને ઘણા ઘા પણ વાગ્યા છે. હુઝૂરે કહ્યું કે, સાંભળી લો, બેશક, તે દોઝખી છે. કેટલાક મુસલમાનોને હુઝૂરના ફરમાનની સચ્ચાઈ અંગે શંકા જવાનો સંભવ હતો, એ દરમ્યાન તેણે જખ્મોની વેદના અનુભવી. ભાથા તરફ હાથ લંબાવીને તેમાંથી એક તીર કાઢીને તેણે આપઘાત કર્યો. કેટલાક માણસો દોડીને હુઝૂર પાસે આવ્યા. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અલ્લાહે આપની વાત સાચી ઠેરવી. તે માણસે આપઘાત કર્યો. આપે કહ્યું : બિલાલ, ઉઠીને જાહેરાત કરો કે, જન્નતમાં ફકત મુઅમિન જ દાખલ થશે. હા, અલ્લાહ આ દીનની ગુનેહગાર માનવી મારફતે પણ મદદ કરાવે છે.

(૮૩/૬૮૬૦) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે : મુસલમાનો તરફથી જિહાદમાં ભારે કામગીરી બજાવનાર રસૂલુલ્લાહ (સલ.) સાથે એક જિહાદમાં મોજુદ હતો. હુઝૂરે તેને જોઈને કહ્યું કે, જે માણસ દોઝખીને જોવા માગે તે આ માણસને જોઈ લે. આ ફરમાન સાંભળીને બીજો એક માણસ તે માણસની પાછળ થઈ ગયો. તે માણસ મુશ્રિકો પર સતત ભયંકર હુમલાઓ કરતો રહ્યો, અહીં સુધી કે ઘાયલ થઈ ગયો. (ઘાની તકલીફના કારણે) તેણે જલદી જલદી મરવાનો ઈરાદો કર્યો. એટલે તલવારની અણી તેણે પોતે પોતાની છાતીમાં ભોંકી દીધી. જે ખભાઓની વચ્ચેથી નીકળી ગઈ. તે માણસ તરત હુઝૂર પાસે આવ્યો. તેણે કહ્યું કે, હું ગવાહી આપું છું કે, આપ ખુદાના રસૂલ છો. આપે કહ્યું : શું થયું ? તેણે કહ્યું : તમે ફલાણા માણસ વિષે કહ્યું હતું કે, જે માણસ દોઝખી માણસ જોવા ઈચ્છે તે આ માણસને જોઈ લે. તે મુસલમાનોને ખૂબ કામ આવનાર માણસ હતો, પરંતુ હું સમજી ગયો કે, તે આ હાલતમાં નહીં મરે. જેમકે તે ઘાયલ થયો અને જલદી જલદી મૃત્યુ ઈચ્છતો થયો. તેણે આપઘાત કર્યો. તે વખતે હુઝૂરે કહ્યું

કે, માનવી દોઝખી જેવા કામો કરે છે, જો કે તે જન્નતી હોય છે અને જન્નત-વાળાઓ જેવા કામો કરે છે, જો કે તે દોઝખી હોય છે. ગણના ફકત અંજામની જ થાય છે.

## તકદીર જ માનવીને મન્નત માનવા માટે મજબુર કરે છે

(૮૪/૬૮૬૧) ઇબ્ને ઉમર કહે છે : રસૂલેપાક (સલ.)એ મન્નત માનવાની મનાઇ ફરમાવી છે. આપે ફરમાવ્યું કે, મન્નત કોઇ વસ્તુને ફેરવી શકતી નથી, ફકત કંજુસ પાસેથી થોડોક માલ કઢાવી લે છે.

(૮૫/૬૮૬૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું છે કે, જે કામ કિસ્મતમાં ન હોય તે મન્નત માનવાથી માનવી માટે થઇ જતું નથી, બલ્કે અલ્લાહે નક્કી કરેલ તકદીર જ તે કામ કરે છે. મન્નત માનવાથી કંજુસ પાસેથી થોડોક માલ નીકળી જાય છે.

## 'લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ'નું સ્પષ્ટીકરણ

(૮૬/૬૮૬૩) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે એક જિહાદમાં હતા. જ્યારે કોઇ ઉંચી જગ્યા પર ચઢતા હતા અથવા નીચી જગ્યાએ ઉતરતા હતા ત્યારે મોટા સાદે 'અલ્લાહુ અકબર' બોલતા હતા. હુઝૂર અમારી પાસે આવ્યા. આપે કહ્યું : લોકો ! તમને પોતાને ન થકવો. તમે કોઇ બહેરા અથવા ગેરહાજર માણસને બોલાવતા નથી, બલ્કે તેને બોલાવો છો જે સાંભળનાર અને જોનાર છે. પછી કહ્યું : અબ્દુલ્લાહ ઇબ્ને કૈસ, હું તમને એવી વાત શીખવું છું જે જન્નતના ખજાનાઓમાંથી એક ખજાનો છે, તે વાત **'લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ'** છે.

## ગુનાહોથી તે જ બચે છે જેને ખુદા બચાવે

**'આસિમ'નો અર્થ છે રોકનાર. મુજાહિદ કહે છે : 'સુદા'નો અર્થ એવો થાય છે કે તે સત્યથી રોકનાર છે એટલે જ તે ગુમરાહી પ્રત્યે મુહબ્બત રાખે છે. 'દસ્સાહા'નો અર્થ થાય છે તેણે બહેકાવ્યો અથવા ગુમરાહ કર્યો**

(૮૭/૬૮૬૪) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે ખલીફા હોય છે તેના બે આંતરિક સાથીઓ હોય છે. એક તેને નેકીનો હુકમ આપે છે અને તે માટે ઉત્તેજન આપે છે અને બીજો બુરાઇનો હુકમ આપે છે અને બુરાઇ માટે ઉશ્કેરે છે. હા, ગુનાહથી તે જ બચે છે જેને ખુદા બચાવે.

**અલ્લાહ ફરમાવે છે : 'વ હરામુન અલા કરયતિન અહલકનાહા**

**અન્નહુમ લાયર્જિઊન'**

**બીજી આયતમાં છે : 'લંય્યુઅ્મિન મિન કવમિક ઇલ્લા મન કદ આમન વ લાયલિદૂ ઇલ્લા ફાજિરન કફફારા'**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'હિરમુન'નો અર્થ હબસી ભાષામાં 'વાજિબ થઇ ગયું' થાય છે**

(૮૮/૬૮૬૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહે માનવી માટે વ્યભિચારનો ભાગ નક્કી કરી નાખ્યો છે, જેને તે અવશ્ય પામશે. જેમકે આંખની વ્યભિચાર (પારકી સ્ત્રીને) જોવાનો છે. જીભનો વ્યભિચાર (કામોત્તેજક) વાત કરવાનો છે અને દિલ ઇચ્છા કરે છે, પરંતુ ગુપ્ત ભાગ તેનું સમર્થન અથવા ઉલ્લંઘન કરે છે.

**આયત 'વ માજઅલ્ન ર્રુઅ્ય લ્લતી અરય્નાક ઇલ્લા ફિત્નત લ્લિન્નાસિ'ની તફસીર કિંવા અમે તમને જે સ્વપ્ન બતાવ્યું તે લોકોની કસોટી માટે હતું**

(૮૯/૬૮૬૬) ઇબ્ને અબ્બાસ કહે છે કે, **'વ મા જઅલ્ન ર્રુઅ્ય લ્લતી અરય્નાક ઇલ્લા ફિત્નત લ્લિન્નાસિ'**માં 'રૂઅ્યા'થી તે સ્વપ્ન મુરાદ છે કે જે રસૂલુલ્લાહ (સલ.)ને આંખો વડે તે રાત્રે બતાવવામાં આવ્યું હતું જે રાત્રે રસૂલુલ્લાહ (સલ.)ને બયતુલ મુકદ્દસ લઇ જવામાં આવ્યા હતા અને 'શજરએ મલઊના ફીલ કુર્આન'થી 'ઝક્કુમ' (થુવર)નું ઝાડ મુરાદ છે.

**હઝરત આદમ (અલ.) અને હઝરત મૂસા (અલ.)એ ખુદા પાસે પરસ્પર ચર્ચા કરી હતી**

(૯૦/૬૮૬૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત આદમ અને હઝરત મૂસા વચ્ચે ચર્ચા થઇ. હઝરત મૂસાએ કહ્યું કે, આદમ, તમે અમારા પિતા છો, પરંતુ તમે અમને જન્નતમાંથી કાઢયા અને તબાહીમાં નાંખ્યા. હઝરત આદમે કહ્યું : મૂસા, તમને અલ્લાહે પોતાની સાથે વાતચીત કરવાનું માન આપ્યું અને પોતાના હાથે તૌરાત લખીને આપી, તમે મને એવી બાબત માટે વગોવો છો જે મારા જન્મના ચાલીસ વરસ પૂર્વે ખુદાએ મારી તકદીરમાં લખી હતી. જેમકે હઝરત આદમ (અલ.)એ મૂસા (અલ.) પર ત્રણ વાર વિજય મેળવ્યો.

**ખુદા આપે છે ત્યારે કોઇ અટકાવી શકતું નથી**

(૯૧/૬૮૬૮) મુગીરા ઇબ્ને શુઅબાએ અમીર મુઆવિયાને લખ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.) નમાઝ પછી પઢતા હતા : **'લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ લા શરીક લહુ'** એય

અલ્લાહ ! જે કંઇ તું આપે છે તેને કોઇ રોકી શકતું નથી. જો તું ન આપે તો કોઇ આપી શકતું નથી અને કોશિશ કરનારની કોશિશ તારી આગળ કામ લાગતી નથી.

## બદકિસ્મતી અને બદનસીબીથી ખુદાની પનાહ માગવી અને સૂરએ 'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક'ની તફસીર

(૯૨/૬૮૬૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુસીબતની તકલીફ, બદનસીબી અને દુશ્મનોની ખુશીથી ખુદાની પનાહ માંગો.

## શયતાન માનવીના દિલ અને મનની વચ્ચે હોય છે

(૯૩/૬૮૭૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.) ઘણીવાર આ પ્રમાણે કસમ ખાતા હતા : મુકલ્લિબુલ કુલુબ (દિલોને પલટાવી નાખનાર)ની કસમ.

(૯૪/૬૮૭૧) ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલેપાક (સલ.)એ ઇબ્ને સય્યાદને કહ્યું : મેં દિલમાં કંઇક છુપાવ્યું છે. ઇબ્ને સય્યાદે કહ્યું : ધુમાડો છે. આપે કહ્યું : દૂર હઠ. તું તારા અંદાજથી આગળ વધી શકતો નથી. હઝરત ઉમરે કહ્યું કે, હુઝૂર, મને રજા આપો કે, હું એની ગરદન ઉડાવી દઉં. આપે કહ્યું : જો એ તે છે તો તમે એવું કરી શકતા નથી અને જો દજ્જાલ નથી તો એને કત્લ કરવામાં તમારા માટે કોઇ ભલાઇ નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ લંય્યુસીબના ઇલ્લા મા કતબ લ્લાહુ લના'** કિંવા **તમે કહી દો કે, અમને કદાપી તકલીફ નહીં પહોંચે, પરંતુ અલ્લાહે અમારા માટે જે મુકર્રર કરી છે**

**મુજાહિદ કહે છે : 'ફાતિનીન'નો અર્થ ગુમરાહ કરનાર થાય છે. 'ઇલ્લા મન હુવ સાલિલ જહીમ' પરંતુ તે માણસ જેના માટે ખુદાએ લખી દીધું છે કે તે દોઝખમાં દાખલ થશે. 'કદ્દર ફહદા'** કિંવા **માનવી માટે ખુદાએ ખુશનસીબી અને બદનસીબી મુકર્રર કરી દીધી અને જાનવરોને ગૌચરોનો રસ્તો બતાવ્યો**

(૯૫/૬૮૭૨) હઝરત આઇશા કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને પ્લેગ વિષે પૂછ્યું. આપે કહ્યું : એ અઝાબ છે. જેના માટે ખુદા ઇચ્છે છે તેના પર મોકલે છે, પરંતુ મુસલમાનો માટે ખુદાએ તેને રહમતરૂપ બનાવ્યો છે. જે માણસ કોઇ શહેરમાં હોય અને તે શહેરમાં પ્લેગ ફેલાય તો તે ત્યાં જ રહે, ત્યાંથી ન નીકળે. સબ્ર કરે અને સવાબની આશા રાખે. એવો વિશ્વાસ રાખે કે, ખુદાએ જે કંઇ મુકર્રર

કર્યું છે તે જ તેને થશે તો તેના માટે શહીદનો સવાબ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મા કુન્ના લિનહતદિય લવ લા અન હદાન લ્લાહ' જો ખુદા અમને રસ્તો ન બતાવત તો અમે રસ્તો ન પામત. 'લવ અન્ન લ્લાહ હદાની લકુન્તુ મિનલ મુત્તકીન' જો ખુદા મને હિદાયત આપત તો હું પરહેઝગારોમાંથી હોત**

(૯૬/૬૮૭૩) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે : મેં જોયું કે, ખન્દક (ખાઇ)ના દિવસે રસૂલુલ્લાહ (સલ.) અમારી સાથે માટી કાઢતા હતા. આપ ફરમાવતા હતા : ખુદાની કસમ ! જો ખુદાની હિદાયત ન હોત તો અમને સીધો રસ્તો ન મળત, ન અમે રોઝા રાખત ન નમાઝ પઢત. એય અલ્લાહ ! તું અમને સંતોષ આપ. દુશ્મનોના સામના વખતે અમને અડગ રાખ. મુશ્રિકોએ અમારા પર ઝુલ્મ કર્યો છે. તે ફિત્નાનો ઈરાદો કરે છે અને અમે ઇન્કાર કરીએ છીએ.

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## કસમો અને મન્નતો

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લા યુઆખિઝુકુમુ લ્લાહુ બિલ્લગવિ ફી અયમાનિકુમ વ લાકિં ય્યુઆખિઝુકુમ બિમા અક્કદ્તુમુલ અયમાન....' અલ્લાહ નિરર્થક કસમો અંગે તમને શિક્ષા કરતો નથી, બલ્કે તે કસમો અંગે તમને શિક્ષા કરે છે જે ગાંઠના જેમ બાંધી છે**

(૯૭/૬૮૭૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.) કદી કસમનો ભંગ કરતા ન હતા. અહીં સુધી કે, ખુદાએ કસમના કફ્ફારાનો હુકમ ઉતાર્યો. તે વખતે હઝરત અબૂબક્રે કહ્યું કે, જો હું કોઇ વાતની કસમ ખાઇશ અને તેના કરતાં સારી કોઇ રીત મને લાગી તો હું તે જ કરીશ જે સારી હશે અને કસમનો કફ્ફારો આપી દઇશ.

(૯૮/૬૮૭૫) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને સમુરા (રદિ.) કહે છે કે, રસૂલે ખુદા (સલ.)એ ફરમાવ્યું કે, અબ્દુર્રહમાન, હુકૂમતની તું પોતે માંગણી ન કરે. કારણ કે, જો માંગવાથી તને મળશે તો તારા જ હવાલે કરી દેવામાં આવશે. (ખુદાના તરફથી તને મદદ નહીં મળે) જો માંગ્યા વગર તને મળશે તો (ગેબથી) તારી મદદ કરવામાં આવશે. જો તું કોઇ વાતની કસમ ખાય અને તને કોઇ બીજી રીત સારી લાગે તો કસમનો કફ્ફારો આપી દે અને જે સારી રીત હોય તે જ કર.

(૯૯/૬૮૭૬) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે : હું અશ્અરીઓના થોડાક માણસોને સાથે લઇને હુઝૂર (સલ.) પાસે સવારીઓ માંગવા માટે ગયો. હુઝૂરે કહ્યું કે, મારી પાસે સવારી નથી. ખુદાની કસમ ! હું તમને સવારી નહીં આપું. અમે થોડીવાર થોભ્યા. થોડીકવાર પછી સફેદ ખૂંધવાળા ત્રણ ઊંટો આપની પાસે આવ્યાં. હુઝૂરે અમને સવારી માટે આપ્યાં. અમે લઇને ચાલતા થયા, પરંતુ (રસ્તામાં) પરસ્પર કહેવા લાગ્યા કે, ખુદાની કસમ ! આપણને બરકત નહીં મળે. કારણ કે, આપણે હુઝૂર (સલ.) પાસે સવારીઓ માંગવા ગયા હતા, પરંતુ હુઝૂરે સવારીઓ ન આપવાની કસમ ખાધી હતી, પરંતુ પછી (કદાચ ભૂલી જઇને) આપી. એટલે આપણે પાછા જવું જોઇએ. જેથી હુઝૂરને કસમ યાદ અપાવીએ. છેવટે અમે હુઝૂર પાસે ગયા. હુઝૂરે કહ્યું : મેં તમને સવારી આપી નથી, બલ્કે ખુદાએ આપી છે. જો અલ્લાહનો હુકમ થયો તો ખુદાની કસમ ! જો હું કોઇ વાતની કસમ ખાઇ લઇશ અને તેના કરતાં સારી બીજી કોઇ રીત જોઇશ તો મારી કસમનો કફ્ફારો આપી દઇશ અને તે જ રીત અપનાવીશ જે સારી હશે.

(૧૦૦/૬૮૭૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આપણે (દુનિયામાં) પાછળ છીએ, કિયામતમાં આગળ હોઇશું. ત્યાર પછી કહ્યું કે, ખુદાની કસમ ! જો તમારામાંથી કોઇ પોતાના ઘરવાળાંઓ વિષે કસમ ખાઇ લે, પછી તે પોતાની કસમ પર અડગ રહે તો તે ખુદાની નઝરમાં વધારે ગુનેહગાર હશે એની સરખામણીમાં કે તે (કસમ તોડીને) કફ્ફારો આપી દે.

(૧૦૧/૬૮૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, જે માણસ પોતાના ઘરવાળાંઓ (સાથે સંબંધ તોડવા વગેરે)ની કસમ પર અડગ રહે તો તે ભારે ગુનેહગાર થાય છે. કફ્ફારો પણ તેના માટે લાભદાયક નથી.

## હદીસ 'વ અયમુ લ્લાહ'નો ખુલાસો

(૧૦૨/૬૮૭૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ એક લશ્કર મોકલ્યું. ઉસામા ઇબ્ને ઝૈદને સરસેનાપતિ બનાવ્યા. કેટલાક લોકોએ તેમના સેનાપતિપદ અંગે ટીકા કરી. હુઝૂરે કહ્યું કે, જો હવે તમે એની સરદારી અંગે ટીકા કરો છો તો આ પહેલાં એના પિતાની સરદારી અંગે પણ ટીકા કરતા હતા, પરંતુ ખુદાની કસમ ! તે સરદારીના લાયક હતો અને મને સૌથી વધુ વહાલો હતો. તેના પછી મને આ સૌથી વધુ વહાલો છે.

## રસૂલુલ્લાહ (સલ.)ની કસમ (સામાન્ય રીતે) કેવી હતી ?

(૧૦૩/૬૮૮૦) હઝરત સઅદ કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું હતું : તે ખુદાની કસમ જેના કબજામાં મારો જાન છે, અબૂ કતાદા કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.) સામે કહ્યું હતું : **'લા હલ્લાહિ'** હવે **'વલ્લાહ', 'બિલ્લાહ'** અને **'તલ્લાહ'** પણ કસમ માટે બોલાય છે.

(૧૦૪/૬૮૮૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની કસમ આ પ્રમાણે હતી : **'લા વ મુકલ્લિબિલ કુલૂબ'.**

(૧૦૫/૬૮૮૨) હઝરત જાબિર ઇબ્ને સમુરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કૈસર મરી જશે ત્યારે તેના પછી કોઇ કૈસર નહીં થાય અને જ્યારે કિસ્રા મરી જશે તેના પછી બીજો કોઇ કિસ્રા નહીં થાય. તે ખુદાની કસમ છે જેના કબજામાં મુહમ્મદનો જાન છે, એ બંનેના ખજાનાઓ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવશે.

(૧૦૬/૬૮૮૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કિસ્રા મરી જશે ત્યારે તેના પછી બીજો કોઇ કિસ્રા નહીં થાય અને જ્યારે કૈસર મરી જશે ત્યારે તેના પછી બીજો કોઇ કૈસર નહીં થાય. તે ખુદાની કસમ છે જેના શકિતશાળી હાથમાં મુહમ્મદનો જાન છે, એ બંનેના ખજાનાઓ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવશે.

(૧૦૭/૬૮૮૪) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, એય મુહમ્મદની ઉમ્મત ! ખુદાની કસમ ! જે કંઇ હું જાણું છું તેની જો તમને જાણ હોત તો તમે ઓછું હસત અને વધારે રડત.

(૧૦૮/૬૮૮૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને હિશામ (રદિ.) કહે છે : અમે હુઝૂર (સલ.)ની સાથે હતા. હુઝૂરે હઝરત ઉમરનો હાથ પકડયો હતો. હઝરત ઉમરે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ મને મારા જાન સિવાય દરેક વસ્તુ કરતાં વધારે પ્યારા છો. આપે કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, તમે ત્યાં સુધી મુઅમિન થઇ શકતા નથી જ્યાં સુધી કે હું તમારી નઝરમાં તમારા જાન કરતાં પણ વધુ વહાલો હોઉં. હઝરત ઉમરે કહ્યું : તો હવે ખુદાની કસમ ! આપ મને મારા જાન કરતાં પણ વધારે વહાલા છો. આપે કહ્યું : તો હવે ઉમર તમે (સંપૂર્ણ) મુઅમિન છો.

(૧૦૯/૬૮૮૬) હઝરત અબૂ હુરૈરા અને ઝેદ ઇબ્ને ખાલિદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે બે માણસો કેસ લાવ્યા. એકે કહ્યું : હુઝૂર, અમારી વચ્ચે અલ્લાહની કિતાબ અનુસાર ચુકાદો

આપો. બીજો વધારે સમજદાર હતો. હા, યા રસૂલલ્લાહ ! અમારી વચ્ચે અલ્લાહની કિતાબ અનુસાર ચુકાદો આપો અને મને કંઇક બોલવાની રજા આપો. આપે કહ્યું : બોલ. તેણે કહ્યું કે, મારો પુત્ર એને ત્યાં નોકરી પર હતો. તેણે એની પત્ની સાથે વ્યભિચાર કર્યો. લોકોએ મને કહ્યું કે, મારા પુત્ર માટે પ્રાણઘાતક પત્થરમારનો હુકમ છે. મેં તેના બદલામાં સો બકરીઓ અને એક લોંડી આપી દીધી. પછી આલિમોને પૂછયું તો તેમણે કહ્યું કે, તારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે દેશવટો આપવામાં આવશે. પ્રાણઘાતક પત્થરમારની શિક્ષા તો એની પત્ની માટે છે. હુઝૂરે કહ્યું કે, તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, હું તમારી વચ્ચે અલ્લાહની કિતાબ અનુસાર ચુકાદો આપીશ. તારી બકરીઓ અને લોંડી તો તને પાછી મળશે. છોકરાને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ તડીપાર કરવામાં આવશે. પછી હુઝૂરે ઉનૈસ અસ્લમીને હુકમ આપ્યો કે, એની પત્નીને જઇને પૂછો. જો તે ઇકરાર કરે તો તેને પ્રાણઘાતક પત્થરમાર મારો. તે ઓરતે સ્વીકાર કર્યો તો ઉનૈસે તેને પ્રાણઘાતક પત્થરમાર માર્યો.

(૧૧૦/૬૮૮૭) હઝરત અબૂબક્ર કહે છે કે, રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું : જરા બતાવો તો જો અસ્લમ, ગિફાર, મુઝય્ના અને જુહયના કબીલાઓ તમીમ, આમિર ઇબ્ને સઅસઆ, ગતફાન અને બની અસદ કરતાં સારા હોય તો શું જેમનો ઉલ્લેખ પાછળ થયો છે તે કબીલાઓ નુકસાનમાં રહેશે ? સહાબાએ કહ્યું : જી હા. આપે કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, તેઓ તેમના કરતાં સારા છે.

(૧૧૧/૬૮૮૮) હઝરત અબૂ હુમૈદ સાઇદી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક ગવર્નર બનાવીને મોકલ્યો. જ્યારે તે પોતાનું કામ પતાવીને આવ્યો ત્યારે તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ તો આપનો હક્ક છે. હા, મને એ ભેટરૂપે મળી છે. હુઝૂરે કહ્યું : તો પછી તું તારા માંબાપને ઘેર કેમ બેસી ન રહ્યો. તે વખતે જોવત કે ભેટરૂપે કંઇ મળે છે કે નહીં. ત્યાર પછી હુઝૂર ઝુહરની નમાઝ પઢીને તકરીર કરવા ઉભા થયા. આપે કહ્યું : આ તો કેવી વાત છે કે, અમે ગવર્નર બનાવીને મોકલીએ છીએ અને ગવર્નર આવીને અમને કહે છે કે, આ તમારા હોદ્દાનો માલ છે અને આ મને ભેટમાં મળ્યો છે. તે તેના માંબાપના ઘેર કેમ ન બેસી રહ્યો, પછી જોવત કે તેને ભેટ મળે છે કે નહીં. તે ખુદાની કસમ છે જેના શકિતશાળી હાથમાં મુહમ્મદનો જાન છે, જે માણસ એમાં ખયાનત કરશે તે પોતાની ગરદન પર કિયામતના દિવસે ખયાનતનો માલ ઉંચકીને આવશે. જો તે

ઊંટ હશે તો તેને ઉંચકીને આવશે. તે ઊંટ ગાંગરતું હશે. જો તે ગાય હશે તો પણ તે ઉંચકીને આવશે. ગાય ભાંભરતી હશે. જો તે બકરી હશે તો પણ તે ગરદન પર ઉંચકીને આવશે. તે બકરી બેં બેં કરતી હશે. હવે હું હુકમ પહોંચાડી ચુકયો. પછી હુઝૂરે મુબારક હાથ ઉપર ઉઠાવ્યા, એટલે સુધી કે, અમને બગલોની સફેદી દેખાવા લાગી.

(૧૧૨/૬૮૮૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મુહમ્મદનો જાન છે, જે કંઇ હું જાણું છું તે જો તમે જાણતા હોત તો વધારે રડત અને ઓછું હસત.

(૧૧૩/૬૮૯૦) હઝરત અબૂઝર કહે છે : હું હુઝૂર (સલ.) પાસે ગયો. આપ તે વખતે કઅબાના છાંયડામાં હતા અને કહી રહ્યા હતા : કઅબાના પાલનહારની કસમ ! તેમને મોટું નુકસાન થશે. કઅબાના પાલનહારની કસમ ! તેમને મોટું નુકસાન થશે. મેં (મારા મનમાં) કહ્યું કે, મારી શું હાલત છે ? શું મારા વિષે કોઇ વસ્તુ નઝર સામે છે. હું બેસી ગયો. હુઝૂર એ પ્રમાણે જ બોલતા રહ્યા. છેવટે મારાથી રહેવાયું નહીં અને સહસા જ પૂછાઇ ગયું કે, યા રસૂલલ્લાહ ! મારા માંબાપ કુરબાન, તેઓ કોણ લોકો છે ? આપે કહ્યું, માલદાર લોકો. હા. તે લોકો નુકસાન પામનાર નથી જેઓ આ પ્રમાણે, આ પ્રમાણે અને આ પ્રમાણે આપે છે (કિંવા જમણે, ડાબે અને આગળ-પાછળ).

(૧૧૪/૬૮૯૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, (એકવાર) હઝરત સુલયમાન (અલ.)એ કહ્યું કે, આજની રાત્રે હું નેવું સ્ત્રીઓનો ચક્કર મારીશ. દરેકને અલ્લાહના રસ્તામાં જિહાદ કરનાર શુરવીર પુત્ર પેદા થશે. કોઇ સાથીએ કહ્યું કે, 'ઇન્શાઅલ્લાહ' બોલો, પરંતુ તેઓ બોલ્યા નહીં. બધી ઓરતોનો ચક્કર માર્યો, પરંતુ એક ઓરત સિવાય કોઇ સગર્ભા બની નહીં. તેને પણ અડધું બાળક અવતર્યું. તે ખુદાની કસમ જેના કબજામાં મુહમ્મદનો જાન છે, જો સુલયમાન 'ઇન્શાઅલ્લાહ' બોલત તો બધા યોધ્ધાઓ પેદા થાત જે અલ્લાહના રસ્તામાં જિહાદ કરત.

(૧૧૫/૬૮૯૨) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં રેશમી કપડાની જોડી ભેટરૂપે રજુ કરવામાં આવી. લોકો તેને હાથોહાથ લેવા લાગ્યા. લોકો તેની ખુબસુરતી અને મુલાયમતાથી નવાઇ પામવા લાગ્યા. હુઝૂરે કહ્યું : શું તમને એની નવાઇ લાગે છે ? સહાબાએ કહ્યું : જી હા, યા રસૂલલ્લાહ ! આપે કહ્યું : તે

ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, જન્નતમાં સઅદના રૂમાલ એના કરતાં સારા હશે.

(૧૧૬/૬૮૯૩) હઝરત આઇશા (રદિ.) કહે છે : હિન્દે કહ્યું : યા રસૂલલ્લાહ ! પૃથ્વી પરના તંબુવાળા-ઓમાંથી કોઇનું ઝલીલ બનવું મને એટલું પ્રિય ન હતું જેટલું આપનું ઝલીલ થવું, પરંતુ આજે સવાર થવા પામી ન હતી કે, કોઇ તંબુવાળાનું આબરૂદાર હોવું મને એટલું પ્રિય ન હતું જેટલું કે આપનું આબરૂદાર હોવું. આપે કહ્યું : તારી મુહબ્બત એના કરતાં પણ વધારે થશે, તે ખુદાની કસમ જેના કબજામાં મારો જાન છે, હિન્દાએ કહ્યું કે, યા. રસૂલલ્લાહ ! અબૂ સુફયાન ભારે કંજૂસ છે, જો હું તેના માલમાંથી (બાળકોને) કંઇક ખવડાવું તો કંઇ ગુનોહ છે ? આપે કહ્યું : નિયમ અનુસાર લેવું જાઇઝ છે, (વધારે) નહીં.

(૧૧૭/૬૮૯૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ યમની ચાદરના તંબુનો ટેકો લીધો હતો, એવામાં સહાબાઓને કહ્યું : શું તમે આ વાત પર રાજી છો કે તમે જન્નતવાળાઓનો ચોથો ભાગ હોય ? સહાબાઓએ કહ્યું : કેમ નહીં ? આપે કહ્યું કે, જો તમે જન્નતનો એક તૃત્યાંશ ભાગ બની જાઓ તો શું તમે રાજી નથી ? સહાબાઓએ કહ્યું કે, શા માટે નહીં ? આપે કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મુહમ્મદનો જાન છે, મને તો એવી આશા છે કે, તમે જન્નતવાળાઓમાંના અડધા હશો.

(૧૧૮/૬૮૯૫) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, એક માણસે સાંભળ્યું કે, બીજો એક માણસ વારંવાર **'કુલ હુવ લ્લાહુ અહદ'** પઢતો ચાલ્યો જાય છે. સવાર પડી ત્યારે હુઝૂર પાસે આવીને કહ્યું કે, એવું લાગતું હતું કે, તેની નઝરમાં આ વાત તુચ્છ લાગતી હતી. આપે કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, **'સૂરએ ઇખ્લાસ'** એક તૃત્યાંશ કુર્આનના બરાબર છે.

(૧૧૯/૬૮૯૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલેપાક (સલ.) ફરમાવતા હતા : રૂકૂઅ અને સજદો પૂરેપૂરો કરો. કારણ કે, તે ખુદાની કસમ જેના કબજામાં મારો જાન છે, હું તમને રૂકૂઅ અને સજદો કરતાં મારી પીઠ પાછળથી પણ જોઉં છું.

(૧૨૦/૬૮૯૭) હઝરત અનસ કહે છે કે, એક અનસારી ઓરત પોતાના બાળકોને સાથે લઇને મુબારક સેવામાં હાજર થઇ. હુઝૂરે તેને ત્રણવાર કહ્યું : તે ખુદાની કસમ જેના કબજામાં મુહમ્મદનો જાન છે, તમે લોકો મને બધા લોકો કરતાં વધારે પસંદ છો.

## તમારા પિતાની કસમ ન ખાઓ

(૧૨૧/૬૮૯૮) ઈબ્ને ઉમર કહે છે : હઝરત ઉમર (રદિ.) અમુક સવારો સાથે જઈ રહ્યા હતા અને પોતાના પિતાની કસમ ખાઈ રહ્યા હતા. એ જ હાલતમાં રસૂલુલ્લાહ (સલ.) આવી પહોંચ્યા. આપે કહ્યું કે, અલ્લાહ તમને પિતાઓની કસમ ખાવાની મનાઈ ફરમાવે છે. જે માણસ કસમ ખાવા ચાહે તે ખુદાની કસમ ખાય અથવા ચુપ રહે.

(૧૨૨/૬૮૯૯) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે કે, રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તમને પિતાઓની કસમ ખાવાની મનાઈ ફરમાવે છે. હઝરત ઉમર કહે છે : જ્યારથી મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ ફરમાન સાંભળ્યું છે ત્યારથી મેં કદી પિતાની કસમ ખાધી નથી. ન જાણી જોઈને અને ન (કોઈની કસમ) નકલ કરીને.

(૧૨૩/૬૯૦૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું કે, તમારા બાપ-દાદાઓની કસમો ન ખાઓ.

(૧૨૪/૬૯૦૧) ઝહદમ કહે છે કે, આ જર્મ કબીલા અને અશ્અરીઓ વચ્ચે ભાઈચારો હતો. એ જ કારણે અમે હઝરત અબૂ મૂસા અશ્અરી પાસે હતા. તેમની પાસે ખાણું લાવવામાં આવ્યું, જેમાં મરઘીનો ગોશ્ત હતો. હઝરત અબૂ મૂસા પાસે તે વખતે ખાનદાનનો એક લાલ રંગવાળો માણસ પણ બેઠો હતો. એવું લાગતું હતું કે, કદાચ આઝાદ થયેલો ગુલામ છે. હઝરત અબૂ મૂસાએ તેને ખાવા માટે બોલાવ્યો. તેણે કહ્યું કે, મેં એને ગંદકી ખાતા જોઈ હતી ત્યારથી મને એના પ્રત્યે સૂગ છે. મેં કસમ ખાઈ લીધી કે, હવે એને નહીં ખાઉં. હઝરત અબૂ મૂસાએ કહ્યું : ઉઠો, હું તમને એના વિષે એક હદીસ કહું છું. હું કેટલાક અશ્અરીઓને સાથે લઈને રસૂલુલ્લાહ (સલ.) પાસે સવારી માંગવા માટે ગયો હતો. હુઝૂરે કહ્યું : ખુદાની કસમ ! મારી પાસે તમારા સવાર થવા માટે કોઈ સવારી નથી અને હું તમને સવારી નહીં આપું, પરંતુ પછી જ્યારે કેટલાક ઊંટો પાછા આવ્યા ત્યારે હુઝૂરે અમને શોધ્યા અને કહ્યું : અશ્અરી લોકો કયાં છે ? છેવટે હુઝૂરે અમને સફેદ ખૂંધવાળા પાંચ ઊંટો આપવાનો હુકમ આપ્યો. અમે ત્યાંથી રવાના થયા. અમે (રસ્તામાં પરસ્પર) કહ્યું : આપણે આ કેવું કામ કર્યું. રસૂલુલ્લાહ (સલ.)એ તો કસમ ખાધી હતી કે, આપણને સવારી નહીં આપે. હુઝૂર પાસે આપણા સવાર થવા માટે કોઈ સવારી ન હતી. પછી આપે આપણને સવારીઓ આપી. આપે રસૂલુલ્લાહ (સલ.)ના ગફલતનો લાભ ઉઠાવ્યો. ખુદાની કસમ ! આપણે કદી સફળ નહીં થઈએ. આમ વિચાર કરીને

અમે હુઝૂર પાસે ફરી પાછા ગયા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે આપની પાસે સવારી લેવા માટે આવ્યા હતા, પરંતુ આપે સવારી ન આપવાની કસમ ખાધી હતી. આપની પાસે અમારા માટે કોઇ સવારી ન હતી. આપે કહ્યું કે, મેં તમને સવારી આપી નથી, બલ્કે ખુદાએ તમને આપી છે. ખુદાની કસમ ! જો હું કોઇ વાતની કસમ ખાઇ લઉં, પછી તેનાથી સારી કોઇ વસ્તુ લાગે તો હું તે જ વસ્તુ કરૂં છું જે સારી લાગે છે અને કસમનો કફ્ફારો આપી દઉં છું.

## લાત, ઉઝ્ઝા અને મૂર્તિઓની કસમો ન ખાવામાં આવે

(૧૨૫/૬૯૦૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કસમ ખાઇ લે અને (ભૂલથી) લાત અને ઉઝ્ઝાની કસમ ખાઇ બેસે તો **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** પઢે. જે માણસ પોતાના સાથીને કહે કે, આવો, જુગાર રમીએ તો (જુગાર રમવાના બદલે) ખૈરાત કરે.

## કસમ ખવડાવ્યા વગર કસમ ખાવી

(૧૨૬/૬૯૦૩) ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સોનાની એક વીંટી બનાવી. પહેરતી વખતે તેના નગીનાને અંદરના ભાગે રાખતા હતા. લોકોએ પણ વીંટીઓ બનાવી. છેવટે હુઝૂરે મિમ્બર પાસે બેસીને વીંટી ઉતારી નાખી. આપે કહ્યું : હું આ વીંટી પહેરતો હતો અને નગીનો અંદરના ભાગે રાખતો હતો. આમ કહીને હુઝૂરે તેને ફેંકી દીધી. આપે કહ્યું : ખુદાની કસમ ! હવે હું કદાપિ નહીં પહેરૂં. આ જોઇને લોકોએ પણ પોતાની વીંટીઓ ફેંકી દીધી.

## ઇસ્લામ સિવાય બીજા કોઇ ધર્મની કસમ ખાવી

**હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ 'લાત' અને 'ઉઝ્ઝા'ની કસમ ખાઇ લે તો પછી 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' પણ પઢે. હુઝૂરે 'લાત' અને 'ઉઝ્ઝા'ની કસમ ખાનારની કુફ્ર તરફ નિસ્બત કરી નથી**

(૧૨૭/૬૯૦૪) હઝરત સાબિત ઇબ્ને ઝહહાક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ઇસ્લામ સિવાય બીજા કોઇ ધર્મની કસમ ખાશે તો તે એવો જ થઇ જશે જેવું તેણે કહ્યું. જે માણસ કોઇ વસ્તુ વડે આપઘાત કરશે તેને તે જ વસ્તુથી દોઝખની આગમાં અઝાબ આપવામાં આવશે. મુઅમિન પર લઅનત કરવી એવી છે જેમકે તેને મારી નાખવો. કોઇ મુસલમાન પર કુફ્રનો

10 આરોપ મૂકવો એવો છે જેમકે તેને કત્લ કરવો.

## શું આ પ્રમાણે બોલવું જાઇઝ છે કે હું ખુદા પાસે માંગું છું, પછી તારી પાસે (શા માટે માંગું ?) અને શું આ પ્રમાણે બોલવું જાઇઝ છે કે, જે કંઇ ખુદાએ ઇચ્છયું અને જે કંઇ તેં ઇચ્છયું (તે જ થયું)

(૧૨૮/૬૯૦૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલેપાક (સલ.) ફરમાવતા હતા કે, ખુદાએ બની ઇસ્રાઇલના ત્રણ માણસોની કસોટી કરવાનો ઇરાદો કર્યો. એટલે એક ફરિશ્તાને મોકલ્યો. ફરિશ્તો કોઢવાળા માણસ પાસે ગયો. તેણે કહ્યું કે, હું મોહતાજ મુસાફિર છું. મારા બધા સાધનો ખલાસ થઇ ગયાં. આજે ખુદાની મદદ અને તારી મદદ વગર મંઝિલ પર પહોંચવું શકય નથી.

## આયત 'વ અકસમૂ બિલ્લાહિ જહદ અયમાનિહિમ'ની તફસીર

(૧૨૯/૬૯૦૬) હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું હતું કે, યા રસૂલલ્લાહ ! (આપને) ખુદાની કસમ ! મેં સ્વપ્નના અર્થઘટનમાં જે કંઇ ભૂલ કરી તે મને બતાવો. આપે કહ્યું : કસમ ન આપો.

(૧૩૦/૬૯૦૭) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને કસમ ખાનારની કસમ પૂરી કરવાનો હુકમ આપ્યો હતો.

(૧૩૧/૬૯૦૮) હઝરત ઉસામા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે હું, સઅદ અને ઉબય હતા, એવામાં હુઝૂરની પુત્રીએ કાસિદ (સંદેશાવાહક)ને મોકલ્યો કે, મારૂં બાળક મરી રહ્યું છે, આપ આવો. હુઝૂરે સલામ સાથે કહેણ મોકલ્યું કે, ખુદાએ જે કંઇ લીધું અથવા દીધું તે બધું ખુદાનું જ છે. દરેક વસ્તુની તેની પાસે એક મુકર્રર મુદ્દત છે એટલે ધીરજ રાખવી જોઇએ અને સવાબની આશા રાખવી જોઇએ. પુત્રીએ બીજીવાર કસમ આપીને બોલાવ્યા. છેવટે હુઝૂર ઉભા થઇ ગયા. અમે પણ ઉભા થઇ ગયા. ત્યાં જઇને હુઝૂર બેસી ગયા. બાળકને હાજર કરવામાં આવ્યું. હુઝૂરે તેને ખોળામાં બેસાડયું. બાળકનો જીવ ખરખરાની હાલતમાં હતો. રસૂલુલ્લાહ (સલ.)ની આંખોમાંથી અશ્રુઓ વહેતા થઇ ગયાં. સઅદે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ શું છે ? આપે કહ્યું : આ દિલની નરમી છે. અલ્લાહ જેના માટે ઇચ્છે છે તેના દિલમાં નાંખી દે છે. અલ્લાહ રહમ કરનાર બંદાઓ ઉપર જ રહમ કરે છે.

(૧૩૨/૬૯૦૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું

કે, જે મુસલમાનના ત્રણ બાળકો મરી જાય તેને દોઝખની આગ બસ કસમ પૂરી કરવા માટે જ અડકશે.

(૧૩૩/૬૯૧૦) હારિસા ઇબ્ને વહબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : શું હું તમને જન્નતી લોકો ન બતાવું ? બીચારા ગરીબો જેઓ લોકોની નઝરમાં તુચ્છ છે તેઓ જ જન્નતી લોકો છે. જો તેઓ ખુદાના ભરોસે કસમ ખાઇ બેસે તો ખુદા તેમની કસમ પૂરી કરી દે છે અને ઉધ્ધત જાડો હરામખોર ઘમંડી માણસ દોઝખી છે.

## ‘અશ્હદુ બિલ્લાહિ’ યા ‘શહિદતુ બિલ્લાહ’ બોલવું

(૧૩૪/૬૯૧૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, રસૂલેપાક (સલ.)ને પૂછવામાં આવ્યું કે સૌથી શ્રેષ્ઠ કયા લોકો છે ? આપે કહ્યું : મારા સમયના, પછી તેમના પછી આવનાર, પછી તેમના પછી આવનાર. છેલ્લે એક એવી કોમ આવશે જેમાંના કેટલાક લોકોની ગવાહી કસમ પહેલાં અને કસમ ગવાહી પહેલાં હશે. ઇબ્રાહીમ કહે છે કે, અમે બાળક હતા ત્યારે અમારા દોસ્ત અમને ગવાહી અને વચનની કસમ ખાવાની મનાઇ કરતા હતા.

## ખુદાનું વચન

(૧૩૫/૬૯૧૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ કોઇ મુસલમાનનો માલ પડાવી લેવા માટે જુઠી કસમ ખાશે તે ખુદાની સામે જશે ત્યારે ખુદા તેના પર રોષે ભરાશે. હુઝૂરના આ ફરમાનના સમર્થનમાં અલ્લાહે આ આયત ઉતારી : **‘ઇન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલા.....’** અશ્અસ ઇબ્ને કૈસ કહે છે કે, આ આયત મારા અને મારા સાથી વિષે એક કુવા અંગેના ઝઘડા વખતે ઉતરી હતી.

## ખુદાની ઇઝઝત, કથન અને બીજા ગુણોની કસમ

(૧૩૬/૬૯૧૩) ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, હું તારી (ખુદાની) ઇઝઝતની કસમ પનાહ માંગું છું. હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસ જન્નત અને દોઝખની વચ્ચે રહી જશે. તે કહેશે કે, હે પાલનહાર ! મારૂં મોં દોઝખ તરફથી ફેરવી દે. તારી ઇઝઝતની કસમ ! હું આ સિવાય બીજી કોઇ વિનંતી નહીં કરૂં. અલ્લાહ કહેશે કે, તારા માટે એ પણ છે અને એના કરતાં દસ ગણું બીજું પણ છે. હઝરત અય્યૂબે કહ્યું કે, તારી ઇઝઝતની કસમ ! હું તારી બરકત પ્રત્યે બેદરકાર બની શકતો નથી.

(૧૩૭/૬૬૧૪) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, દોઝખ સતત આ પ્રમાણે કહેતી રહેશે કે, હજુ કંઇ છે ? છેવટે અલ્લાહ તેમાં પગ મૂકશે. તે વખતે દોઝખ કહેશે : તારી ઇઝઝતની કસમ ! બસ બસ. પછી પરસ્પર સંકોચાઇ જશે.

## 'લઅમ્રૂ લ્લાહ' બોલીને કસમ ખાવી

(૧૩૮/૬૬૧૫) હઝરત આઇશા કહે છે કે, તહોમત મૂકનારાઓએ મારા પર તહોમત મૂકી. ખુદાએ મને એ તહોમત-માંથી નિર્દોષ જાહેર કરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.) ઉભા થયા અને અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય પાસે બદલો માગ્યો. આ સાંભળીને ઉસૈદ ઇબ્ને હુદૈરા ઉભા થયા. તેઓ સઅદ ઇબ્ને ઉબાદાને કહેવા લાગ્યા કે, ખુદાની કસમ ! અમે તેને કત્લ કરી દઇશું.

**આયત 'લા યુઆખિઝુકુમુ લ્લાહુ બિલ્લગવી ફી અયમાનિકુમ વ લાકિં ય્યુઆખિઝુકુમ બિમા કસબત્ કુલૂબુકુમ વ લ્લાહુ ગફૂરુન હલીમ'** કિંવા **અલ્લાહ બેહુદા કસમોના કારણે તમને શિક્ષા નહીં આપે, બલ્કે તમારા દિલોએ જે કંઇ કર્યું હશે તેના કારણે શિક્ષા આપશે. ખુદા બખ્શનાર, સહન કરનાર છે**

(૧૩૯/૬૬૧૬) હઝરત આઇશા કહે છે કે, લોકો અકારણ બોલા કરતા હતા : **લા વલ્લાહિ વ બલા વલ્લાહિ** એ પરથી આયત **લા યુઆખિઝુકુમુ લ્લાહુ બિલ્લગવી ફી અયમાનિકુમ** ઉતરી.

## જો કોઇ ભૂલથી કસમ તોડી બેસે તો શું કફ્ફારો જરૂરી છે ?

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લયસ અલયકુમ જુનાહુન ફીમા અખ્તઅ્તુમ બિહિ' તમારા પર ગુનોહ નથી એવી વસ્તુમાં કે તમે તેને ભૂલથી કરી. બીજી આયતમાં 'લા તુઆખિઝની બિમા નસીતુ'**

(૧૪૦/૬૬૧૭) હઝરત અબૂ હુરૈરા નબી (સલ.)નું ફરમાન વર્ણવે છે કે, મારી ઉમ્મતના મનમાંના વિચારો અને શંકાઓ અલ્લાહે માફ કરી દીધી છે, એ શરતે કે તેમના પર અમલ કરવામાં ન આવે અને જીભ વડે બોલવામાં ન આવે.

(૧૪૧/૬૬૧૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે : હુઝૂર કુરબાનીની ઇદના દિવસે ખુત્બો પઢી રહ્યા હતા, એવામાં એક માણસે ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ફલાણા ફલાણા કામ પહેલાં મેં (હજ્જમાં) ફલાણું ફલાણું

કામ કર્યું. પછી બીજો એક માણસ ઉભો થયો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારો ખ્યાલ હતો કે, ફલાણું ફલાણું કામ ફલાણા ફલાણા કામથી પહેલાં છે. (એટલે આગળ પાછળ કર્યા) તે દિવસે હુઝૂરે બધા કામો વિષે કહ્યું : કરો, કંઇ વાંધો નથી.

(૧૪૨/૬૯૧૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, હુઝૂર, મેં 'રમી' પહેલાં 'તવાફે ઝિયારત' કર્યા. આપે કહ્યું : કંઇ વાંધો નહીં. બીજાએ કહ્યું કે, હુઝૂર, મેં કુરબાની પહેલાં શિર મુંડાવ્યું. આપે કહ્યું કે, કંઇ વાંધો નહીં. ત્રીજાએ કહ્યું કે, હુઝૂર, કાંકરીઓ મારતા પહેલાં મેં કુરબાની કરી લીધી. આપે કહ્યું : કંઇ વાંધો નહીં.

(૧૪૩/૬૯૨૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) મસ્જિદના એક ખૂણામાં હતા. એવામાં એક માણસ મસ્જિદમાં દાખલ થયો. નમાઝ પઢીને હાજર થઇને સલામ કરી. આપે કહ્યું કે, ફરી જઇને નમાઝ પઢો, તમે નમાઝ પઢી નથી. તેણે જઇને નમાઝ પઢી. પછી સલામ કરી. આપે કહ્યું તારા પર (સલામ) પાછા જાઓ અને નમાઝ પઢો. કારણ કે, તમે નમાઝ પઢી નથી. ત્રીજી વખતે તે માણસે કહ્યું કે, હુઝૂર મને નમાઝ પઢવાનું શીખવો. આપે કહ્યું : જ્યારે નમાઝનો ઇરાદો હોય ત્યારે પુરૂં વુઝૂ કરો. પછી કિબ્લા તરફ મોં કરીને અલ્લાહુ અકબર કહીને કુર્આનનો જે ભાગ આસાન લાગે તે પઢો. પછી રૂકૂઅમાં જાઓ. જ્યારે બરાબર રૂકૂઅ કરી લો ત્યારે શિર ઉઠાવો. જ્યારે બિલકુલ સીધા ઉભા થઇ જાઓ ત્યારે સજદામાં જાઓ. બરાબર સજદો કરી લો ત્યારે શિર ઉઠાવો. પછી શાંતિથી બેસી જાઓ. ત્યાર પછી બીજીવાર સજદો કરો અને બરાબર સજદો કરી લો ત્યારે શિર ઉઠાવીને સીધા ઉભા થઈ જાઓ. પછી એવી રીતે પૂરી નમાઝમાં કરો.

(૧૪૪/૬૯૨૧) હઝરત આઇશા કહે છે કે, ઉહદની લડાઇના દિવસે મુશ્રિકોને એવો પરાજય મળ્યો કે તેમના પર તેના ચિન્હો દેખાવા લાગ્યાં. એ દરમ્યાન શયતાને અવાજ દીધો કે, ખુદાના બંદાઓ ! પાછલી ટુકડીથી બચો. આ સાંભળતાં જ આગલી ટુકડી પાછલી ટુકડી પર તુટી પડી. બંને ટુકડીઓ વચ્ચે ખુનખાર લડાઇ થઇ. હુઝયફા ઇબ્ને યમાને સામેની ટુકડીમાં પોતાના પિતાને જોઇ લીધા. તેમણે કહ્યું : અરે ! એ તો મારા પિતા છે, પરંતુ લોકોએ હાથ રોકયો નહીં, તેમને કત્લ કરી દીધા. હુઝયફાએ કહ્યું કે, ખુદા તમને માફ કરે. હઝરત આઇશા કહે છે : ખુદાની કસમ ! મૃત્યુની ઘડી સુધી હુઝયફામાં ભલાઇનો ભાગ બાકી રહ્યો.

(૧૪૫/૬૯૨૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ભૂલથી રોઝામાં કંઇક ખાઇ લે તેણે રોઝો પૂરો કરવો જોઇએ. (એનાથી રોઝો તૂટતો નથી) કારણ કે, તેને ખુદાએ ખવડાવ્યું પીવડાવ્યું છે.

(૧૪૬/૬૯૨૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને બુજયનહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને નમાઝ પઢાવી, પરંતુ બે રકઅત પઢીને કઅદો કર્યા વગર ઉભા થઇ ગયા અને નમાઝ પૂરી કરી. નમાઝ પૂરી કરી ચુકયા (સલામ બાકી હતી) ત્યારે લોકોએ રાહ જોઇ. આપે સલામ ફેરવતાં પહેલાં અલ્લાહુ અકબર કહીને સજદો કર્યા. શિર ઉઠાવીને અલ્લાહુ અકબર કહીને ફરી સજદો કર્યા. પછી શિર ઉઠાવીને સલામ ફેરવી.

(૧૪૭/૬૯૨૪) ઇબ્ને મસ્ઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ લોકોને ઝુહરની નમાઝ પઢાવી અને કંઇક ઘટાડો વધારો કરી દીધો. પૂછવામાં આવ્યું કે, રસૂલુલ્લાહ ! શું નમાઝ ઘટી ગઇ છે ? અથવા આપ ભૂલી ગયા ? આપે કહ્યું : શું થયું ? સહાબાઓએ કહ્યું : હુઝૂરે આટલી નમાઝ પઢી છે. હુઝૂરે તરત બે સજદા કર્યા. આપે કહ્યું કે, આ બે સજદા છે. જે માણસ ભૂલી જાય, ખબર ન હોય કે નમાઝમાં વધારો કર્યો કે ઘટાડો. ખરી સંખ્યાનો ઇરાદો કરે તો બાકીની નમાઝ પૂરી કરીને બે સજદા કરે.

(૧૪૮/૬૯૨૫) હઝરત ઉબય ઇબ્ને કઅબ કહે છે કે, રસૂલેપાક (સલ.)એ આયત **લા તુઆખિઝની બિમા નસીતુ વ લાતુર્હિકની મિન અમ્રી ઉસ્રા**ની તફસીર અંગે બયાન કર્યું કે, મૂસા (અલ.)થી પહેલું કૃત્ય ભૂલથી થયું હતું.

(૧૪૯/૬૯૨૬) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, અમારે ત્યાં એક મહેમાન આવ્યા. મેં ઘરવાળાઓને કહ્યું કે, નમાઝ પહેલાં કુરબાની કરી લો. જેથી મહેમાન ખાણું ખાઇ લે. લોકોએ ઇદની નમાઝ પહેલાં કુરબાની કરી લીધી. હુઝૂરને એ અંગે વાત કરી. આપે બીજી વાર કુરબાનીનો હુકમ આપ્યો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પાસે બકરીનું એક દૂધ પીતું બચ્ચું છે, જે ગોશ્તની બે બકરીઓ કરતાં પણ સારૂં છે. શું તે પુરતું છે ? આપે કહ્યું કે, પુરતું છે.

(૧૫૦/૬૯૨૭) હઝરત જુન્દુબ (રદિ.) કહે છે : હું હાજર હતો, હુઝૂરે ઇદની નમાઝ પઢાવી. પછી ખુત્બો પઢયા. આપે કહ્યું : જે માણસ કુરબાની કરી ચુકયો હોય તે એના બદલે બીજી કુરબાની કરે. જેણે કુરબાની ન કરી હોય તે બિસ્મિલ્લાહ બોલીને કુરબાની કરે.

## જુઠી કસમ ખાવી

**અલ્લાહ તઆલા ફરમાવે છે :**

**'વ લા તત્તખિઝૂ અયમાનકુમ દખલન બયનકુમ ફતઝિલ્લ કદમુન બઅ્દ સુબૂતિહા.....' 'દખલુન'નો અર્થ પાખંડ અને ખયાનત થાય છે**

(૧૫૧/૬૯૨૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે કે, ખુદાની સાથે શિર્ક કરવો, માંબાપની નાફરમાની કરવી, કોઇને કત્લ કરવો અને જુઠી કસમ ખાવી મોટો ગુનોહ છે.

**નીચેની આયતોની તફસીર**

**'ઇન્ન લ્લઝીન યશતરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલા.....' 'વ લાતજઅલૂ લ્લાહ ઉરદતલ્ લિઅયમાનિકુમ....' 'વ લાતશતરૂ બિઅહદિ લ્લાહિ સમનન કલીલા....' 'વ અવફૂ બિઅહદિ લ્લાહિ ઇઝા આહદ્તુમ વ લાતન્કુ દૂલ અયમાન બઅ્દ તવકીદિહા'** કિંવા **જે લોકો ખુદાને વચ્ચે રાખીને અને જુઠી કસમો ખાઇને થોડોક માલ લે છે તેમનો આખિરતમાં બિલકુલ હિસ્સો નથી..... ખુદાને તમારી કસમોનું લક્ષ્ય ન બનાવો.... ખુદાને વચ્ચે રાખીને થોડોક માલ ન મેળવો..... કરાર કરો ત્યારે ખુદાના કોલ-કરારને પૂરો કરો અને મજબુત કર્યા પછી કસમોને ન તોડો....**

(૧૫૨/૬૯૨૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ જુઠી કસમ ખાઇને કોઇ મુસલમાનનો માલ પડાવી લે છે તે ખુદાની સામે જશે ત્યારે ખુદા તેના પર ગુસ્સે થશે. આ ફરમાનના સમર્થનમાં અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **ઇન્ન લ્લઝીન યશતરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલા....** અશ્અસ ઇબ્ને કૈસે કહ્યું કે, આ આયત મારા વિષે ઉતરી હતી. પિત્રાઇ ભાઇ (કાકાના પુત્ર)ની જમીનમાં મારો એક કુવો હતો. મેં જઇને રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું. આપે કહ્યું : ગવાહ લાવો અથવા તેને કસમ ખવડાવો. મેં કહ્યું કે, હુઝૂર તે તો કસમ ખાઇ લેશે. આપે કહ્યું કે, જે માણસ કોઇ મુસલમાનનો માલ પડાવી લેવા માટે જુઠી કસમ ખાશે તે જ્યારે ખુદાની સામે જશે ત્યારે ખુદા તેના પર ગુસ્સે થશે.

**ગુનાહ અંગે કસમ ખાવી, ગુસ્સામાં કસમ ખાવી અને એવી વસ્તુની કસમ ખાવી જે કબજામાં ન હોય**

(૧૫૩/૬૯૩૦) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે : મને મારા સાથીઓએ રસૂલુલ્લાહ (સલ.) પાસે સવારીઓ માગવા માટે મોકલ્યો. હું હુઝૂર

પાસે ગયો ત્યારે હુઝૂર ગુસ્સામાં હતા. આપે કહ્યું : ખુદાની કસમ ! હું તમને સવારી નહીં આપું. બીજીવાર જ્યારે હું સેવામાં હાજર થયો ત્યારે હુઝૂરે કહ્યું કે, તમારા સાથીઓ પાસે જાઓ અને કહો કે, ખુદા અને ખુદાના રસૂલ તમને સવારી આપે છે.

(૧૫૪/૬૯૩૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, તહોમત મૂકનારાઓએ જ્યારે મારા પર તહોમત મૂકી અને અલ્લાહ તઆલાએ મને તેમની તહોમતમાંથી નિર્દોષ જાહેર કરી. **ઇન્ન લ્લઝીન જાઊ બિલ ઇફકિ.....** દસ આયતો ઉતારી ત્યારે હઝરત અબૂબક્ર જો કે સગપણના કારણે મિસ્તહને ખર્ચ આપતા હતા, પરંતુ કહેવા લાગ્યા કે, મિસ્તહે આઇશા પર તહોમત મૂકી. ખુદાની કસમ ! હવે હું તેને કંઇ આપું નહીં. તે વખતે અલ્લાહે આ આયત ઉતારી : **વ લાયઅ્તલિ ઊલૂલ ફદલિ મિન્કુમ વ સ્સઅતિ અંય્યુઅ્તૂ ઊલીલ કુર્બા.....** કિવા માલ અને બહોળી રોજીવાળા સગાઓને (ન) દેવાની કસમ ન ખાઇ બેસે. હઝરત અબૂબક્રે આ આયત સાંભળીને કહ્યું : ખુદાની કસમ ! હું ઇચ્છું છું કે, ખુદા મને બખ્શી દે. આમ કહીને મિસ્તહનું તે ભથ્થું બીજીવાર ચાલુ કરી દીધું જે પહેલેથી આપતા હતા. તેમણે કહ્યું : ખુદાની કસમ ! હવે હું કદાપિ તે બંધ નહીં કરૂં.

(૧૫૫/૬૯૩૨) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : હું થોડાક અશ્અરી લોકો સાથે હુઝૂર (સલ.) પાસે ગયો અને સવારી માટે વિનંતી કરી. હુઝૂર તે વખતે ગુસ્સામાં હતા. આપે કસમ ખાઇને કહ્યું : હું સવારી નહીં આપું. થોડાક સમય પછી સવારીઓ આપી અને કહ્યું : ખુદાની કસમ ! જો ખુદાનો હુકમ થયો અને મેં કોઇ વાતની કસમ ખાધી, પછી તેના કરતાં કોઇ સારી વસ્તુ જોઇ તો હું તે જ વસ્તુ કરીશ જે સારી હશે અને કસમનો કફ્ફારો આપી દઇશ.

**જો કોઇએ કસમ ખાધી કે, ખુદાની કસમ ! આજે હું વાત નહીં કરૂં પછી તેણે નમાઝ પઢી, કુર્આનની તિલાવત કરી, તસ્બીહ, તકબીર, તહમીદ અને તહલીલ (લા હવ્લ.....) પણ કરી તો આ બાબત તેની નિય્યત પર આધાર રાખે છે**

(૧૫૬/૬૯૩૩) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, શ્રેષ્ઠ વાત ચાર વસ્તુઓ છે, **સુબ્હાનલ્લાહ, વલ હમ્દુ લિલ્લાહ, વ લા ઇલાહ ઇલ્લ લ્લાહ, વ લ્લાહુ અકબર.**

(૧૫૭/૬૯૩૪) અબૂ સુફયાનનું કથન છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હિરકલને કાગળમાં લખ્યું હતું :

**તઆલવ ઇલા કલિમતિન સવાઇન બયનના વ બયનકુમ.**

(૧૫૮/૬૯૩૫) મુજાહિદ કહે છે કે, **'કલિમતુ ત્તકવા'**થી **લા ઇલાહ ઇલ્લ લ્લાહ** મુરાદ છે.

(૧૫૯/૬૯૩૬) હઝરત મુસય્યિબ કહે છે કે, અબૂ તાલિબના અવસાનનો સમય નજીક આવ્યો ત્યારે હુઝૂર (સલ.) ગયા અને કહ્યું કે, **લા ઇલાહ ઇલ્લ લ્લાહ** કહી દો જેથી ખુદાની સામે (તમારા ઈસ્લામના) પુરાવારૂપે ગવાહી આપી શકું.

(૧૬૦/૬૯૩૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, બે શબ્દો જીભ પર હલકા છે અને ન્યાયના ત્રાજવામાં ભારે છે. ખુદાને પસંદ છે તે બે શબ્દો આ પ્રમાણે છે : **સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહિ, સુબ્હાનલ્લાહિલ અઝીમ.**

(૧૬૧/૬૯૩૮) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, હુઝૂર (સલ.)એ એક વાત કહી હતી અને હું બીજી એક વાત કહું છું. હુઝૂરે કહ્યું હતું કે, જે માણસ ખુદાની સાથે કોઇને ભાગીદાર માનતો હોય તે મરી જાય તો તેને દોઝખમાં દાખલ કરવામાં આવશે. હું કહું છું કે, જે માણસ ખુદાનો ભાગીદાર ન માનતો હોય તે મરી જાય તો તેને જન્નતમાં દાખલ કરવામાં આવશે.

**જો કોઇ માણસ કસમ ખાઇ લે કે પોતાની પત્નીઓ પાસે એક મહીના સુધી નહીં જાય અને મહીનો ૨૯ દિવસનો હોય તો શું હુકમ છે ?**

(૧૬૨/૬૯૩૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નો પગ મચકોડાઇ ગયો હતો. તે સમયે જ હુઝૂરે પોતાની પત્નીઓ સાથે 'ઇલા' કર્યો હતો. એટલે ૨૯ રાતો માળ પર રહ્યા. પછી ઉતર્યા. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે તો એક મહીનાનો ઇલા કર્યો હતો. આપે કહ્યું : મહીનો ૨૯ દિવસનો પણ હોય છે.

**જો કસમ ખાધી હોય કે 'નબીઝ' નહીં પીઉં અને 'તિલા' અથવા 'સકર' અથવા 'અસીર' પી લે તો કેટલાક લોકોની દ્રષ્ટિએ કસમ નહીં તૂટે. કારણ કે, એ વસ્તુઓ 'નબીઝ' નથી**

(૧૬૩/૬૯૪૦) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, અબૂ ઉસૈદે શાદી કરી. શાદીમાં રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપી. દુલ્હને જ બધાની સેવા-ચાકરી કરી. દુલ્હને થોડુંક ખજુર એક વાસણમાં રાત્રે ભીંજવ્યું અને સવારે (તે પાણી) રસૂલુલ્લાહને પીવડાવ્યું.

(૧૬૪/૬૯૪૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સૌદા કહે છે : અમારી એક બકરી

હતી. તે મરી ગઇ. અમે તેનું ચામડું રંગ્યું. અમે તેમાં નબીઝ બનાવતા રહ્યા, અહીં સુધી કે, એક મશક ભરાઇ ગઇ.

## જો કોઇ માણસે કસમ ખાધી કે શાક નહીં ખાઉં અને રોટલી સાથે ખજુર ખાધું તો શું કસમ તૂટી જાય છે ? શાક કઇ વસ્તુનું બને છે ?

(૧૬૫/૬૬૭૨) હઝરત આઇશા કહે છે : મુહમ્મદ (સલ.)ના ઘરવાળા-ઓએ કદી (સતત) ત્રણ દિવસ સુધી ઘઉંની રોટલી શાક સાથે પેટ ભરીને ખાધી નથી, અહીં સુધી કે, હુઝૂરનું અવસાન થયું.

(૧૬૬/૬૬૭૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબૂ તલહાએ ઉમ્મે સુલૈમને કહ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)નો કંઇક કમજોર અવાજ સાંભળ્યો. એવું લાગતું હતું કે, હુઝૂર ભૂખ્યા છે. શું તમારી પાસે કંઇ છે ? ઉમ્મે સુલૈમે કહ્યું : હા. પછી જવની નાની નાની થોડીક રોટલીઓ લાવી. પોતાની ઓઢણી લઇને તેના ખૂણામાં રોટલીઓ બાંધીને મને આપીને રસૂલુલ્લાહ (સલ.) પાસે મોકલી દીધો. રસૂલુલ્લાહ (સલ.) તે વખતે મસ્જિદમાં લોકોની સાથે હતા. હું પાસે જઇને ઉભો થઇ ગયો. હુઝૂરે કહ્યું : શું તમને અબૂ તલહાએ મોકલ્યા છે ? મેં કહ્યું : જી હા. હુઝૂરે હાજરજનોને કહ્યું : ઉઠો અને ચાલો. (બધા લોકો ચાલતા થયા) હું આગળ આગળ જઇ રહ્યો હતો. અબૂ તલહા પાસે જઇને મેં હકીકત કહી. અબૂ તલહાએ કહ્યું : ઉમ્મે સુલૈમ, રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. આપણી પાસે એટલું ખાણું નથી કે તેમને ખવડાવી શકીએ. ઉમ્મે સુલૈમે કહ્યું : અલ્લાહ અને તેના રસૂલ સારી રીતે જાણે છે. છેવટે અબૂ તલહા હુઝૂર (સલ.)ને મળ્યા. હુઝૂર અબૂ તલહા સાથે ઘરમાં દાખલ થયા. હુઝૂરે કહ્યું : ઉમ્મે સુલૈમ, તમારી પાસે જે કંઇ હાજર હોય તે લઇ આવો. ઉમ્મે સુલૈમ તે જ રોટલીઓ લઇને આવ્યા. હુઝૂરે રોટલીના ટુકડા કરાવ્યા. ઉમ્મે સુલૈમે ઘીની કુપ્પી (ઘી માટેની ચામડાંની થેલી) નીચોવીને શાક બનાવ્યું. પછી હુઝૂરે ખુદાનો જે કંઇ હુકમ હતો તે પઢયું અને કહ્યું કે, દસ માણસોને રજા આપો. હુકમ અનુસાર દસ માણસોએ જઇને ખાણું ખાધું. તેઓ ધરાઇ ગયા. ફરી કહ્યું કે, દસ માણસોને રજા આપો. તેમણે રજા આપી. તેમણે ખાધું. તેઓ ધરાઇ ગયા અને બહાર નીકળ્યા. આપે કહ્યું : બીજા દસને રજા આપો. તેમણે રજા આપી. છેવટે બધા લોકો ખાઇને ધરાઇ ગયા. તે વખતે કુલ સિત્તેર અથવા એંસી માણસો હતા.

## કસમોમાં નિય્યતનો હુકમ

(૧૬૭/૬૬૭૪) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું :

અમલોનો દારોમદાર ફક્ત નિય્યત પર છે. દરેક માણસ માટે તે જ છે જેની તેણે નિય્યત કરી છે. એટલે જે માણસની નિય્યત ખુદા અને રસૂલ માટે હોય તેની હિજરત તો ખુદા અને રસૂલ તરફ જ છે. જે માણસની હિજરત દુનિયા મેળવવા માટે અથવા કોઇ ઓરત સાથે નિકાહ કરવા માટે હોય તેની હિજરત બસ તેના માટે જ છે જેના માટે તેણે હિજરત કરી હોય.

## જો મન્નત અથવા તૌબા માટે ભેટરૂપે થોડોક માલ મોકલે તો શું હુકમ છે ?

(૧૬૮/૬૯૪૫) હઝરત કઅબ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : મેં કહ્યું : (યા રસૂલલ્લાહ !) મારી તૌબા કબૂલ થવાનો શુક્રિયા એ છે કે, હું મારો કુલ માલ ખુદા અને રસૂલ સામે સદકારૂપે પેશ કરૂં અને હું પોતે હાથ ઉઠાવી લઉં. હુઝૂરે કહ્યું કે, થોડોક માલ રહેવા દો. તમારા માટે એ જ સારૂં છે.

## પોતાના માટે કોઇ વાનગીને હરામ કરી લેવાનું બયાન

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ ન્નબિય્યુ લિમ તુહર્રિમુ મા અહલ્લ લ્લાહુ લક તબ્તગી મરદાત અઝવાજિક' હે નબી ! ખુદાએ તમારા માટે જે કંઇ હલાલ કર્યું છે તમે તેને શા માટે હરામ ઠેરવો છો ? તમે તમારી પત્નીઓની ખુશી ઇચ્છો છો**

**બીજી આયતમાં છે : 'લા તુહર્રિમુ તય્યિબાતિ મા અહલ્લ લ્લાહુ લકુમ'** કિંવા **ખુદાએ તમારા માટે જે વસ્તુઓ હલાલ કરી છે તે પાક વસ્તુઓને હરામ ન ઠેરવો**

(૧૬૯/૬૯૪૬) હઝરત આયશા (રદિ.) કહે છે : રસૂલેપાક (સલ.) હઝરત ઝૈનબ પાસે વધારે થોભતા હતા. ત્યાં મધ પીયા કરતા હતા. એટલે મેં અને હઝરત હફસાએ પરસ્પર મંત્રણા અને કરાર કર્યા કે, આપણામાંથી જેની પાસે રસૂલુલ્લાહ (સલ.) આવે તે કહે કે, મને 'મગાફિર'ની ગંધ આવે છે. આપે 'મગાફિર' ખાધો છે. જેમકે હુઝૂર અમારામાંથી દરેકની પાસે ગયા. દરેકે હુઝૂરને તે જ કહ્યું જેની મંત્રણા થઇ હતી. હુઝૂરે કહ્યું : ના, મેં તો ઝૈનબ પાસે મધ પીધું છે. હવે હું ભવિષ્યમાં કદાપિ નહીં પીઉં. તે વખતે આયત **'યા અય્યુહ ન્નબિય્યુ લિમ તુહર્રિમુ મા અહલ્લ લ્લાહુ લક'** ઉતરી. **'ઇન તતૂબા'**થી હઝરત આયશા અને હફસાને સંબોધન છે. **'ઇઝ અસર્ર ન્નબિય્યુ ઇલા બઅ્દિ અઝવાજિહિ'**થી હુઝૂરનું આ કથન મુરાદ છે કે, 'મેં મધ પીધું છે, ફરી

હું નહીં પીઉં'. મેં કસમ ખાધી છે, એ તમે કોઇને કહેશો નહીં.

## મન્નત પૂરી કરવી

### અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'યૂફૂન બિન્નઝરિ' તે લોકો મન્નત પૂરી કરે છે

(૧૭૦/૬૯૪૭) હઝરત ઇબ્ને ઉમરે કહ્યું હતું કે, તમે મન્નત માનવાનું છોડો નહીં, જો કે હુઝૂરે ફરમાવ્યું છે કે, મન્નત કોઇ વસ્તુને આગળ પાછળ કરી શકતી નથી. મન્નત વડે ફકત કંજુસ પાસેથી (થોડોક માલ) કઢાવવામાં આવે છે.

(૧૭૧/૬૯૪૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે, હુઝૂરે મન્નત માનવાની મનાઇ ફરમાવી છે. આપે કહ્યું કે, મન્નત કોઇ વસ્તુને પલટાવી શકતી નથી. ફકત એના કારણે કંજુસ પાસેથી થોડોક માલ કઢાવી લેવામાં આવે છે.

(૧૭૨/૬૯૪૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે (કુદસી હદીસમાં) ફરમાવ્યું કે, જે વસ્તુ મેં મુકર્રર કરી નથી તેને મન્નત માનીને માનવી મેળવી શકતો નથી, બલ્કે મન્નતથી ફકત એ જ વસ્તુ મળે છે જે તેના માટે મુકર્રર કરી દેવામાં આવી છે. હા, કંજુસ પાસેથી ખુદા કંઇક ખર્ચ કરાવી દે છે. મન્નત માનીને કંજુસ મને તે વસ્તુ આપી દે છે, જે મન્નત પહેલાં આપતો નથી.

## મન્નત પૂરી ન કરવાનો ગુનોહ

(૧૭૩/૬૯૫૦) હઝરત ઇમ્રાન ઇબ્ને હુષેન કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંના શ્રેષ્ઠ લોકો મારા સમયના છે. પછી તેમની પાછળ આવનારા લોકો સારા છે. પછી તેમની પાછળ આવનારા સારા છે. પછી કેટલાક લોકો આવશે કે મન્નત તો માનશે પણ પૂરી નહીં કરે. ખયાનત કરશે. અમાનતદાર નહીં હોય. ગવાહી આપશે અને તેમની પાસે ગવાહી માંગવામાં ન આવે. તેમનામાં જાડાપણું દેખાશે.

## ઇબાદત અને બંદગીની મન્નત માનવી

### અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ મા અન્ફકતુમ મિન નફકતિન અવ નઝરતુમ મિન નઝરિન....'

(૧૭૪/૬૯૫૧) હઝરત આયશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ખુદાની બંદગીની મન્નત માને તે બંદગી અદા કરે અને નાફરમાનીની મન્નત માને તે નાફરમાની ન કરે.

## જો કુફ્રની હાલતમાં કોઇ મન્નત માની હોય અથવા કસમ ખાધી હોય કે ફલાણા માણસ સાથે વાતચીત નહીં કરૂં, પછી તે મુસલમાન થઇ જાય તો શું પૂરી

કરવી જરૂરી છે ?

(૧૭૫/૬૯૫૨) ઇબ્ને ઉમર કહે છે : હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં અજ્ઞાનતાના યુગમાં મન્નત માની હતી કે, ખાનએ કઅબામાં એક રાત ઇઅતિકાફ કરીશ. આપે કહ્યું કે, તમારી મન્નત પૂરી કરો.

## જો કોઇના શિરે મન્નત હોય અને તે મરી જાય તો શું હુકમ છે ?

(૧૭૬/૬૯૫૩) એક ઓરતની માંએ કુબા મસ્જિદમાં નમાઝ પઢવાની મન્નત માની હતી. તે મરી ગઇ. હઝરત ઇબ્ને ઉમરે તે ઓરતને હુકમ આપ્યો કે, તેના તરફથી તું નમાઝ પઢી લે. હઝરત ઇબ્ને અબ્બાસનો આવો જ મત છે.

(૧૭૭/૬૯૫૪) હઝરત સઅદ ઇબ્ને ઉબાદાની માંના શિરે એક નઝર હતી. જે પૂરી કર્યા વગર તે મરી ગયાં. હઝરત સઅદે હુઝૂરને મસ્અલો પૂછયો. આપે કહ્યું : તેના તરફથી તમે અદા કરો. સઅદ પછી આ સુન્નત (પ્રથા) સામાન્ય બની ગઇ.

(૧૭૮/૬૯૫૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : એક માણસે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! મારી બહેને હજ્જ કરવાની મન્નત માની હતી, પરંતુ તેનું અવસાન થઇ ગયું. આપે કહ્યું કે, જો તેના પર દેવું હોત તો તમે તેના તરફથી અદા કરત કે નહીં ? તેણે કહ્યું : હા. આપે કહ્યું : તો ખુદાનો હક્ક પણ અદા કરો કારણ કે, ખુદાનો હક્ક અદા કરવાને વધુ પાત્ર છે.

## નધણીયાતી વસ્તુ અથવા ગુનાહ વિષે નઝર માનવી

(૧૭૯/૬૯૫૬) હઝરત આઇશા કહે છે : જે માણસ ખુદાની બંદગી કરવાની મન્નત માને તે બંદગી કરે અને જો નાફરમાનીની નઝર માને તો નાફરમાની ન કરે.

(૧૮૦/૬૯૫૭) હઝરત અનસ કહે છે : એક માણસ પોતાના બે છોકરાઓના ખભાઓ પર હાથ મૂકીને ઘસડાતો ચાલ્યો જતો હતો. હુઝૂરે કહ્યું કે, આ માણસ પોતાની જાતને તકલીફ આપી રહ્યો છે. ખુદા એની તકલીફથી બેપરવા છે.

(૧૮૧/૬૯૫૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ જોયું કે, એક માણસ બીજાના હાથમાં દોરડી બાંધીને કઅબાનો તવાફ કરી રહ્યો છે. હુઝૂરે તે દોરડી કાપી નાખી.

(૧૮૨/૬૯૫૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.) કઅબાનો તવાફ કરતી વખતે એક માણસ પાસેથી પસાર થયા. જે બીજા માણસના નાકમાં

નાથ નાખીને ખેંચી રહ્યો હતો. હુઝૂરે મુબારક હાથથી નાથ કાપી નાખી અને તેને હુકમ આપ્યો કે, એને હાથ પકડીને લઇ જાય.

(૧૮૩/૬૯૬૦) હઝરતં ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.) ખુત્બો આપી રહ્યા હતા, એવામાં એક માણસને ઉભેલો જોયો. કારણ પૂછયું ત્યારે લોકોએ કહ્યું કે, અબૂ ઇસ્રાઇલે નઝર માની હતી કે, ઉભો રહીશ. નગ્ન નહીં બેસું. કોઇ છાંયડાની નીચે નહીં જાઉં. વાતચીત નહીં કરું અને આ જ પ્રમાણે રોઝો પૂરો કરીશ. આપે ફરમાવ્યું કે, એને હુકમ આપો કે વાતચીત કરે. છાંયડામાં જાય. બેસી જાય અને રોઝો પૂરો કરે.

## જો થોડાક દિવસોના રોઝા રાખવાની નઝર માને, પરંતુ સંજોગવશાત એ દરમ્યાન 'ઇદુદ્ દુહા' અને 'ઇદુલ ફિત્ર'નો દિવસ આવી જાય તો શું હુકમ છે ?

(૧૮૪/૬૯૬૧) હઝરત ઇબ્ને ઉમરને મસ્અલો પૂછવામાં આવ્યો કે, જો કોઇએ નઝર માની હોય કે, ફલાણા દિવસે મારો રોઝો હશે. રોઝા વગર તે દિવસ પસાર નહીં થાય અને સંજોગવશાત તે દિવસે ઇદુલ ફિત્ર અથવા ઇદુદ્ દુહા ન હોય તો શું હુકમ છે ? તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ના અનુકરણમાં જ તમારા માટે શ્રેષ્ઠ કાર્યક્રમ છે. હુઝૂર (સલ.) ઇદુલ ફિત્ર અને ઇદુદ્ દુહાના દિવસે રોઝો રાખતા ન હતા. એ દિવસોએ રોઝા રાખવાનું જાઇઝ સમજતા ન હતા.

(૧૮૫/૬૯૬૨) એક માણસે ઇબ્ને ઉમર (રદિ.)ને પૂછયું, મેં મન્નત માની હતી કે જ્યાં સુધી જીવંત છું ત્યાં સુધી દર મંગળવારે અને બુધવારે રોઝો રાખીશ. સંજોગવશાત તે દિવસે ઇદે કુર્બાં આવી (હવે શું કરૂં ?) તેમણે કહ્યું : અલ્લાહ તઆલાએ નઝર પૂરી કરવાનો હુકમ આપ્યો છે અને કુરબાનીના દિવસે આપણને રોઝો રાખવાની મનાઇ ફરમાવી છે. તે માણસે બીજીવાર એ જ પ્રશ્ન પૂછયો. ઇબ્ને ઉમરે આ જ જવાબ આપ્યો. જવાબમાં કોઇ શબ્દ વધાર્યો નહીં.

## શું કસમ અને નઝરમાં જમીન, બકરીઓ, ખેતી અને બીજા સામાનનો સમાવેશ થાય છે ?

(૧૮૬/૬૯૬૩) હઝરત ઉમર ફારૂક (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું હતું કે, મને એક એવી સારી જમીન મળી છે જેનાથી સારો માલ મને કદી મળ્યો નથી. હુઝૂરે કહ્યું કે, જો તમે ચાહો તો અસલ જમીન રહેવા દો. તેની પેદાશ (ઉપજ)ને ખૈરાત કરો. હઝરત અબૂ તલહાએ કહ્યું હતું કે, બેરૂહા બાગ મને મારા માલ કરતાં વધારે પસંદ છે.

(૧૮૭/૬૯૬૪) હઝરત અબૂ હુરૈરા

કહે છે : અમે હુઝૂર (સલ.) સાથે ખૈબરની લડાઇમાં ગયા. ત્યાં અમને માલે ગનીમતમાં કપડાં અને સરસામાન સિવાય સોના-ચાંદી વગેરે મળ્યું નહીં. રિફાઆ ઇબ્ને ઝેદે રસૂલુલ્લાહ (સલ.) પાસે ભેટરૂપે એક ગુલામને મોકલ્યો. તે ગુલામનું નામ મિદઅમ હતું. ત્યાર પછી હુઝૂર 'વાદિયે કુજા' નામે જગ્યા તરફ ગયા. 'વાદિયે કુજા'માં જઇને મિદઅમ હુઝૂરનો કાઠડો ઉતારી રહ્યો હતો, એવામાં તેને એક તીર વાગ્યું. જેનો મારનાર જાણી શકાયો નહીં. તીર વાગવાથી મિદઅમનું અવસાન થયું. લોકો કહેવા લાગ્યા કે, એને જન્નત મુબારક થાય. હુઝૂરે કહ્યું કે, કદાપિ નહીં. તે ખુદાની કસમ જેના શકિતશાળી હાથમાં મારો જાન છે, તે ધાબળો જે ખૈબરની લડાઇના દિવસે માલે ગનીમત વહેંચતા પહેલાં એણે લઇ લીધો હતો તે એના શરીર પર આગ બનીને ભડકે બળે છે. આ સાંભળીને એક માણસે ચામડાનો એક પટો હુઝૂર સામે રજૂ કર્યો. હુઝૂરે કહ્યું કે, (જો તું ન આપત તો) એ પટો આગનો બની જાત.

## કસમનો કફ્ફારો

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફકફ્ફારતુહુ ઇત્આમુ અશ્રરતિ મસાકીન'** કિંવા **દસ મિસ્કીનોને ખાણું ખવડાવવું એનો ઉતાર છે આયત 'ફફિદયતુન મિન સિયામિન અવ સદકતિન અવ નુસુક' ઉતર્યા પછી રસૂલુલ્લાહ (સલ.)એ શું હુકમ આપ્યો હતો ?**

**ઇબ્ને અબ્બાસ, ઇકરિમા અને અતાનું કથન છે કે, કુર્આનમાં જ્યાં 'અવ' શબ્દ આવ્યો છે ત્યાં ઇખ્તિયાર-પસંદગી કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે**

**રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત કઅબને પણ 'ફિદયા'નો ઇખ્તિયાર આપ્યો હતો**

(૧૮૮/૬૯૬૫) હઝરત કઅબ ઇબ્ને ઉજરા કહે છે : હું હુઝૂર (સલ.) પાસે ગયો. હુઝૂરે કહ્યું કે, નજીક આવો. હું નજીક ગયો. આપે કહ્યું : શું તને કીડા તકલીફ આપે છે ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું કે, ફિદયો આપો, રોઝા અથવા સદકો અથવા કુરબાની. અય્યૂબ કહે છે : (મુરાદ એ છે કે, ત્રણ દિવસના રોઝા અથવા બકરીની કુરબાની અથવા છ મોહતાજોને ખાણું ખવડાવવું.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કદ ફરદ લ્લાહુ લકુમ તહિલ્લત અયમાનિકુમ વ લ્લાહુ મવલાકુમ વ હુવલ અલીમુલ હકીમ'** કિંવા **ખુદાએ તમારા માટે તમારી કસમોને તોડવાનું જાઇઝ કર્યું છે. ખુદા જ તમારો માલિક છે. તે શાણો અને હિકમતવાળો છે.**

## માલદાર અને મોહતાજ પર કફ્ફારો વાજિબ થાય છે

(૧૮૯/૬૭૬૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક માણસે રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇને કહ્યું કે, હુઝૂર, હું મરી ગયો. આપે કહ્યું : શું છે ? તેણે કહ્યું કે, હું રમઝાનમાં મારી પત્ની પાસે જઇ પહોંચ્યો. આપે કહ્યું કે, તું એક ગુલામ આઝાદ કરી શકે છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું કે, બે મહીનાના સળંગ રોઝા રાખી શકે છે ? તેણે કહ્યું ના. આપે કહ્યું : શું તું સાઠ મિસ્કીનોને ખાણું ખવડાવી શકે છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : બેસી જા. તે બેસી ગયો. થોડીવાર પછી હુઝૂર પાસે ખજુરનો એક કરંડીયો લાવવામાં આવ્યો. આપે કહ્યું : આ ખૈરાત કરી દે. તેણે કહ્યું : હુઝૂર, શું મારા કરતાં વધારે મોહતાજ માણસને આપું ? હુઝૂર હસી પડયા, અહીં સુધી કે દાંત દેખાવા લાગ્યા. પછી કહ્યું કે, તારા ઘરવાળાઓને જ ખવડાવી દે.

## કફ્ફારો આપવામાં ગરીબ માણસને મદદ કરવી

(૧૯૦/૬૭૬૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક માણસે હુઝૂર પાસે જઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું મરી ગયો. આપે કહ્યું : શું છે ? તેણે કહ્યું કે, હું રમઝાનમાં મારી પત્ની પાસે જઇ પહોંચ્યો. આપે કહ્યું : તારી પાસે (આઝાદ કરવા માટે) કોઇ ગુલામ છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : બે મહીનાના સળંગ રોઝા રાખી શકે છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : સાઠ મિસ્કીનોને ખાણું ખવડાવી શકે છે ? તેણે કહ્યું : ના. એવામાં એક અનસારી ખજુરનો એક કરંડીયો લઇને આવ્યો. હુઝૂરે કહ્યું : આ લઇ જઇને ખૈરાત કરી દે. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા કરતાં વધારે મોહતાજ માણસને આપું ? તે ખુદાની કસમ જેણે આપને સાચો ધર્મ લઇને મોકલ્યા છે. મદીનાના બે પથરાળ છેડાઓ વચ્ચે અમારા કરતાં વધારે કોઇ મોહતાજ નથી. આપે કહ્યું : તો લઇ જઇને તારા ઘરવાળાઓને જ ખવડાવી દે.

## કસમના કફ્ફારામાં દસ મિસ્કીનોને ખાણું ખવડાવે, ભલેને મોહતાજ નજીકના સગાં હોય અથવા દૂરના સગાં હોય

(૧૯૧/૬૭૬૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, હુઝૂર હું મરી ગયો. આપે કહ્યું : શું થયું ? તેણે કહ્યું કે, હું રમઝાનમાં મારી પત્ની પાસે જઇ પહોંચ્યો. આપે કહ્યું : તને એક ગુલામ આઝાદ કરવા માટે મળી શકે છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : શું બે મહીનાના સળંગ રોઝા રાખી શકે છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : શું

સાઠ મિસ્કીનોને ખાણું ખવડાવી શકે છે ? તેણે કહ્યું કે એ પણ મારી પાસે નથી. એવામાં હુઝૂરની સેવામાં ખજુરનો એક કરંડીયો રજુ કરવામાં આવ્યો. આપે કહ્યું કે, આ લઇને ખૈરાત કરી દે. તેણે કહ્યું કે, હુઝૂર, શું મારા કરતાં વધારે મોહતાજ માણસને આપું ? ખુદાની કસમ ! મદીનાના બંને પથરાળ છેડાઓ વચ્ચે અમારા કરતાં વધારે મોહતાજ કોઇ માણસ નથી. આપે કહ્યું કે, તું લઇને તારા ઘરવાળાઓને જ ખવડાવી દે.

**રસૂલુલ્લાહ (સલ.)ના સમયના 'મુદ' અને મદીનાના 'સાઅ'નું પ્રમાણ. એમાં બરકત માટે આપનું દુઆ માગવું દરેક યુગમાં મદીનાવાળાઓનો પરંપરાગત અને સામાન્ય 'સાઅ'**

(૧૯૨/૬૯૬૯) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ કહે છે : આજના 'મુદ'ના હિસાબે રસૂલુલ્લાહ (સલ.)ના સમયનો 'સાઅ' ૧$\frac{૧}{૩}$ 'મુદ' બરાબર હતો. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝના સમયમાં એમાં વધારો થયો.

(૧૯૩/૬૯૭૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) રમઝાનની ઝકાત આગલા મુદ કિંવા રસૂલુલ્લાહ (સલ.)ના સમયના મુદ પ્રમાણે આપતા હતા. કસમનો કફ્ફારો પણ એ જ મુદ પ્રમાણે આપતા હતા. અબૂ કુતૈબા કહે છે : માલિકે અમને કહ્યું કે, અમારો મુદ તમારા મુદ કરતાં મોટો છે અને અમારી નઝરમાં ફકત રસૂલુલ્લાહ (સલ.)ના 'સાઅ'માં ફઝીલત છે. માલિકે કહ્યું કે જો કોઇ બાદશાહ એવો મુદ બનાવે જે રસૂલુલ્લાહ (સલ.)ના મુદ કરતાં નાનો હોય તો તમે કયા મુદ પ્રમાણે લેવડ દેવડ કરશો ? મેં કહ્યું : અમે રસૂલુલ્લાહ (સલ.)ના મુદ પ્રમાણે આપીશું. માલિક કહેવા લાગ્યા : જુઓ છેવટે રસૂલુલ્લાહ (સલ.)ના સાઅ તરફ જ રજુ કરવું પડે છે.

(૧૯૪/૬૯૭૧) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, એય અલ્લાહ ! મદીનાવાળાઓના માપ, સાઅ અને મુદમાં બરકત આપ.

**આયત 'અવ તહરીરૂ રકબતિન'ની તફસીર**

**કયો ગુલામ આઝાદ કરવો અફઝલ છે ?**

(૧૯૫/૬૯૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ માણસ મુસ્લિમ ગુલામ આઝાદ કરશે તો અલ્લાહ તઆલા ગુલામના દરેક અવયવના બદલે તેનું દરેક અવયવ દોઝખમાંથી આઝાદ કરશે, અહીં સુધી કે ગુપ્તભાગના બદલે ગુપ્તભાગ આઝાદ કરશે.

**કફ્ફારામાં 'મુદબ્બર', 'ઉમ્મે**

## વલદ' અને 'મુકાતબ'ને આઝાદ કરવા અને 'હરામી'ને આઝાદ કરવાનો હુકમ

## તાઉસ કહે છે કે, 'ઉમ્મે વલદ' અને 'મુદબ્બર'ને આઝાદ કરવું પુરતું છે

(૧૯૬/૬૯૭૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક અનસારીએ એક ગુલામને મુદબ્બર બનાવી દીધો. અનસારી પાસે તે ગુલામ સિવાય બીજો કોઇ માલ પણ ન હતો. હુઝૂરને એની ખબર પડી ત્યારે કહ્યું : મારી પાસેથી એને કોણ ખરીદે છે ? નુએમ ઇબ્ને નહહામે તે ગુલામ આઠસો દિરહમમાં ખરીદી લીધો. એ કિબ્તી ગુલામ હતો. પહેલા જ વર્ષે મરી ગયો.

## મુશ્તરક (સંયુક્ત) ગુલામને આઝાદ કરવો

## જો કોઇ મુકાતબ ગુલામને ખરીદીને આઝાદ કરી દે તો વારસાનો હક્ક કોને મળે છે ?

(૧૯૭/૬૯૭૪) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં બરીરાને ખરીદવાનો ઇરાદો કર્યો, પરંતુ તેના માલિકોએ વારસો પોતાના માટે સુરક્ષિત રાખવાની શરત મૂકી. મેં હુઝૂરને એ અંગે વાત કરી. આપે કહ્યું : તમે તેને ખરીદી લો. વારસાનો હક્ક આઝાદ કરનારનો જ હોય છે.

## કસમમાં ઇન્શાઅલ્લાહ બોલવું

(૧૯૮/૬૯૭૫) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : હું અમુક અશ્અરીઓ સાથે રસૂલુલ્લાહ (સલ.) પાસે સવારી માગવા માટે ગયો. હુઝૂરે કહ્યું કે, ખુદાની કસમ ! મારી પાસે સવારીઓ નથી. હું તમને સવારીઓ નહીં આપું, પરંતુ થોડીવાર પછી રસૂલુલ્લાહ (સલ.) પાસે માલે ગનીમતના થોડાક ઊંટો આવ્યા. આપે ત્રણ ઊંટો આપવાનો હુકમ આપ્યો. અમે લઇને ચાલતા થયા, પરંતુ અમારામાંથી એક માણસે કહ્યું : ખુદા આપણને બરકત નહીં આપે. કારણ કે, આપણે રસૂલુલ્લાહ (સલ.) પાસે સવારી માગવા ગયા હતા. આપે કસમ ખાધી હતી કે, આપણને સવારી નહીં આપે, પરંતુ પાછળથી હુઝૂરે આપણને સવારીઓ આપી. છેવટે અમે હુઝૂર પાસે ગયા. હુઝૂરને એ અંગે વાત કરી. આપે કહ્યું : મેં તમને સવારી આપી નથી, બલ્કે ખુદાએ આપી છે. ખુદાની કસમ ! ઇન્શાઅલ્લાહ જો હું કોઇ વાતની કસમ ખાઇશ અને તેના કરતાં સારી વસ્તુ મને દેખાશે તો હું સારી વસ્તુ અપનાવીશ અને કસમનો કફફારો આપી દઇશ.

(૧૯૯/૬૯૭૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એકવાર સુલયમાન (અલ.)એ કહ્યું કે, આજે રાત્રે હું નેવું સ્ત્રીઓના ચક્કર

મારીશ. દરેકને એક બાળક પેદા થશે, જે અલ્લાહના રસ્તામાં જિહાદ કરશે. ફરિશ્તાએ કહ્યું કે, ઈન્શાઅલ્લાહ પણ બોલો, પરંતુ હઝરત સુલયમાન ભૂલી ગયા. છેવટે સ્ત્રીઓનો ચક્કર માર્યો, પરંતુ કોઇને એકપણ બાળક પેદા ન થયું. ફકત એક અધુરૂં બાળક પેદા થયું. હુઝૂરે કહ્યું કે, જો સુલયમાન ઈન્શાઅલ્લાહ બોલત તો એમની કસમ પૂરી થાત અને પોતાના હેતુમાં સફળ થાત.

## કસમ તોડવા પહેલાં અથવા પછી કફ્ફારો આપવો

(૨૦૦/૬૯૭૭) ઝહદમ જર્મી કહે છે કે, અમારી અને આ જર્મ કબીલા વચ્ચે મૈત્રી હતી. એક દિવસ હું હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) પાસે બેઠો હતો, એવામાં ખાણામાં મરઘીનો ગોશ્ત લાવવામાં આવ્યો. લોકોમાં લાલ રંગ-વાળો એક તૈમ કબીલાનો માણસ પણ હતો. એવું લાગતું હતું કે, તે આઝાદ થયેલ તુર્કી ગુલામ છે. તે ખાણાની નજીક આવ્યો નહીં. હઝરત અબૂ મૂસાએ કહ્યું કે, નજીક આવો. મેં રસૂલુલ્લાહ (સલ.)ને મરઘી ખાતા જોયા છે. તે માણસે જવાબ આપ્યો : મેં એને ગંદકી ખાતી જોઇ છે એટલે એના પ્રત્યે સૂગ આવી. મેં કસમ ખાઇ લીધી કે, હું એને કદાપિ નહીં ખાઉં. હઝરત અબૂ મૂસાએ કહ્યું કે, નજીક આવો, તમને એક હદીસ સંભળાવું છું. હું રસૂલુલ્લાહ (સલ.) પાસે અમુક અશ્અરી માણસો સાથે સવારી માંગવા માટે હાજર થયો. તે વખતે આપ સદકાના ઊંટો વહેંચી રહ્યા હતા અને કંઇક ગુસ્સામાં હતા. આપે કહ્યું કે, ખુદાની કસમ ! હું તમને સવારી નહીં આપું. તમને આપવા માટે મારી પાસે સવારી નથી. અમે ચાલ્યા આવ્યા, પરંતુ પાછળથી હુઝૂર પાસે માલે ગનીમતના થોડાક ઊંટો આવ્યા. આપે કહ્યું કે, અશ્અરી લોકો કયાં છે ? અશ્અરી લોકો કયાં છે ? અમે હાજર થયા. હુઝૂરે અમને સફેદ ખૂંધવાળા પાંચ ઊંટો આપવાનો હુકમ આપ્યો. અમે લઇને ચાલતા થયા. મેં મારા સાથીઓને કહ્યું કે, આપણે હુઝૂર પાસે સવારી માંગવા માટે ગયા હતા, પરંતુ હુઝૂરે કસમ ખાધી હતી કે, આપણને સવારી નહીં આપે. પછી આપે આપણને બોલાવી મંગાવ્યા અને સવારી આપી. હુઝૂર પોતાની કસમ ભૂલી ગયા. ખુદાની કસમ ! જો આપણે હુઝૂરને કસમ યાદ નહીં અપાવી તો કદી સફળ નહીં થઇશું. ફરી હુઝૂર પાસે ચાલો, જેથી આપણે કસમની યાદ અપાવીએ. આવી મંત્રણા કરીને અમે પાછા ફર્યા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે આપની પાસે સવારીઓ માંગવા માટે આવ્યા હતા. આપે કસમ ખાધી હતી કે, સવારીઓ નહીં આપું. પછી આપે અમને સવારીઓ આપી. અમને લાગે છે કે, તમે તમારી

કસમ ભૂલી ગયા. આપે કહ્યું : જાઓ, ખુદાએ તમને સવારીઓ આપી છે. ખુદાની કસમ ! ઈન્શાઅલ્લાહ જો હું કોઇ વાતની કસમ ખાઇશ અને તેના કરતાં સારી કોઇ વસ્તુ મને દેખાશે તો કસમ તોડી નાખીશ અને તે જ વસ્તુ કરીશ જે સારી હશે.

(૨૦૧/૬૯૭૮) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને સમુરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, હુકૂમતની પોતે ઈચ્છા ન કરો. કારણ કે, જો માંગ્યા વગર તમને મળશે તો (ગેબી રીતે) તમારી મદદ કરવામાં આવશે અને જો માંગવાથી મળશે તો પછી તમારી જવાબદારી પર જ રહેશે. જો તમે કોઇ વાતની કસમ ખાઓ અને તેના કરતાં કોઇ વસ્તુ તમને સારી દેખાઇ તો તે જ કામ કરો કે જે સારૂં હોય અને કસમનો કફ્ફારો આપી દો.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ફરાઇઝ (વારસા વહેંચણી)

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યૂસીકુમુ લ્લાહુ ફી અવલાદિકુમ.....'**

(૨૦૨/૬૯૭૯) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : હું બીમાર પડયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.) મારી ખબર લેવા માટે પગપાળા આવ્યા. તે વખતે હું બેભાન હતો. હુઝૂરે વુઝૂ કરીને વુઝૂનું પાણી મારા પર નાખ્યું. જેનાથી મને ભાન આવ્યું. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું મારા માલ (ની વહેંચણી) અંગે શું ફેંસલો કરૂં ? હુઝૂરે મને કંઇ જવાબ આપ્યો નહીં, અહીં સુધી કે વારસાની આયત ઉતરી.

## વારસા વહેંચણીનું શિક્ષણ

**ઉકબા ઇબ્ને આમિરે કહ્યું હતું કે, અટકળથી ચુકાદો આપનારાઓ પહેલાં ઇલ્મ શીખો**

(૨૦૩/૬૯૮૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કુશંકાથી બચો. કારણ કે, કુશંકા સૌથી ખરાબ જુઠી વાત હોય છે. લોકોની હાલતની તપાસ ન રાખો. જાસૂસી ન કરો. પરસ્પર દ્વેષ અને દુશ્મની ન રાખો. એકબીજા તરફ પીઠ કરીને ન બેસો. ખુદાના બંદાઓ ભાઇ ભાઇ બની જાઓ.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, અમારો કોઇ વારસદાર નથી. અમે જે કંઇ મૂકી જઇએ તે સદકો છે**

(૨૦૪/૬૯૮૧) હઝરત આઇશા કહે છે : હઝરત ફાતિમા અને હઝરત અબ્બાસ (રદિ.) હઝરત અબૂબક્ર પાસે

રસૂલુલ્લાહ (સલ.)નો વારસો લેવા માટે આવ્યાં. તે સમયે હઝરત અબ્બાસ અને હઝરત ફાતિમા 'ફદક'ની જમીન અને ખૈબરનો હિસ્સો માંગતા હતાં. હઝરત અબૂબક્રે કહ્યું કે, મેં હુઝૂર પાસેથી સાંભળ્યું છે : આપ ફરમાવતા હતા કે, અમારો વારસદાર નથી. અમે જે કંઇ મૂકી જઇએ તે સદકો છે. મુહમ્મદના ઘરવાળાંઓ એ માલમાંથી ખાય. ત્યાર પછી સિદ્દીકે અકબરે કહ્યું કે, ખુદાની કસમ ! હું કોઇ વાત નહીં છોડું જે રસૂલુલ્લાહ (સલ.) કરતા હતા. રાવી કહે છે : આ જ કારણના લીધે હઝરત ફાતિમાએ હઝરત અબૂબક્રની મુલાકાત લેવાનું છોડી દીધું અને મૃત્યુની ઘડી સુધી વાતચીત નહીં કરી.

(૨૦૫/૬૯૮૨) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, અમારો કોઇ વારસદાર નથી. જે કંઇ અમે છોડી જઇએ તે અલ્લાહના રસ્તામાં ખૈરાત છે.

(૨૦૬/૬૯૮૩) હઝરત માલિક ઇબ્ને ઔસ કહે છે : હું હઝરત ઉમર ફારૂક (રદિ.) પાસે ગયો. થોડીવાર પછી તેમનો ચોકીદાર યરફા આવ્યો. તે કહેવા લાગ્યો : શું હઝરત ઉસ્માન, હઝરત અબ્દુર્રહમાન, હઝરત ઝુબેર અને હઝરત સઅદને આવવાની રજા છે ? તેમણે કહ્યું : હા. ચોકીદારે ઉપરોક્ત સજ્જનોને રજા આપી. થોડીવાર પછી ચોકીદારે આવીને કહ્યું : શું હઝરત અલી અને હઝરત અબ્બાસને રજા છે ? તેમણે કહ્યું : હા. હઝરત અબ્બાસે આવીને કહ્યું : અમીરૂલ મુઅમિનીન ! મારો અને એમનો નિકાલ લાવો. હઝરત ઉમરે કહ્યું કે, હું તમને તે ખુદાની કસમ આપીને પૂછું છું જેના હુકમથી આસમાન અને જમીન કાયમ છે. શું તમે જાણો છો કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, અમારા માલનો કોઇ વારસદાર નથી. અમે જે કંઇ છોડી જઇએ તે અલ્લાહના રસ્તામાં ખૈરાત છે. હાજર રહેલા સજ્જનોએ કહ્યું કે, બેશક, ફરમાવ્યું છે. હઝરત ઉમરે હઝરત અલી અને હઝરત અબ્બાસ તરફ મોં કરીને કહ્યું : શું તમને ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે કહ્યું છે ? બંને સદ્‌ગૃહસ્થોએ કહ્યું : બેશક, ફરમાવ્યું હતું. હઝરત ઉમરે કહ્યું : હું તમને એનું કારણ કહું છું. અલ્લાહ તઆલાએ એ માલ ખાસ પોતાના રસૂલ માટે રાખ્યો હતો. બીજા કોઇને આપ્યો ન હતો. ખુદાએ પોતે ફરમાવ્યું છે : **'મા અફાઅલ્લાહુ અલા રસૂલિહિ.....'** એટલે આ માલ ખાસ રસૂલુલ્લાહ (સલ.)નો હતો, પરંતુ હુઝૂરે એકલો પોતાના માટે જ ભેગો કર્યો નહીં અને ન જ એ અંગે પોતાની જાતને તમારા પર પ્રાધાન્ય આપ્યું, બલ્કે એમાંથી તમને આપ્યું અને તમારી વચ્ચે

વહેંચ્યું, અહીં સુધી કે, એમાંથી આ માલ બાકી રહી ગયો. હુઝૂર એ માલમાંથી પોતાના ઘરવાળાઓને વાર્ષિક ખર્ચ આપતા હતા અને જે કંઇ બાકી રહેતું તેને એવી રીતે ખર્ચ કરતા જેવી રીતે ખુદાનો માલ ખર્ચ કરવામાં આવે છે. હુઝૂરે પોતાના જીવનમાં એના પર અમલ કર્યો. હું તમને ખુદાની કસમ આપીને કહું છું, શું તમે આ હકીકતથી માહિતગાર છો ? હાજર રહેલા સજ્જનોએ કહ્યું : હા. પછી હઝરત ઉમરે હઝરત અલી અને હઝરત અબ્બાસને કહ્યું : હું તમને પણ ખુદાની કસમ આપીને પૂછું છું, શું તમને પણ એની ખબર છે ? બંને સજ્જનોએ કહ્યું : હા. હઝરત ઉમરે કહ્યું : પછી જ્યારે હુઝૂરની વફાત થઇ ત્યારે હઝરત અબૂબક્રે કહ્યું કે, હું રસૂલુલ્લાહ (સલ.)નો અનુગામી છું. એટલે સિદ્દીકે અકબરે એનો કબજો લીધો અને એ જ પ્રમાણે વ્યવસ્થા કરી જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.) કરતા હતા. પછી અબૂબક્રની વફાત થઇ ગઇ ત્યારે મેં કહ્યું કે, હું અબૂબક્રનો અનુગામી છું. એ જ કારણસર મેં બે વર્ષ સુધી એનો કબજો લીધો અને એવી વ્યવસ્થા કરી જેવી રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર કરતા હતા. પછી તમે બંને એકમત થઇને મારી પાસે આવ્યા. અબ્બાસ, તમે મારી પાસે તમારા ભત્રીજાના વારસામાંથી ભાગ લેવા માટે આવ્યા હતા. મેં તમને કહ્યું હતું કે, જો તમે ઇચ્છતા હોય તો હું તમને આપી દઉં છું. હવે તમે મારી પાસે એ સિવાય બીજો કોઇ ચુકાદો ઇચ્છો છો. તે ખુદાની કસમ જેના હુકમથી જમીન અને આસમાન કાયમ છે, હું કિયામત સુધી એ સિવાય બીજો કોઇ ચુકાદો નહીં આપું. હા, જો તમે ન કરી શકતા હોય તો મને સોંપી દો. હું તમારા તરફથી કામ કરીશ.

(૨૦૭/૬૯૮૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારા વારસદારો (મારા માલમાંથી) એક અશરફી પામશે નહીં. મારી પત્નીઓના ખર્ચ અને કામ કરનારાઓના પગાર પછી જે કંઇ મારા વારસામાંથી બાકી રહે તે ખૈરાત છે.

(૨૦૮/૬૯૮૫) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પછી પત્નીઓની ઇચ્છા હતી કે, હઝરત ઉસ્માનને હઝરત અબૂબક્ર પાસે વારસો લેવા માટે મોકલે. મેં કહ્યું : શું રસૂલુલ્લાહે ફરમાવ્યું ન હતું કે, અમારા માલનો કોઇ વારસદાર નથી. જે કંઇ અમે છોડી જઇએ તે ખૈરાત છે.

## રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે માણસ માલ મૂકી જાય તે તેના ઘરવાળા-ઓનો છે

(૨૦૯/૬૯૮૬) હઝરત અબૂ હુરૈરા

કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, હું મુસલમાનો સાથે તેમના જાન કરતાં પણ વધારે નજીકનો સંબંધ ધરાવું છું. એટલે જે માણસ દેવાદાર મરે અને તેણે છોડેલો માલ દેવું ચુકવવા જેટલો ન હોય તો તેનું દેવું ચુકવવાની જવાબદારી અમારી છે અને જે માણસ માલ મૂકી જાય તે તેના વારસદારો માટે છે.

## માં બાપના વારસામાં ઔલાદનો ભાગ

(૨૧૦/૬૯૮૭) હઝરત ઝેદ ઇબ્ને સાબિત કહે છે કે, જો કોઇ પુરૂષ અથવા સ્ત્રી એક છોકરી મૂકીને મરણ પામે તો છોકરીને અડધો ભાગ મળશે અને બે અથવા બેથી વધારે છોકરીઓ હોય તો બન્નેને બે તૃત્યાંશ માલ મળશે. જો છોકરીઓ સાથે કોઇ છોકરો પણ હોય તો પ્રથમ તે માણસને આપવામાં આવે જે આ વારસદારો સાથે વારસામાં ભાગીદાર હોય. પછી છોકરાને બે છોકરીઓની બરાબર આપવામાં આવે.

(૨૧૧/૬૯૮૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું કે, મુકર્રર ભાગો હિસ્સેદારોને આપો અને જે કંઇ બાકી રહે તે એવા માણસને આપો જે પુરૂષનો નજીકનો સગો હોય.

## છોકરીઓનો વારસો

(૨૧૨/૬૯૮૯) હઝરત ઇબ્ને અબી વક્કાસ (રદિ.) કહે છે કે, એકવાર હું મક્કામાં એટલો બીમાર પડી ગયો કે, મરવા જેવો થઇ ગયો. હુઝૂર (સલ.) મારી ખબર લેવા આવ્યા. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પાસે પુષ્કળ માલ છે અને એક છોકરી સિવાય બીજો કોઇ મારો વારસદાર નથી. શું હું મારો બે તૃત્યાંશ માલ ખૈરાત કરી દઉં ? આપે કહ્યું : ના. મેં કહ્યું : અડધો ? આપે કહ્યું : ના. મેં કહ્યું : એક તૃત્યાંશ ? આપે કહ્યું : એક તૃત્યાંશ પણ બહુ છે. જો તમે તમારી ઔલાદને માલદાર મૂકીને મરો તો તે એના કરતાં સારૂં છે કે, તેમને મોહતાજ મૂકીને મરો કે જેથી તે લોકો સામે હાથ ફેલાવતા ફરે. તમે જે કંઇ ખર્ચ કરશો તેનો તમને સવાબ મળશે, અહીં સુધી કે, તમારી પત્નીના મોંમાં એક કોળીયો મૂકો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા સાથીઓ પાછા ચાલ્યા જશે અને હું મારી હિજરત પછી અહીં જ રહી જઇશ. આપે કહ્યું કે, જો તમે મારા પછી રહો અને ખુદાને ખુશ કરવા માટે કોઇ કામ કરશો તો તેનાથી તમારો દરજ્જો અને મરતબો વધશે. આશા તો એ છે કે, મારા પછી તમે બાકી રહેશો. કેટલાક લોકોને તમારાથી નુકસાન અને કેટલાકને લાભ પહોંચશે. ત્યાર પછી હુઝૂરે સઅદ ઇબ્ને ખૌલાના મક્કામાં મૃત્યુ પામવા બદલ અફસોસ વ્યકત કરતાં કહ્યું : પરંતુ

અફસોસ બીચારો સઅદ ઇબ્ને ખૌલા.

(૨૧૩/૬૯૯૦) અસ્વદ ઇબ્ને યઝીદ કહે છે કે, હઝરત મઆઝ ઇબ્ને જબલ અમારી પાસે યમનમાં કાઝી અથવા હાકિમ બનીને આવ્યા. અમે મસ્અલો પૂછયો કે, એક માણસ મરી ગયો. તે એક છોકરી અને એક બહેન મૂકી ગયો. હઝરત મઆઝે પુત્રીને અડધો અને બહેનને અડધો માલ અપાવ્યો.

## જો પુત્ર ન હોય તો શું પૌત્રને વારસો મળશે ?

(૨૧૪/૬૯૯૧) ઝેદનું કથન છે કે, પુત્રોની ઔલાદ પુત્રો જેવી છે, એ શરતે કે તેમની અને મય્યિતની વચ્ચે બીજી કોઇ ઔલાદ ન હોય. પૌત્રો પુત્રો જેવા છે અને પોત્રીઓ પુત્રીઓ જેવી છે. જેવી રીતે મય્યિતની ઔલાદ વારસદાર બને છે તેવી રીતે ઔલાદની ઔલાદ વારસદાર બને છે. જ્યાં અસલ ઔલાદ વંચિત રહે છે ત્યાં ઔલાદની ઔલાદ પણ વંચિત રહે છે. પુત્રની હયાતીમાં પૌત્ર વારસદાર બનતો નથી.

(૨૧૫/૬૯૯૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મુકર્રર હિસ્સાઓ હિસ્સેદારોને આપો અને જે કંઇ બાકી રહે તે મય્યિતના નજીકના સગાંઓને આપો.

## પુત્રીની હયાતીમાં પૌત્રીનો વારસો

(૨૧૬/૬૯૯૩) હઝરત અબૂ મૂસાને પૂછવામાં આવ્યું કે, એક માણસની પુત્રી, પૌત્રી અને બહેન હયાત છે (તેમને શું હિસ્સો મળશે ?) તેમણે કહ્યું : પુત્રીને અડધો અને બહેનને અડધો, પરંતુ જઇને ઇબ્ને મસ્ઊદને પૂછી લો. તેઓ પણ મારૂં અનુકરણ કરશે. જેથી ઇબ્ને મસ્ઊદને પૂછવામાં આવ્યું. તેમને હઝરત અબૂ મૂસાનો ફતવો પણ જણાવવામાં આવ્યો. તેમણે કહ્યું : જો હું એવો ચુકાદો આપીશ તો ગુમરાહ થઇશ, સીધા રસ્તા પર નહીં રહું. હું તે ચુકાદો આપીશ જે રસૂલુલ્લાહ (સલ.)એ આપ્યો હતો. પુત્રીનો અડધો, પૌત્રીને છઠ્ઠો ભાગ. જેથી બે તૃત્યાંશ પૂરા થઇ જાય. જે બાકી રહે તે બહેનને આપવામાં આવે. અમે જઇને અબૂ મૂસાને ઇબ્ને મસ્ઊદના ફતવાની ખબર આપી. તેમણે કહ્યું કે, જ્યાં સુધી એ અલ્લામા હયાત છે ત્યાં સુધી તમે મને કોઇ મસ્અલો ન પૂછો.

## બાપ અને ભાઇઓની હયાતીમાં દાદાનો હિસ્સો

**હઝરત અબૂબક્ર, હઝરત ઇબ્ને અબ્બાસ અને હઝરત ઇબ્ને ઝુબેરનું કથન છે કે, દાદા પણ બાપ છે**

**હઝરત ઇબ્ને અબ્બાસે 'વત્તબઅ્તુ મિલ્લત આબાઇ ઇબ્રાહીમ વ**

## ઇસ્હાક વ યઅકૂબ' પઢ્યું છે એવી કોઇ રિવાયત મળતી નથી કે, હઝરત અબૂબક્રના કથનનો કોઇએ વિરોધ કર્યો હોય, જો કે ઘણાં સહાબાઓ મોજુદ હતા

## હઝરત ઇબ્ને અબ્બાસે કહ્યું : ભાઇઓની હયાતીમાં પૌત્ર વારસદાર બને છે, પરંતુ દાદા પૌત્રના વારસદાર બનતા નથી

## હઝરત અલી, હઝરત ઉમર, ઇબ્ને મસઊદ અને ઝેદ (રદિ.)ના એ અંગે જુદા મંતવ્યો છે

(૨૧૭/૬૯૯૪) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મુકર્રર હિસ્સાવાળાઓને હિસ્સાઓ આપો અને જે બાકી રહે તે નજીકના પુરૂષ સગાનું છે.

(૨૧૮/૬૯૯૫) હઝરત ઈબ્ને અબ્બાસે કહ્યું હતું : પરંતુ જે માણસ વિષે રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે કહ્યું હતું કે, જો આ ઉમ્મતમાંથી હું કોઈને દિલી દોસ્ત બનાવત તો એને બનાવત, પરંતુ ઈસ્લામની દોસ્તી સારી છે. તે માણસે દાદાને બાપ સમાન ઠેરવ્યા છે.

## ઔલાદની હયાતીમાં પતિનો વારસો

(૨૧૯/૬૯૯૬) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે : પહેલાં માલ ઔલાદનો ગણાતો હતો અને વસિય્યત માંબાપ અંગે થતી હતી, પરંતુ પાછળથી અલ્લાહ તઆલાએ જે પ્રમાણે ઇચ્છયું તે પ્રમાણે રદ કરી દીધું. પુરૂષનો હિસ્સો બે સ્ત્રીઓ જેટલો ઠેરવ્યો. માંબાપમાંથી દરેકના માટે છઠ્ઠો ભાગ. પત્ની માટે આઠમો અને ચોથો અને પતિ માટે અડધો અથવા ચોથો ભાગ ઠેરવ્યો.

## ઔલાદની હયાતીમાં સ્ત્રી અને પુરૂષને વારસો મળશે

(૨૨૦/૬૯૯૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : બની લિહયાનની એક ઔરતને મરેલું બાળક થયું હતું. (કોઈ સ્ત્રીએ પાડી નાંખ્યું હતું) હુઝૂરે સ્ત્રીને હુકમ આપ્યો હતો કે, તેને એક ગુલામ અથવા લૉંડી આપવામાં આવે. પછી જે સ્ત્રી વિરૂધ્ધ આ ચુકાદો આપવામાં આવ્યો હતો તે વળતર ચુકવવા પહેલાં મરી ગઇ. હુઝૂરે હુકમ આપ્યો કે, તેનો વારસો તો તેની ઔલાદ અને પતિ માટે છે અને વળતર ચુકવવાનું તેના પુરૂષ સગાઓના શિરે છે.

## છોકરીઓની હયાતીમાં બહેનોનો વારસો

(૨૨૧/૬૯૯૮) અસ્વદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં હઝરત મુઆઝ ઈબ્ને જબલે પુત્રીને અડધો અને બહેનને અડધો ભાગ આપવાનો હુકમ આપ્યો હતો.

(૨૨૨/૬૯૯૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદે કહ્યું હતું કે, હું એવો ચુકાદો આપીશ જે રસૂલુલ્લાહ (સલ.)એ આપ્યો હતો, પુત્રીને અડધો, પૌત્રીને છઠ્ઠો ભાગ અને બાકીનું બહેનને આપવામાં આવે.

## ભાઇ-બહેનનો વારસો

(૨૨૩/૭૦૦૦) હઝરત જાબિર કહે છે : હું બીમાર હતો. હુઝૂર (સલ.) મારી ખબર લેવા માટે આવ્યા. વુઝૂનું પાણી માગ્યું અને મારા પર વુઝૂનું બાકી પાણી છાંટયું, જેનાથી મને ભાન આવ્યું. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી અમુક બહેનો છે. તે વખતે 'ફરાઇઝ'ની આયત ઉતરી.

## આયત 'યસ્તફતૂનક કુલિ લ્લાહુ યુફતીકુમ ફીલ કલાલહ'ની તફસીર

(૨૨૪/૭૦૦૧) હઝરત બરા કહે છે : જે છેલ્લી આયત ઉતરી તે સૂરએ નિસાઅનો અંત ભાગ છે કિંવા **'યસ્તફતૂનક કુલિ લ્લાહુ યુફતીકુમ ફીલ કલાલહ'** છે.

## બે પિત્રાઇ ભાઇઓ, તેમાંનો એક અખ્યાફી ભાઇ છે અને બીજો પતિ છે

(૨૨૫/૭૦૦૨) હઝરત અલી કહે છે : પતિને અડધો અને અખ્યાફી ભાઇને છઠ્ઠો ભાગ મળશે અને બાકીનો માલ અડધો અડધો વહેંચવામાં આવશે.

(૨૨૬/૭૦૦૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું મુસલમાનો સાથે તેમના જાન કરતાં પણ વધારે નજીકનો સંબંધ ધરાવનાર છું. એટલે જે માણસ મરી જાય અને કંઇ માલ મૂકી જાય તો તેનો માલ પિત્રાઇ ભાઇઓ માટે છે અને જે માણસ સ્ત્રી-બાળકો મૂકીને મરી જાય તો હું તેમનો ઝિમ્મેદાર છું, મને બોલાવવામાં આવે.

(૨૨૭/૭૦૦૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મુકર્રર હિસ્સાઓ હિસ્સેદારોને આપી દો. પછી જે કંઇ બાકી રહે તે નજીકના પુરૂષ સગાનું છે.

## મહરમ લોકો

(૨૨૮/૭૦૦૫) આયત **'વ લિકુલ્લિન જઅલ્ના મવાલિય વ લ્લઝીન આકદત્ અયમાનુકુમ'**ની તફસીર અંગે હઝરત ઇબ્ને અબ્બાસે કહ્યું કે, મુહાજિરો જ્યારે મદીના આવ્યા ત્યારે અનસારીઓના વારસામાંથી તેમને હિસ્સો મળતો હતો, અનસારીઓના સગાંઓને મળતો ન હતો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ અનસારો અને મુહાજિરો વચ્ચે ભાઇચારો કરાવી દીધો હતો. જ્યારે આયત **'વ લિકુલ્લિન જઅલ્ના મવાલિય'** ઉતરી ત્યારે તેણે આયત **'વ લ્લઝીન આકદત્**

**અચમાનુકુમ'**ને રદબાતલ ઠેરવી.

## લિઆન કરનારી ઓરતનો વારસો

(૨૨૯/૭૦૦૬) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં પોતાની પત્ની સાથે લિઆન કર્યો અને તે ઓરતના પુત્ર સાથેનો સંબંધ તોડી નાંખ્યો. હુઝૂરે બંને વચ્ચે જુદાઇ કરાવી દીધી અને છોકરો માંને આપી દીધો.

## બાળક બિસ્તરવાળીનું છે પછી તે આઝાદ હોય કે લોંડી

(૨૩૦/૭૦૦૭) હઝરત આઇશા કહે છે કે, ઉત્બાએ પોતાના ભાઇ સઅદને વસિય્યત કરી કે, ઝમ્આની લોંડીનો પુત્ર મારા વીર્યનો છે. તેને તમે લઇ લેજો. ભાઇની વસિય્યત અનુસાર મક્કાના વિજયના વરસે સઅદે તે છોકરાને લઇ લીધો. તેમણે કહ્યું કે, એ મારો ભત્રીજો છે. એના વિષે મારા ભાઇએ મને વસિય્યત કરી હતી. અબ્દ ઇબ્ને ઝમ્આ પણ ઉભો થઇ ગયો. તે કહેવા લાગ્યો કે, એ મારો ભાઇ છે. મારા પિતાની લોંડીનો પુત્ર છે. મારા પિતાના બિસ્તરા પર પેદા થયો છે. બંને ઝઘડો લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા. હુઝૂરે કહ્યું : અબ્દ ઇબ્ને ઝમ્આ, આ છોકરો તમે લઇ લો. બાળક બિસ્તરાના તાબે છે અને વ્યભિચારી માટે પત્થર છે. પછી હુઝૂરે હઝરત સૌદાને કહ્યું કે, તમે એનાથી પરદો કરજો. કારણ કે, હુઝૂરે તેની શિકલ ઉત્બાને મળતી આવતી જોઇ હતી.

(૨૩૧/૭૦૦૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બાળક બિસ્તરાવાળાનું છે.

## વારસાનો હક્ક આઝાદ કરનારનો છે. મળી આવેલા છોકરાનો વારસો કેવી રીતે વહેંચવામાં આવે. હઝરત ઉમરે કહ્યું હતું કે, કોઇક સ્થળે પડેલું બાળક આઝાદ છે

(૨૩૨/૭૦૦૯) હઝરત આઇશા કહે છે : મેં બરીરાને ખરીદવાનો ઇરાદો કર્યો. હુઝૂરે કહ્યું : તમે એને ખરીદી લો. કારણ કે, વારસાનો હક્ક આઝાદ કરનારનો જ છે. (એક વાર) બરીરા પાસે કંઇક સદકો આવ્યો. હુઝૂરે કહ્યું : એ બરીરા માટે સદકો છે, પરંતુ આપણા માટે હદયો છે. હકમ કહે છે કે, બરીરાનો પતિ આઝાદ હતો. ઇબ્ને અબ્બાસ કહે છે : મેં તેને ગુલામ જોયો હતો.

(૨૩૩/૭૦૧૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : વારસાનો હક્ક ફક્ત આઝાદ કરનારનો જ છે.

(૨૩૪/૭૦૧૧) હઝરત અબ્દુલ્લાહ

ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : અંધકાર યુગવાળા ગુલામને 'સાઇબા' કરતા હતા (કિંવા આ પ્રમાણે કહેતા હતા કે, મેં ગુલામને સાઇબા કરીને આઝાદ કર્યા) મુસલમાનો ગુલામને સાઇબા કરતા ન હતા.

(૨૩૫/૭૦૧૨) અસ્વદ કહે છે : હઝરત આઇશાએ બરીરાને આઝાદ કરવા માટે ખરીદવાનો ઇરાદો કર્યો, પરંતુ બરીરાના માલિકોએ વારસાનો હક્ક પોતાના માટે સુરક્ષિત રાખવાની શરત કરી. હઝરત આઇશાએ હુઝૂરને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં બરીરાને આઝાદ કરવા માટે ખરીદવાનો ઇરાદો કર્યો હતા, પરંતુ તેના માલિકો વારસાનો હક્ક પોતાના માટે રાખવાની શરત કરે છે. આપે કહ્યું : તમે આઝાદ કરી દો. કારણ કે, વારસાનો હક્ક આઝાદ કરનારનો જ છે. હઝરત આઇશાએ બરીરાને ખરીદીને આઝાદ કરી દીધી. તેને ઇખ્તિયાર આપી દેવામાં આવ્યો કે તે ચાહે તો પતિની સાથે રહે અથવા ન રહે. તે પતિની સાથે ન રહી. તે કહેવા લાગી કે, જો મને આટલો આટલો માલ પણ આપવામાં આવે તો પણ હું તેની સાથે નહીં રહું. અસ્વદ કહે છે કે, બરીરાનો પતિ આઝાદ હતો. ઇબ્ને અબ્બાસ કહે છે : મેં તેને ગુલામ જોયો હતો. ઇમામ બુખારી કહે છે કે, હઝરત ઇબ્ને અબ્બાસનું કથન જ વધારે સાચું છે.

## જે ગુલામ પોતાના માલિકો પ્રત્યે બેદરકારી બતાવે તેનો કેવો ગુનોહ છે ?

(૨૩૬/૭૦૧૩) હઝરત અલી મુર્તઝાએ કહ્યું હતું કે, અમારી પાસે આ કુર્આન અને આ સહીફા સિવાય બીજી કોઇ કિતાબ નથી, જેનું અમે પઠન કરીએ. પછી તેમણે તે સહીફો કાઢીને બતાવ્યો. તેમાં કેટલાક ઝખ્મો (જખમો)ના હુકમો અને ઊંટની ઉમરનું વર્ણન હતું. તેમાં એક હુકમ એવો પણ હતો કે, મદીના હરમ છે. 'ઐર' નામે જગ્યાથી લઇને 'કદા' સુધી, જે માણસ તેમાં બિદઅત કાઢશે અથવા બિદઅત કાઢનારને આશ્રય આપશે તેના પર ખુદાની, ફરિશ્તાઓની અને બધા માણસોની લઅનત. કિયામતના દિવસે ખુદા તેની ન ફર્ઝ ઇબાદત કબૂલ કરશે, ન નફિલ. જે માણસ કોઇ (વિરોધી) કોમ સાથે પોતાના સરદારોની પરવાનગી વગર દોસ્તી કરશે તો તેના પર અલ્લાહની, ફરિશ્તાઓની અને બધા લોકોની લઅનત. કિયામતના દિવસે ન તેની ફર્ઝ નમાઝ કબૂલ થશે, ન નફિલ. બધા મુસલમાનોની જામીનગીરી એક જ છે, (ભલેને) નીચી કક્ષાનો મુસલમાન આશ્રય આપવાનો પ્રયાસ કરે. જે માણસ કોઇ મુસલમાનના આશ્રય (ના વચન)ને તોડશે તેના પર ખુદાની, ફરિશ્તાઓની અને બધા માણસોની લઅનત. કિયામતના દિવસે તેની ન ફર્ઝ ઇબાદત કબૂલ થશે, ન નફિલ.

(૨૩૭/૭૦૧૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ આઝાદીના હક્કને વેચવાની અને ભેટ આપવાની મનાઇ ફરમાવી છે.

## જો કોઇ કોઇના હાથ પર મુસલમાન થાય તો શું મુસલમાન બનાવનાર નવમુસ્લિમનો વારસદાર બને છે ?

**હસન બસરીની નઝરે મુસલમાન બનાવનારને વારસાનો હક્ક મળતો નથી**

**હુઝૂર (સલ.)નું ફરમાન છે કે, વારસાનો હક્ક આઝાદ કરનારનો છે**

**તમીમ દારીએ એક રિવાયત મરફૂઅન બયાન કરી છે કે, મુસલમાન બનાવનાર મુસલમાન થનારની હયાતીમાં અને મૃત્યુ પછી તેનો વધારે નજીકનો સંબંધી છે, પરંતુ લોકોમાં આ હદીસના સહીહ હોવા અંગે મતભેદ છે**

(૨૩૮/૭૦૧૫) હઝરત ઈબ્ને ઉમર કહે છે કે, ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશાએ એક લૉંડીને આઝાદ કરવા માટે ખરીદવાનો ઇરાદો કર્યો, પરંતુ લૉંડીના માલિકોએ કહ્યું કે, અમે એવી શરતે વેચાણ કરીએ છીએ કે, એના વારસા પર અમારો હક્ક રહેશે. હઝરત આઇશાએ એ અંગે રસૂલુલ્લાહ (સલ.)ને વાત કરી. હુઝૂરે કહ્યું : આ શરત તમને ખરીદવાથી નહીં રોકે, કારણ કે, વારસાનો હક્ક આઝાદ કરનારનો જ છે.

(૨૩૯/૭૦૧૬) હઝરત આઇશા કહે છે : મેં બરીરાને ખરીદવાનો ઇરાદો કર્યો, પરંતુ તેના માલિકોએ વારસાનો હક્ક પોતાના માટે રાખવાની શરત કરી. મેં હુઝૂરને એ અંગે વાત કરી. આપે કહ્યું : તેને (ખરીદીને) આઝાદ કરી દો. કારણ કે, વારસાનો હક્ક તે માણસનો જ છે જે રૂપિયા આપે છે. મેં તેને (ખરીદીને) આઝાદ કરી દીધી. પછી હુઝૂરે બરીરાને બોલાવીને તેને અધિકાર આપ્યો કે, તે ઇચ્છે તો પતિની સાથે રહે અથવા ન રહે. બરીરાએ કહ્યું કે, જો તે મને આટલો માલ આપે તો પણ હું એક રાત્રી પણ તેની પાસે ન રહું. બરીરાનો પતિ આઝાદ હતો.

## ઓરતો વારસાના હક્કની વારસદાર બને છે

(૨૪૦/૭૦૧૭) ઈબ્ને ઉમર કહે છે કે, હઝરત આઇશાએ બરીરાને ખરીદવાનો ઇરાદો કર્યો. તેમણે હુઝૂરને કહ્યું કે, બરીરાના માલિકો વારસાનો હક્ક પોતાના માટે રાખવાની શરત કરે છે. આપે કહ્યું કે, તમે તેને ખરીદી લો. વારસાનો હક્ક તો ફક્ત આઝાદ

કરનારનો જ છે.

(૨૪૧/૭૦૧૮) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, વારસાનો હક્ક તે માણસનો છે જે નાણાં આપે છે અને નેઅમતનો વાલી બને છે.

## કોઇ કોમનો આઝાદ કરેલો ગુલામ અથવા કોઇ કોમનો ભાણેજ તે કોમમાં ગણાય છે

(૨૪૨/૭૦૧૯) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ કોમનો આઝાદ કરેલો ગુલામ તેમનામાંથી જ છે.

(૨૪૩/૭૦૨૦) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ કોમનો ભાણેજ તેમનામાંથી જ છે.

(૨૪૪/૭૦૨૧) જો કોઇ કેદી દુશ્મનના હાથમાં હોય તો કાઝી શુરૈહ તેને વારસદાર ઠેરવતા હતા અને કહેતા હતા કે, તેને એની વધારે જરૂર છે.

(૨૪૫/૭૦૨૨) ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે કહ્યું હતું કે, કેદીની વસિય્યત, કેદીનું પોતાનો ગુલામ આઝાદ કરવું, કેદીનું પોતાના માલની વ્યવસ્થા કરવું, એ શરતે કે દીનથી ફરી ગયો ન હોય તો જાઇઝ સમજો. માલ તેનો છે, જે પ્રમાણે ચાહે તે પ્રમાણે વ્યવસ્થા કરી શકે છે.

(૨૪૬/૭૦૨૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ માલ મૂકીને મરી જાય તો તેના વારસદારોનો છે અને જે માણસ સ્ત્રી-બાળકોને મૂકીને મરી જાય તો તે અમારી જવાબદારી છે.

## મુસ્લિમ કાફિરનો વારસદાર બની શકતો નથી અને ન કાફિર મુસ્લિમનો. જો કાફિર વારસા વહેંચણી પહેલાં મુસલમાન થઇ જાય તો પણ તેને વારસો નહીં મળે

(૨૪૭/૭૦૨૪) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ન મુસ્લિમ કાફિરનો વારસદાર બને છે, ન કાફિર મુસ્લિમનો.

## ઇસાઇ ગુલામ અને ઇસાઇ મુકાતબનો વારસો અને તે માણસના ગુનાહનું વર્ણન જે પોતાના છોકરાના વંશનો ઇન્કાર કરતો હોય

## કોઇના વિષે ભાઇ અથવા ભત્રીજો હોવાનો દાવો કરવો

(૨૪૮/૭૦૨૫) હઝરત આઇશા કહે છે : સઅદ ઇબ્ને અબી વક્કાસ અને અબ્દ ઇબ્ને ઝમઆ વચ્ચે એક છોકરા વિષે ઝઘડો થયો. સઅદે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એ મારો ભત્રીજો છે. મારા ભાઇએ મને મરતી વખતે કહ્યું હતું કે, એ મારો પુત્ર છે. આપ એનો ચહેરો

મહોરો જોઇ લો. અબ્દ ઇબ્ને ઝમઆએ કહ્યું કે, એ મારો ભાઇ છે. મારા પિતાના બિસ્તરા પર તેમની લોંડીના પેટે પેદા થયો છે. હુઝૂરે તેની શિકલ જોઇ તો સ્પષ્ટ રીતે ઉત્બાને મળતી આવતી હતી, પરંતુ આપે કહ્યું કે, અબ્દ, તમે એ છોકરો લઇ લો. કારણ કે, બાળક બિસ્તરાના તાબે છે અને વ્યભિચારી માટે પત્થર છે. સૌદા, તમે એનાથી પરદો કરજો. હુકમ અનુસાર તે છોકરો હઝરત સૌદાને કદી જોઇ શકયો નહીં.

## જે માણસ જાણી જોઇને પોતાના પિતાને છોડીને પરપિતા સાથે સંબંધ જોડે તો શું હુકમ છે ?

(૨૪૯/૭૦૨૬) હઝરત સઅદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જે માણસ જાણી જોઇને પોતાના પિતાને છોડીને પરપિતા સાથે સંબંધ જોડે અને તે જાણતો હોય કે તે એનો પિતા નથી તો જન્નત તેના પર હરામ છે.

(૨૫૦/૭૦૨૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, પોતાના પિતાને છોડીને બીજાને પિતા ન બનાવો. કારણ કે, પોતાના પિતાને છોડીને બીજાને પિતા બનાવવો કુફ્ર છે.

## ઓરતનો કોઇના પર પોતાનો પુત્ર હોવાનો દાવો કરવો

(૨૫૧/૭૦૨૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, બે ઓરતો હતી અને બંનેની સાથે તેમના બે બાળકો હતા. વરૂ આવ્યો અને એકના બાળકને લઇ ગયો. તે બીજીને કહેવા લાગી કે, તારા બાળકને વરૂ લઇ ગયો છે. બીજીએ પહેલીને કહ્યું કે, તારા બાળકને લઇ ગયો છે. બંનેવ કેસ લઇને હઝરત દાઉદ (અલ.) પાસે ગઇ. હઝરત દાઉદ (અલ.)એ મોટી ઓરતની તરફેણમાં ચુકાદો આપ્યો. બંને નીકળીને હઝરત સુલયમાન (અલ.) પાસે ગઇ અને તેમને બીના કહી. હઝરત સુલયમાન (અલ.)એ કહ્યું : છરી લાવો, હું ફાડીને અડધો અડધો કરી દઉં. તરત નાનીએ કહ્યું : અલ્લાહ તમારા પર રહમ કરે, એ પ્રમાણે ન કરો, બાળક એનું જ છે. હઝરત સુલયમાન (અલ.)એ નાનીની તરફેણમાં ચુકાદો આપ્યો.

## પરખ શક્તિ

(૨૫૨/૭૦૨૯) હઝરત આઇશા કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે ખુશ ખુશ આવ્યા. પેશાની ચમકતી હતી. આપે કહ્યું : તમને ખબર નથી કે હમણાં મુજઝઝિઝે ઝેદ ઇબ્ને હારિસા અને ઉસામા ઇબ્ને ઝેદના પગ જોઇને કહ્યું કે, આ પગ પરસ્પર સગપણ ધરાવનારાઓના લાગે છે.

(૨૫૩/૭૦૩૦) હઝરત આઇશા

કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.) મારી પાસે ખુશ ખુશ આવ્યા. આઇશા, શું તમને ખબર નથી કે, મુજઝઝિઝે આવીને ઉસામા અને ઝૈદને જોયા કે એક કામળાથી બંનેવના ચહેરા ઢંકાયેલા હતા અને પગ ખુલ્લા હતા. તેણે કહ્યું : આ કદમ પરસ્પર સગાઇવાળાઓના લાગે છે.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# શિક્ષાઓ-સજાઓ

## અલ્લાહની સજાઓથી ડરાવવું

## વ્યભિચાર અને શરાબખોરી

### ઇબ્ને અબ્બાસનું કથન છે કે, વ્યભિચાર વખતે વ્યભિચારીના ઇમાનનું નૂર કાઢી લેવામાં આવે છે

(૨૫૪/૭૦૩૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : વ્યભિચારી વ્યભિચાર વખતે ઇમાનદાર નથી હોતો અને શરાબ પીનાર શરાબ પીતી વખતે ઇમાનદાર નથી હોતો. ચોર ચોરી કરતી વખતે ઇમાનદાર નથી હોતો અને ડાકુ લોકોની નઝરો સામે ડાકુગીરી કરતી વખતે ઇમાનદાર નથી હોતો.

## શરાબીને કોરડા ફટકારવાની શિક્ષા કરવી

(૨૫૫/૭૦૩૨) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ શરાબ પીવાની સજા લાકડીઓ અને જોડા વડે આપી હતી. હઝરત અબૂબક્ર (રદિ.)એ ચાલીસ કોરડા માર્યા હતા.

## ઘરમાં સજા ફટકારવી

(૨૫૬/૭૦૩૩) ઉકબા ઇબ્ને હારિસ કહે છે : નુઅયમાને દારૂ પીધો હતો, એવામાં તેને રસૂલુલ્લાહ (સલ.) પાસે લાવવામાં આવ્યો. જે લોકો ઘરમાં હાજર હતા તેમને હુઝૂરે હુકમ આપ્યો કે એને મારો. બધાએ જોડાઓથી તેને માર્યો. હું પણ મારનારાઓમાં હતો.

## લાકડીઓ અને જોડાઓ વડે મારવું

(૨૫૭/૭૦૩૪) ઉકબા ઇબ્ને હારિસ કહે છે કે, નુઅયમાનને નશાની હાલતમાં મુબારક સેવામાં લાવવામાં આવ્યો. હુઝૂરને એ ગમ્યું નહીં. જે લોકો ઘરમાં હાજર હતા તે બધાને નુઅયમાનને મારવાનો હુકમ આપ્યો. બધાએ લાકડીઓ અને જોડાઓથી માર્યો. હું પણ મારનારાઓમાં હતો.

..........................

(૨૫૭/૭૦૩૪) જ્યાં સુધી શરાબની શિક્ષા નક્કી થઇ ન હતી ત્યાં સુધી આ પ્રમાણે શિક્ષા આપવામાં આવતી હતી. જ્યારે શરાબની શિક્ષા નક્કી થઇ ગઇ ત્યારે ૪૦ અને ૮૦ ની વચ્ચે કોરડા મારવામાં આવતા હતા. હઝરત ઉમર (રદિ.)એ ૮૦ કોરડાવાળી હદીસ પર અમલ કરવાનું નક્કી કર્યું. એટલે હવે નશો કરવાની શિક્ષા ૮૦ કોરડા છે.

(૨૫૮/૭૦૩૫) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ શરાબ પીવાની સજારૂપે લાકડીઓ અને જોડાઓથી મરાવ્યો હતો. હઝરત અબૂબક્રે ચાળીસ કોરડા ફટકારાવ્યા હતા.

(૨૫૯/૭૦૩૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસે શરાબ પીધી હતી. તેને હુઝૂર પાસે લાવવામાં આવ્યો. આપે કહ્યું : એને મારો. અમારામાંથી કેટલાકે હાથો વડે, કેટલાકે જોડાઓ વડે અને કેટલાકે ફકત કપડા વડે માર્યો. જ્યારે પરવાર્યા ત્યારે એક માણસે કહ્યું કે, અલ્લાહ તઆલા તને ઝલીલ કરે. હુઝૂરે કહ્યું કે, એ પ્રમાણે ન કહો. એની વિરૂધ્ધ શયતાનની મદદ ન કરો.

(૨૬૦/૭૦૩૭) હઝરત અલી મુર્તઝા કહે છે કે, જો હું કોઇને શરીઅતની સજા ફટકારૂં અને તે મરી જાય તો મને દુઃખ નહીં થાય. જો શરાબ પીનાર મરી જશે તો હું તેનું વળતર ચુકવીશ. કારણ કે, રસૂલુલ્લાહે (એ અંગે કોઇ ચોક્કસ આંકડો) મુકર્રર કર્યો નથી.

(૨૬૧/૭૦૩૮) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં, હઝરત અબૂબક્રના ખિલાફતકાળમાં અને હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતકાળમાં દારૂડિયાને લાવવામાં આવતો હતો ત્યારે અમે તેને હાથો વડે, જોડાઓ વડે અને ચાદર વડે મારતા હતા. અહીં સુધી કે જ્યારે હઝરત ઉમરની ખિલાફતનો છેલ્લો તબક્કો આવ્યો ત્યારે તેમણે ચાળીસ કોરડા મરાવ્યા. જ્યારે લોકોએ હુકમોનું ઉલ્લંઘન અને ગુનાહોનું પ્રમાણ વધારી દીધું ત્યારે તેમણે એંસી કોરડા મરાવ્યા.

## દારૂડીયા પર લઅનત કરવાની મનાઇ છે, તે ઇસ્લામની બહાર નથી

(૨૬૨/૭૦૩૯) હઝરત ઉમર ફારૂક કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અબ્દુલ્લાહ નામે એક માણસ હતો. તેનો ઇલ્કાબ હિમાર (ગધેડો) હતો. તે રસૂલુલ્લાહ (સલ.)ને હસાવતો હતો. શરાબ પીવાના કારણે હુઝૂર તેને કોરડા ફટકારાવતા હતા. એક દિવસ તેને લાવવામાં આવ્યો. હુઝૂરે હુકમ આપ્યો અને તેને કોરડા મારવામાં આવ્યા. એક માણસે કહ્યું : એના પર ખુદાની લઅનત, કેટલીયેવાર એને લાવવામાં આવે છે (છતાં પણ છોડતો નથી). હુઝૂરે કહ્યું કે, એના પર લઅનત ન મોકલો. ખુદાની કસમ ! મને તો ખબર છે કે, એને ખુદા અને રસૂલ સાથે મહોબ્બત જ છે.

(૨૬૩/૭૦૪૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એક નશાખોરને રજુ કરવામાં આવ્યો. હુઝૂર તેને મારવા માટે ઉભા

2

થયા. અમારામાંથી કેટલાક હાથથી, કેટલાક જોડાથી અને કેટલાક કપડાથી મારવા લાગ્યા. જ્યારે મારી ચૂકયા ત્યારે એક માણસે કહ્યું કે, એને શું થઇ ગયું છે, ખુદા એને અપમાનિત કરે. હુઝૂરે કહ્યું : તમે તમારા ભાઇ વિરૂધ્ધ શયતાનના મદદગાર ન બનો.

## ચોર ચોરી કરતી વખતે (ઇમાનદાર નથી હોતો)

(૨૬૪/૭૦૪૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, વ્યભિચારી જે વખતે વ્યભિચાર કરે છે ત્યારે ઇમાનદાર હોવાની સ્થિતિમાં વ્યભિચાર કરતો નથી. ઇમાનદાર હોવાની સ્થિતિમાં ચોર ચોરી પણ કરતો નથી.

## નામ લીધા વગર ચોર પર લઅનત કરવી

(૨૬૫/૭૦૪૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા ચોર પર લઅનત કરે. તે ઈંડું ચોરે છે તો તેનો હાથ કાપવામાં આવે છે અને રસ્સી ચોરે છે તો તેનો હાથ કાપવામાં આવે છે.

.........................

(૨૬૫/૭૦૪૨) અર્થ એ છે કે, નાની નાની વસ્તુઓ ચોરતાં તે એવી હદે પહોંચી જશે કે, મોટી વસ્તુઓ ચોરવા લાગશે. કિંમતી વસ્તુ ચોરતાં હાથ કપાશે તો તેનું કારણ આ નાની વસ્તુઓની ચોરી જ બનશે.

## શરીઅતની સજા ગુનાહનો કફફારો છે

(૨૬૬/૭૦૪૩) હઝરત ઉબાદા ઇબ્ને સામિત કહે છે : અમે હુઝૂર (સલ.) પાસે એક જલસામાં બેઠા હતા. હુઝૂરે કહ્યું કે, એ શરતે મારી બૈઅત કરો કે ખુદાની સાથે કોઇને ભાગીદાર નહીં બનાવો, ચોરી નહીં કરો અને વ્યભિચાર નહીં કરો. પછી હુઝૂરે આયત **'યા અય્યુહ ન્નબિય્યુ ઇઝા જાઅકલ મુઅમિનાતુ.....'** પઢી. આપે કહ્યું કે, તમારામાંથી જે માણસ આ શરતોને પૂરી કરશે તેનો સવાબ ખુદાના જિમ્મે રહેશે. જે માણસ એમાંથી કોઇ કામ કરી બેસશે તેને (દુનિયામાં) સજા આપવામાં આવશે તો તેનો ઉતાર થઇ જશે અને જો કોઇ કામ કરી બેઠો અને ખુદાએ તેને ઢાંકયું તો જો ખુદા ઇચ્છશે તો તેને બખ્શી દેશે અને ઇચ્છશે તો તેને અઝાબ આપશે.

## શરીઅતની સજા અથવા (બંદાઓના) હક્ક વગર મુસલમાનની પીઠ સુરક્ષિત રાખવા લાયક છે

(૨૬૭/૭૦૪૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : રસૂલેપાક (સલ.)એ હજ્જતુલ વદાઅમાં કહ્યું હતું : લોકો ! તમે કયા મહિનાને વધારે આદરપાત્ર ગણો છો ? સહાબાએ કહ્યું કે, અમે આ મહિનાને વધારે આદરપાત્ર ગણીએ

છીએ. આપે કહ્યું કે, કયા શહેરને વધારે માનપાત્ર ગણો છો ? સહાબાએ કહ્યું કે, આ શહેરને. આપે કહ્યું કે, કયા દિવસને વધારે આદરપાત્ર ગણો છો ? સહાબાએ કહ્યું કે, આ દિવસને. આપે કહ્યું : જેવી રીતે આજના દિવસની, આ શહેર અને આ મહિનામાં હુરમત છે તેવી રીતે અલ્લાહ તઆલાએ તમારો માલ, લોહી અને આબરૂ પરસ્પર એકબીજા પર હરામ કર્યા છે, એ શરતે કે નાહક હોય. પછી ત્રણવાર કહ્યું : શું મેં બધા હુકમો પહોંચાડી દીધા ? સહાબાએ જવાબ આપ્યો : જી હા. આપે કહ્યું : તો મારા પછી ફરી કાફિર ન બની જશો કે એક-બીજાની ગરદન કાપવા લાગો.

## શરીઅતની સજા ફટકારવી અને અલ્લાહના મનાઇ હુકમોના ગમનો બદલો લેવો

(૨૬૮/૭૦૪૫) હઝરત આઇશા કહે છે કે, જ્યારે પણ હુઝૂર (સલ.)ને બે વસ્તુઓમાંથી એક વસ્તુ પસંદ કરવાનો અધિકાર આપવામાં આવતો ત્યારે હુઝૂર તે જ વસ્તુને પસંદ કરતા જે બંનેમાં આસાન હોય, એ શરતે કે ગુનોહ ન હોય. જો ગુનોહ હોય તો હુઝૂર તેનાથી ખૂબ દૂર રહેતા હતા. ખુદાની કસમ ! હુઝૂર કદી પોતાની જાત માટે બદલો લેતા ન હતા, ભલેને આપના ઉપર કોઇ આફત પણ લાવવામાં આવતી, અહીં સુધી કે અલ્લાહની હદોને ઓળંગવામાં આવતી ત્યારે આપ ખુદાના માટે બદલો લેતા હતા.

## નાના મોટા બધા પર શરીઅતની હદો લાગુ કરવી

(૨૬૯/૭૦૪૬) હઝરત આઇશા કહે છે કે, ઉસામાએ રસૂલુલ્લાહ (સલ.)ને એક ઓરતની ભલામણ કરી. આપે કહ્યું કે, તમારાથી પહેલાંના લોકો ફક્ત એટલા માટે તબાહ થઇ ગયા કે તુચ્છ માનવીને તો સજા ફટકારતા હતા અને મોટા માણસને જવા દેતા હતા. તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, જો ફાતિમા પણ એવું કરશે તો હું તેનો પણ હાથ કાપીશ.

## શરીઅતની સજા વિરૂદ્ધ બાદશાહને ભલામણ કરવાની મનાઇ છે

(૨૭૦/૭૦૪૭) હઝરત આઇશા કહે છે : મખઝૂમ કબીલાની એક સ્ત્રીએ ચોરી કરી. કુરેશીઓને આ બનાવની ચિંતા થઇ. તેમણે પરસ્પર મંત્રણા કરી કે રસૂલુલ્લાહ (સલ.)ને કોણ ભલામણ કરે, અને ઉસામા ઇબ્ને ઝેદ સિવાય બીજું કોણ એ વાતની હિમ્મત કરી શકે છે. ઉસામા જ રસૂલુલ્લાહ (સલ.)ના વહાલસોયા છે. છેવટે ઉસામાએ ભલામણ કરી. હુઝૂરે કહ્યું કે, અલ્લાહે મુકર્રર કરેલી સજા

અંગે ભલામણ કરો છો ? પછી ઉભા થઇને પ્રવચન કર્યું. આપે કહ્યું : લોકો ! તમારાથી પહેલાંના લોકો ફકત એટલા માટે ગુમરાહ થઇ ગયા કે, તેમનામાંથી કોઇ મોટો માણસ જ્યારે ચોરી કરતો હતો ત્યારે તેને જવા દેતા હતા અને સામાન્ય માણસ ચોરી કરતો હતો ત્યારે તેને સજા કરતા હતા. ખુદાની કસમ ! જો મુહમ્મદની પુત્રી ફાતિમા ચોરી કરત તો મુહમ્મદ તેનો હાથ કાપી નાખત.

## આયત 'અસ્સારિકુ વ સ્સારિકતુ ફકતઊ અયદિયહુમા'ની તફસીર

## કેટલી (મોટી) ચોરીમાં હાથ કાપવામાં આવે છે.

**હઝરત અલીએ કાંડામાંથી ચોરનો હાથ કાપ્યો હતો. કતાદા કહે છે કે, જો કોઇ ઓરતે ચોરી કરી હોય અને તેનો ડાબો હાથ કાપવામાં આવ્યો હોય તો હવે જમણો હાથ કાપવો જાઇઝ નથી**

(૨૭૧/૭૦૪૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અશરફીના ચોથા ભાગ અથવા તેનાથી વધારેની ચોરીમાં હાથ કાપવામાં આવે.

(૨૭૨/૭૦૪૯) હઝરત આઇશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અશરફીના ચોથા ભાગ માટે ચોરનો હાથ કાપવામાં આવે.

(૨૭૩/૭૦૫૦) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : સોનામહોરના ચોથા ભાગ (ની ચોરી) માટે હાથ કાપવામાં આવે.

(૨૭૪/૭૦૫૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ચોરનો હાથ કાપવામાં આવતો ન હતો, પરંતુ ઢાલની કીમત (જેટલી કોઇ વસ્તુની ચોરી) માટે.

(૨૭૫/૭૦૫૨) હઝરત આઇશા કહે છે કે, ચોરનો હાથ ઢાલથી ઓછી કીમતની ચોરી માટે કાપવામાં આવતો ન હતો.

(૨૭૬/૭૦૫૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ઢાલની કીમતથી ઓછી વસ્તુ (ની ચોરી) માટે ચોરનો હાથ કાપવામાં આવ્યો નથી.

(૨૭૭/૭૦૫૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની એક ઢાલ (ની ચોરી) માટે જેની કીમત ત્રણ દીરહમ હતી, ચોરનો હાથ કાપવામાં આવતો હતો.

.........................

(૨૭૨/૭૦૪૯) ઓછામાં ઓછા દસ દિરહમ એટલે લગભગ અઢી તોલા ચાંદીની કિંમત જેટલો માલ ચોરશે તો હાથ કાપવામાં આવશે.

(૨૭૮/૭૦૫૫) ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક ઢાલ (ની ચોરી) માટે જેની કીમત ત્રણ દિરહમ હતી, (હાથ) કાપ્યો હતો.

(૨૭૯/૭૦૫૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક ઢાલની ચોરી માટે જેની કીમત ત્રણ દિરહમ હતી, હાથ કાપ્યો હતો.

(૨૮૦/૭૦૫૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક ઢાલની ચોરી માટે જેની કીમત ત્રણ દિરહમ હતી, ચોરનો હાથ કાપ્યો હતો.

(૨૮૧/૭૦૫૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ચોર પર ખુદાની લઅનત છે. ખૌદ (લોખંડી ટોપી) ચોરે છે ત્યારે તેનો હાથ કાપવામાં આવે છે અને રસ્સી ચોરે છે ત્યારે તેનો હાથ કાપવામાં આવે છે.

## ચોરની તૌબા

(૨૮૨/૭૦૫૯) હઝરત આઇશા કહે છે : હુઝૂર (સલ.)એ એક ઓરતનો હાથ કાપ્યો હતો. તેણે સારી રીતે તૌબા કરી હતી. મારી પાસે આવતી હતી, હું તેનો હેતુ રસૂલુલ્લાહ (સલ.)ને કહી દેતી હતી.

(૨૮૩/૭૦૬૦) હઝરત ઉબાદા ઇબ્ને સામિત (રદિ.) કહે છે : મેં થોડાક માણસો સાથે હુઝૂરની બૈઅત કરી. આપે કહ્યું : હું તમને એ શરતે બૈઅત કરૂં છું કે, ખુદાની સાથે કોઇને ભાગીદાર નહીં બનાવો. ચોરી નહીં કરો. તમારી ઔલાદને કત્લ નહીં કરો. તમારા દિલથી તોહમત નહીં મૂકો અને સારા કામમાં મારી નાફરમાની નહીં કરો. જે માણસ આ શરતોને પૂરી કરશે તેનો સવાબ ખુદાના શિરે રહેશે અને જે માણસ આમાંથી કોઇ કામ કરી બેસશે અને દુનિયામાં જ તેને શિક્ષા મળશે તો તેના માટે કફફારો અને પાક કરનાર બની જશે અને જો ખુદા તેને છુપાવશે તો તે ઇચ્છશે તો તેને બખ્શી દેશે અને ઇચ્છશે તો અઝાબ આપશે.

ઇમામ બુખારી કહે છે કે જો ચોર હાથ કપાયા પછી તૌબા કરી લે તો તેની ગવાહી કબૂલ છે, બલ્કે દરેક સજા પામેલ માનવી જો તૌબા કરી લે તો તેની ગવાહી કબૂલ કરવામાં આવશે.

(૨૭૮/૭૦૫૫) જે ઢાલના કારણે નબીએ કરીમ (સલ.)એ ચોરનો હાથ કાપ્યો હતો, તેની કિંમત દસ દિરહમ હતી.

✪ ભાગ-૨૭ સમાપ્ત ✪

# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

ભાગ ૨૮

# બુખારી શરીફ

# ભાગ-૨૮

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### કાફિર અને મુરતદ્દ હરબીઓ

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્નમા જઝાઉ લ્લઝીન યુહારિબૂન લ્લાહ વ રસૂલહુ.....**

(૧/૭૦૬૧) હઝરત અનસ (રદિ.) કહે છે : ઉકલ કબીલાના થોડાક માણસો રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા, પરંતુ મદીનાની આબોહવા તેમને માફક ન આવી. એટલે હુઝૂરે તેમને હુકમ આપ્યો કે, સદકાના ઊંટો પાસે ચાલ્યા જાય. તેમનો પેશાબ અને દૂધ પીએ. તેમણે હુકમનું પાલન કર્યું અને તંદુરસ્ત થઇ ગયા ત્યારે મુરતદ્દ થઇને ભરવાડોને કત્લ કરીને ઊંટોને હાંકીને લઇ ગયા. હુઝૂરે તેમની પાછળ માણસો મોકલ્યા. તેઓ ગિરફતાર થઇને હુઝૂર પાસે આવ્યા ત્યારે આપે તેમના હાથ પગ કપાવીને આંખોમાં સળીયો ફેરવાવ્યો. પછી ડામ મૂકાવ્યો નહીં, અહીં સુધી કે, તેઓ મરી ગયા.

### રસૂલુલ્લાહ (સલ.)એ હરબી મુરતદ્દોને (ઘા પર) ડામ મૂકાવ્યા ન હતા, અહીં સુધી કે તેઓ (તડપી તડપીને) મરી ગયા

(૨/૭૦૬૨) હઝરત અનસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ઉરયનવાળાઓના હાથ પગ કપાવી નાખ્યા હતા અને તેમને (ઝખ્મો પર) ડામ પણ મૂકાવ્યા ન હતા, અહીં સુધી કે તેઓ મરી ગયા.

### હરબી મુરતદ્દોને પાણી આપવામાં ન આવે, અહીં સુધી કે, તેઓ મરી જાય

(૩/૭૦૬૩) હઝરત અનસ (રદિ.) કહે છે : ઉકલ કબીલાના થોડાક માણસો મુબારક સેવામાં હાજર થયા. તેઓ ચોતરા પર રહેવા લાગ્યા, પરંતુ મદીનાની આબોહવા તેમને માફક ન આવી. એટલે તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમારા માટે દૂધની તપાસ કરાવો. આપે કહ્યું : મને તમારો ઇલાજ ફકત એ જ દેખાય છે કે, તમે સદકાના ઊંટો પાસે જઇને રહો. હુકમ અનુસાર તેઓ ઊંટો પાસે ગયા અને તેમનું દૂધ અને પેશાબ પીધો. તંદરૂસ્ત અને તગડા

થઇ ગયા ત્યારે ગોવાળને મારી નાખીને ઊંટોને હાંકીને લઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.) પાસે ફરિયાદ આવી. આપે તેમની શોધ માટે સવારોની એક ટુકડી મોકલી. દિવસ ચઢવા પામ્યો ન હતો કે તેમને ગિરફતાર કરીને હાજર કરવામાં આવ્યા. હુઝૂરે હુકમ આપ્યો. સળીયા ગરમ કરીને તેમની આંખોમાં ફેરવી દેવામાં આવ્યા. હાથપગ કપાવી નાખ્યા અને ડામ પણ મૂકાવ્યો નહીં. પછી ગરમ ઝમીન પર ફેંકાવી દીધા. તે લોકો પાણી માંગતા હતા, પરંતુ તેમને પાણી આપવામાં ન આવ્યું, અહીં સુધી કે મરી ગયા. અબૂ કિલાબા કહે છે કે, તેમણે ચોરી કરી હતી. ખૂન કર્યું હતું અને ખુદા અને રસૂલ સાથે લડાઇ કરી હતી.

## હુઝૂરે હરબીઓની આંખોમાં સળીયો ફેરવાવ્યો હતો

(૪/૭૦૬૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઉકલ કબીલાના લોકો મદીના આવ્યા. આપે તેમને દૂધ દેનારી ઊંટણીઓ પાસે જવાનો હુકમ કર્યો. તેમને કહ્યું કે, તેઓ ત્યાં જઇને તેમનો પેશાબ અને દૂધ પીએ. તેમણે પીધું. તેઓ તંદરૂસ્ત થઇ ગયા. તેમણે ગોવાળને મારી નાખ્યો અને ઊંટોને હાંકીને લઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.)ને સવારે એની ખબર પડી. તેમની પાછળ માણસોને દોડાવ્યા. સૂર્ય ચઢવા પણ પામ્યો ન હતો કે તેમને લાવવામાં આવ્યા. તેમના હાથ-પગ કપાવી નંખાવ્યા. તેમની આંખોમાં સળીયો ફેરવાવ્યો. તેમને પથરાળ ભૂમિ પર નાખી દેવામાં આવ્યા. તેઓ પાણી માંગતા હતા, પરંતુ તેમને પાણી આપવામાં આવ્યું નહીં. અબૂ કિલાબા કહે છે : તેમણે ચોરી કરી હતી. ખૂન કર્યું હતું. તેઓ મુરતદ થઇ ગયા હતા તથા અલ્લાહ અને રસૂલ સાથે લડાઇ કરી હતી.

## નિર્લજ્જતાના કામો છોડી દેવાનો સવાબ

(૫/૭૦૬૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે જ્યારે ખુદાના છાંયડા સિવાય બીજો છાંયડો નહીં હોય ત્યારે અલ્લાહ તઆલા સાત માણસોને પોતાના છાંયડામાં લઇ લેશે. ન્યાયી બાદશાહ, તે યુવાન જેણે અલ્લાહની ઇબાદતને નિયમ બનાવી લીધો હોય. એકાંતમાં અલ્લાહને યાદ કર્યો હોય અને તેની આંખોમાંથી અશ્રુઓ ટપકયાં હોય. તે માણસ જેનું દિલ મસ્જિદમાં લાગેલું રહે. એવા બે માણસો જે ખુદાના માટે પરસ્પર મુહબ્બત રાખતા હોય. એવો માણસ જેને કોઇ માલદાર ખૂબસૂરત ઓરત ગુનાહ તરફ બોલાવતી હોય અને તે કહી દે કે, મને ખુદાનો ડર છે. એવો માણસ જે છુપી રીતે ખૈરાત કરતો હોય કે જમણો હાથ ખૈરાત કરે (તો) તેની ડાબા હાથને પણ ખબર ન પડે.

(૬/૭૦૬૬) હઝરત સહલ કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, જે માણસ તે વસ્તુને જે બે પગ અને બે જડબાઓ વચ્ચે છે, સુરક્ષિત રાખવાની મને ખાત્રી આપે તેના માટે હું જન્નતનો જામીન થાઉં છું.

## વ્યભિચારીનો ગુનોહ

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ લાયઝનૂન વ લાતકરબૂઝ ઝિના ઇન્નહુ કાન ફાહિશતં વ સાઅ સબીલા'**

(૭/૭૦૬૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામતની નિશાનીઓમાંથી આ વાત છે કે, ઇલ્મ ઉઠી જશે. જહાલત જાહેર થશે. દારૂ પીવામાં આવશે. ખુલ્લમ ખુલ્લા વ્યભિચાર થશે. પુરૂષો ઓછા થઇ જશે. સ્ત્રીઓ વધી જશે, અહીં સુધી કે પચાસ ઓરતોનો એક વાલી હશે.

(૮/૭૦૬૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મુઅમિન રહીને વ્યભિચારી વ્યભિચાર કરતો નથી અને ન મુઅમિન રહીને ચોર ચોરી કરે છે, ન મુઅમિન રહીને શરાબી શરાબ પીએ છે, ન મુઅમિન રહીને કોઇ ખૂન કરે છે. ઇબ્ને અબ્બાસને પૂછવામાં આવ્યું કે, ઇમાન કેવી રીતે નીકળી જાય છે ? તેમણે આંગળામાં આંગળા નાખીને ફરી કાઢીને બતાવ્યું, એવી જ રીતે ફરી આંગળામાં આંગળા નાખીને કહ્યું કે, જો તે તૌબા કરી લે છે તો ઇમાન આ પ્રમાણે જ પાછું આવે છે.

(૯/૭૦૬૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : મુઅમિન રહીને વ્યભિચારી વ્યભિચાર કરતો નથી; મુઅમિન રહીને ચોર ચોરી કરતો નથી; મુઅમિન રહીને દારૂડીયો દારૂ પીતો નથી અને તૌબા પાછળથી કરી શકાય છે.

(૧૦/૭૦૭૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! સૌથી મોટો કયો ગુનોહ છે ? આપે કહ્યું કે, ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવવો, એમ છતાં કે, તેણે જ તમને પેદા કર્યા છે. મેં કહ્યું કે, પછી કયો ? આપે કહ્યું : તમે તમારી ઔલાદને માત્ર એટલા માટે મારી નાખો કે તે તમારી સાથે ખાણું ખાવામાં ભાગીદાર

.........................

(૮/૭૦૬૮) આ અંગે આગળના ભાગોમાં વિગતે વર્ણન આવી ગયું છે. અર્થ એ છે કે, માણસ જ્યારે ગુનોહ કરે છે ત્યારે અલ્લાહ તઆલાની નાફરમાનીમાં એટલો બધો ઉંડો ઉતરી જાય છે અને અલ્લાહથી એટલો બધો ગાફિલ થઇ જાય છે કે, અલ્લાહ તઆલાનો ખયાલ દિલમાંથી નીકળી જાય છે, જાણે અલ્લાહને માનતો જ નથી. આ ગફલતને ઇમાનના નીકળી જવા સમાન ગણાવ્યું. મૂળભૂત રીતે તો મુસ્લિમ અલ્લાહને માને જ છે, એટલે જ્યારે તૌબા કરી લે છે ત્યારે ગુનાહની અસર નાબુદ થઇ જાય છે.

બની જશે. મેં કહ્યું કે, પછી કયો ? આપે કહ્યું કે, પડોશીની પત્ની સાથે વ્યભિચાર કરવો.

## પરિણિતોને પ્રાણઘાતક પત્થર મારવામાં આવે

(૧૧/૭૦૭૧) હઝરત હસન બસરીનું કથન છે કે, જે માણસ પોતાની બહેન સાથે વ્યભિચાર કરે તેની સજા પણ તે જ છે જે વ્યભિચારીની સજા છે. (તેને ફાંસી આપવામાં નહીં આવે)

(૧૨/૭૦૭૨) હઝરત અલી (રદિ.)એ શુક્રવારના દિવસે એક ઓરતને પ્રાણઘાતક પત્થરમાર મારીને કહ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત અનુસાર એને પત્થરમાર માર્યા છે.

(૧૩/૭૦૭૩) શયબાનીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબી ઔફાને પૂછયું કે, શું રસૂલુલ્લાહ (સલ.)એ પત્થરમાર માર્યા છે ? તેમણે કહ્યું : હા. શયબાનીએ કહ્યું : શું સૂરએ નૂર ઉતર્યા પહેલાં કે પછી ? તેમણે કહ્યું : એ મને ખબર નથી.

(૧૪/૭૦૭૪) હઝરત જાબિર (રદિ.) કહે છે : એક અસ્લમી (કબીલાના) માણસે મુબારક સેવામાં હાજર થઈને ચાર વાર પોતાની વિરૂધ્ધ ગવાહી આપી કે, મેં વ્યભિચાર કર્યો છે. હુઝૂરે તેને પત્થરમાર મારવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર તેને પત્થરમાર મારવામાં આવ્યો. તે માણસ પરિણિત હતો.

## પાગલ પુરૂષ અને સ્ત્રીને પત્થરમાર મારવામાં ન આવે

(૧૫/૭૦૭૫) હઝરત અલી (રદિ.)એ હઝરત ઉમર (રદિ.)ને કહ્યું હતું કે, શું તમને ખબર નથી કે, પાગલને સારો થતાં પહેલાં, બાળકને પુખ્તવયનો થતા પહેલાં અને ઉંઘનારને જાગતા પહેલાં કાયદો લાગુ પડતો નથી ?

(૧૬/૭૦૭૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) મસ્જિદમાં હતા, એવામાં એક માણસ આવ્યો. તેણે જોરથી કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં વ્યભિચાર કર્યો છે. હુઝૂરે મોં ફેરવી લીધું, પરંતુ જ્યારે ચાર વાર તેણે કહ્યું ત્યારે આપે કહ્યું : શું તું પાગલ છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : તું પરિણિત છે ? તેણે કહ્યું : હા. આપે કહ્યું : એને લઈ જઈને પત્થરમાર મારો. હઝરત જાબિર કહે છે : પત્થરમાર મારનારાઓમાં હું પણ હતો. અમે તેને જનાઝાની નમાઝ

(૧૦/૭૦૭૦) અરબો ઈસ્લામ પૂર્વેના યુગમાં આ પ્રમાણે કરતા હતા. જેવી રીતે વાઘ અને સાપ પોતાના બચ્ચાઓને ખાઈ જાય છે. રોજીના અભાવે પણ આ પ્રમાણે કરતા હતા. આજના કહેવાતા સુધરેલા યુગમાં પણ બાળકી થવાનો સંભવ હોય તો તે ગર્ભ પડાવી નાખે છે અને ગુજરાન ન કરી શકવાના ભયથી ફેમીલી પ્લાનીંગ કરાવે છે.

પઢવાની જગ્યાએ પત્થરમાર માર્યો. જ્યારે તેના પર પત્થર પડવા લાગ્યા ત્યારે તે નાસવા લાગ્યો, પરંતુ અમે હર્રા સુધી જઇને તેને પત્થરોથી મારી નાખ્યો.

## વ્યભિચારી માટે પત્થર છે

(૧૭/૭૦૭૭) હઝરત આઇશા (રદિ.) કહે છે : સઅદ અને ઇબ્ને ઝમઆ વચ્ચે ઝઘડો થયો ત્યારે હુઝૂર (સલ.)એ કહ્યું : ઇબ્ને ઝમઆ, બાળક તારા માટે છે. કારણ કે, બાળક બિસ્તરાના તાબે છે. સૌદા તમે એનાથી પરદો કરજો. વ્યભિચારી માટે પત્થર છે.

(૧૮/૭૦૭૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બાળક બિસ્તરાના તાબે છે અને વ્યભિચારી માટે પત્થર છે.

## મસ્જિદે નબવી પાસે પત્થરમાર કરવો

(૧૯/૭૦૭૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે એક યહૂદી અને યહૂદણને લાવવામાં આવ્યાં. તેમણે વ્યભિચાર કર્યો હતો. આપે કહ્યું : તમારી કિતાબમાં (એ અંગે) શું છે ? તેમણે કહ્યું : અમારા આલિમો મોં કાળું કરવાનો અને ઉંધે માથે સવાર કરવાનો હુકમ આપે છે. અબ્દુલ્લાહ ઇબ્ને સલામે કહ્યું : હુઝૂર, એમની પાસે તૌરાત મંગાવો. તૌરાત લાવવામાં આવી. તેમનામાંના એકે પત્થરમારની આયત પર હાથ મૂકી દીધો અને તેની આગળ-પાછળનું પઢવા લાગ્યો. અબ્દુલ્લાહ ઇબ્ને સલામે કહ્યું : તારો હાથ ઉઠાવ. જોયું તો તેના હાથ નીચે પત્થરમારની આયત હતી. હુઝૂરે તેમને પત્થરમાર મારવાનો હુકમ આપ્યો. ઇબ્ને ઉમર કહે છે : તેમને મસ્જિદે નબવી પાસે પત્થરમાર મારવામાં આવ્યો. યહૂદી યહૂદણ પર ઝૂકી પડતો હતો.

## ઇદગાહમાં પત્થરમાર કરવો

(૨૦/૭૦૮૦) હઝરત જાબિર (રદિ.) કહે છે : અસલમ કબીલાના એક માણસે આવીને રસૂલુલ્લાહ (સલ.) સામે વ્યભિચારનો સ્વીકાર કર્યો. હુઝૂરે તેના તરફથી મોં ફેરવી લીધું. જ્યારે તેણે ચાર વાર પોતાના વિરૂધ્ધ ગવાહી આપી ત્યારે હુઝૂરે કહ્યું : શું તું પાગલ છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : શું તું પરિણિત છે ? તેણે કહ્યું : હા. હુકમ અનુસાર તેને ઇદગાહમાં પત્થરમાર કરવામાં આવ્યો. જ્યારે તેને પત્થર પડયા ત્યારે તે નાસવા લાગ્યો, પરંતુ તે છતાં, તેને પત્થરોથી મારી નાખવામાં આવ્યો. હુઝૂરે તેના વિષે સારા શબ્દો ઉચ્ચાર્યા અને નમાઝ પઢી.

(૧૬/૭૦૭૬) આજની અને ભાવિની પેઢી માટે બોધપાઠ રૂપ એ બનાવ છે. આવા બનાવોથી પુરવાર થાય છે કે, સહાબાઓનું ઇમાન કેટલું મજબુત અને નક્કર હતું.

**જો કોઇએ શરીઅતની હદ (સજા) કરતાં ઓછો ગુનોહ કર્યો હોય અને તે ફત્વો પૂછવા આવે અને સમયના સત્તાધીશને જઇને ખબર આપે તો તૌબા કર્યા પછી તેના માટે સજા નથી.**

**અતા કહે છે : એવા માણસને રસૂલુલ્લાહ (સલ.)એ સજા આપી નથી**

**ઇબ્ને જુરૈજ કહે છે : રમઝાનમાં સંભોગ કરનારને હુઝૂર (સલ.)એ સજા આપી નથી**

**(હરમમાં) હરણને કત્લ કરનારને હઝરત ઉમર (રદિ.)એ સજા આપી નથી**

(૨૧/૭૦૮૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક માણસ રમઝાનમાં પોતાની પત્ની પાસે ગયો. તેણે હુઝૂર પાસે જઇને મસ્અલો પૂછ્યો. આપે કહ્યું કે, તને કોઇ ગુલામ મળશે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : તું બે મહીનાના રોઝા રાખી શકશે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : તું સાઠ મિસ્કીનોને ખાણું ખવડાવી દે.

(૨૨/૭૦૮૨) હઝરત આઇશાની રિવાયત આ પ્રમાણે છે : એક માણસે મસ્જિદમાં જઇને રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું બળી ગયો. આપે કહ્યું : શું થયું ? તેણે કહ્યું : હું રમઝાનમાં મારી પત્ની પાસે જઇ પહોંચ્યો. આપે કહ્યું : ખૈરાત કર. તેણે કહ્યું : મારી પાસે કંઇ નથી. હુકમ અનુસાર તે બેસી ગયો. થોડી વાર પછી એક માણસ ગધેડો હાંકતો આવ્યો અને કંઇ ખાવાની વસ્તુ લાવ્યો. હુઝૂરે કહ્યું : તે બળનારો કયાં છે ? તેણે કહ્યું કે, હું હાજર છું. આપે કહ્યું : આ લઇને ખૈરાત કરી દે. તેણે કહ્યું કે, મારાથી વધારે મોહતાજ માણસને આપું ? મારા ઘર-વાળાઓ પાસે તો ખાવાનું પણ નથી. આપે કહ્યું : તો તું જ ખાઇ લે.

**જો 'હદ' (શરઇ સજા)નો સ્વીકાર કરે અને વિગત ન જણાવે તો શું હાકિમે તેનું કુકર્મ ઢાંકવું જોઇએ ?**

(૨૩/૭૦૮૩) હઝરત અનસ કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.) પાસે હાજર હતો, એવામાં એક માણસે હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં સજાનું કામ કર્યું છે. આપ મને હદ (શરઇ સજા) ફટકારો. હુઝૂરે તેને કંઇ પૂછ્યું નહીં. નમાઝ તૈયાર હતી. તેણે હુઝૂરની સાથે નમાઝ પઢી. આપ જ્યારે નમાઝ પઢી ચૂકયા ત્યારે તે માણસે ફરી ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં શરઇ સજાનું કામ કર્યું છે. આપ મને કુર્આનનો હુકમ લાગુ પાડો. આપે કહ્યું : શું તેં અમારી સાથે નમાઝ પઢી નથી ? તેણે કહ્યું કે,

હા. આપે કહ્યું : તો ખુદાએ તારો ગુનોહ માફ કરી દીધો.

### શું હાકિમ વ્યભિચારનો સ્વીકાર કરનારને આ પ્રમાણે કહી શકે છે કે, કદાચ તેં હાથ લગાડયો હશે અથવા આંખથી ઇશારો કર્યો હશે

(૨૪/૭૦૮૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : જ્યારે માઇઝ ઇબ્ને માલિક હુઝૂર પાસે આવ્યો ત્યારે હુઝૂરે તેને કહ્યું : કદાચ તેં ચુંબન કર્યું હશે અથવા આંખથી ઇશારો કર્યો હશે અથવા જોયું હશે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : તો શું તેં વ્યભિચાર કર્યો છે ? જ્યારે તેણે સ્પષ્ટ સ્વીકાર કર્યો ત્યારે તેને પ્રાણઘાતક પત્થરમાર મારવાનો હુકમ આપ્યો.

### વ્યભિચારનો સ્વીકાર કરનારને ઇમામનું એમ પૂછવું કે, શું તું પરિણિત છે ?

(૨૫/૭૦૮૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.) પાસે એક માણસ આવ્યો. આપ તે વખતે મસ્જિદમાં હતા. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં વ્યભિચાર કર્યો છે. હુઝૂરે તેના તરફથી મોં ફેરવી લીધું. તે માણસ હુઝૂરની સામે ગયો અને કહ્યું : હુઝૂર, મેં વ્યભિચાર કર્યો છે. આપે મોં ફેરવી લીધું. તે ફરી હુઝૂર (સલ.)ની સામે આવ્યો. જ્યારે તેણે પોતાની વિરૂધ્ધ ચાર ગવાહીઓ આપી ત્યારે હુઝૂરે તેને કહ્યું : શું તું પાગલ છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : તું પરિણિત છે ? તેણે કહ્યું : હા. આપે કહ્યું : એને લઇ જઇને પ્રાણઘાતક પત્થરમાર મારો. હઝરત જાબિર કહે છે : પત્થરમાર કરનારાઓમાં હું પણ હતો. અમે તેના પર ઇદગાહમાં પત્થરમાર કર્યો હતો. જ્યારે તેના પર પત્થર પડવા લાગ્યા ત્યારે તે નાસવા લાગ્યો. અહીં સુધી કે, અમે તેને પથરાળ ભૂમિ પર પકડી પાડયો અને પ્રાણઘાતક પત્થરમાર કર્યો.

### વ્યભિચારનો સ્વીકાર કરવો

(૨૬/૭૦૮૬) હઝરત અબૂ હુરૈરા અને ઝેદ ઇબ્ને ખાલિદ (રદિ.) કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની પાસે હતા. એવામાં એક માણસે ઉભા થઇને કહ્યું : હું તમને કસમ આપું છું કે, તમે અમારી વચ્ચે કુર્આન અનુસાર ચુકાદો આપો. પ્રતિવાદી ઉભો થયો. તે તેના કરતાં વધુ સમજદાર હતો. તેણે કહ્યું : અમારી વચ્ચે કુર્આન અનુસાર ચુકાદો આપો અને મને (કંઇક બોલવાની) રજા આપો. આપે કહ્યું : બોલ. તેણે કહ્યું : મારો પુત્ર એને ત્યાં મજુર હતો. તેણે એની પત્ની સાથે વ્યભિચાર કર્યો. મેં તેના બદલામાં સો બકરીઓ અને એક લોંડી આપી. પછી

મેં આલિમોને પૂછયું. તેમણે કહ્યું : મારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ તડીપાર કરવામાં આવશે અને એની પત્નીને પ્રાણઘાતક પત્થરમાર મારવામાં આવશે. હુઝૂરે કહ્યું : તેની કસમ જેના કબજામાં મારો જાન છે, હું તમારી વચ્ચે કુર્આન અનુસાર ચુકાદો આપીશ. સો બકરીઓ અને લોંડી તને પાછી આપવામાં આવશે. તારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ તડીપાર કરવામાં આવશે. ઉનૈસ, તમે સવારે એની પત્ની પાસે જાઓ. જો તે વ્યભિચારનો સ્વીકાર કરે તો તેને પત્થરમાર મારો. સવારે ઉનૈસ તેની પાસે ગયા. તેણે સ્વીકાર કર્યા તો તેને પ્રાણઘાતક પત્થરમાર કરવામાં આવ્યો.

(૨૭/૭૦૮૭) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું હતું : મને ભય છે કે એક મુદત વીતી ગયા પછી કયાંક લોકો એવું ન કહેવા લાગે કે, અલ્લાહની કિતાબમાં અમને રહમની આયત મળતી નથી અને તે ફર્ઝને જેને ખુદાએ ઉતાર્યા છે છોડીને ગુમરાહ ન બની જાય. સાંભળી લો કે, વ્યભિચારીને પ્રાણઘાતક પત્થરમાર મારવો ઝરૂરી સજા છે, એ શરતે કે તે પરિણિત હોય અને ગવાહો હોય અથવા ગર્ભ દેખાય અથવા ઇકરાર હોય. રસૂલુલ્લાહ (સલ.)એ પણ પ્રાણઘાતક પત્થરમાર કરાવ્યો હતો. અમે પણ હુઝૂર પછી પત્થરમાર કર્યા.

(૨૮/૭૦૮૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હું કેટલાક મુહાજિરોને પઢાવતો હતો. જેમાંના એક અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ હતા. એક દિવસ હું અબ્દુર્રહમાનના ઉતારા પર મિનામાં હતો. અબ્દુર્રહમાન હઝરત ઉમર પાસે છેલ્લી હજ્જમાં હતા, એવામાં થોડી વારે પાછા ફર્યા અને કહેવા લાગ્યા કે, જુઓ, આજે અમીરૂલ મુઅમિનીન પાસે એક માણસ આવ્યો. તે કહેવા લાગ્યો કે, અમીરૂલ મુઅમિનીન, ફલાણો માણસ કહેતો હતો કે, જો ઉમરનું અવસાન થઇ ગયું તો હું ફલાણા માણસની બૈઅત કરીશ. ખુદાની કસમ ! હઝરત અબૂબકની ખિલાફત તો અચાનક બની ગઇ હતી જે પૂરી થઇ ગઇ. આ સાંભળીને અમીરૂલ મુઅમિનીન ખૂબ રોષે ભરાયા. તેઓ કહેવા લાગ્યા કે, ઇન્શાઅલ્લાહ આજે બપોર પછી હું ઉભો થઇને લોકોને ડરાવીશ. તેઓ ઇચ્છે છે કે, ખિલાફત છીનવી લે. મેં કહ્યું કે, અમીરૂલ મુઅમિનીન, એવું ન કરો. કારણ કે, હજ્જમાં નીચ અને તુચ્છ વર્ગના લોકો પણ ભેગા થાય છે. જ્યારે તમે ઉભા થઇને કોઇ વાત કહેશો ત્યારે એ જ લોકો તમારી પાસે ભેગા થશે અને મને ભય છે કે, જ્યારે તમે ઉભા થઇને કોઇ વાત કહેશો ત્યારે દરેક માણસ ઉડાવીને લઇ જશે અને ખરા અર્થમાં તેને નહીં સાંભળે. તમે થોભી જાઓ. જ્યારે તમે

મદીના જાઓ ત્યારે તે 'દારૂલ હિજરત' અને 'બયતુ સ્સુન્નત' છે ત્યાં શરીફ અને સમજદાર લોકો તમને મળશે. તમે જે કંઇ કહેવા માગતા હોય તે વિશ્વાસપૂર્વક તેમને કહી દેજો. આલિમો તેને ધ્યાનપૂર્વક સાંભળશે અને વાતનું સાચું અર્થઘટન કરશે. હઝરત ઉમરે કહ્યું : ખુદાની કસમ ! ઈન્શાઅલ્લાહ હું સૌથી પહેલાં જ્યારે મદીના જઇને રહીશ ત્યારે ઉભો થઇને આ વાત કરીશ. ઇબ્ને અબ્બાસ કહે છે : ઝીલહજ્જ પછી અમે મદીના ગયા ત્યારે જુમ્આનો દિવસ આવ્યો ત્યારે હું પહેલેથી જ સૂર્ય ઢળતાં જ (મસ્જિદમાં) ગયો. સઇદ ઇબ્ને ઝેદ મિમ્બર પાસે બેઠા હતા. હું પણ તેમની સાથે બેસી ગયો. મારા ઘુંટણ તેમના ઘુંટણ સાથે થઇ ગયા. થોડી જ વાર થઇ હતી કે ફારૂકે આઝમ આવ્યા. મેં તેમને આવતા જોઇને સઇદને કહ્યું : આજે અમીરૂલ મુઅમિનીન એવી વાત કહેશે જે આ પહેલાં જ્યારથી ખલીફા બન્યા છે ત્યારથી કહી નથી. સઇદે એ વાતનો ઈન્કાર કર્યો. તેઓ કહેવા લાગ્યા : મને આશા નથી કે તેઓ એવી વાત કહે જે આ પહેલાં ન કહી હોય. છેવટે હઝરત ઉમર મિમ્બર પર જઇને બેઠા. જ્યારે મુઅઝઝિન ચુપ થઇ ગયા ત્યારે હઝરત ઉમરે ઉભા થઇને પ્રથમ અલ્લાહ તઆલાના યોગ્ય વખાણ કર્યા. પછી કહ્યું : હું તમને એવી વાત કહું છું જે કહેવાનો હુકમ છે. મને ખબર નથી કે, મારૂં મૃત્યુ નજીક જ હોય. એટલે જે માણસ સમજીને એને યાદ રાખે તેના માટે યોગ્ય છે કે, જ્યાં સુધી સવારી પહોંચે ત્યાં સુધી એને પહોંચાડી દે અને જેને ન સમજવાનો ભય હોય તો હું તેના માટે જાઇઝ સમજતો નથી કે તે મારા પર આરોપ મૂકે. અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને સાચો ધર્મ આપીને મોકલ્યા હતા અને કિતાબ ઉતારી હતી. એ કિતાબમાં પ્રાણઘાતક પત્થરમારની એક આયત પણ હતી. જેને અમે પઢી છે, સમજી છે અને યાદ રાખી છે. રસૂલુલ્લાહ (સલ.)એ પણ પત્થરમાર કર્યો હતો. આપના પછી અમે પણ પત્થરમાર કરાવ્યો હતો. મને ભય છે કે, લાંબી મુદ્દત પસાર થઇ ગયા પછી કોઇ એવું ન કહેવા લાગે કે, ખુદાની કસમ ! અમને કિતાબુલ્લાહમાં પત્થરમારની આયત મળતી નથી. એનું પરિણામ એ આવે કે, અલ્લાહે ઉતારેલ ફર્ઝને છોડીને ગુમરાહ થઇ જાય. કુર્આનમાં વ્યભિચારી માટે પત્થરમાર ઝરૂરી હુકમ છે, એ શરતે કે પરિણિત હોય અને ગવાહો મોજુદ હોય અથવા ગર્ભ હોય અથવા ઇકરાર હોય. અમે જે કિતાબને પઢીએ છીએ તેમાં એક હુકમ એ પણ છે કે, પોતાના પિતાને છોડીને બીજા સાથે સંબંધ જોડવો કુફ્ર છે. રસૂલુલ્લાહ (સલ.)એ એમ પણ ફરમાવ્યું છે કે, ઇસા ઇબ્ને મરયમના જેમ મારા હદથી વધારે વખાણ ન કરશો, બલ્કે મને

ખુદાનો બંદો અને રસૂલ કહેજો. પછી મને એવી પણ ખબર મળી છે કે, કેટલાક લોકો કહે છે કે, જો ઉમર મરી ગયો તો હું ફલાણા માણસની બૈઅત કરીશ. એટલે હું કહી દઉં છું કે, કોઇએ એ વાતથી ભ્રમમાં ન રહેવું જોઇએ કે હઝરત અબૂબક્રની બૈઅત અચાનક થઇ ગઇ હતી અને તે પૂરી પણ થઇ ગઇ. ખરેખર હઝરત અબૂબક્રની બૈઅત અચાનક થઇ હતી, પરંતુ ખુદા તઆલાએ બુરાઇથી બચાવી લીધા. હઝરત અબૂબક્રના જેમ તમારામાં કોઇ માણસ એવો નથી જેની સામે ગરદનો કાપી શકાય. જે માણસ મુસલમાનોની સલાહ વગર કોઇની બૈઅત કરશે તેની તાબેદારી કરવામાં ન આવે અને તેનું અનુકરણ કરનારનું અનુકરણ કરવામાં ન આવે. કારણ કે, બંનેના માર્યા જવાનો ભય છે. રસૂલુલ્લાહ (સલ.)ની વફાત પછી હઝરત અબૂબક્ર આપણા બધામાં અફઝલ હતા. અનસારોએ અમારો વિરોધ કર્યો હતો અને બની સાઇદાના સભાખંડમાં ભેગા થયા હતા. અલી, ઝુબેર અને તેમના સાથીઓ પણ વિરૂધ્ધ હતા, પરંતુ મુહાજિરો હઝરત અબૂબક્ર પાસે આવીને ભેગા થયા. મેં હઝરત અબૂબક્રને કહ્યું કે, અનસારી ભાઇઓ પાસે ચાલો. અમે અનસારીઓ પાસે ગયા. ત્યાં પહોંચતાં અમને બે ભલા માણસો મળ્યા અને લોકોનું વલણ જણાવ્યું. તેઓ કહેવા લાગ્યા : મુહાજિરો ! કયાંનો ઇરાદો છે ? અમે જવાબ આપ્યો : અમે અનસારી ભાઇઓને મળવા માગીએ છીએ. તેમણે કહ્યું કે, જો તમે તેમની પાસે ન જાઓ તો તમને કંઇ વાંધો નથી. કારણ કે, તેઓ તમારી બાબતનો નિર્ણય કરી ચૂકયા છે. મેં કહ્યું કે, ખુદાની કસમ ! અમે તો તેમની પાસે જઇશું. છેવટે અમે અનસારીઓ પાસે બની સાઇદાના સભાખંડમાં ગયા. લોકોની સામે એક માણસે ચાદર ઓઢેલી હતી. મેં કહ્યું : આ કોણ સદ્‌ગૃહસ્થ છે ? જવાબ મળ્યો, સઅદ ઇબ્ને ઉબાદા. મેં કહ્યું : એમની શું ખબર છે ? જવાબ મળ્યો : તાવ છે. થોડી વાર બેઠા હતા, એવામાં તેમના વકતાએ પ્રવચન કર્યું. પ્રથમ અલ્લાહ તઆલાના યોગ્ય વખાણ કર્યા. પછી કહ્યું : અમે ખુદાના મદદગાર છીએ. ઇસ્લામના સૈનિકો છીએ. તમે મુહાજિરો છો અને ફકત એક જુથ છો. તમારી કૌમમાંથી એક જુથ ધીમી ગતિએ (અહીં) આવ્યું. તેઓ ઇચ્છે છે કે, અમારૂં મૂળ કાપી નાખે અને અમને ખિલાફતથી અલગ કરી દે. વકતાએ જ્યારે બોલવાનું બંધ કર્યું ત્યારે મેં બોલવાનો ઇરાદો કર્યો. મેં મનમાં એક વાત વિચારી હતી અને નક્કી કર્યું હતું કે, પહેલાં હઝરત અબૂબક્રને એ વાત કહી દઉં. કારણ કે, એક હદ સુધી મેં એમાં બચાવ કર્યો હતો, પરંતુ જ્યારે મેં બોલવાનો ઇરાદો કર્યો ત્યારે હઝરત અબૂબક્રે કહ્યું કે, થોભી જાઓ.

3 મને હઝરત અબૂબક્રને નારાજ કરવાનું ઠીક લાગ્યું નહીં. છેવટે હઝરત અબૂબક્રે બોલવાનું શરૂ કર્યું. તે મારા કરતાં વધારે સહનશીલ અને પ્રતિષ્ઠિત હતા. મેં જે કંઇ વિચાર્યું હતું અને તે બોલવાનો ઇરાદો કર્યો હતો, તેટલું બલ્કે તેના કરતાં વધુ સારૂં હઝરત અબૂબક્રે વિચાર્યા વગર કહી દીધું. કોઇ શબ્દ છોડયા નહીં. હઝરત અબૂબક્રે કહ્યું : તમે તમારી જે ખૂબીઓ વર્ણવી છે તેને લાયક તમે ખરેખર છો, પરંતુ આ ખિલાફત કુરેશના આ કુટુંબ માટે જ નક્કી થયેલી છે. કારણ કે, એ લોકો વંશ અને રહેઠાણના સ્થળની દ્રષ્ટિએ બધા અરબો કરતાં શ્રેષ્ઠ છે. મેં તમારા માટે આ બે માણસોમાંથી એકને પસંદ કર્યા છે. એ બેમાંથી જેની બૈઅત કરવા માગો તેની કરી લો. આ પ્રમાણે કહીને મારો અને હઝરત અબૂ ઉબૈદાનો હાથ પકડયો. કારણ કે, હઝરત અબૂબક્ર અમારા બંનેની વચ્ચે બેઠા હતા. મને હઝરત અબૂબક્રનું આ ફરમાન ઠીક લાગ્યું નહીં. કારણ કે, ખુદાની કસમ ! જો મને આગળ રાખીને વગર વાંકે મારી ગરદન ઉડાવી દેવામાં આવે તો એ મને એના કરતાં વધારે પસંદ હતું કે, જે જુથમાં અબૂબક્ર હોય તેનો હું સરદાર બનું. હા, મરતી વખતે જો મારૂં મન મને એ માટે તૈયાર કરે તો ઠીક, નહીં તો અત્યારે તો મારામાં એવી શકિત નથી. હઝરત અબૂબક્રના પ્રવચન પછી અનસારીઓ-માંથી એક માણસ કહેવા લાગ્યો કે, હું એવું લાકડું છું જેને ઊંટના કોઢારમાં ઉભું કરવામાં આવે છે અને ખુજલીવાળા ઊંટ તેની પાસે આવીને પોતાની પીઠ રગડે છે. હું એવો થાંભલો છું જે ફળદાર ઝાડોના રક્ષણ માટે રાખવામાં આવે છે કિંવા હું મારી કોમનો સરદાર છું. એય કુરેશીઓ ! એક હાકિમ અમારામાંથી હશે અને એક તમારામાંથી. અનસારીના આ પ્રવચનથી ખળભળાટ મચી ગયો. મને પરસ્પર વિરોધનો ડર લાગ્યો. એટલે મેં હઝરત અબૂબક્રને કહ્યું કે, હાથ ફેલાવો. હઝરત અબૂબક્રે હાથ ફેલાવ્યો. મેં તેમની બૈઅત કરી. મુહાજિરોએ પણ કરી. પછી અનસારીઓએ પણ બૈઅત કરી લીધી. તે પછી અમે સઅદ ઇબ્ને ઉબાદા તરફ ગયા. એક માણસે કહ્યું : તમે સઅદ ઇબ્ને ઉબાદાને મારી નાખ્યો. મેં કહ્યું કે, તેના પર ખુદાનો માર. હઝરત ઉમરે કહ્યું : ખુદાની કસમ ! હઝરત અબૂબક્રની બૈઅત કરતાં વધારે સાચો માર્ગ અમને બીજો કોઇ દેખાયો નહીં. કારણ કે, અમને ભય હતો કે, જો અમે તે લોકોને એમ જ મૂકીને ચાલ્યા ગયા અને બૈઅત ન થઇ શકી તો અમારા પછી તેઓ પોતાના કોઇ માણસની બૈઅત કરી લેશે. હવે કયાં તો અમે તેમનું અનુકરણ કરીએ જે અમારી ઇચ્છા વિરૂધ્ધ હશે અથવા અમે તેમનો વિરોધ કરીએ તો ઝઘડો ઉભો થશે. એટલે જે માણસ મુસલમાનો સાથે સલાહ-

મંત્રણા કર્યા વગર કોઈની બૈઅત કરી લે તેનું અનુકરણ કરવામાં ન આવે અને તેનું અનુકરણ કરનારનું અનુસરણ કરવામાં ન આવે. કારણ કે, બંનેના માર્યા જવાનો ભય છે.

## જો વ્યભિચાર કરનાર પરિણિત ન હોય તો તેમને કોરડા મારીને તડીપાર કરવામાં આવે

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અઝ્ઝાનિયતુ વઝ ઝાની ફજલિદૂ કુલ્લ વાહિદિન મિન્હુમા મિઅત જિલ્દતિન.....'** (એટલે **વ્યભિચાર કરનાર પુરૂષ અને સ્ત્રીને સો સો કોરડા મારો**

(૨૯/૭૦૮૯) હઝરત ઝેદ ઈબ્ને ખાલિદ જુહની કહે છે : હુઝૂર (સલ.) અપરિણિત વ્યભિચારીને સો કોરડા મારવાનો અને એક વરસ માટે તડીપાર કરવાનો હુકમ આપતા હતા. ઈબ્ને ઝુબેર કહે છે કે, ફારૂકે આઝમે પણ તડીપાર કરાવ્યો હતો, પછી આ જ પ્રણાલિકા કાયમ રહી.

(૩૦/૭૦૯૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ અપરિણિત વ્યભિચારીને એક વરસ માટે તડીપાર કરવાનો અને શરીઅતની સજા ફટકારવાનો હુકમ આપ્યો હતો.

## ગુનોહ કરનારાઓ અને હીજડાઓને તડીપાર કરવામાં આવે

(૩૧/૭૦૯૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ઓરત રૂપી પુરૂષો અને પુરૂષ રૂપી સ્ત્રીઓ (હીજડાઓ) પર લઅનત કરી છે. આપે ફરમાવ્યું છે કે, તેમને પોતાના ઘરોમાંથી કાઢી મૂકો અને ફલાણા ફલાણા માણસને કઢાવી પણ મૂકયો હતો.

## ઇમામ કોઇ અન્ય વ્યકિતને શરીઅતની સજા ફટકારવા માટે મુકર્રર કરી શકે છે

(૩૨/૭૦૯૨) હઝરત અબૂ હુરૈરા અને ઝેદ ઈબ્ને ખાલિદ (રદિ.) કહે છે : એક આદિવાસી મુબારક સેવામાં હાજર થયો. હુઝૂર (સલ.) તે વખતે બેઠા હતા. તેણે આવીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કુર્આન અનુસાર અમારી વચ્ચે ચુકાદો આપો. તેની સામેના (પ્રતિવાદી) માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એણે સાચું કહ્યું કે, કુર્આન અનુસાર અમારો ચુકાદો આપો. મારો પુત્ર એને ત્યાં મજુર હતો. તેણે એની પત્ની સાથે વ્યભિચાર કર્યો. લોકોએ મને કહ્યું કે, તમારા પુત્રને પ્રાણઘાતક પત્થરમાર મારવામાં આવશે. મેં વળતર રૂપે સો બકરીઓ અને એક લોંડી આપી. પછી આલિમોને પૂછયું તો તેમણે કહ્યું કે, તમારા છોકરાને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે

તડીપાર કરવામાં આવશે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે ખુદાની કસમ છે જેના શકિતશાળી હાથમાં મારો જાન છે, હું અલ્લાહની કિતાબ અનુસાર તમારો ચુકાદો આપું છું. બકરીઓ અને લોંડી તો તમને પાછી મળશે અને તમારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે. ઉનૈસ, તમે સવારે જઈને આ માણસની પત્નીને પ્રાણઘાતક પત્થરમાર મારજો. હુકમ અનુસાર ઉનૈસે જઈને તે ઓરતને પત્થરમાર કર્યા.

## આયત 'વ મલ્લમ યસ્તતિઅ મિન્કુમ તવલન અંચ્યન્કિહલ મુહસનાતિલ મુઅમિનાતિ....'ની તફસીર

(૩૩/૭૦૯૩) હઝરત અબૂ હુરૈરા અને ઝૈદ ઈબ્ને ખાલિદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને એવી અપરિણિત લોંડીનો હુકમ પૂછવામાં આવ્યો જેણે વ્યભિચાર કર્યો. આપે કહ્યું : જો તેણે વ્યભિચાર કર્યો હોય તો તેને કોરડા મારો. ફરી વ્યભિચાર કરે તો ફરી કોરડા મારો. ફરી પણ વ્યભિચાર કરે તો ફરી પણ કોરડા મારો અને વેચી દો, ભલેને વાળની એક રસ્સીના બદલામાં હોય.

## જો લોંડી વ્યભિચાર કરે તો તેને ધમકાવવામાં ન આવે અને તેને તડીપાર કરવામાં ન આવે

(૩૪/૭૦૯૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો લોંડી વ્યભિચાર કરે અને તે પુરવાર થઈ જાય તો તેને કોરડા મારે, લાનતાન ન કરે. ફરી વ્યભિચાર કરે તો તેને કોરડા મારે, લાનતાન ન કરે. જો ત્રીજી વાર ફરી વ્યભિચાર કરે તો તેને વેચી દે, ભલેને વાળની એક રસ્સીના બદલામાં હોય.

## ઝિમ્મીઓના હુકમો

## જો તેઓ વ્યભિચાર કરે અને બાદશાહ પાસે કેસ આવે તો તેનો ચુકાદો

(૩૫/૭૦૯૫) શયબાની કહે છે : મેં અબ્દુલ્લાહ ઈબ્ને અબી ઔફાને પત્થરમારનો હુકમ પૂછયો. તેમણે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ પત્થરમાર કર્યો હતો. મેં કહ્યું કે, સૂરએ નૂર ઉતર્યા પહેલાં કે પછી ? તેમણે કહ્યું કે, એ મને ખબર નથી.

(૩૬/૭૦૯૬) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.) પાસે કેટલાક યહૂદીઓ આવ્યા. તેમણે કહ્યું કે, અમારામાંના એક પુરૂષ અને એક સ્ત્રીએ વ્યભિચાર કર્યો છે. હુઝૂરે કહ્યું : તૌરાતમાં પ્રાણઘાતક પત્થરમારનું વર્ણન કેવું છે ? યહૂદીઓએ કહ્યું : અમે વ્યભિચાર કરનારાઓને ખુલ્લા પાડીએ છીએ. તેમને કોરડા મારવામાં આવે છે. આ સાંભળીને અબ્દુલ્લાહ ઈબ્ને સલામે

કહ્યું : તમે જુઠું બોલો છો. તૌરાતમાં પ્રાણઘાતક પત્થરમારનો હુકમ છે. યહૂદીઓ તૌરાત લઇ આવ્યા અને ખોલીને એક માણસે પ્રાણઘાતક પત્થરમારવાળી આયત પર હાથ મૂકી દીધો અને આગળ પાછળનો ભાગ પઢયો. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સલામે કહ્યું કે, હાથ હટાવો. તે માણસે હાથ હટાવ્યો તો પત્થરમારવાળી આયત હતી. યહૂદીએ કહ્યું : મુહમ્મદ, અબ્દુલ્લાહ ઇબ્ને સલામે સાચું કહ્યું. તૌરાતમાં પત્થરમારનો હુકમ છે. છેવટે હુઝૂરના હુકમથી એ બંનેને પત્થરમાર મારવામાં આવ્યો. મેં જોયું કે, પુરૂષ સ્ત્રી પર નમી પડતો હતો અને તેને પત્થરોથી બચાવતો હતો.

**જો કોઇ માણસ હાકિમ અથવા બીજા લોકો સામે પોતાની પત્ની અથવા બીજાની પત્ની પર વ્યભિચારનો આરોપ મૂકે તો શું હાકિમ માટે ઝરૂરી છે કે, કોઇને મોકલીને ઓરત પાસે પૂછાવે કે આરોપ ખરો છે કે ખોટો ?**

(૩૭/૭૦૯૭) હઝરત અબૂ હુરૈરા અને ઝેદ ઇબ્ને ખાલિદ જુહની (રદિ.) કહે છે કે, બે માણસો રસૂલુલ્લાહ (સલ.) પાસે કેસ લાવ્યા. એકે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અલ્લાહની કિતાબ અનુસાર અમારો ફેંસલો કરો. બીજો વધારે સમજદાર હતો. તેણે કહ્યું : હા, હુઝૂર, અલ્લાહની કિતાબ અનુસાર અમારો ફેંસલો કરો. મને કહેવા દો. આપે કહ્યું : બોલ. તેણે કહ્યું : મારો છોકરો એને ત્યાં નોકર હતો. તેણે એની પત્ની સાથે વ્યભિચાર કર્યો. લોકોએ મને કહ્યું કે, તારા છોકરાને પ્રાણઘાતક પત્થરમાર મારવામાં આવશે. મેં વળતર રૂપે સો બકરીઓ અને એક લોંડી આપી. પછી આલિમોને પૂછયું તો તેમણે કહ્યું કે, તમારા છોકરાને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે અને એની પત્નીને પ્રાણઘાતક પત્થરમાર મારવામાં આવશે. હુઝૂરે કહ્યું : તે ખુદાની કસમ છે જેના શકિત-શાળી હાથમાં મારો જાન છે, હું કુર્આન અનુસાર તમારો ફેંસલો કરૂં છું. તમારી બકરીઓ અને લોંડી તો તમને પાછી મળવી જોઇએ ત્યાર પછી હુઝૂરે તેના છોકરાને સો કોરડા મરાવ્યા અને એક વરસ માટે તડીપાર કર્યો અને ઉનૈસ અસ્લમીને હુકમ આપ્યો કે, તેની પત્ની પાસે જઇને તેને પત્થરમાર મારો, એ શરતે કે તે કબુલાત કરે. ઓરતે કબુલાત કરી. ઉનૈસે તેને પત્થરમાર માર્યો.

**શું બાદશાહ સિવાય બીજા કોઇ માણસ પોતાના ઘરવાળાંઓને અથવા અન્યોને અદબ (સંસ્કાર) શીખવવા માટે સજા આપી શકે છે ?**

(૩૮/૭૦૯૮) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ નમાઝ પઢતો હોય અને કોઇ તેની સામેથી પસાર થવા માગે તો તેને રોકે. જો તે ન માને તો તેની સાથે લડે.

(૩૯/૭૦૯૯) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.) મારી જાંઘ પર મુબારક શિર મૂકીને સૂઇ રહ્યા હતા, એવામાં હઝરત અબૂબક્ર આવ્યા. તેમણે કહ્યું : તેં રસૂલુલ્લાહ (સલ.)ને અને લોકોને રોકી રાખ્યા છે, જો કે લોકોનો પડાવ પાણી પાસે નથી. હઝરત અબૂબક્રે મને ઠપકો આપ્યો અને પોતાના હાથ વડે મારી કુખમાં ઠેંગો મારવા લાગ્યા. રસૂલુલ્લાહ (સલ.) મોજુદ હતા, એટલે હું હલનચલન કરી શકતી ન હતી. છેવટે તયમ્મુમની આયત ઉતરી.

(૪૦/૭૧૦૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : હઝરત અબૂબક્ર (રદિ.)એ મને જોરથી મુક્કો માર્યો. તેમણે કહ્યું કે, તેં હારના કારણે લોકોને રોકી રાખ્યા છે. મને તેમના મારના કારણે ભારે વેદના થઇ. હું ખૂબ તકલીફ અનુભવતી હતી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)નું શિર મારી જાંઘ પર હતું.

## જો કોઇ માણસ પોતાની પત્ની સાથે પરપુરૂષને જુએ અને તેને મારી નાખે તો શું હુકમ છે ?

(૪૧/૭૧૦૧) મુગીરા કહે છે : સઅદ ઈબ્ને ઉબાદાએ કહ્યું હતું કે, જો હું મારી પત્ની સાથે કોઇ પારકા પુરૂષને જોઇશ તો તલવારથી મારી નાખીશ, માફ નહીં કરૂં. હુઝૂરને આ વાતની ખબર થઇ ત્યારે આપે કહ્યું : શું તમને સઅદના સ્વમાન અંગે નવાઇ લાગે છે ? જો કે હું એના કરતાં વધારે સ્વમાનશીલ છું અને અલ્લાહ મારા કરતાં વધારે સ્વમાનશીલ છે.

## દ્વિઅર્થી વાત કહેવી

(૪૨/૭૧૦૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક આદિવાસી રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પત્નીને એક કાળો છોકરો પેદા થયો છે. આપે કહ્યું : તારી પાસે થોડાક ઊંટો છે ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : તેમનો રંગ કેવો છે ? તેણે કહ્યું : લાલ છે. આપે કહ્યું : તેમાં કોઇ દ્વિરંગી-સફેદ ને કાળું પણ છે ? તેણે કહ્યું કે, હા. આપે કહ્યું : તો તે કયાંથી આવ્યું ? તેણે કહ્યું કે, મારા ખયાલ મુજબ કોઇ નસ છવાઇ ગઇ. આપે કહ્યું : તો તારા પુત્રને પણ કદાચ કોઇ નસે પોતાના તરફ ખેંચી લીધો હોય. (કિંવા તારા બાપદાદાઓમાં કોઇ કાળા રંગનું થઇ ગયું હોય અને તેનો વારસાગત અસર તારા પુત્ર પર પડયો હોય.)

**અદબ-સંસ્કાર શીખવવા માટે કેટલી હદ સુધી શિક્ષા કરવી જોઇએ ?**

(૪૩/૭૧૦૩) હઝરત અબૂ બુરદા (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, શરીઅતની હદ (સજા) સિવાય બીજા કોઇ કારણસર દસ કોરડાથી વધારે મારવામાં નહીં આવે.

(૪૪/૭૧૦૪) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને જાબિર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહની શિક્ષાઓ સિવાય બીજા કોઇ કામની શિક્ષા દસ કોરડાઓથી વધારે નથી.

(૪૫/૭૧૦૫) હઝરત અબૂ બુરદા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહની હદ સિવાય દસ કોરડાઓથી વધારે મારવામાં ન આવે.

(૪૬/૭૧૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ સળંગ (રાત-દિવસના) રોઝા રાખવાની મનાઇ ફરમાવી છે. એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ તો સળંગ રોઝા રાખો છો ? આપે કહ્યું કે, તમારામાંથી મારા જેવો કયો માણસ છે ? મારી રાત એવી રીતે પસાર થાય છે કે, મારો પાલનહાર મને ખવડાવે પીવડાવે છે. લોકોએ હુઝૂરનું ફરમાન માન્યું નહીં અને સળંગ રોઝા રાખવાનું છોડયું નહીં. છેવટે હુઝૂરે એક દિવસ બધા સહાબાઓની સાથે સળંગ રોઝો રાખ્યો. પછી બીજા દિવસે પણ રાખ્યો. બીજા દિવસ પછી ચાંદ દેખાયો ત્યારે રોષપૂર્વક કહ્યું : જો ચાંદ દેખાવામાં (એક-બે દિવસનો) વિલંબ થયો હોત તો હું તમારી પાસે સળંગ રોઝા વધારે રખાવત.

(૪૭/૭૧૦૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જો લોકો અટકળથી (તોલ-માપ વગર) અનાજ ખરીદતા હતા તો મકાન પર લઇ ગયા વગર ખરીદવાના સ્થળે વેચવાના કારણે તેમને મારવામાં આવતા હતા.

(૪૮/૭૧૦૮) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ને કોઇપણ તકલીફ આપવામાં આવી તો આપે કદી પોતાની જાત માટે વેર નહીં લીધું. હા, જો ખુદાના મનાઇ હુકમોનો ભંગ કરવામાં આવતો તો આપ ખુદાના માટે બદલો લેતા હતા.

**ગવાહો વગર કોઇના પર કુકર્મની તહોમત મૂકવી અને ગુનાહમાં સંડોવાયા હોવાનું જાહેર કરવું જાઇઝ છે કે નહીં ?**

(૪૯/૭૧૦૯) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, મારી વય પંદર

વરસની હતી કે, બે લિઆન કરનારાઓને મેં જોયા કે તેમની વચ્ચે જુદાઇ કરાવી દેવામાં આવી હતી. પતિ કહેવા લાગ્યો કે, હવે જો હું તેને રાખીશ તો મારી વાતમાં જુઠો ગણાઇશ. ઝુહરીએ કહ્યું : જો આ ચહેરા મહોરાનું બાળક પેદા થયું તો પતિ જુઠો છે અને જો આ ચહેરા મહોરાનું પેદા થયું તો પત્ની જુઠી છે. તે સ્ત્રીને એવું બાળક થયું જે પતિને અગમ્ય હતું. (કિંવા તેને મળતું આવતું ન હતું)

(૫૦/૭૧૧૦) કાસિમ ઇબ્ને મુહમ્મદ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)એ બે લિઆન કરનારાઓનો ઉલ્લેખ કર્યો. અબ્દુલ્લાહ ઇબ્ને શદ્દાદ કહેવા લાગ્યા : એ તે જ ઓરત હતી જેના વિષે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, જો હું ગવાહો વગર કોઇને પ્રાણઘાતક પત્થરમાર મારત તો એને મારત. ઇબ્ને અબ્બાસે કહ્યું : ના, તે ઓરતે વ્યભિચાર જાહેર કર્યો હતો.

(૫૧/૭૧૧૧) હઝરત ઇબ્ને અબ્બાસ પાસે હુઝૂર (સલ.) સામે લિઆન કરનારની વાત નીકળી. આસિમ ઇબ્ને અદીએ એ અંગે કંઇક વાત કહી અને પાછા ફર્યા. તેમની પાસે તેમની કોમનો એક માણસ આવ્યો. તેણે તેની પત્ની પાસે પરપુરૂષના હોવાની વાત કરી. આસિમે કહ્યું : મારી વાતના કારણે જ આ અંગે મારી કસોટી થઇ. આસિમ તેને લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા અને હુઝૂરને ઓરત વિષે માહિતગાર કર્યા. એ માણસ પીળા રંગનો, પાતળો અને સીધા વાળવાળો હતો અને જેના પર દાવો કર્યો હતો તે ઘઉંવર્ણો અને જાડો હતો. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! તું પોતે (સાચી હકીકત) જાહેર કરી દે. જેમકે જ્યારે છોકરો પેદા થયો ત્યારે જેના પર દાવો કરવામાં આવ્યો હતો તેના જેવો હતો. હુઝૂરે બંનેને લિઆન કરાવ્યું. આ હદીસ સાંભળીને એક માણસે હઝરત ઇબ્ને અબ્બાસને કહ્યું કે, એ તે જ ઓરત હતી જેના વિષે હુઝૂરે કહ્યું હતું કે, જો હું ગવાહો વગર કોઇ ઓરતને પત્થરમાર મરાવત તો એને મરાવત. ઇબ્ને અબ્બાસે કહ્યું : ના, આ ઓરત તો ઇસ્લામમાં રહીને વ્યભિચાર જાહેર કરતી હતી.

**ચારિત્ર્યવાન ઓરતો પર વ્યભિચારની તહોમત મૂકવી. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન યરમૂનલ મુહસનાતિ સુમ્મ લમયઅ્તૂ બિઅરબઅતિ શુહદાઅ ફજલિ દૂહુમ સમાનીન જલ્દતન.....'** કિંવા **જે લોકો ચારિત્ર્યવાન ઓરતો પર વ્યભિચારનો આરોપ મૂકે; પછી ચાર ગવાહો ન લાવી શકે તો તેમને એંસી કોરડા મારો. બીજી આયતમાં છે : 'ઇન્ન**

**લ્લઝીન યરમૂનલ મુહસનાતિલ ગાફિલાતિલ મુઅમિનાતિ.....'**

(પ૨/૭૧૧૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સાત ભયંકર વસ્તુઓથી બચો. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! તે કઇ છે ? આપે કહ્યું : ખુદાનો ભાગીદાર બનાવવો. જાદુ કરવો. નાહક કોઇનું ખૂન કરવું. વ્યાજ ખાવું. યતીમનો માલ ખાવો. જિહાદના દિવસે પીઠ ફેરવીને નાસભાગ કરવું અને ચારિત્ર્યવાન, ઇમાનદાર, ભોળીભાળી ઓરતો પર વ્યભિચારની તહોમત મૂકવી.

## ગુલામો પર વ્યભિચારની તહોમત મૂકવી

(પ૩/૭૧૧૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.) કહેતા હતા કે, જે માણસ પોતાના ગુલામ પર વ્યભિચારની તહોમત મૂકે અને તે તહોમતમાં નિર્દોષ હોય તો કિયામતના દિવસે તેને કોરડા મારવામાં આવશે. હા, જો ગુલામ એવો જ હોય જેવો તેણે કહ્યો (તો મારવામાં નહીં આવે).

## બાદશાહ કોઇ અન્ય વ્યકિતને હદ (શિક્ષા) ફટકારવા માટે મોકલી શકે છે. હઝરત ઉમરે પણ એવું જ કર્યું હતું

(પ૪/૭૧૧૪) હઝરત અબૂ હુરૈરા અને ઝેદ ઇબ્ને ખાલિદ કહે છે : એક માણસે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : હું આપને ખુદાની કસમ આપું છું કે, અલ્લાહની કિતાબ અનુસાર અમારો ફેસલો કરો. સામેવાળા માણસે, જે પહેલા કરતાં વધારે સમજદાર હતો. કહ્યું કે, એ બરાબર કહે છે. આપ અલ્લાહની કિતાબ અનુસાર અમારો ફેસલો કરો અને મને કંઇ કહેવાની રજા આપો. હુઝૂરે કહ્યું : કહો. તેણે કહ્યું કે, મારો પુત્ર એને ત્યાં નોકર હતો. તેણે એની પત્ની સાથે વ્યભિચાર કર્યો. મેં વળતર રૂપે તેને સો બકરીઓ અને એક લોંડી આપી. આલિમોને પૂછયું તો તેમણે કહ્યું કે, તારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે અને એ માણસની પત્નીને પત્થરમાર મારવામાં આવશે. હુઝૂરે કહ્યું કે, તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, હું કુર્આન અનુસાર તમારો ફેસલો કરૂં છું. સો બકરીઓ અને લોંડી તો તમને પાછી મળશે અને તમારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે. ઉનૈસ તમે જઇને એની પત્નીને પૂછો. જો તે કબુલાત કરે તો તેને પ્રાણઘાતક પત્થરમાર મારો. જેમકે તે ઓરતે કબુલાત કરી અને ઉનૈસે તેને પત્થરમાર કર્યો.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## દિટયાત (વળતર, નુકસાની, બદલો)

### આયત 'વ મંટયકતુલ મુઅમિનન મુતઅમ્મિદન ફજઝાઉહુ જહન્નમુ'

(૫૫/૭૧૧૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની નઝરમાં સૌથી મોટો ગુનોહ કયો છે ? આપે કહ્યું : એ છે કે, તમે ખુદાનો ભાગીદાર બનાવો, જો કે તેણે તમને પેદા કર્યા છે. તે માણસે કહ્યું કે, એના પછી ? આપે કહ્યું : એ છે કે, તમે તમારી ઔલાદને એવા વિચારથી મારી નાખો કે (જો તે જીવંત રહેશે તો) તમારી સાથે ખાવામાં ભાગીદાર બનશે. તે માણસે કહ્યું કે, એના પછી શું છે ? આપે કહ્યું કે, એના પછી એ છે કે, તમે તમારા પડોશીની પત્ની સાથે વ્યભિચાર કરો. અલ્લાહ તઆલાએ હુઝૂરના ફરમાનના સમર્થનમાં આ આયત ઉતારી : **'વ લ્લઝીન લાયદઊન મઅ લ્લાહિ ઇલાહન આખર વ લાયકતુલૂન ન્નફસ લ્લતી હર્રમ લ્લાહુ ઇલ્લા બિલ હક્કિ વ લાયઝનૂન વ મંય્યફઅલ ઝાલિક યલ્ક અસામા'** કિંવા ખુદાના નેક બંદાઓ તે છે જેઓ ખુદાની સાથે કોઇને મઅબૂદ ઠેરવતા નથી. નાહક કોઇ માણસનું ખૂન કરતા નથી અને વ્યભિચાર કરતા નથી.......

(૫૬/૭૧૧૬) હઝરત ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાન જ્યાં સુધી નાહક ખૂન ન કરે ત્યાં સુધી પોતાના દીનના આશ્રય-સ્થાનમાં રહે છે.

(૫૭/૭૧૧૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરનું કથન છે કે, નાહક લોહી વહેવડાવવું એ નાશ કરનારી વસ્તુઓ-માંથી છે, જેમાં દાખલ થનારને છુટકારાનો રસ્તો મળતો નથી.

(૫૮/૭૧૧૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : સૌપ્રથમ કિયામતના દિવસે લોકો વચ્ચે પરસ્પરના ખૂનોનો નિકાલ થશે.

(૫૯/૭૧૧૯) ઉબેદુલ્લાહ ઇબ્ને અદી કહે છે : મિકદાદ ઇબ્ને અમ્ર કિન્દી બદરીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એક કાફિર સાથે મારો મુકાબલો થયો. ખૂબ લડાઇ થઇ. તેણે તલવાર વડે મારો હાથ કાપી નાખ્યો. પછી ઝાડની ઓથમાં ચાલ્યો ગયો અને કહેવા લાગ્યો કે, હું મુસલમાન થઇ ગયો. હવે આ શબ્દો કહ્યા પછી શું તેને કત્લ કરવાની મને રજા છે ? હુઝૂરે કહ્યું કે, તમે તેને કત્લ કરી શકતા નથી. તેણે કહ્યું કે, યા

રસૂલલ્લાહ ! તેણે તો મારો એક હાથ કાપીને ફેંકી દીધો અને પાછળથી આ શબ્દો કહ્યા છે. હું તો તેને મારીશ. આપે કહ્યું કે, તેને કત્લ ન કરો, નહીં તો તમારી હાલત તે જ હશે જે ઉપરોક્ત શબ્દો કહ્યા પહેલાં તેની હતી અને તેની હાલત તે હશે જે કત્લ કર્યા પહેલાં તમારી હતી.

(૬૦/૭૧૨૦) ઈબ્ને અબ્બાસ કહે છે : રસૂલે પાક (સલ.)એ મિકદાદને કહ્યું હતું કે, તે એક મુઅમિન માણસ હતો. કાફિર કોમની સાથે રહેતો હતો. એટલે ઈમાન છુપાવીને રાખતો હતો. પાછળથી તેણે ઈમાન જાહેર કર્યું. તમે તેને કત્લ કર્યો. તમારી પણ તો પહેલાં એ જ હાલત હતી કે મક્કામાં હતા ત્યારે ઈમાન છુપાવીને રાખતા હતા.

**આયત 'મન અહ્‌યાહા ફકઅન્નમા અહ્‌ય ન્નાસ જમીઆ'ની તફસીર અંગે ઇબ્ને અબ્બાસે કહ્યું છે કે, જે માણસને નાહક કત્લ ન કર્યો હોય તેના કારણે બધા લોકો જીવંત રહે છે**

(૬૧/૭૧૨૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસનું પણ ખૂન થાય છે તેના ખૂનનો એક ભાગ હઝરત આદમ (અલ.)ના પ્રથમ પુત્રના શિરે જાય છે.

(૬૨/૭૧૨૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારા પછી બીજી વાર કાફિર ન થઇ જશો કે એક બીજાની ગરદનો ઉડાવવા લાગો.

(૬૩/૭૧૨૩) હઝરત જરીર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ હજ્જતુલ વદાઅમાં મને કહ્યું કે લોકોને ચુપ રાખો. પછી કહ્યું કે, મારા પછી બીજી વાર કાફિર ન થઇ જશો કે એકબીજાની ગરદનો ઉડાવવા લાગો.

(૬૪/૭૧૨૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાની સાથે કોઈને ભાગીદાર બનાવવું, જુઠી કસમ ખાવું, માંબાપની નાફરમાની કરવું અને કોઇનું (નાહક) ખૂન કરવું મોટો ગુનોહ છે.

(૬૫/૭૧૨૫) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાની સાથે કોઈને ભાગીદાર બનાવવો, કોઇનું ખૂન કરવું, માંબાપની નાફરમાની કરવી અને જુઠી ગવાહી આપવી સૌથી મોટા ગુનાહો છે.

(૬૬/૭૧૨૬) હઝરત ઉસામા ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ અમને હુરકા કોમ તરફ મોકલ્યા. સવાર થતાં જ અમે તેમના પર તૂટી પડયા અને તેમને ભગાડી મૂકયા. સંજોગવશાત હું અને એક અનસારી તેમનામાંના એક માણસના મુકાબલામાં આવી ગયા.

જ્યારે અમે તેના પર હાથ ઉગામ્યો ત્યારે તેણે 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહી દીધું. અનસારીએ તો સાંભળીને હાથ રોકી લીધો, પરંતુ મેં તેને ભાલો મારીને મારી નાખ્યો. અમે હુઝૂર પાસે આવ્યા અને આ બનાવની આપને જાણ થઈ ત્યારે આપે કહ્યું કે, ઉસામા, 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહ્યા પછી તેં તેને મારી નાખ્યો ! મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તેણે આશ્રય મેળવવા માટે 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહ્યું હતું. હુઝૂરે કહ્યું કે, 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહ્યા પછી તેં તેને મારી નાખ્યો ! હુઝૂર સતત આ પ્રમાણે બોલતા રહ્યા. અહીં સુધી કે, મેં કહ્યું કે, કાશ ! આજથી પહેલાં હું મુસલમાન ન થયો હોત.

(૬૭/૭૧૨૭) હઝરત ઉબાદા ઈબ્ને સામિત (રદિ.) કહે છે : અમે એવી શરતે હુઝૂરની બૈઅત કરી હતી કે, ખુદાની સાથે કોઈને ભાગીદાર નહીં બનાવીએ. વ્યભિચાર નહીં કરીએ. ચોરી નહીં કરીએ. નાહક કોઈને કત્લ નહીં કરીએ. ડાકુગીરી નહીં કરીએ અને નાફરમાની નહીં કરીએ. જો અમે આ શરતો પર અમલ કરીશું તો એના બદલામાં અમને જન્નત મળશે અને જો એમાંથી કોઈ વસ્તુ કરીશું તો એનો ફેંસલો અલ્લાહના હવાલે છે. (તે ઈચ્છે તો બખ્શી દે અથવા અઝાબ આપે.)

(૬૮/૭૧૨૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ અમારા પર હથિયાર ઉંચકે તે અમારામાંથી નથી.

(૬૯/૭૧૨૯) હઝરત અબૂબકહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે બે મુસલમાનો પોતપોતાની તલવારો લઈને મુકાબલો કરે છે ત્યારે કત્લ કરનાર અને કત્લ થનાર બંને દોઝખી છે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કત્લ કરનારનું દોઝખી બનવું તો બરાબર છે, પરંતુ કત્લ થનારની એવી સ્થિતિ શા માટે ? આપે કહ્યું : કારણ કે, તે પોતાના હરીફને મારી નાખવાની ઈચ્છા ધરાવતો હતો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ કુતિબ અલયકુમુલ કિસાસુ ફીલ કત્લા......'**

## કત્લ કરનારને જણાવવું કે તે કબુલાત કરી લે અને શરીઅતની સજાનો સ્વીકાર કરવો

(૭૦/૭૧૩૦) હઝરત અનસ કહે છે : એક યહૂદીએ એક છોકરીનું માથું બે પત્થર વચ્ચે મૂકીને કચડી નાખ્યું. છોકરીને પૂછવામાં આવ્યું કે, આ કામ કોણે કર્યું ? ફલાણાએ કર્યું કે ફલાણાએ કર્યું ? જ્યારે યહૂદીનું નામ લેવામાં આવ્યું

ત્યારે છોકરીએ માથું હલાવ્યું. યહૂદીને મુબારક સેવામાં હાજર કરવામાં આવ્યો. હુઝૂર તેને સતત પૂછતા રહ્યા, અહીં સુધી કે તેણે કબુલાત કરી. તેનું માથું પણ પત્થરોથી કચડી નાખવામાં આવ્યું.

## જો પત્થર અથવા લાકડીથી મારી નાખે તો શું હુકમ છે ?

(૭૧/૭૧૩૧) હઝરત અનસ કહે છે : એક છોકરી ચાંદીની જણસ પહેરીને મદીનામાં નીકળી. એક યહૂદીએ તેને પત્થર માર્યા. છોકરીને હુઝૂર પાસે લાવવામાં આવી. તે વખતે છોકરીમાં કંઇક શ્વાસ બાકી હતો. હુઝૂરે તેને પૂછયું, શું ફલાણા માણસે તને મારી છે ? તેણે પોતાનું માથું ઉંચું કર્યું. (કિંવા ઇન્કાર કર્યો) હુઝૂરે કહ્યું : શું ફલાણા માણસે તને મારી છે ? તેણે ફરી માથું ઉંચું કર્યું. ત્રીજી વાર હુઝૂરે કહ્યું : શું ફલાણા માણસે તને મારી છે ? તેણે માથું નીચે કર્યું. (કિંવા હા) હુઝૂરે તે માણસને બોલાવ્યો અને બે પત્થરો વચ્ચે તેને રાખીને કચડાવીને મારી નાખ્યો.

## આયત 'ઇન્ન ન્નફસ બિન્નફસિ'ની તફસીર

(૭૨/૭૧૩૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ખુદાના એક હોવાની અને મારા પયગમ્બર હોવાની ગવાહી આપતો હોય તેનું ખૂન ત્રણ રીતો સિવાય બીજી કોઇ રીતે હલાલ નથી. કયાં તો જાનના બદલે જાન હોય અથવા પરિણિત વ્યભિચારી હોય અથવા મુરતદ્દ હોય, જે મુસલમાનોના વર્તુળથી અલગ થઇ ગયો હોય.

## પત્થર મારવાનો બદલો અપાવવો

(૭૩/૭૧૩૩) હઝરત અનસ કહે છે : એક યહૂદીએ ચાંદીની જણસ માટે એક છોકરીને પત્થરથી મારી નાખી. છોકરીને હુઝૂર પાસે લાવવામાં આવી. તે વખતે તેનામાં થોડોક શ્વાસ બાકી હતો. હુઝૂરે છોકરીને પૂછયું, શું તને ફલાણા માણસે મારી છે ? તેણે માથાથી ઇશારો કર્યો, ના. હુઝૂરે બીજી વાર પૂછયું. છોકરીએ માથાથી ઇશારો કર્યો, ના. હુઝૂરે ત્રીજી વાર પૂછયું તો છોકરીએ માથું હલાવ્યું : હા. હુઝૂરે ખૂનીને બે પત્થરોથી મરાવી નાખ્યો.

## જેનો કોઇ માણસ માર્યો જાય તે બે વાતોમાંથી જે વાત સારી સમજે તે પસંદ કરે

(૭૪/૭૧૩૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : મક્કાના વિજયના વરસે બની ખુઝાઆએ લૈસ કબીલાના એક માણસને એવા માણસના ખૂનના બદલામાં મારી નાખ્યો જેને લૈસ કબીલાએ અંધકાર

યુગમાં મારી નાખ્યો હતો. હુઝૂર (સલ.) આ સાંભળીને પ્રવચન કરવા ઉભા થયા. આપે કહ્યું કે, અલ્લાહ તઆલાએ 'અસ્હાબે ફીલ' (હાથીવાળાઓ)ને મક્કાથી અટકાવ્યા હતા, પરંતુ પોતાના રસૂલને અને મુસલમાનોને તેના પર વિજય આપ્યો. સાંભળી લો, મક્કા ન મારાથી પહેલાં કોઇના માટે હલાલ થયું અને ન મારા પછી કોઇના માટે થશે. મારા માટે પણ દિવસની માત્ર એક પળ માટે હલાલ થયું હતું. સાંભળી લો કે, અત્યારે હરમ છે. અહીંના કાંટા કાપવામાં ન આવે, ન ઝાડ કાપવામાં આવે, ન પડેલી વસ્તુ ઉંચકવામાં આવે. હા, તે માણસ ઉંચકી શકે છે જે મૂળ માલિકને શોધીને પહોંચાડી દે. જે માનવીનો કોઇ માણસ માર્યો જાય તેને બે વસ્તુઓમાંથી સારી વસ્તુ પસંદ કરવાનો અધિકાર છે. કયાં તો તેને વળતર આપવામાં આવે અથવા બદલો. આ ફરમાન સાંભળીને એક યમની માણસ ઉઠયો, જેનું નામ અબૂ શાહ હતું. તેણે કહ્યું કે, હુઝૂર, મને આ હુકમ લખી આપો. આપે કહ્યું કે, અબૂ શાહને લખીને આપી દો. પછી એક કુરેશીએ ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઇઝખિરને બાકાત રાખો. કારણ કે, અમે તેને અમારા ઘરો અને કબ્રોના કામમાં લઇએ છીએ. આપે કહ્યું : ઇઝખિર બાકાત છે.

(૭૫/૭૧૩૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : બની ઇસ્રાઇલને માત્ર બદલાનો હુકમ હતો, વળતરનો હુકમ ન હતો, પરંતુ અલ્લાહ તઆલાએ આ ઉમ્મત માટે ફરમાવ્યું : **કુતિબ અલયકુમુલ કિસાસુ ફીલ કત્લા.....** આ આયતમાં 'અફવ' (માફી)થી મુરાદ એ છે કે, ઇરાદા-પૂર્વકના ખૂનમાં વળતર સ્વીકારી લેવામાં આવે અને 'ઇત્તિબાઅ બિલ મઅરૂફ'થી મુરાદ એ છે કે, વળતરની માંગણી અને ચુકવણી બંને બાબતો નિયમ અનુસાર હોય.

## નાહક કોઇના ખૂનની માગણી કરવી

(૭૬/૭૧૩૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહની નઝરમાં ત્રણ માણસો સૌથી વધુ દ્વેષપાત્ર છે. મક્કાના હરમમાં બેદીની (અધર્મ) કરનાર, ઇસ્લામમાં કુફ્રના રિવાજની ઇચ્છા ધરાવનાર અને નાહક કોઇના ખૂનની માગણી કરનાર.

## ભૂલથી થયેલા ખૂનમાં મરનારના મરી ગયા પછી મરનારના વારસદારો ખૂન માફ કરી શકે છે

(૭૭/૭૧૩૭) હઝરત આઇશા કહે છે : ઉહદની લડાઇના દિવસે શયતાને

પોકાર પાડીને કહ્યું : ખુદાના બંદાઓ ! પાછલી હરોળથી બચો. આ સાંભળતાં જ આગલી હરોળ પાછલી હરોળ પર તૂટી પડી. અહીં સુધી કે લોકોએ યમાનને મારી નાખ્યા. હુઝયફાએ વારંવાર કહ્યું કે, મારા પિતા છે, મારા પિતા છે, પરંતુ લોકોએ કત્લ કરી નાખ્યા. છેવટે હુઝયફાએ કહ્યું કે, અલ્લાહ તમને માફ કરે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મા કાન લિમુઅમિનિન અંય્યકતુલ મુઅમિનન ઇલ્લા ખતઅન.....' કોઇ મુસલમાન માટે જાઇઝ નથી કે બીજા મુસલમાનને કત્લ કરે, પરંતુ ભૂલચૂકથી**

## જો એક વાર ખૂનની કબુલાત કરી લે તો ખૂનીને કત્લ કરવામાં આવે

(૭૮/૭૧૩૮) હઝરત અનસ કહે છે : એક યહૂદીએ એક છોકરીનું માથું બે પત્થરો વચ્ચે મૂકીને કચડી નાખ્યું. છોકરીને પૂછવામાં આવ્યું કે, આ કૃત્ય કોણે કર્યું ? ફલાણા માણસે કર્યું કે ફલાણા માણસે ? જ્યારે યહૂદીનું નામ લેવામાં આવ્યું ત્યારે છોકરીએ માથાથી ઇશારો કર્યો. યહૂદીને હાજર કરવામાં આવ્યો. તેણે કબૂલાત કરી. હુઝૂરે (તેને કત્લ કરવાનો) હુકમ આપ્યો. હુકમ અનુસાર તેનું માથું પત્થરોથી કચડી નાખવામાં આવ્યું.

## ઓરતના બદલે પુરૂષને કત્લ કરવાનો હુકમ

(૭૯/૭૧૩૯) હઝરત અનસ કહે છે : એક યહૂદીએ ચાંદીની જણસ માટે એક છોકરીને મારી નાખી હતી. હુઝૂરે યહૂદીને કત્લ કરાવી દીધો.

## પુરૂષો અને સ્ત્રીઓના પરસ્પરના માર અને જખ્મોનો બદલો

(૮૦/૭૧૪૦) આલિમોએ કહ્યું છે કે, સ્ત્રીના બદલા રૂપે પુરૂષને કત્લ કરવામાં આવે.

(૮૧/૭૧૪૧) હઝરત ઉમર (રદિ.)નું કથન છે : જો ઓરત ઇરાદા-પૂર્વક મારે તો પુરૂષનો ઓરત પાસેથી બદલો લેવામાં આવે, ભલેને કત્લની હદ સુધી પહોંચ્યો હોય અથવા તેનાથી ઓછો.

(૮૨/૭૧૪૨) રૂબય્યિઅની બહેને એક માણસને ઘાયલ કરી દીધો હતો. હુઝૂરે કહ્યું : બદલો મળશે.

(૮૩/૭૧૪૩) હઝરત આઇશા કહે છે : બીમારીની હાલતમાં અમે હુઝૂરના ગળામાં દવા નાખી. આપે કહ્યું : ગળામાં ન નાખો. અમે વિચાર્યું, હુઝૂર આવું એટલા માટે કહે છે કે, બીમારને દવા પ્રત્યે નફરત હોય છે. છેવટે જ્યારે હુઝૂરને ભાન આવ્યું ત્યારે કહ્યું કે, તમારામાંથી દરેકના ગળામાં દવા નાખવામાં આવે, ફકત અબ્બાસના ગળામાં નાખવામાં ન

આવે. કારણ કે, તે તમારી સાથે ન હતા.

## બાદશાહના હુકમ વગર પોતે પોતાનો હક્ક વસૂલ કરવો

(૮૪/૭૧૪૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આપણે દુનિયામાં સૌથી પાછળ છીએ અને (કિયામતમાં) સૌથી આગળ હોઇશું. આ જ હદીસમાં આવે છે કે, જો કોઇ તમારી રજા વગર તમારા ઘરમાં ડોકિયું કરે અને તમે પત્થર મારીને તેની આંખ ફોડી નાખો તો કંઇ ગુનોહ નથી.

(૮૫/૭૧૪૫) હઝરત હુમૈદ કહે છે : એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ના ઘરમાં ડોકિયું કર્યું હતું ત્યારે હુઝૂરે તેના તરફ તીર સીધું કર્યું હતું.

## જો ભીડના કારણે કોઇ મરી જાય અથવા મારી નાખવામાં આવે તો શું હુકમ છે ?

(૮૬/૭૧૪૬) હઝરત આઇશા કહે છે : જ્યારે ઉહદની લડાઇમાં કાફિરોની હાર થઇ ત્યારે શયતાને પોકાર પાડીને કહ્યું કે, ખુદાના બંદાઓ ! પાછલી હરોળથી બચો. આ સાંભળીને તરત આગળની હરોળ પાછળની હરોળ પર તૂટી પડી. બંને હરોળો વચ્ચે ભારે લડાઇ થઇ. હુઝયફાએ પોતાના પિતા યમાનને (સામેની હરોળમાં) જોઇને કહ્યું કે, ખુદાના બંદાઓ ! એ મારા પિતા છે, મારા પિતા, પરંતુ ખુદાની કસમ ! લોકો અટકયા નહીં અને તેમને કત્લ કરી દીધા. હુઝયફાએ કહ્યું કે, અલ્લાહ તમારી મગફિરત કરે.

## જો ભૂલથી કોઇ માણસ આપઘાત કરી લે તો કોઇના ઉપર તેનું વળતર વાજિબ નથી

(૮૭/૭૧૪૭) હઝરત સલમહ (રદિ.) કહે છે : અમે હુઝૂર (સલ.) સાથે ખૈબર તરફ ગયા. એક માણસે કહ્યું : આમિર, તમારા થોડાક ગીતો તો સંભળાવો. આમિર ગીત લલકારતા સૌથી આગળ નીકળી ગયા. હુઝૂરે કહ્યું : ઊંટોને હાંકનાર કોણ છે ? સહાબાએ કહ્યું : આમિર છે. આપે કહ્યું : અલ્લાહ એના પર રહમ કરે. સહાબાએ કહ્યું : આપે પહેલેથી અમને લાભ ઉઠાવવાની તક કેમ નહીં આપી ? ખૈર, તે રાત્રિની સવારે જ આમિર શહીદ થઇ ગયા. લોકો કહેવા લાગ્યા : આમિરે આપઘાત કરી લીધો. એટલે તેનું બધું કર્યું-કરેલું બેકાર ગયું. મેં પાછા ફરીને હુઝૂરને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા માંબાપ કુરબાન, લોકો કહે છે કે, આમિરનું કર્યું-કરેલું બેકાર ગયું. આપે કહ્યું : જે માણસ એવું કહે છે તે ખોટું છે. તેને બેવડો સવાબ મળશે. તે અલ્લાહના રસ્તામાં કોશિશ કરનાર અને જિહાદ કરનાર હતો અને એનાથી વધીને બીજી કઇ શહાદત હોઇ શકે છે ?

## જો કોઇ માણસ કોઇને કરડે અને કરડવામાં દાંત તૂટી જાય તો શું હુકમ છે ?

(૮૮/૭૧૪૮) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન કહે છે : એક માણસે બીજા માણસને કરડયો. તેણે પોતાનો હાથ તેના મોંમાંથી ખેંચ્યો, જેનાથી તેના બંને આગલા દાંત તૂટી ગયા. બંને કેસ લઇને હુઝૂર પાસે હાજર થયા. આપે કહ્યું : તમારામાંથી કેટલાક લોકો પોતાના ભાઇને ઊંટના જેમ કરડે છે. તમને વળતર નહીં મળે.

(૮૯/૭૧૪૯) હઝરત યઅલા કહે છે : હું એક જિહાદમાં ગયો હતો. ત્યાં એક માણસે બીજા માણસને કરડયો. તેણે (ઝટકો દઇને) તેનો દાંત કાઢી નાખ્યો, પરંતુ હુઝૂરે દાંતનો બદલો અપાવ્યો નહીં.

## દાંતના બદલે દાંત

(૯૦/૭૧૫૦) હઝરત અનસ કહે છે : નદ્રની છોકરીએ બીજી છોકરીને તમાચો મારીને તેનો દાંત તોડી નાખ્યો. લોકો હુઝૂર પાસે ગયા. આપે બદલાનો હુકમ આપ્યો.

## આંગળીઓનો બદલો

(૯૧/૭૧૫૧) ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : આ અને આ કિંવા છેલ્લી આંગળી અને અંગુઠો વળતરમાં બરાબર છે.

## જો એક જુથ મળીને કોઇ માણસને ઘાયલ અથવા કત્લ કરે તો શું બધા પાસેથી બદલો લેવામાં આવે ?

(૯૨/૭૧૫૨) શઅબી કહે છે : બે માણસોએ એક માણસ વિરૂધ્ધ ગવાહી આપી કે તેણે ચોરી કરી છે. હઝરત અલી મુર્તઝાએ તેનો હાથ કપાવી નાખ્યો. પછી તે જ બંને માણસો બીજા એક માણસને લઇને આવ્યા. તેમણે કહ્યું કે, અમે ભૂલ કરી હતી. (ગુનેહગાર હકીકતમાં આ છે) હઝરત અલીએ તેમની ગવાહી સ્વીકારી નહીં અને પહેલા માણસને વળતર અપાવ્યું. આપે કહ્યું કે, જો મને ખબર પડી હોત કે તમે બંનેએ ઇરાદાપૂર્વક આવું કર્યું છે તો બંનેના હાથ કપાવત.

(૯૩/૭૧૫૩) ઇબ્ને ઉમર કહે છે : એક બાળક માર્યું ગયું. ખૂનીની ખબર ન પડી. હઝરત ઉમરે કહ્યું કે, જો સનઆ-વાળા એમાં સંડોવાયેલા હશે તો હું બધાને કત્લ કરીશ.

(૯૪/૭૧૫૪) હઝરત અબૂબક્ર, ઇબ્ને ઝુબેર, અલી મુર્તઝા અને સુવૈદે તમાચાનો પણ બદલો અપાવ્યો હતો. હઝરત ઉમરે મારનો બદલો કોરડાથી અપાવ્યો હતો. હઝરત અલીએ ત્રણ કોરડા મારવાનો બદલો અપાવ્યો હતો. શુરૈહે કોરડા મારવાનો પણ બદલો અપાવ્યો હતો અને જખ્મનો પણ.

14

(૯૫/૭૧૫૫) હઝરત આઇશા કહે છે : બીમારીની હાલતમાં અમે હુઝૂર (સલ.)ના ગળામાં દવા નાખી. હુઝૂરે ઇશારો કર્યો કે, મારા ગળામાં દવા ન નાખો. અમે હુઝૂરના ઇશારાનું એવું અર્થઘટન કર્યું કે, બીમારને દવા પ્રત્યે નફરત હોય છે. જ્યારે આપને સારૂં થયું ત્યારે કહ્યું : શું મેં તમને ગળામાં દવા નાખવાની મનાઇ કરી ન હતી ? મેં કહ્યું કે, અમે એવું સમજતાં હતાં કે બીમારને દવા પ્રત્યે નફરત હોય છે એટલા માટે આપે મનાઇ કરી છે. આપે કહ્યું કે, તમારામાંથી દરેક માણસના ગળામાં મારી સામે દવા નાખવામાં આવે. હા, અબ્બાસ હાજર ન હતા. તેમના ગળામાં નાખવામાં ન આવે.

## કસમ ખાવી

(૯૬/૭૧૫૬) અશ્અસ ઇબ્ને કૈસ કહે છે : હુઝૂર (સલ.)એ મને કહ્યું હતું કે, કયાં તો તારા બે ગવાહો હોય અથવા તેની કસમ.

(૯૭/૭૧૫૭) ઇબ્ને અબી મુલયકા કહે છે : કસમ ખાવાના કારણે મુઆવિયાએ બદલો લીધો નથી.

(૯૮/૭૧૫૮) ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે બસરાના ગવર્નર અદી ઇબ્ને અરતાતને લખ્યું હતું કે, તે લાશ જે ઘી વેચનારાઓના મકાનો પાસે મળી હતી, જો તેના વારસદારોને ગવાહો મળી જાય તો ઠીક, નહીં તો લોકો પર ઝુલ્મ ન કરશો. કારણ કે, કિયામત સુધી એમાં ફેસલો થઇ શકતો નથી.

(૯૯/૭૧૫૯) સહલ ઇબ્ને અબૂ હસમા અનસારી કહે છે : મારી કોમના કેટલાક લોકો ખૈબર ગયા. ત્યાં જઇને જુદા પડી ગયા. સંજોગવશાત તેમાંના એક માણસની લાશ મળી. જ્યાં તે પડેલી હતી ત્યાંના લોકોને તેમણે કહ્યું કે, તમે અમારા માણસને મારી નાખ્યો છે. તેમણે કહ્યું : ન તો અમે ખૂન કર્યું છે ન અમને ખૂનીની ખબર છે. છેવટે એ લોકો હુઝૂર પાસે આવ્યા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે ખૈબર ગયા હતા. ત્યાં જઇને અમે અલગ અલગ થઇ ગયા. પછી અમને ત્યાં અમારા એક માણસની લાશ મળી. હુઝૂરે કહ્યું : મોટા માણસને વાત કરવા દો. પછી કહ્યું : ખૂની અંગે ગવાહો લાવો. તેમણે કહ્યું : અમારી પાસે ગવાહો તો નથી. આપે કહ્યું : તો તે લોકો કસમ ખાઇ લેશે. તેમણે કહ્યું : અમે યહૂદીઓની કસમો અંગે રાજી નથી. હુઝૂરને એ ઠીક લાગ્યું નહીં કે, મરનારનું ખૂન બેકાર જાય. એટલે વળતર રૂપે ઝકાતના સો ઊંટો આપ્યા.

(૧૦૦/૭૧૬૦) અબૂ કિલાબા (રદિ.) કહે છે કે, એક દિવસ હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે પોતાનું સિંહાસન બહાર કઢાવીને બીછાવડાવ્યું

અને બધા લોકોને રજા આપી. લોકો અંદર ગયા. ખલીફાએ કહ્યું કે, તમે લોકો કસમ વિષે શું કહો છો ? લોકોએ કહ્યું કે કસમનો બદલો બરાબર છે. ખલીફાઓએ કસમના કારણે બદલો લીધો છે. ખલીફાએ મને કહ્યું : તમે શું કહો છો ? ખલીફાએ મને લોકો સાથે વાદવિવાદ કરવા ઉભો કર્યો હતો. મેં કહ્યું : અમીરૂલ મુઅમિનીન, તમારી પાસે સૈન્યના સરદાર અને અરબોના મોટા મોટા માણસો મોજુદ છે, બતાવો કે, જો તેમનામાંથી પચાસ માણસો કોઇ પરિણિત વ્યકિત વિરૂધ્ધ ગવાહી આપે કે, તેણે વ્યભિચાર કર્યો છે, જો કે તે માણસ દમિશ્કમાં હોય જેને તેમણે જોયો નથી. તો શું તમે તેને જીવલેણ પત્થરમાર મારશો ? ખલીફાએ કહ્યું : ના. મેં કહ્યું : જો કોઇ માણસ હિમ્સમાં હોય જેને તેમણે ન જોયો હોય અને પચાસ માણસો ગવાહી આપે કે તેણે ચોરી કરી છે તો શું તમે તેનો હાથ કાપશો ? ખલીફાએ કહ્યું : ના. મેં કહ્યું : તો ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)એ કદી ત્રણ વસ્તુઓ સિવાય કોઇને કત્લ કર્યો નથી. કયાં તો તેના જ ગુનાહ (ખૂન કરવા)ના કારણે તેને કત્લ કર્યો અથવા એવા માણસને કત્લ કર્યો જેણે પરિણિત હોવા છતાં વ્યભિચાર કર્યો અથવા એવા માણસને કત્લ કર્યો જેણે ખુદા અને રસૂલ સાથે લડાઇ કરી અને ઇસ્લામ છોડીને મુરતદ્દ થઇ ગયો હોય. મારૂં આ પ્રવચન સાંભળીને લોકોએ કહ્યું : શું અનસે આ રિવાયત નથી કરી કે, રસૂલુલ્લાહ (સલ.)એ ચોરીની સજા અંગે હાથપગ કપાવીને આંખોમાં ગરમ સળીયો ફેરવાવીને લોકોને તડકામાં નંખાવી દીધા હતા ? મેં કહ્યું કે, હું તમને વિગતવાર હદીસ વર્ણવું છું. હઝરત અનસે મને કહ્યું હતું કે, ઉકલ કબીલાના આઠ માણસો મદીના આવ્યા. તેમણે હુઝૂરની સેવામાં હાજર થઇને ઇસ્લામની બૈઅત કરી, પરંતુ મદીનાની આબોહવા તેમને માફક ન આવી. બીમાર પડયા અને રસૂલુલ્લાહ (સલ.)ને એ અંગે ફરિયાદ કરી. હુઝૂરે કહ્યું કે, તમે અમારા ગોવાળ સાથે જઇને ઊંટો સાથે રહો અને તેમનું દૂધ અને પેશાબ પીઓ. તેમણે કહ્યું કે, બહુ સારૂં. હુકમ અનુસાર તેમણે ઊંટોનો પેશાબ અને દૂધ પીધું. તંદુરસ્ત થઇ ગયા ત્યારે ગોવાળનું ખૂન કરીને ઊંટોને હાંકીને લઇ ગયા. હુઝૂરને ખબર પડી ત્યારે આપે તેમની પાછળ માણસો મોકલ્યા. તેમને પકડીને હુઝૂર પાસે લાવવામાં આવ્યા. હુઝૂરના હુકમથી તેમના હાથપગ કાપીને આંખોમાં ગરમ સળી ફેરવીને તડકામાં નાખી દેવામાં આવ્યા. અહીં સુધી કે તેઓ મરી ગયા. મેં કહ્યું કે, તેમના કૃત્યથી વધીને બીજું કયું કૃત્ય હોય શકે છે ? ઇસ્લામ છોડીને મુરતદ્દ થયા. ખૂન કર્યું અને ચોરી કરી. અંબસાએ કહ્યું : ખુદાની કસમ ! આ વાત તો મેં આજે જ

સાંભળી છે. મેં કહ્યું : શું તમે મારી હદીસનો ઇન્કાર કરો છો ? અંબસાએ કહ્યું : ના, બલ્કે તમે ખરેખર બરાબર હદીસ બયાન કરી છે. ત્યાર પછી અંબસાએ કહ્યું કે, આ લશ્કર ત્યાં સુધી સારૂં રહેશે જ્યાં સુધી કે, આ વૃધ્ધ માનવી એમાં રહેશે. મેં કહ્યું કે, એ અંગે રસૂલુલ્લાહ (સલ.)ની એક સુન્નત પણ છે. એક દિવસ કેટલાક અનસારીઓ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા અને વાતો કરતા રહ્યા. પાછળથી એક માણસ ઉઠીને બહાર ગયો અને માર્યો ગયો. તે પછી લોકો નીકળ્યા. તેમણે જોયું કે, તેમનો સાથી લોહીમાં ખરડાયેલો છે. પાછા ફરીને હુઝૂરને આવીને કહ્યું કે, અમારો તે સાથી જે હમણાં અમારી સાથે વાતો કરી રહ્યો હતો; અમારાથી પહેલાં ઉઠીને બહાર ચાલ્યો ગયો હતો. અમે જઇને જોયું તો તે લોહીમાં ખરડાયેલો હતો. હુઝૂર બહાર નીકળ્યા અને કહ્યું : તમને કોના પર શંકા છે ? અનસારીઓએ કહ્યું : યહૂદીઓએ એને માર્યો છે. હુઝૂરે માણસ મોકલીને યહૂદીઓને બોલાવ્યા. આપે કહ્યું : શું તમે ખૂન કર્યું છે. યહૂદીઓએ કહ્યું કે, ના. હુઝૂરે અનસારીઓને કહ્યું : શું તમે એ અંગે રાજી છો કે, ૫૦ યહૂદીઓ ખૂન ન કરવાની કસમ ખાઇ લે. અનસારીઓએ કહ્યું : તેમને એ વાતની પરવા નથી કે અમને બધાને મારી નાખે અને પછી કસમ ખાઇ લે. આપે કહ્યું : તો શું તમારી ૫૦ કસમો ખાઇને વળતરના હકદાર બનવા માગો છો ? અનસારીઓએ કહ્યું કે, અમે કસમ પણ નહીં ખાઇએ. છેવટે હુઝૂરે પોતાની પાસેથી તેમને વળતર આપ્યું. મેં કહ્યું : અંધકાર યુગમાં હુઝૈલ કબીલાના એક માણસે કરારનું ઉલ્લંઘન કર્યું. તે માણસ બતહામાં યમનીઓના એક ઘરમાં રાત્રે ઘુસી ગયો. ઘરવાળાઓમાંથી એક માણસે તેને પકડીને તલવારથી મારી નાખ્યો. હુઝૈલવાળાઓને ખબર પડી તો તેઓ યમનીને પકડીને હઝરત ઉમર પાસે હજ્જના દિવસોમાં લઇ ગયા. તેમણે કહ્યું કે, એણે અમારા માણસને મારી નાખ્યો છે. તે માણસ કહેવા લાગ્યો : એમણે મારી સાથેના કરારનો ભંગ કર્યો છે. હઝરત ઉમરે કહ્યું કે, હુઝૈલના ૫૦ માણસો કસમ ખાઇ લે કે, તેમણે એ માણસ સાથેના કરારનો ભંગ કર્યો નથી. જેમકે ૪૯ માણસોએ તો કસમ ખાઇ લીધી. એક માણસ સીરિયાથી આવ્યો હતો. તેને કસમ ખાવાનું કહ્યું તો તેણે કસમ ખાવાને બદલે હજાર દિરહમ આપી દીધા, કસમ નહીં ખાધી. લોકોએ તેના બદલે બીજા એક માણસને મુકર્રર કર્યો. હઝરત ઉમરે ખૂનીને મરનારના ભાઈ સાથે મેળવી દીધો. ખૈર, બધા લોકો ત્યાંથી ચાલ્યા ગયા. નખલા નામે સ્થળે પહોંચ્યા તો વરસાદ પડવા લાગ્યો. કસમ ખાનાર ૫૦ માણસો એક ગુફામાં ઘુસી ગયા, પરંતુ

ગુફા ઉપરથી તુટી પડી અને બધા કસમ ખાનારા દબાઇને મરી ગયા. મરનારનો ભાઇ અને પેલો માણસ (સીરિયાનો સફરી) રહી ગયા. મરનારના ભાઈના પગમાં પત્થર આવીને વાગ્યો. જેનાથી તેનો પગ તૂટી ગયો. એક વરસ જીવતો રહીને તે પણ મરી ગયો.

હા, અબ્દુલ મલિક ઇબ્ને મરવાને કસમના કારણે બદલો લેવાનો હુકમ આપ્યો હતો, પરંતુ પાછળથી તે પસ્તાયો અને જે પચાસ માણસોએ કસમ ખાધી હતી તેમનું નામ નોંધપત્રકમાંથી કાઢી નાખીને તેમને સીરિયા મોકલી દીધા.

## જો કોઇ કોઇના ઘરમાં ડોકિયું કરે અને તે તેની આંખ ફોડી નાખે તો બદલો અપાવવામાં નહીં આવે

(૧૦૧/૭૧૬૧) હઝરત અનસ કહે છે : એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ના ઘરમાં ડોકિયું કર્યું. હુઝૂર તીર લઇને ઉઠયા અને વિચારવા લાગ્યા કે, તેને બેખબર જોઇને મારી દઉં.

(૧૦૨/૭૧૬૨) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે : એક માણસે બારણામાંથી રસૂલુલ્લાહ (સલ.)ના કમરામાં ડોકિયું કર્યું. હુઝૂર પાસે તે વખતે લોખંડની કાંસકી હતી, જેનાથી માથું ખંજવાળી રહ્યા હતા. હુઝૂરે કહ્યું : જો મને ખબર હોત કે તું ડોકિયું કરી રહ્યો છે તો હું તારી આંખમાં તે જ કાંસકી ભોંકી દેત. પરવાનગીનો હુકમ તો ન જોવા માટે જ મુકર્રર કરવામાં આવ્યો છે.

(૧૦૩/૭૧૬૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ રજા વગર તમારે ત્યાં ડોકિયું કરે અને તમે કાંકરી મારીને તેની આંખ ફોડી નાખો તો તમારા માટે કંઇ વાંધો નથી.

## ખૂનના બદલામાં માલ આપવો

(૧૦૪/૭૧૬૪) અબૂ જુહૈફા (રદિ.) કહે છે : મેં હઝરત અલી મુર્તઝાને પૂછયું કે, તમારી પાસે કુર્આન સિવાય બીજું કંઇ પણ છે ? તેમણે કહ્યું : તે ખુદાની કસમ છે જે દાણાને ચીરીને ઝાડ કાઢે છે અને સજીવ વસ્તુઓને પેદા કરે છે, મારી પાસે કુર્આન સિવાય બીજું કંઇ નથી. હા, એવી સૂઝ જરૂર છે જે અલ્લાહની કિતાબને સમજવા માટે આપવામાં આવી છે અને તે હુકમો છે જે સહીફામાં છે. મે પૂછયું, સહીફામાં કયા હુકમો છે ? તેમણે કહ્યું : વળતર ચુકવવું, કેદીને મુકિત આપવી અને કાફિરના બદલે મુસલમાનને ન મારવાનો હુકમ છે.

## પેટમાંના બાળકનો ગર્ભપાત થવો

(૧૦૫/૭૧૬૫) હઝરત અબૂ હુરૈરા

કહે છે : હુઝૈલ કબીલાની બે ઓરતો હતી. એકે બીજીને પત્થર માર્યા જેનાથી તેનું બાળક પડી ગયું. હુઝૂર (સલ.)એ એક ગુલામ આપવાનો હુકમ કર્યો.

(૧૦૬/૭૧૬૬) હઝરત ઉમર (રદિ.)એ સ્ત્રીના ગર્ભપાત અંગે લોકોની સલાહ લીધી ત્યારે મુગીરા કહે છે : હુઝૂર (સલ.)એ કોઈના બાળકના ગર્ભપાતના વળતર રૂપે એક ગુલામ અથવા લોંડી આપવાનો હુકમ આપ્યો હતો. મુહમ્મદ ઇબ્ને મસ્લમાએ મુગીરાની વાત સાંભળીને ગવાહી આપી કે હા, હુઝૂરે એ જ ચુકાદો આપ્યો હતો.

(૧૦૭/૭૧૬૭) હઝરત ઉમરે લોકોને કસમ આપીને પૂછયું કે, હુઝૂર (સલ.)એ બાળકના ગર્ભપાત કરાવવા વિષે શું ચુકાદો આપ્યો હતો ? મુગીરાએ કહ્યું કે, મેં પોતે સાંભળ્યું હતું કે, હુઝૂરે એક ગુલામ અથવા લોંડી આપવાનો હુકમ આપ્યો હતો. હઝરત ઉમરે કહ્યું કે, ગવાહ લાવો. મુહમ્મદ ઇબ્ને મસ્લમાએ કહ્યું : હું ગવાહી આપું છું કે, હુઝૂરે એ જ પ્રમાણે ચુકાદો આપ્યો હતો.

(૧૦૮/૭૧૬૮) રિવાયતના એક અન્ય સિલસિલાથી પણ આ જ હદીસ સાબિત છે.

**વળતરનો બોજ ખૂની સ્ત્રીના પિતા અને તેના સગાંઓ પર છે, ઔલાદ પર નથી**

(૧૦૯/૭૧૬૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : લિહયાન કબીલાની એક ઓરતનું પેટમાંનું બાળક (બીજી ઓરતના મારથી) પડી ગયું. હુઝૂરે એક ગુલામ આપવાનો હુકમ આપ્યો, પરંતુ જે ઓરત વિરૂધ્ધ ચુકાદો આપ્યો હતો તે વળતર ચુકવતા પહેલાં મરી ગઇ. હુઝૂરે કહ્યું કે, એનો વારસો તો ઔલાદ અને પતિના માટે છે અને વળતર આપવાનું પિતાના સગાઓ પર છે.

(૧૧૦/૭૧૭૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૈલ કબીલાની બે સ્ત્રીઓ વચ્ચે પરસ્પર લડાઇ થઇ. એક ઓરતે બીજીને અને તેના પેટમાંના બાળકને પત્થરથી મારી નાખ્યો. લોકો કેસ લઇને હુઝૂર પાસે આવ્યા. આપે ચુકાદો આપ્યો કે, બાળકનું વળતર તો એક ગુલામ છે અને મરનાર ઓરતનું વળતર ખૂની ઓરતના પિતાના સગાઓ પર છે.

**જો કોઇ માણસ માગીને કોઇ ગુલામ અથવા બાળક સેવા કરવા માટે લે (અને તે મૃત્યુ પામે તો ગુલામની કીમત અને બાળકનું વળતર આપવું જરૂરી છે)**

(૧૧૧/૭૧૭૧) હઝરત અનસ કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીના આવ્યા ત્યારે અબૂ તલહા મારો હાથ

પકડીને લઇ ગયા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અનસ હોશિયાર છોકરો છે. આપની સેવા કરશે. જેમકે ઘર પર અને પ્રવાસમાં મેં હુઝૂર (સલ.)ની સેવા કરી. ખુદાની કસમ ! જે કામ મેં કર્યું તે અંગે હુઝૂરે કદી એમ કહ્યું નહીં કે તેં આવું કેમ કર્યું અને જે કામ કર્યું નહીં તે અંગે હુઝૂરે એમ કહ્યું નહીં કે તેં આવું કેમ ન કર્યું ?

## ખાણ અને કુવો ખોદતાં જો કોઇ મરી જાય તો તેનો બદલો નથી

(૧૧૨/૭૧૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જાનવર કોઇને ઘાયલ કરે તો તેનો બદલો નથી. ખાણ (ખોદતાં મરી જાય તો તે)નો બદલો નથી. કુવા (ને ખોદતાં મરી જાય તો તે)નો બદલો નથી. જમીનમાંથી નીકળેલા ખજાનામાં પાંચમો ભાગ (સરકારી) છે.

## જાનવર કોઇને મારી બેસે તો બદલો નથી

(૧૧૩/૭૧૭૩) ઇબ્ને સીરીન કહે છે : પહેલાંના વિદ્વાનો પશુના લાત મારવાનો બદલો લેતા ન હતા. હા, જો લગામ ફેરવવામાં આવે (અને પછી કંઇ નુકસાન થાય) તો બદલો લેતા હતા.

(૧૧૪/૭૧૭૪) હમ્માદનું કથન છે કે, લાત મારવાનો બદલો નથી. હા, જો કોઇ જાનવરને છંછેડે અને જો તે લાત મારે તો બદલો છે.

(૧૧૫/૭૧૭૫) શુરૈહ કહે છે કે, જાનવરના બે પગે લાત મારવાનો કોઇ બદલો નથી.

(૧૧૬/૭૧૭૬) હકમ અને હમ્માદનું કથન છે કે, જો ગધેડા પર કોઇ ઓરત સવાર હોય અને ગધેડો હાંકનાર હાંકે અને ઓરત પડી જાય તો કંઇ બદલો નથી.

(૧૧૭/૭૧૭૭) સઅબીનું કથન છે કે, જો કોઇ જાનવરને બેફામ હાંકે અને જાનવરથી કંઇ નુકસાન થઇ જાય તો હાંકનાર જવાબદાર છે અને જો ધીમે ધીમે સાધારણ ચાલથી ચલાવી રહ્યો હોય અને કંઇ નુકસાન થાય તો કંઇ વાંધો નથી.

(૧૧૮/૭૧૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જાનવર (ના કારણે થયેલા નુકસાન)નું વળતર માફ છે. ખાણ ખોદતી વખતે કોઇ મજુર મરી જાય તો બદલો નથી. કુવો ખોદતી વખતે કોઇ મરી જાય તો બદલો નથી અને દટાયેલા ખજાનામાંથી પાંચમો ભાગ સરકારી છે.

## વાંક વગર કોઇ ઝિમ્મી કાફિરને મારી નાખવાની સજા

(૧૧૯/૭૧૭૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ કોઇ ઝિમ્મીને કત્લ કરશે તે જન્નતની ખૂશ્બૂ નહીં સૂંઘે, એમ છતાં કે તેની ખૂશ્બૂ ચાળીસ વરસના રસ્તેથી અનુભવાશે.

## મુસલમાનને કાફિરના બદલે કત્લ કરવામાં ન આવે

(૧૨૦/૭૧૮૦) અબૂ જુહૈફા કહે છે : મેં હઝરત અલી (રદિ.)ને પૂછયું, શું તમારી પાસે કોઇ એવો હુકમ છે જે કુર્આનમાં મોજુદ નથી ? તેમણે કહ્યું : વળતર ચુકવવાનો, કેદીને છોડવાનો અને મુસલમાનને કાફિરના બદલે કત્લ ન કરવાના હુકમો છે.

## જો ગુસ્સામાં મુસલમાન યહૂદીને તમાચો મારી દે તો શું હુકમ છે ?

(૧૨૧/૭૧૮૧) હઝરત અબૂ સઇદની રિવાયતમાં છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, નબીઓને પરસ્પર એકબીજા પર ફઝીલત ન આપો.

(૧૨૨/૭૧૮૨) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : એક યહૂદી રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો. તેણે કહ્યું : મુહમ્મદ, તમારા એક અનસારી સહાબીએ મારા મોં પર તમાચો માર્યો. આપે કહ્યું : તેને બોલાવો. હુકમ અનુસાર તેને બોલાવવામાં આવ્યો. હુઝૂરે તેને કહ્યું કે, તમે તેના મોં પર તમાચો કેમ માર્યો ? તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! હું યહૂદીઓ તરફથી પસાર થયો ત્યારે મેં સાંભળ્યું કે, તેઓ કહી રહ્યા હતા કે, તે ખુદાની કસમ જેણે મૂસા (અલ.)ને બધા માનવીઓ પર શ્રેષ્ઠતા આપી છે. મેં કહ્યું : શું મુહમ્મદ (સલ.) કરતાં પણ મૂસા (અલ.) શ્રેષ્ઠ છે ? (તેણે કહ્યું : હા.) મને ગુસ્સો આવ્યો અને મેં એને તમાચો મારી દીધો. આપે કહ્યું : મને બીજા નબીઓ પર શ્રેષ્ઠતા ન આપો. કારણ કે, કિયામતના દિવસે જ્યારે લોકો બેભાન થઇ જશે ત્યારે સૌથી પહેલાં મને ભાન આવશે, પરંતુ હું જોઇશ કે, મૂસા (અલ.) અર્શનો પાયો પકડીને ઉભા છે. ખબર નહીં કે, તેમને મારાથી પહેલાં ભાન આવશે કે તૂરવાળું બેભાનપણું તેમના હિસાબમાં ગણી લેવામાં આવશે.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# દુશ્મનો અને મુરતદોનું તૌબા કરવું અને તેમનું કત્લ કરવું

## મુશ્રિકનો ગુનોહ અને દુનિયા અને દીનમાં તેનો અઝાબ

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન શિર્ક લઝુલ્મુન અઝીમ' શિર્ક ભયંકર ઝુલ્મ છે. 'વ લઇન**

**અશ્રકત લયહબતન્ન અમલુક વ લતકૂનન્ન મિનલ ખાસિરીન' જો તમે શિર્ક કરશો તો તમારૂં કર્યું-કરેલું બેકાર જશે અને નુકસાન પામનારાઓમાંથી થઇ જશો**

(૧૨૩/૭૧૮૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : જ્યારે આયત **અલ્લઝીન આમનૂ વ લમયલ્બિસૂ ઇમાનહુમ બિઝુલ્મિન** ઉતરી ત્યારે સહાબાઓ માટે મોટી મુશ્કેલી ઉભી થઇ. તેઓ કહેવા લાગ્યા કે, અમારામાંથી કોણે ઇમાનને ઝુલ્મ સાથે ભેળસેળ કર્યું નથી ? હુઝૂરે કહ્યું કે, એવો ભાવાર્થ નથી. શું તમે હઝરત લુકમાનનું કથન સાંભળ્યું નથી કે શિર્ક ભયંકર ઝુલ્મ છે ?

(૧૨૪/૭૧૮૪) હઝરત અબૂબક્રહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાની સાથે શિર્ક કરવો, માંબાપની નાફરમાની કરવી અને જુઠી ગવાહી દેવી સૌથી મોટા ગુનાહો છે. છેલ્લા શબ્દને હુઝૂર વારંવાર બોલતા રહ્યા. અમે (મનમાં) કહેવા લાગ્યા કે, કાશ ! હુઝૂર ચુપ થઇ જાય.

(૧૨૫/૭૧૮૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે : એક આદિવાસી મુબારક સેવામાં હાજર થયો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મોટા ગુનાહો કયા કયા છે ? આપે કહ્યું : શિર્ક કરવો. તેણે કહ્યું : એના પછી ? આપે કહ્યું : માંબાપની નાફરમાની કરવી. તેણે કહ્યું કે પછી ? આપે કહ્યું : જુઠી કસમ ખાવી. મેં કહ્યું કે, જુઠી કસમથી શું મુરાદ છે ? આપે કહ્યું : જુઠી કસમ ખાઇને કોઇ મુસ્લિમનો માલ પડાવી લેવો.

(૧૨૬/૭૧૮૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે : એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! શું અંધકાર યુગમાં કરેલા કામોની પણ અમને શિક્ષા થશે ? આપે કહ્યું : જે ઇસ્લામમાં નેક કામ કરશે તેને અંધકાર યુગમાં કરેલા કામોની શિક્ષા નહીં થાય. જે ઇસ્લામના સમયમાં ખરાબ કામ કરશે તેના આગલા પાછલા બધા (કામો)ની શિક્ષા થશે.

## મુરતદ્દ પુરૂષ અને મુરતદ્દ સ્ત્રીનો હુકમ

(૧૨૭/૭૧૮૭) ઇબ્ને ઉમર, ઝુહરી અને ઇબ્રાહીમ નખઇનું કથન છે કે, મુરતદો પાસે તૌબા કરાવવામાં આવે, નહીં તો કત્લ કરવામાં આવે.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **કયફ યહદી લ્લાહુ કવમન કફરૂ બઅ્દ ઇમાનિહિમ.....** કિંવા તે કોમને ખુદા કેવી રીતે હિદાયત આપશે જે ઇમાન લાવ્યા પછી કાફિર થઇ ગઇ. બીજી આયતમાં છે : **ઇન તુતીઊ ફરીક મ્મિન લ્લઝીન ઊતૂલ કિતાબ**

**યરુદ્દૂકુમ બઅ્દ ઇમાનિકુમ કાફિરીન** કિંવા જો તમે અહલે કિતાબના એક જુથની વાત માનશો તો તે તમારા મુઅમિન થઇ ગયા પછી તમને ફરી કાફિર બનાવી લેશે.

**ઇન્ન લ્લઝીન આમનૂ સુમ્મ કફરૂ સુમ્મ આમનૂ સુમ્મ કફરૂ સુમ્મ ઝદાદૂ કુફ્ર લ્લમ યકુનિ લ્લાહુ લિયગફિર લહુમ વ લા લિયહદિયહુમ સબીલા** કિંવા જે લોકો મુસલમાન થઇ ગયા, પછી કુફ્ર કરવા લાગ્યા, ફરી મુસલમાન થઇ ગયા, ફરી કાફિર થઇ ગયા, પછી કુફ્રમાં વધારો કરવા લાગ્યા તેમને ખુદા નહીં બખ્શે અને હિદાયતની રાહ નહીં બતાવે.

**આયત 'મંય્યર્તદ્દ મિન્કુમ અન દીનિહિ ફસવ્ફ યઅતી લ્લાહુ......' આયત 'વ લાકિ મ્મન શરહ બિલકુફ્રિ સદરન......' આયત 'વલાયઝાલૂન યુકાતિલૂનકુમ હત્તા યરૂદ્દુકુમ અન દીનિકુમ ઇનિ સ્તતાઊ.......'**

**વ મંય્યરતદિદ મિન્કુમ અન દીનિહિ ફયમુત વ હુવ કાફિરૂન ફઊલાઇક હબિતત અઅમાલુહુમ ફીદ્ દુન્યા વલ આખિરતિ વ ઊલાઇક અસ્હાબુ ન્નારિ હુમ ફીહા ખાલિદૂન** કિંવા તમારામાંથી જે લોકો પોતાના દીનથી ફરી જશે અને કુફ્રની હાલતમાં મરી જશે તેમના અમલો દુનિયા અને આખિરતમાં બરબાદ થશે. તેઓ દોઝખી હશે અને હંમેશા દોઝખમાં રહેશે.

(૧૨૮/૭૧૮૮) ઇકરિમા કહે છે : હઝરત અલી પાસે કેટલાક બેદીન (અધર્મી) લોકોને લાવવામાં આવ્યા. તેમણે તેમને બળાવી નાખ્યા. ઇબ્ને અબ્બાસને એ ખબર થઇ ત્યારે તેમણે કહ્યું કે, જો હું હોત તો બાળવા નહીં દેત. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, અલ્લાહના અઝાબથી અઝાબ ન આપો અને જે માણસ ધર્મ પરિવર્તન કરે તેને કત્લ કરી દો.

(૧૨૯/૭૧૮૯) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : હું મુબારક સેવામાં હાજર થયો. મારી સાથે બીજા બે અશ્અરીઓ હતા. એક મારી જમણી બાજુએ અને બીજો ડાબી બાજુએ હતો. હુઝૂર તે વખતે મિસ્વાક કરી રહ્યા હતા. મારા બંને સાથીઓએ હુઝૂરને હુકૂમતની વિનંતી કરી. આપે કહ્યું : અબૂ મૂસા ! મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ છે જેણે આપને સાચો ધર્મ આપીને મોકલ્યા છે, એમણે ન તો મને પોતાના ઇરાદાની જાણ કરી અને ન મને ખબર પડી કે, એ લોકો હુકૂમતની માગણી કરશે. હું હોઠ નીચેના હુઝૂરના મિસ્વાકને જોઇ રહ્યો હતો. આપે કહ્યું : અબૂ મૂસા, અમે

હુકૂમત ઇચ્છનારાઓની અમારા કામ અંગે નિમણૂંક નહીં કરીએ. હા, તમે યમન જાઓ. હઝરત અબૂ મૂસાની પાછળ હઝરત મુઆઝને પણ હુઝૂરે મોકલ્યા. હઝરત મુઆઝ જ્યારે હઝરત અબૂ મૂસા પાસે ગયા ત્યારે અબૂ મૂસાએ તેમની સામે પોતાનો તકિયો રજુ કર્યો અને કહ્યું કે, ઉતરો. તે વખતે હઝરત અબૂ મૂસા પાસે એક માણસને બાંધેલો હતો. હઝરત મુઆઝે પૂછયું કે, આ શું છે ? અબૂ મૂસાએ કહ્યું કે, એ યહૂદી હતો, પછી મુસલમાન થયો, પરંતુ ફરી યહૂદી બની ગયો. હઝરત મુઆઝે કહ્યું કે, જ્યાં સુધી એને કત્લ કરવામાં નહીં આવે ત્યાં સુધી હું નહીં બેસું. ખુદા અને રસૂલનો પણ એ જ હુકમ છે. આ શબ્દો હઝરત મુઆઝે ત્રણ વાર કહ્યા. છેવટે હઝરત અબૂ મૂસાએ હુકમ આપ્યો અને તેને કત્લ કરી દેવામાં આવ્યો. ત્યાર પછી બંને સદ્-ગૃહસ્થોએ રાત્રિના જાગરણની ચર્ચા કરી. એકે કહ્યું કે, હું તો ઉભો રહીને ઇબાદત કરૂં છું, પછી સૂઇ જાઉં છું. ઉંઘમાં પણ તે જ વસ્તુની તમન્ના કરૂં છું જેની ઇબાદતની હાલતમાં કરૂં છું.

## જે માણસ ફર્ઝોનો ઇન્કાર કરે તેના મુરતદ્દ હોવાનો અને કત્લ કરવાનો હુકમ

(૧૩૦/૭૧૯૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : જ્યારે હુઝૂર (સલ.)ની વફાત થઇ અને હઝરત અબૂબક્રને ખલીફા બનાવવામાં આવ્યા અને અરબસ્તાનના કેટલાક લોકો કાફિર બની ગયા. (હઝરત અબૂબક્રે તેમના પર ચઢાઇનો હુકમ આપ્યો ત્યારે) હઝરત ઉમરે હઝરત અબૂબક્રને કહ્યું : તે લોકો સાથે કેવી રીતે લડાઇ કરી શકીએ ? હુઝૂરે તો એમ કહ્યું હતું કે, મને લોકો સાથે લડવાનો ત્યાં સુધી હુકમ આપવામાં આવ્યો છે કે, તે 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહે. જે માણસે 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહ્યું તેણે મારાથી પોતાનો જાનમાલ બચાવી લીધો. હા, જો હકથી જાન અથવા માલ લેવામાં આવે તો ઠીક. એનો હિસાબ અલ્લાહના શિરે છે. હઝરત અબૂબક્રે કહ્યું કે, ખુદાની કસમ ! હું તો દરેક એવા માણસ સાથે જિહાદ કરીશ જે નમાઝ અને ઝકાતના હુકમને અલગ સમજતા હોય. કારણ કે, ઝકાત આર્થિક હક છે. ખુદાની કસમ ! જો તેઓ મને બકરીનું બચ્ચું પણ નહીં આપે જે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં આપતા હતા તો હું તેમની સાથે જિહાદ કરીશ. હઝરત ઉમર કહે છે કે, વાત એમ છે કે, ખુદાએ હઝરત અબૂબક્રના દિલને લડાઇની સૂઝ માટે ખોલી દીધું હતું. પાછળથી મને જણાયું કે, એ જ સાચું પણ હતું.

## જો ઝિમ્મી વગેરે કટાક્ષમાં રસૂલુલ્લાહ (સલ.)ને ખરાબ કહે, સ્પષ્ટ રીતે ન કહે તો શું

**હુકમ છે ?**

(૧૩૧/૭૧૯૧) હઝરત અનસ કહે છે : એક યહૂદી રસૂલુલ્લાહ (સલ.) પાસેથી પસાર થયો. તેણે કહ્યું : **અસ્સામુ અલય્ક** તમારૂં મૃત્યુ થાય. હુઝૂરે જવાબ આપ્યો : **વ અલય્ક** અને તમારૂં પણ. પછી કહ્યું : તમને ખબર છે એ શું કહેતો હતો ? તેણે **અસ્સામુ અલય્ક** કહ્યું હતું. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! તો પછી અમે તેને કત્લ ન કરી દઇએ ? આપે કહ્યું : ના, જ્યારે અહલે કિતાબ તમને 'સલામુન અલય્ક' કહે ત્યારે તમે પણ 'વ અલય્કુમ' કહો.

(૧૩૨/૭૧૯૨) હઝરત આઇશા કહે છે : કેટલાક યહૂદીઓ પરવાનગી લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા. તેમણે કહ્યું : 'અસ્સામુ અલય્ક'. મેં કહ્યું : 'અલય્કુમુ સ્સામુ વ લ્લઅનતુ'. હુઝૂરે કહ્યું : આઇશા, ખુદા પોતે પણ નરમી કરે છે અને દરેક વાતમાં નરમી કરવાનું પસંદ પણ કરે છે. મેં કહ્યું : શું આપે તેમની વાત સાંભળી નથી ? આપે કહ્યું કે, મેં પણ તેમને 'વ અલયકુમ' કહ્યું હતું.

(૧૩૩/૭૧૯૩) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમારામાંથી કોઇને યહૂદીઓ સલામ કરે છે ત્યારે 'સામુન અલયકુમ' કહે છે એટલે તમે પણ 'અલય્ક' કહી દો.

(૧૩૪/૭૧૯૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે : મારી નઝર સામે હજુ સુધી તે બનાવ છે કે, હુઝૂરે એક નબીનો ઉલ્લેખ કર્યો હતો, જેમને તેમની જ કોમે મારીને લોહીલુહાણ કરી દીધા હતા. તે પોતાના ચહેરા પરથી લોહી લૂછતા જતા હતા અને કહેતા જતા હતા કે, એય અલ્લાહ ! મારી કોમની મગફિરત કર. કારણ કે, તેમને ખબર નથી.

**શરઇ પુરાવા પછી ખારજીઓ અને અધર્મીઓને કત્લ કરવાનો હુકમ. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ મા કાન લ્લાહુ લિયુદિલ્લ કવમન બઅ્દ ઇઝ હદાહુમ હત્તા યુબય્યિન લહુમ મા યત્તકૂન' ખુદાનો એ નિયમ નથી કે કોઇ કોમને હિદાયત આપ્યા પછી (વિના કારણે) ગુમરાહ કરી દે જ્યાં સુધી કે તેમની સામે તે વસ્તુ ન વર્ણવે જેનાથી તેમણે બચવું જોઇએ**

(૧૩૫/૭૧૯૫) ઇબ્ને ઉમરનું કથન છે : ખારજીઓ ખુદાની બધી મખ્લૂક કરતાં વધારે ખરાબ છે. જે આયતો કાફિરો અંગે ઉતરી હતી તેને તેમણે મુસલમાનો વિષે ઘટાવી.

(૧૩૬/૭૧૯૬) હઝરત અલી મુર્તઝાએ સુવૈદ ઇબ્ને ગફલાને કહ્યું હતું

કે, જો હું રસૂલુલ્લાહ (સલ.) પાસેથી નકલ કરતાં કોઇ હદીસ તમારી સામે વર્ણન કરૂં તો ખુદાની કસમ મારી નઝરમાં આસ્માન પરથી પડી જવું વધારે સારૂં છે એના કરતાં કે હું રસૂલુલ્લાહ તરફ જુઠની નિસ્બત કરૂં. હા, જો પરસ્પરની બાબત અંગે તમને કંઇ કહું તો લડાઇ ધોકાનું નામ છે. મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે : આપ કહેતા હતા કે, ટૂંક સમયમાં અંતિમ યુગમાં એક કોમ પેદા થશે જેમની ઉમર ઓછી અને અક્કલ અધુરી હશે. સારા માણસોની જેમ વાતચીત કરશે, પરંતુ ઇમાન તેમના ગળાથી આગળ (દિલ તરફ) નહીં વધે. એ લોકો દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે તીર નિશાનમાંથી નીકળી જાય છે. એ લોકોને તમે જ્યાં જુઓ ત્યાં કત્લ કરી દો. કારણ કે, તેમને કત્લ કરનારને કિયામતના દિવસે સવાબ મળશે.

(૧૩૭/૭૧૯૭) અબૂ સલમહ અને અતા ઇબ્ને યસારે હઝરત અબૂ સઇદ ખુદરી પાસે જઇને પૂછયું કે, હરૂરિયા (ખારજીઓ) વિષે તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી કોઇ હદીસ સાંભળી છે ? તેમણે કહ્યું : હું હરૂરિયાને ઓળખતો નથી. હા, હુઝૂરે કહ્યું હતું કે, આ ઉમ્મતમાં એક કોમ પેદા થશે જેમની નમાઝની સરખામણીમાં તમને તમારી નમાઝો તુચ્છ લાગશે. તેઓ કુર્આન પઢશે, પરંતુ કુર્આન તેમના ગળાથી આગળ નહીં વધે. એ લોકો દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે તીર નિશાનમાંથી નીકળી જાય છે. તીર ફેંકનાર તીરને જુએ છે; તીરની ધારને જુએ છે; તીરની પાંખને જુએ છે (પરંતુ કયાંયે લોહીની નિશાની દેખાતી નથી) પછી અણીને જુએ છે તો તેના પર થોડુંક લોહી ચોંટેલું હોવાનો વહેમ જાય છે.

(૧૩૮/૭૧૯૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે હરૂરિયા ફિરકા (પંથ)નો ઉલ્લેખ કરતાં કહ્યું કે, હુઝૂરે ફરમાવ્યું છે : એ લોકો ઇસ્લામમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે તીર નિશાનમાંથી નીકળી જાય છે.

## જો કોઇ માણસ ખારજીઓ સાથે ફકત એટલા માટે લડાઇ ન કરે કે લોકોને મારા પ્રત્યે નફરત ન થાય અને લોકો મારા તરફ ખેંચાતા રહે તો શું હુકમ છે ?

(૧૩૯/૭૧૯૯) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) માલે ગનીમત વહેંચી રહ્યા હતા, એવામાં અબ્દુલ્લાહ ઝૂલખુવયસરા તમીમી આવ્યો. તે કહેવા લાગ્યો : યા રસૂલલ્લાહ ! ન્યાયપૂર્વક વહેંચણી કરો. આપે કહ્યું કે, કમબખ્ત ! જો હું ન્યાયપૂર્વક નહીં વહેંચું તો બીજું કોણ વહેંચશે ? હઝરત ઉમરે કહ્યું કે, હુઝૂર, રજા આપો, હું એની

ગરદન ઉડાવી દઉં. આપે કહ્યું : જવા દો. એના સાથીઓ કંઇક એવા છે કે એમની નમાઝોની તુલનામાં તમને તમારી નમાઝો અને એમના રોઝાઓની સરખામણીમાં તમને તમારા રોઝા તુચ્છ લાગશે, પરંતુ તે લોકો દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે તીર નિશાનમાંથી નીકળી જાય છે. તીર ફેંકયા પછી તીરની પાંખને જોશે તો તેમાં લોહીની કોઇ નિશાની નહીં જુએ. તીરને જોશે તો તેમાં લોહીની નિશાની નહીં જુએ. તીરની ધારને જોશે તો તેના ઉપર પણ કોઇ નિશાની નહીં હોય. તીરના લાકડા પર જોશે તો તેના ઉપર પણ કોઇ નિશાની નહીં દેખાય. તીર (જાનવરના) મળ અને લોહીમાંથી પાર થઇ જશે. તે લોકોની નિશાની એ છે કે, તેમના (સરદારનો) એક સ્તન ઓરતના સ્તન જેવો હશે અને હલનચલન કરતો રહેશે. એ સંપ્રદાય લોકોના પરસ્પરના મતભેદો વખતે પેદા થશે. અબૂ સઇદ કહે છે : હું ગવાહી આપું છું કે, આ હદીસ મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળી છે. હું ગવાહી આપું છું કે, હઝરત અલીએ તે લોકો સાથે લડાઇ કરી હતી. હું હાજર હતો, એવામાં એક માણસને લાવવામાં આવ્યો. તેનો ચહેરો મહોરો એવો જ હતો જેવો હુઝૂર (સલ.)એ વર્ણન કર્યો હતો. હઝરત અબૂ સઇદ કહે છે : એમના વિષે જ આ આયત ઉતરી હતી : **વ મિન્હુમ મંય્યલ્મિઝુક ફી સ્સદકાતિ.**

(૧૪૦/૭૨૦૦) સહલ ઇબ્ને હુનૈફ કહે છે : હુઝૂર (સલ.)એ ઇરાક તરફ હાથ લંબાવીને કહ્યું હતું કે, અહીંથી એક કોમ નીકળશે જે કુર્આન પઢશે, પરંતુ કુર્આન તેમના ગળાની આગળ નહીં વધે. એ લોકો ઇસ્લામમાંથી એવી રીતે બહાર નીકળી જશે જેવી રીતે તીર નિશાનમાંથી બહાર નીકળી જાય છે.

## હદીસ 'લન તકૂમ સ્સાઅતુ હત્તા તકતતિલ ફિઅતાનિ દઅવાહુમા વાહિદતુન'ની વિગત

(૧૪૧/૭૨૦૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત તે સમય પછી કાયમ થશે જ્યારે કે બે જુથો જેમનો દઅવો એક જ હશે તેઓ પરસ્પર એકબીજા સાથે લડી ચુકયાં હશે.

## અર્થઘટન કરનારાઓ વિષે આયતો અને હદીસો

(૧૪૨/૭૨૦૨) હઝરત ઉમર (રદિ.) કહે છે : મેં હિશામ ઇબ્ને હકીમને હુઝૂર (સલ.)ના સમયમાં કુર્આન પઢતા સાંભળ્યા. એવા લહેજામાં (ઢબે) કુર્આન પઢતા સાંભળ્યા કે હુઝૂરે મને એવા લહેજામાં પઢાવ્યું ન હતું. સંભવ હતો કે, હું નમાઝમાં જ તેની સાથે આથડી પડું, પરંતુ મેં રાહ જોઇ. જ્યારે તેણે સલામ

ફેરવી ત્યારે મેં મારી ચાદર તેના ગળામાં નાખીને કહ્યું કે, આ સૂરત તને કોણે પઢાવી છે ? તેણે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ પઢાવી છે. મેં કહ્યું કે, તું જુઠો છે, ખુદાની કસમ ! હુઝૂરે મને એ સૂરત પઢાવી છે જે તું પઢી રહ્યો હતો. પછી હું તેને ખેંચીને હુઝૂર પાસે લાવ્યો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં એને કુર્આનની એક સૂરત એવા લહેજામાં પઢતો સાંભળ્યો કે આપે મને એવા લહેજામાં સૂરત પઢાવી નથી. આપે કહ્યું કે, એને છોડી દો. પછી કહ્યું કે, હિશામ, પઢો. હિશામે તે જ લહેજામાં તે સૂરત પઢી જે લહેજામાં મેં તેને પઢતા સાંભળ્યો હતો. હુઝૂરે કહ્યું કે, આ પ્રમાણે જ ઉતરી છે. પછી કહ્યું કે, ઉમર, તમે પઢો. હું પઢયો ત્યારે કહ્યું કે, એ પ્રમાણે જ ઉતરી છે. પછી કહ્યું : કુર્આન સાત લહેજાઓમાં ઉતર્યું છે. જે સરળ લાગે તે લહેજામાં પઢો.

(૧૪૩/૭૨૦૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : જ્યારે આયત **અલ્લઝીન આમનૂ વ લમ યલ્બિસૂ ઇમાનહુમ બિઝુલ્મિન** ઉતરી ત્યારે સહાબા ભારે મુંઝવણમાં પડયા. તેમણે કહ્યું કે, અમારામાંથી કયા માણસે પોતાની જાત પર ઝુલ્મ કર્યો નથી ? આપે કહ્યું કે, એવો અર્થ નથી જેવો તમે સમજો છો. હકીકતમાં અર્થ એવો છે જે હઝરત લુકમાને પોતાના પુત્રને કહ્યો હતો કે, બેટા, શિર્ક કરવો નહીં. શિર્ક ભયંકર ઝુલ્મ છે.

(૧૪૪/૭૨૦૪) હઝરત ઈત્બાન ઈબ્ને માલિક કહે છે : સવારના સમયે રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવ્યા. આપે કહ્યું : માલિક ઈબ્ને દુખ્શુન કયાં છે ? અમારામાંથી એક માણસે કહ્યું કે, તે મુનાફિક છે. તેને ખુદા અને રસૂલ સાથે મુહબ્બત નથી. આપે કહ્યું : એવું ન કહો. તે ખુદાને ખુશ રાખવા માટે 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહે છે. તે માણસે કહ્યું કે, હા. આપે કહ્યું : તો કિયામતના દિવસે જે બંદો આ ઈકરાર રજુ કરશે તેના પર ખુદા દોઝખ હરામ કરશે.

(૧૪૫/૭૨૦૫) હઝરત અલી મુર્તઝા કહે છે : મને, ઝુબેરને અને અબૂ મુરસિદને રસૂલુલ્લાહ (સલ.)એ મોકલ્યા. આપે કહ્યું : જાઓ અને 'હાજ' (ખાખ) નામે બાગ પાસે પહોંચી જાઓ. ત્યાં તમને એક ઓરત મળશે, જેની પાસે મક્કાના મુશ્રિકોને લખેલો હાતિબ ઇબ્ને અબી બલ્તઆનો એક પત્ર હશે. તમે તે મારી પાસે લઇ આવજો. હુકમ અનુસાર અમે બધા ઘોડાઓ પર સવાર થઇને રવાના થઇ ગયા. ઉપરોકત બાગ પાસે પહોંચ્યા ત્યારે તે ઓરત ઊંટ પર સવાર મળી. હાતિબે મક્કાવાળાઓને રસૂલુલ્લાહ (સલ.)ની રવાનગીની ખબર આપી હતી. અમે ઓરતને કહ્યું કે, તારી પાસે જે પત્ર હતો તે કયાં છે. તેણે કહ્યું કે, મારી પાસે

તો કોઇ પત્ર નથી. અમે તેના ઊંટને બેસાડીને કાઠડાની જડતી લીધી, પરંતુ કંઇ મળ્યું નહીં. મારા બંને સાથીઓએ કહ્યું : અમારા ખયાલ પ્રમાણે એની પાસે પત્ર નથી. મેં કહ્યું કે, અમે સારી રીતે જાણીએ છીએ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખોટું કહ્યું નથી. પછી મેં કહ્યું કે, તે ખુદાની કસમ ખાઇને કહું છું જેની કસમ ખાવામાં આવે છે કે, તું પત્ર કાઢીને આપ, નહીં તો હું તારા કપડાં ઉતારીશ. નાછુટકે તેણે કમરપટા તરફ હાથ લંબાવ્યો. તે વખતે તેણે કમર સાથે એક ચાદર બાંધી હતી. તેણે પત્ર કાઢીને આપ્યો. અમે પત્ર લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે હાજર થયા. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! હાતિબે ખુદા, રસૂલ અને મુસલમાનો સાથે ખયાનત કરી છે. મને રજા આપો કે, હું એની ગરદન ઉડાવી દઉં. હુઝૂરે હાતિબને કહ્યું : હાતિબ, તેં આવું કામ કેમ કર્યું ? હાતિબે કહ્યું : યા રસૂલલ્લાહ ! બેશક, હું તો ખુદા અને તેના રસૂલ પર ઈમાન રાખું છું, પરંતુ વાત એમ હતી કે, હુઝૂરના સહાબાઓમાંથી દરેક માણસની તેની કોમમાંથી એકાદ માણસ મક્કામાં છે. જેના કારણે અલ્લાહ તઆલા તેના સ્ત્રી-બાળકો અને માલનું રક્ષણ કરે છે. એટલે મને પણ વિચાર આવ્યો કે, તે લોકો પર મારો કોઇ ઉપકાર થાય. જેથી એના લીધે મારા સ્ત્રી-બાળકો અને માલનું રક્ષણ થાય. હુઝૂરે કહ્યું કે, એણે સાચું કહ્યું. તમે એને ભલાઇ સિવાય બીજું કંઇ કહો નહીં, પરંતુ હઝરત ઉમરે બીજી વાર ફરી એ જ કહ્યું કે, એણે ખુદા, રસૂલ અને મુસલમાનોની ખયાનત કરી છે. મને રજા આપો કે, એની ગરદન ઉડાવી દઉં. આપે કહ્યું કે, એ બદરવાળાઓમાંથી નથી ? તમને શું ખબર કે ખુદા બદરવાળાઓની હાલતથી માહિતગાર હોય. એટલા માટે જ તેણે કહી દીધું હોય કે, તમે લોકો જે ચાહો તે કરો. મેં તમારા માટે જન્નત ઝરૂરી બનાવી દીધી છે. આ સાંભળીને હઝરત ઉમરની આંખોમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં. તેમણે કહ્યું કે, ખુદા અને રસૂલ જ વધુ જાણે છે. ઈમામ બુખારી કહે છે કે, અબૂ અવાનાએ 'હાજ' કહ્યું છે, પરંતુ ખરો શબ્દ 'ખાખ' છે. હુશૈમે પણ ખાખ કહ્યું છે. ખાખ એક જગ્યાનું નામ છે.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# બળજબરી કરવી

**આયત 'ઇલ્લા મન ઉકરિહ વ કલ્બુહુ મુત્મઇન્નુન બિલ ઇમાનિ વ લાકિન મન શરહ બિલ કુફ્રિ સદરન ફઅલયહિમ ગદબુન મિન લ્લાહ'ની તફસીર** કિંવા **પરંતુ તે લોકો જેમને (કુફ્રસૂચક શબ્દો કહેવા માટે) મજબુર કરવામાં આવ્યા હોય, પરંતુ તેમના દિલ ઇમાનથી સંતુષ્ઠ હોય. (તેમને શિક્ષા કરવામાં નહીં આવે) પરંતુ**

જે લોકોએ કુફ્ર માટે મન ખુલ્લું રાખ્યું છે તેમના પર ખુદાનો કોપ ઉતરશે

બીજી આયતમાં છે : 'ઇલ્લા અન તત્તકૂ મિન્હુમ તુકાતન' કિંવા મુસલમાન કાફિરને મિત્ર ન બનાવે; ન જાહેરમાં ન ખાનગીમાં, પરંતુ પોતાના બચાવ ખાતર

એક અન્ય આયતમાં આવ્યું છે : 'ઇન્ન લ્લઝીન તવફ્ફાહુમુલ મલાઇકતુ ઝાલિમી અન્ફુસિહિમ કાલૂ ફીમ કુન્તુમ કાલૂ કુન્ના મુસ્તદઅફીન ફીલ અર્દિ કાલૂ અ લમ તકુન અરદુ લ્લાહિ વાસિઅતન ફતુહાજિરૂ ફીહા.......'

બીજી એક જગ્યાએ છે : 'વલ મુસ્તદઅફીન મિન રિંજાલિ વ ન્નિસાઇ વલ વિલદાનિ લ્લઝીન યકૂલૂન.....' ઇમામ બુખારી કહે છે : આ આયતોમાં અલ્લાહ તઆલાએ તે લોકોને લાચાર ઠેરવ્યા છે જેઓ કચડાયેલા હોય. જે કામનો હુકમ કરવામાં આવ્યો હોય તેને છોડવાની શકિત ન ધરાવતા હોય. લાચાર તે જ હોય છે જે દબાયેલો હોય, જે કામનો હુકમ કરવામાં આવ્યો હોય તેની શકિત ન ધરાવતો હોય

(૧૪૬/૭૨૦૬) હસન બસરી કહે છે કે, 'તકિય્યા' કિયામત સુધી જાઇઝ રહેશે.

(૧૪૭/૭૨૦૭) ઇબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે, જો કોઇ ચોરોના બળજબરી કરવાથી પત્નીને તલાક આપી દે તો તલાક નહીં પડે. ઇબ્ને ઝુબેર, શઅબી અને હસન બસરીનો આ જ મત છે.

(૧૪૮/૭૨૦૮) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અમલોનો આધાર નિય્યત પર છે.

(૧૪૯/૭૨૦૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) નમાઝમાં દુઆ માંગતા હતા : એય અલ્લાહ ! અય્યાશ ઇબ્ને અબી રબીઆ, સલમા ઇબ્ને હિશામ અને વલીદ ઇબ્ને વલીદને મુકિત આપ. એય અલ્લાહ ! કમજોર મુસલમાનોને મુકિત આપ. એય અલ્લાહ ! મુદર (કબીલા) પર સખ્તી કર અને યૂસુફ (અલ.)ના સમયના દુકાળના વરસોની જેમ દુકાળમાં તેમને સપડાવ.

**કાફિરોને મારવાનું, કત્લ કરવાનું અને તુચ્છ કરવાનું વર્ણન**

5

(૧૫૦/૭૨૧૦) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસમાં ત્રણ વસ્તુઓ હશે તે ઇમાનની મીઠાશ પામશે. દુનિયાની બધી વસ્તુઓ કરતાં તેને અલ્લાહ અને રસૂલ પ્રત્યે વધારે મુહબ્બત હોય. માનવી પ્રત્યે તેને માત્ર ખુદાને ખાતર મુહબ્બત હોય અને કુફ્રમાં પાછા ફરવાને તે આગમાં પડવાની જેમ ખરાબ ગણતો હોય.

(૧૫૧/૭૨૧૧) સઇદ ઇબ્ને ઝૈદ (રદિ.) કહે છે : મારા મુસલમાન થવાના કારણે ઉમરે મને બાંધી દીધો હતો. (તે વખતે હઝરત ઉમર ઇસ્લામ લાવ્યા ન હતા) તમે હઝરત ઉસ્માન સાથે જે કંઇ કર્યું તેના કારણે જો (તમારા પર) ઉહદ પહાડ તૂટી પડત તો બરાબર હતું.

(૧૫૨/૭૨૧૨) હઝરત ખબ્બાબ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) મુબારક ચાદરના ટેકે કઅબાના છાંયડામાં બેઠા હતા, એવામાં અમે મુશ્રિકોની ઇજાની ફરિયાદ કરી અને કહ્યું : શું હુઝૂર અમારા માટે મદદની માગણી નહીં કરે ? શું અમારા માટે દુઆ નહીં કરે ? આપે કહ્યું : તમારા પહેલાં એવી હાલત થતી હતી કે, ઝમીનમાં ખાડો ખોદીને માણસને તેમાં ઉતારીને કરવત લાવીને તે માણસના માથા પર મુકીને બે ટુકડા કરવામાં આવતા હતા અને લોખંડની કાંસકીથી લોકોનો ગોશ્ત અને સાંધા ખેંચવામાં આવતા હતા, પરંતુ આ બધી તકલીફો તેમને ધર્મમાંથી ચલિત કરી શકતી ન હતી. ખુદાની કસમ ! આ કામ (ઇસ્લામ) તો પૂરૂં થઇને રહેશે. અહીં સુધી કે, સનઆથી હદરમૂત સુધી સવાર ચાલ્યો જશે અને તેને ખુદાના સિવાય બીજા કોઇનો ભય નહીં હોય અને બકરીઓ અંગે વરૂ સિવાય બીજા કોઇનો ડર નહીં હોય, પરંતુ તમે જલદી ઇચ્છો છો.

## બળજબરીપૂર્વક વેચાણ વગેરે કરવું

(૧૫૩/૭૨૧૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક દિવસ અમે મસ્જિદમાં બેઠા હતા, એવામાં હુઝૂર (સલ.) આવ્યા. આપે કહ્યું કે, યહૂદીઓ તરફ ચાલો. અમે આપની સાથે થઇ ગયા. તેમના શિક્ષણ-કેન્દ્રમાં જઇને હુઝૂર (સલ.)એ ઉભા થઇને કહ્યું કે, હે યહૂદીઓ ! મુસલમાન થઇ જાઓ. સલામત રહેશો. યહૂદીઓએ કહ્યું કે, અબૂલ કાસિમ ! તમે તમારો સંદેશ પહોંચાડી દીધો. હુઝૂરે કહ્યું : બસ એ જ મારો હેતુ હતો. બીજી વાર ફરી હુઝૂરે તે જ આગળના શબ્દો કહ્યા. યહૂદીઓએ કહ્યું કે, અબૂલ કાસિમ ! તમે વાત પહોંચાડી દીધી. ત્રીજી વાર કહ્યું : જાણી લો કે, ઝમીન ખુદા અને તેના રસૂલની છે અને હું તમને કાઢી મૂકવા માંગું છું. એટલે જે માણસ ઇચ્છે તે પોતાનો માલ વેચી દે, નહીં તો સમજી લો કે ઝમીન

ખુદા અને તેના રસૂલની છે.

**બળજબરીના નિકાહ જાઇઝ નથી**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લાતુકરિહૂ ફતયાતિકુમ અલલ બિગાઇ.....'**

(૧૫૪/૭૨૧૪) હઝરત ખન્સા બિન્તે ખિઝામ અનસારી કહે છે : હું બિનકુંવારી હતી કે મારા પિતાએ એક જગ્યાએ મારા નિકાહ કરી દીધા. હું રાજી ન થઇ અને મુબારક સેવામાં હાજર થઇ. હુઝૂરે મારા નિકાહ રદ કરાવી દીધા.

(૧૫૫/૭૨૧૫) હઝરત આઇશા કહે છે : મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! શું ઓરતો પાસેથી નિકાહની રજા લેવામાં આવે ? આપે કહ્યું : હા. મેં કહ્યું : કુંવારી છોકરીઓ પાસે રજા લેવામાં આવે છે ત્યારે તે શરમાય છે. આપે કહ્યું : તેમનું ચુપ રહેવું એ તેમની રજા છે.

**જો કોઇને વેચાણ અથવા ભેટ માટે મજબૂર કરવામાં આવે તો દુરૂસ્ત નથી. હવે જો ખરીદનાર કોઇ મન્નત માને અથવા ગુલામને મુદબ્બર બનાવે તો તેની નિય્યત અનુસાર દુરૂસ્ત છે**

(૧૫૬/૭૨૧૬) હઝરત જાબિર કહે છે : એક અનસારીએ પોતાના ગુલામને મુદબ્બર બનાવ્યો. તેની પાસે તે ગુલામ સિવાય બીજો કોઇ માલ પણ ન હતો. હુઝૂરને ખબર મળી ત્યારે કહ્યું કે, મારી પાસેથી એ ગુલામને કોણ ખરીદે છે ? નુઐમ ઇબ્ને નહહામે તે ગુલામ આઠસો દિરહમમાં ખરીદી લીધો. હઝરત જાબિર કહે છે : તે કિબ્તી ગુલામ હતો. પહેલા જ વરસે તેનું અવસાન થઇ ગયું.

**'કરહુન' અને 'કુરહુન' બંને સમઅર્થી છે**

(૧૫૭/૭૨૧૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : નિયમ હતો કે, જ્યારે કોઇ માણસનું અવસાન થઇ જતું ત્યારે તેના વારસદારો તેની પત્નીના હકદાર થઇ જતા હતા. જો તેમનામાંથી કોઇ ઇચ્છતો તો તેની સાથે નિકાહ કરી લેતો. જો બધા વારસદારો ઇચ્છતા તો કયાંક તેના નિકાહ કરાવી દેતા, ન ઇચ્છતા તો ન કરાવતા. ગમે તેમ પણ તેમનો જ ઓરત પર હક રહેતો હતો. એ અંગે આયત **'યા અય્યુહ લ્લઝીન આમનૂ લાયહિલ્લુ લકુમ અન તરિસૂ ન્નિસાઅ કરહન.....'** ઉતરી. કિંવા મુસલમાનો ! તમારા માટે જાઇઝ નથી કે, બળજબરીથી ઓરતોના વારસદાર બની બેસો.

**જો બળાત્કાર કરવામાં આવે તો ઓરતને 'હદ' (શરઇ શિક્ષા) ફટકારવામાં ન આવે. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું**

**છે : 'વ મંય્યુકરિહહુન્ન ફઇન્ન લ્લાહ મિન બઅ્દિ ઇકરાહિહિન્ન ગફૂરૂ રહીમ'**

(૧૫૮/૭૨૧૮) સફિય્યા બિન્તે અબૂ ઉબૈદ કહે છે : હુકૂમતના ગુલામોમાંથી એક ગુલામ 'ખુમ્સ' (પાંચમા ભાગ)ના માલમાંની એક લૌંડી પાસે જઇ પહોંચ્યો અને બળજબરીથી તેનો શિયળભંગ કર્યો. હઝરત ઉમરે ગુલામને કોરડા માર્યા અને તડીપાર કર્યો, પરંતુ લૌંડીને કોરડા નહીં માર્યા. કારણ કે, તે વ્યભિચાર માટે રાજી ન હતી.

(૧૫૯/૭૨૧૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત ઇબ્રાહીમ (અલ.) સારાને લઇને વતન છોડીને નીકળ્યા અને એક ગામમાં દાખલ થયા. ત્યાં કોઇ ઝાલિમ બાદશાહ હતો. બાદશાહે હઝરત ઇબ્રાહીમને સંદેશ મોકલ્યો કે, સારાને મારી પાસે મોકલી આપો. હઝરત ઇબ્રાહીમે મોકલી દીધાં. બાદશાહ હઝરત સારા તરફ આગળ વધ્યો. હઝરત સારા વુઝૂ કરીને નમાઝ પઢવા લાગ્યાં. તેઓ કહેવા લાગ્યાં કે, એય અલ્લાહ ! જો હું તારા પર અને તારા રસૂલ પર ઇમાન લાવી છું તો કાફિરને મારા પર વર્ચસ્વ ન આપ. બાદશાહ બેભાન થઇને પડી ગયો અને એડીઓ ઘસવા લાગ્યો.

**જો કોઇ માણસને કોઇના જાનનો ભય હોય તો જાઇઝ છે કે તેને પોતાનો ભાઇ જાહેર કરે, બલ્કે દરેક મજબુર માણસ તરફથી લડવું અને ઝુલ્મને દૂર કરવું જાઇઝ છે. મઝલૂમ (પીડિત)ને નિરાધાર ન છોડવામાં આવે. જો મઝલૂમની હિમાયતમાં કોઇને મારી નાખશે તો ન વળતર ઝરૂરી છે ન બદલો. જો કોઇને કહેવામાં આવે કે, તમે શરાબ પી લો અથવા મુરદાર ખાઇ લો અથવા તમારા ગુલામને વેચી નાખો અથવા કર્ઝનો સ્વીકાર કરી લો અથવા કોઇ વસ્તુ ભેટ આપી દો, નહીં તો અમે તમારા પિતા અથવા ઇસ્લામી ભાઇને મારી નાખીશું. તો જાઇઝ છે કે એ માણસ ઉપરોક્ત કામ કરી લે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે મુસલમાન મુસલમાનનો ભાઇ છે**

**કેટલાક લોકો કહે છે કે, જો કોઇને કહેવામાં આવે કે, તું શરાબ પી લે અથવા મુદડું ખાઇ લે, નહીં તો હું તારા પુત્ર અથવા પિતા અથવા સ્નેહીને મારી નાખીશ તો તેના માટે એ કામ કરવું જાઇઝ નથી. કારણ કે, તે મજબૂરની કક્ષામાં નથી. પછી આ મંતવ્ય ધરાવનારાએ પોતે જ**

**એની વિરૂદ્ધ કહ્યું છે કે, જો કોઇને કહેવામાં આવે કે અમે તારા પિતા અથવા પુત્રને મારી નાખીશું, નહીં તો તું આ ગુલામને વેચી દે અથવા ભેટ કે કર્ઝનો સ્વીકાર કરી લે તો તર્કની રૂએ આ વેચાણ ભેટ વગેરે ઝરૂરી થઇ જશે, પરંતુ ભલાઇની રૂએ અમે કહીએ છીએ કે, દરેક પ્રકારનો બળજબરીપૂર્વકનો મામલો રદબાતલ છે. ઇમામ બુખારી કહે છે કે, આ મંતવ્ય ધરાવનારાએ સગા અને બિનસગા વચ્ચે કુર્આન અને હદીસના હુકમ વગર ભિન્નતા ઉભી કરી છે**

(૧૬૦/૭૨૨૦) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હઝરત ઇબ્રાહીમ (અલ.)એ પોતાની પત્ની વિષે કહ્યું હતું કે, એ મારી બહેન છે કિંવા દીને ઇલાહીની રૂએ.

(૧૬૧/૭૨૨૧) ઇબ્રાહીમ નખઇ કહે છે કે, જો કસમ ખવડાવનાર ઝાલિમ હોય તો કસમ ખાનારની નિય્યત પર આધાર છે અને જો કસમ ખવડાવનાર મઝલૂમ હોય તો તેની નિય્યત પર આધાર છે.

(૧૬૨/૭૨૨૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મુસલમાન મુસલમાનનો ભાઇ છે. તેના પર ન ઝુલ્મ કરે, ન તેને નિરાધાર છોડે. જે માણસ પોતાના ભાઇની ઝરૂરત પૂરી કરવામાં પ્રવૃત્ત રહેશે, તેની ઝરૂરત અલ્લાહ તઆલા પૂરી કરશે.

(૧૬૩/૭૨૨૩) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, પોતાના ભાઇની મદદ કરો, ઝાલિમ (હોય) કે મઝલૂમ. એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! જો મઝલૂમ હોય તો તેની મદદ કરી શકું છું, પરંતુ જો ઝાલિમ હોય તો કેવી રીતે મદદ કરૂં ? આપે કહ્યું : તેને ઝુલ્મ કરતાં અટકાવો, એ જ એની મદદ છે.

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## યુક્તિઓ-બહાનાઓ

**યુક્તિઓ અને બહાનાઓ છોડવા. કસમ વગેરેમાં દરેક માણસની નિય્યત પર આધાર છે**

(૧૬૪/૭૨૨૪) હઝરત ઉમર ફારૂક (રદિ.) ખુત્બા દરમ્યાન કહી રહ્યા હતા કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપ ફરમાવતા હતા : લોકો ! અમલોનો આધાર નિય્યત પર છે. દરેક માણસ માટે તે જ છે જેની તેણે નિય્યત કરી. એટલે જે માણસની હિજરત ખુદા અને રસૂલ માટે હોય તેની હિજરત ખુદા અને રસૂલ માટે જ છે. જે માણસની હિજરત દુનિયા મેળવવા માટે અથવા કોઇ

ઓરત સાથે નિકાહ કરવા માટે હોય તેની હિજરત તેના માટે જ છે, જેના માટે તેણે હિજરત કરી.

## નમાઝમાં (યુક્તિનો ઉપયોગ કરવો)

(૧૬૫/૭૨૨૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઇ બેવુઝૂ થઇ જાય તો જ્યાં સુધી તે વુઝૂ ન કરે ત્યાં સુધી અલ્લાહ તઆલા તેની નમાઝ કબુલ કરતો નથી.

## ઝકાતમાં યુક્તિ કરવી

## જો માલ ભેગો હોય તો ઝકાત વાજિબ થવાના ભયથી તેને અલગ અલગ ન કરે અને અલગ અલગ હોય તો ભેગો ન કરે

(૧૬૬/૭૨૨૬) હઝરત અનસ કહે છે : હઝરત અબૂબક્ર (રદિ.)એ મને ઝકાતનું તે હુકમનામું લખી આપ્યું જે રસૂલુલ્લાહ (સલ.)એ મુકર્રર કર્યું હતું કે, અલગ અલગ જાનવરોને એકત્ર કરવામાં ન આવે અને ઝકાત વાજિબ થવાના ભયથી ભેગા જાનવરોને અલગ અલગ કરવામાં ન આવે.

(૧૬૭/૭૨૨૭) હઝરત તલહા ઇબ્ને ઉબેદુલ્લાહ કહે છે : એક વિખરાયેલા વાળવાળો આદિવાસી રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો. તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! મને બતાવો કે, અલ્લાહ તઆલાએ મારા પર કઇ નમાઝ ફર્ઝ કરી છે ? આપે કહ્યું : પાંચ નમાઝો, હા, જો તું નફિલ પઢે. તેણે કહ્યું કે, ખુદા તઆલાએ કેટલા રોઝા ફર્ઝ કર્યા છે ? આપે કહ્યું : રમઝાન માસના, હા, જો તું નફિલ રોઝા રાખે. તેણે કહ્યું : બતાવો કે, ખુદાએ ઝકાત કેટલી ફર્ઝ કરી છે ? હુઝૂરે તેને ઇસ્લામના કાયદાઓ બતાવ્યા. તેણે કહ્યું : તે ખુદાની કસમ છે જેણે આપને ઇઝઝત આપી છે. ખુદા તઆલાએ મારા પર જે કંઇ ફર્ઝ કર્યું છે તેમાં ઘટાડો-વધારો નહીં કરૂં. હુઝૂરે કહ્યું : જો તેણે સાચું કહ્યું તો કામિયાબ થઇ ગયો, જો ખરૂં કહ્યું તો જન્નતમાં દાખલ કરી દેવામાં આવ્યો.

કેટલાક લોકોનું મંતવ્ય છે કે, ૧૨૦ ઊંટોમાં બે 'હિક્કા' છે. હવે જો કોઇ એનો નાશ કરે (કિંવા ઝકાતનો હિસ્સો ઝબ્હ કરીને પોતે ફાયદો ઉઠાવે) અથવા ભેટ આપી દે અથવા ઝકાતમાંથી બચવા માટે બીજી કોઇ યુકિત કરે તો તેના પર ઝકાત જરૂરી નથી.

...........................

(૧૬૪/૭૨૨૪) હીલાનો હુકમ એવો છે કે, જરૂરત વખતે જાઇઝ છે. ઇમામ બુખારી (રહ.)નો મત એનાથી જુદો છે. આ એક અત્યંત બારીક અને વિદ્વતાપૂર્ણ વિષય છે. ફુટનોટ એની ચર્ચાનું સ્થળ નથી. ટૂંકમાં, વિદ્વાન આલિમો અને મુફતી સાહેબો ઇલ્મની રોશનીમાં અને મુસ્લિમોના સામુહિક હિત ખાતર જે અભિપ્રાય આપે તેને અપનાવવો જોઇએ.

(૧૬૮/૭૨૨૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે કેટલાક લોકોનો ખજાનો ગંજો સાપ બની જશે. ખજાનાનો માલિક તેનાથી ભાગશે અને તે તેની પાછળ હશે. તે કહેશે કે, હું તારો ખજાનો છું. ખુદાની કસમ ! તે સાપ સતત માલિકની પાછળ જશે. અહીં સુધી કે, તે માણસ સાપ તરફ હાથ લંબાવીને તેના મોંમાં નાખી દેશે અને સાપ તેને કોળિયો બનાવી જશે. હુઝૂરે કહ્યું કે, જેની પાસે ઊંટ હોય અને તે તેની ઝકાત ન આપે તો કિયામતના દિવસે ઊંટોને તેના પર વર્ચસ્વ આપવામાં આવશે. ઊંટ પોતાની ખરીઓથી તેનું મોં કચડી નાખશે.

કેટલાક લોકોનું કથન છે કે, જો કોઇની પાસે ઊંટ હોય અને ઝકાત વાજિબ થવાનો તેને ભય હોય તે ઝકાતથી બચવા માટે એવી યુક્તિ કરે કે તે ઊંટોને બીજા ઊંટોના બદલામાં અથવા બકરીઓના અથવા ગાયોના અથવા રૂપિયાના બદલામાં વેચી દે તો તેના પર ઝકાત વાજિબ નથી. આ જ મત ધરાવનારનો મત છે કે જો વરસ પૂરું થવાના એક દિવસ પહેલાં અથવા એક વરસ આગળ ઊંટોની ઝકાત આપી દે તો જાઇઝ છે.

(૧૬૯/૭૨૨૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : સઅદ ઇબ્ને ઉબાદા અનસારીએ પોતાની માં અંગે મસ્અલો પૂછયો કે, તેના પર મન્નત વાજિબ હતી, પરંતુ મન્નત પૂરી કરતા પહેલાં તેનું અવસાન થઇ ગયું. હુઝૂરે કહ્યું કે, તમે તેના તરફથી પૂરી કરો.

કેટલાક લોકોનો મત છે કે, જો ઊંટો ૨૦ થઈ જાય તો તેમાં ચાર બકરીઓ વાજિબ છે. જો વરસ પૂરૂં થતા પહેલાં ઝકાત ઉડાવી દેવા માટે તેમને વેચી દે અથવા ભેટ આપી દે તો ઝકાત વાજિબ નથી. એવી જ રીતે જો તેમનો નાશ કરે અને તે મરી જાય તો પણ ઝકાત જરૂરી નથી.

## નિકાહમાં યુક્તિ કરવી

(૧૭૦/૭૨૩૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ‘શિગાર’ની મનાઇ ફરમાવી છે. નાફિઅ કહે છે : શિગારનો અર્થ એ છે કે, કોઇ માણસ બીજા માણસની છોકરી સાથે નિકાહ કરે અને તેના નિકાહમાં પોતાની છોકરી આપે. બંનેની મહેર કંઇ ન હોય અથવા તેની બહેન સાથે પોતે નિકાહ કરી લે અને પોતાની બહેન સાથે તેના નિકાહ કરી દે અને મહેર કંઇ ન હોય.

અમુક લોકોનું કથન છે કે, જો (શરતી) યુકિત કરીને શિગાર નિકાહ કરે તો જાઇઝ છે અને શરત બાતલ છે. મુત્આ ફાસિદ નિકાહ છે અને શરત બાતલ છે. કેટલાક લોકોનો મત છે કે, મુત્આ અને

શિગાર બંને જાઇઝ છે અને શરત બાતલ છે.

(૧૭૧/૭૨૩૧) હઝરત અલી મુર્તઝાને કહેવામાં આવ્યું કે, ઇબ્ને અબ્બાસની દૃષ્ટિએ મુત્આ કરવામાં કંઇ વાંધાજનક નથી. તેમણે કહ્યું કે, ખૈબરના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ મુત્આ કરવાની અને ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી હતી.

કેટલાક લોકો કહે છે કે, જો યુક્તિ કરીને મુત્આ કરી લીધો તો નિકાહ ફાસિદ છે. કેટલાકની દૃષ્ટિએ નિકાહ જાઇઝ છે અને શરત બાતલ છે.

**ખરીદ-વેચાણમાં યુક્તિ કરવાની મનાઇ છે અને ઝરૂરત કરતાં વધારે પાણી રોકવું કિંવા જરૂરતવાળાને ન આપવું એની પણ મનાઇ છે**

(૧૭૨/૭૨૩૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, પોતાની જરૂરત કરતાં વધારે ઘાસના રક્ષણ માટે પોતાની જરૂરતમાંથી બચેલું પાણી રોકવાની મનાઇ છે.

**ખરીદવાના ઇરાદા વગર બીજાના ભાવ પર ભાવ વધારવાની મનાઇ છે**

(૧૭૩/૭૨૩૩) હઝરત ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ખરીદવાના ઇરાદા વગર ભાવ વધારવાની મનાઇ ફરમાવી છે.

**વેચાણમાં છેતરવાની મનાઇ છે. અય્યૂબ કહે છે કે, લોકો ખુદાને છેતરે છે જ્યારે કે માણસોને છેતરે છે. જો ખુલ્લમખુલ્લા વધારે ભાવ લઇ લે તો મારા માટે ઘણું સરળ છે**

(૧૭૪/૭૨૩૪) ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.) સામે એક માણસની વાત નીકળી કે, તેને વેચાણમાં છેતરવામાં આવે છે. આપે કહ્યું : ખરીદ-વેચાણ વખતે કહી દો કે, છેતરપિંડી ન થાય.

**પૂરેપૂરી મહેર ન આપવા માટે વાલીનું યતીમ છોકરીને છેતરીને તેની સાથે નિકાહ કરવું મના છે**

(૧૭૫/૭૨૩૫) હઝરત ઉરવા કહે છે : મેં હઝરત આઇશાને આયત **વ ઇન ખિફતુમ અલ્લા તુકસિતૂ ફીલ યતામા ફન્કિહૂ મા તાબ લકુમ મિન ન્નિસાઇ.....**નો અર્થ પૂછયો. તેમણે કહ્યું : એનાથી એવી યતીમ છોકરી મુરાદ છે જે પોતાના વાલીની દેખરેખ હેઠળ હોય. વાલી તેના માલ અને સૌંદર્યની ઇચ્છા ધરાવતો હોય અને

ઇચ્છતો હોય કે, તેના જેવી ઓરતો કરતાં ઓછી મહેરમાં તેની સાથે નિકાહ કરી લે. ઉપરોકત આયતમાં એની મનાઇ કરવામાં આવી છે. હા, જો વાલી ન્યાયપૂર્વક પૂરી મહેર આપે તો મનાઇ નથી. એ પછી લોકોએ હુઝૂર (સલ.)ને ફત્વો પૂછયો ત્યારે આયત **યસ્તફતૂનક ફી ન્નિસાઇ** ઉતરી.

**જો કોઇ કોઇની લોંડી છીનવી લે, પછી જાહેર કરે કે લોંડી મરી ગઇ તો લોંડીની કીમત ચુકવવાનો હુકમ આપવામાં આવશે. હવે જો મૂળ માલિકને તે લોંડી કયાંક મળી આવે (**કિંવા** તે મરી ગઇ ન હોય) તો લોંડીનો તે કબજો લઇ લેશે અને કીમત પાછી આપી દેશે. કેટલાક લોકોનો મત છે કે, તે વખતે લોંડી છીનવી લેનારની હશે. કારણ કે, મૂળ માલિક કીમત લઇ ચુકયો છે. હકીકતમાં આ તે માણસ માટે બહાનું છે જે કોઇ લોંડીને ખરીદવા માંગતો હોય અને માલિક વેચતો ન હોય. એટલે તેણે છીનવી લીધી અને પછી બહાનું આગળ ધર્યું કે લોંડી મરી ગઇ જેથી મૂળ માલિક તેની કીમત લઇ લે. જયારે કીમત ચુકવી દેવામાં આવશે ત્યારે લોંડી છીનવી લેનાર માટે હલાલ થઇ જશે, પરંતુ હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, તમારા માટે પરસ્પર એકબીજાનો માલ હરામ છે. દરેક દગાખોરનો કિયામતના દિવસે એક ઝંડો હશે**

(૧૭૬/૭૨૩૬) ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે દરેક દગાખોરનો એક ઝંડો હશે, જેનાથી તે ઓળખાશે.

(૧૭૭/૭૨૩૭) હઝરત ઉમ્મે સલમહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું માનવી છું. તમે લોકો મારી પાસે ઝઘડો લઇને આવો છો. બનવાજોગ છે કે, તમારામાંથી કેટલાક લોકો પોતાનો કેસ અસરકારક રીતે રજૂ કરે અને હું તેમની તરફેણમાં ચુકાદો આપી દઉં, પરંતુ જે માણસના ભાઇના હક્ક વિરૂધ્ધ હું તેને ચુકાદો આપી દઉં તો તેણે તે ન લેવો જોઇએ. કારણ કે, હકીકતમાં હું તેને આગનો એક ભાગ આપું છું.

## નિકાહનું વર્ણન

(૧૭૮/૭૨૩૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, કુંવારી સાથે તેની રજા વગર અને બિનકુંવારી સાથે તેની સલાહ-મંત્રણા વગર નિકાહ થઇ શકતા નથી. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! કુંવારી કેવી રીતે

રજા આપી શકે ? આપે કહ્યું : તેનું ચુપ રહેવું એ જ રજા છે.

કેટલાક લોકોનો મત છે કે, જો કુંવારી છોકરીની રજા લેવામાં ન આવે અને તેની સાથે નિકાહ કરવામાં ન આવે, પરંતુ કોઇ માણસ બહાનું કરીને બે જુઠા ગવાહો રજુ કરે કે, મારા એની સાથે એની રાજીખુશીથી નિકાહ થયા હતા અને કાઝી તેના નિકાહને દુરૂસ્ત ગણે, જો કે દાવેદારને ખબર છે કે ગવાહી જુઠી છે તો એવી હાલતમાં નિકાહ દુરૂસ્ત ગણવામાં આવશે અને નિકાહના લાભો ઉઠાવવા જાઇઝ છે.

(૧૭૯/૭૨૩૯) કાસિમ કહે છે : જઅફરની ઔલાદમાંથી એક ઓરતને ભય લાગ્યો કે, મારો વાલી કયાંક મારી મરજી વિરૂધ્ધ મારા નિકાહ ન કરી દે. એટલે તેણે અબ્દુર્રહમાન અને મુઝમ્મિઅને કહેવડાવ્યું. બંને સજ્જનોએ કહ્યું કે, તમારે ડર ન રાખવો જોઇએ. કારણ કે, ખન્સા બિન્તે ખિઝામની મરજી વિરૂધ્ધ તેના બાપે નિકાહ કરાવ્યા હતા, પરંતુ હુઝૂરે તેના નિકાહ તોડી નંખાવ્યા.

(૧૮૦/૭૨૪૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, બિનકુંવારી સાથે તેની મંત્રણા વગર અને કુંવારી સાથે તેની રજા વગર નિકાહ કરવામાં ન આવે. સહાબાઓએ કહ્યું કે, કુંવારીની રજા કેવી રીતે લેવી ? આપે કહ્યું કે, તેનું ચુપ રહેવું એ જ તેની રજા છે.

કેટલાક લોકો કહે છે કે, જો કોઇ માણસ બે જુઠા ગવાહો રજુ કરે કે, મારા નિકાહ ફલાણી બિનકુંવારી ઓરત સાથે થયા છે અને કાઝી તે નિકાહને દુરૂસ્ત ગણી લે, જો કે પતિ જાણે છે કે મારા નિકાહ થયા નથી, તો એવી હાલતમાં એ નિકાહ જાઇઝ ગણાશે અને જાતીય લાભ ઉઠાવી શકાશે.

(૧૮૧/૭૨૪૧) હઝરત આઇશા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કુંવારી છોકરીની રજા લેવામાં આવે. મેં કહ્યું કે, કુંવારી છોકરી તો શરમાય છે. આપે કહ્યું કે, તેનું ચુપ રહેવું એ જ તેની રજા છે.

કેટલાક લોકોનો મત છે કે, જો કોઇ યતીમ છોકરી અથવા કોઇ કુંવારી છોકરીની ઇચ્છા ધરાવતો હોય અને તે ઇન્કાર કરે. આ માણસ યુકિતપૂર્વક બે જુઠા ગવાહો રજુ કરે કે, મારા નિકાહ એની સાથે થયા હતા અને પુખ્તવયની થયા પછી એણે રાજીખુશી વ્યકત કરી હતી. કાઝી પાસે આ જુઠી ગવાહી માન્ય રાખવામાં આવે. પતિને ખબર છે કે, આ જુઠી ગવાહી છે, તો એવી હાલતમાં નિકાહ ન થવા છતાં સંભોગ હલાલ છે.

**પતિ અથવા બીજી શોકય સાથે યુકિત કરવી મકરૂહ છે. આ અંગે આયત ઉતરી છે**

(૧૮૨/૭૨૪૨) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) હલવો અને મધ પસંદ કરતા હતા. અસ્રની નમાઝ પઢીને પોતાની પત્નીઓનો ચક્કર મારતા હતા. એક દિવસ હઝરત હફસા પાસે ગયા. ત્યાં નિયમ કરતાં વધારે રોકાયા. મેં લોકોને કારણ પૂછ્યું તો ખબર પડી કે, હઝરત હફસા પાસે તેમના પિયરમાંથી એક કુપ્પી મધ આવ્યું હતું. તેમણે તેનું શરબત બનાવીને રસૂલુલ્લાહ (સલ.)ને પીવડાવ્યું હતું. મેં કહ્યું કે, ખુદાની કસમ ! અમે પણ કોઇ યુકિત કરીશું. મેં સૌદાને આ અંગે વાત કરી. મેં તેમને કહી દીધું કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) તમારે ત્યાં આવે અને તમારી પાસે આવે ત્યારે કહેજો કે, યા રસૂલલ્લાહ ! આપે 'મગાફિર' (એક પ્રકારનો ગુંદર) ખાધો છે. હુઝૂર કહેશે કે, મેં ખાધો નથી. ત્યારે તમે કહેજો કે પછી આ દુર્ગંધ કેવી ? રસૂલુલ્લાહ (સલ.)ને એ વાત બિલકુલ નહીં ગમે કે, આપના મુબારક મુખમાંથી દુર્ગંધ આવે. એટલે આપ કહી દેશે કે, હફસાએ મને મધનું શરબત પીવડાવ્યું છે. તમે કહેજો કે, મધમાખીઓએ ઉરફુતના ઝાડનો રસ ચુસ્યો હશે. હું પણ એમ જ કહીશ. સફિય્યા, તમે પણ એ પ્રમાણે જ કહેજો. જેથી હુઝૂર જ્યારે સૌદા પાસે ગયા ત્યારે સૌદાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આપે મગાફિર ખાધો છે. આપે કહ્યું : ના. સૌદાએ કહ્યું : પછી આ દુર્ગંધ કેવી ? આપે કહ્યું : હફસાએ મને મધનું શરબત પીવડાવ્યું હતું. સૌદાએ કહ્યું : તો મધમાખીઓએ ઉરફુતના ઝાડનો રસ ચુસ્યો હશે. પછી હુઝૂર મારી પાસે આવ્યા. ત્યારે મેં પણ એવી જ વાત કરી. સફિય્યા પાસે ગયા ત્યારે તેમણે પણ એ પ્રમાણે જ કહ્યું. પછી જ્યારે હુઝૂર હફસા પાસે ગયા ત્યારે હફસાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! હું તે જ મધનું શરબત બનાવીને પીવડાવું ? આપે કહ્યું : મને એની જરૂર નથી. સૌદા કહેવા લાગી : સુબ્હાનલ્લાહ ! અમે હુઝૂર માટે તે મધ હરામ કરી દીધું. મેં કહ્યું : ચુપ રહો.

## પ્લેગથી નાસવાનું બહાનું કાઢવું મકરૂહ છે

(૧૮૩/૭૨૪૩) અબ્દુલ્લાહ ઇબ્ને આમિરથી રિવાયત છે કે, હઝરત ઉમર સીરિયા જવા માટે (મદીનાથી) નીકળ્યા. 'સરગ' સ્થળે પહોંચ્યા ત્યારે ખબર પડી કે, સીરિયામાં પ્લેગ ફેલાયેલો છે. અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, જો તમે સાંભળો કે, કોઇ ભૂમિ પર પ્લેગ ફેલાયો છે તો તમે પોતે ત્યાં ન જાઓ અને જો એવી ભૂમિ પર પ્લેગ ફેલાય કે જ્યાં તમે છો તો ત્યાંથી નાસભાગ કરો નહીં. આ સાંભળીને હઝરત ઉમર 'સરગ'થી પાછા ફર્યા.

(૧૮૪/૭૨૪૪) હઝરત ઉસામા ઇબ્ને ઝૈદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ આફતનો ઉલ્લેખ કર્યો. આપે કહ્યું : એ 'રિજઝ' છે અથવા અઝાબ છે કે, અમુક કોમોને એમાં સંડોવવામાં આવી છે, પરંતુ તેમાંનો કેટલોક ભાગ બાકી રહી ગયો. તે જ આવતો જતો રહે છે. જો કોઇને ખબર હોય કે ફલાણી જગ્યાએ પ્લેગ છે તો પોતે સાહસ કરીને ત્યાં ન જાય અને જો તે કોઇ જગ્યાએ હોય અને ત્યાં પ્લેગ ફેલાય તો ત્યાંથી નાસી ન જાય.

## ભેટ અને પડોશીના ભાગનું વર્ણન

**કેટલાક લોકોનો મત છે કે, જો બહાના માટે કોઇને હઝાર દિરહમ અથવા તેનાથી વધારે ભેટ આપે, અહીં સુધી કે, અમુક વરસ તેના પાસે એ રકમ રહે, પછી પાછી લઇ લે તો બન્નેમાંથી કોઇના ઉપર ઝકાત વાજિબ નથી. ઇમામ બુખારી કહે છે : આ મંતવ્ય ધરાવનારે ભેટ અંગે રસૂલુલ્લાહ (સલ.)ની વિરૂધ્ધ કર્યું અને ઝકાતને ઉડાવી દીધી.**

(૧૮૫/૭૨૪૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આપીને પાછો લેનાર તે કુતરા જેવો છે જે ઉલટી કરીને ચાટી જાય છે. એનાથી વધારે ખરાબ ઉદાહરણ અમારી પાસે નથી.

(૧૮૬/૭૨૪૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ શુફઆ (પડોશીના ભાગ)નો હુકમ દરેક અવિભાજ્ય વસ્તુમાં આપ્યો છે. જો હદબંધી થઇ જાય અને રસ્તા અલગ અલગ થઇ જાય તો પછી 'શુફઆ' નથી.

કેટલાક લોકોનો મત છે કે, 'શુફઆ' પાડોશીપણાના કારણે મુકર્રર થયો છે. આ મત ઉચ્ચારનારાએ એક એવી પધ્ધતિ રજૂ કરી છે જેનાથી ઉપરોકત કથન રદબાતલ ઠરે છે. એ પધ્ધતિ એવી છે કે, જો કોઇ મકાન ખરીદવા માગે અને તેને વિચાર આવે કે, પાડોશી શુફઆના હક્કની રૂએ લઇ લેશે તો સો ભાગોમાંથી એક ભાગ ખરીદી લે, પછી બાકીના ભાગો ખરીદી લે. પડોશીને શુફઆનો હક્ક પહેલા ભાગમાં રહેશે. બાકીના મકાનમાં તેને શુફઆનો હક્ક નહીં મળે. આવી યુકિત કરવી જાઇઝ છે.

(૧૮૭/૭૨૪૭) અમ્ર ઇબ્ને શરીદ કહે છે : મિસ્વરે આવીને મારા ખભા પર હાથ મુકયો. હું તેમની સાથે સઅદ પાસે ગયો. અબૂ રાફિએ મિસ્વરને કહ્યું : તમે એમને સલાહ કેમ આપતા નથી કે મારૂં મકાન જે એમના કંપાઉન્ડમાં છે એ ખરીદી લે. સઅદે કહ્યું કે, હું ચારસોથી વધારે નહીં આપું, કયાં તો એકસામટા

અથવા હપ્તેથી. અબૂ રાફિએ કહ્યું : મને એના પાંચસો રોકડા મળતા હતા, પરંતુ મેં ઇન્કાર કર્યો. જો મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ હદીસ સાંભળી ન હોત કે, પાડોશી પોતાની સાથેના મકાનનો વધારે હકદાર છે તો એને તમારા હાથ પર ન વેચત.

કેટલાક લોકો કહે છે કે, જો કોઇ માણસ કોઇ મકાન વેચવા માગે અને યુકિતપૂર્વક શુફઆનો હક્ક નાબુદ કરવા માગે તો વેચનારે ખરીદનારને મકાન ભેટ આપી દેવું જોઇએ. હદબંધી કરી દે અને મકાન તેના કબજામાં સોંપી દે. પછી એના બદલામાં ખરીદનાર વેચનારને હઝાર દિરહમ આપે. તે વખતે પડોશીને શુફઆનો અધિકાર નહીં રહે.

(૧૮૮/૭૨૪૮) અબૂ રાફિઅથી રિવાયત છે. સઅદે તેમની પાસેથી ચારસો મિસ્કાલમાં એક રૂમ ખરીદયો. તેમણે કહ્યું કે, જો હું અલ્લાહના રસૂલ (સલ.) પાસેથી ન સાંભળત કે પડોશી પોતાની નજીકની વસ્તુનો વધારે હકદાર છે તો હું તમને ન આપત. કેટલાક લોકો કહે છે કે, જો કોઇએ એક ઘરનો ભાગ ખરીદયો અને 'શુફઆ'ને રદ કરવાનો ઇરાદો કર્યો તો તે પોતાના નાના બાળકને ભેટ આપે. કારણ કે, તેના પર ભાગ હોતો નથી.

## અમલદારનું યુકિતપૂર્વક વર્તવું, જેથી તેને ભેટ મળે

(૧૮૯/૭૨૪૯) અબૂ હુમૈદ સાઇદીથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને અમલદાર બનાવીને બની સુલૈમના સદકાઓ વસૂલ કરવા માટે મોકલ્યો. તે માણસ ઇબ્ને લુતબિય્યા તરીકે ઓળખાતો હતો. જ્યારે એ માણસ (સદકો લઇને પાછો) આવ્યો ત્યારે હુઝૂરે તેમની પાસે હિસાબ માગ્યો. તેણે કહ્યું કે, આ આપનો માલ છે અને આ મને ભેટ મળી છે. હુઝૂરે કહ્યું : તો તારા માં-બાપના ઘરમાં કેમ બેસી ન રહ્યો, અહીં સુધી કે તારી ભેટ આવી જાત જો તું સાચો હોત. પછી હુઝૂરે અમારી સામે પ્રવચન કર્યું. ખુદાના વખાણ કર્યા પછી ફરમાવ્યું : હું તમારામાંથી કોઇને તે દેશોનો, જે દેશો ખુદાએ મારા હવાલે કર્યા છે, ગવર્નર બનાવીને મોકલું છું ત્યારે તે આવીને મને કહે છે કે, આ તમારો માલ છે અને આ માલ મને ભેટરૂપે મળ્યો છે. એ માણસ પોતાની માં અથવા બાપના ઘરમાં કેમ બેસી ન રહ્યો, જેથી તેની પાસે તેની ભેટ આવત. ખુદાની કસમ ! તમારામાંથી જે કોઇ માણસ પોતાના હક વગર કોઇ વસ્તુ લેશે તે કિયામતના દિવસે ખુદાને મળશે ત્યારે તે વસ્તુ તેના પર સવાર હશે. હું જાણતો નથી કે તમારામાંથી કોઇ ખુદાને મળશે અને બોલતું ઊંટ તેના પર સવાર હશે અથવા ગાય અવાજ કરતી હશે અથવા

બકરી અવાજ કરતી હશે. પછી હુઝૂરે પોતાના બંને હાથ એટલા ઉંચા કર્યા કે મને આપની બગલોની સફેદી દેખાવા લાગી. આપે કહ્યું : એય અલ્લાહ ! શું મેં (તારા હુકમો) પહોંચાડી દીધા ? રાવી કહે છે કે, હુઝૂરને આ પ્રમાણે બોલતા મારી આંખોએ જોયા અને મારા કાનોએ સાંભળ્યા.

(૧૯૦/૭૨૫૦) રાફિઅ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, પડોશી પોતાની નજીકની વસ્તુનો વધારે હકદાર છે. કેટલાક લોકો કહે છે : જ્યારે કોઇએ વીસ હઝાર દિરહમમાં એક ઘર ખરીદવાનો ઇરાદો કર્યો ત્યારે તેના માટે કંઇ વાંધો નથી કે, વીસ હઝાર દિરહમમાં ખરીદવા માટે એવી યુકિત કરે કે નવ હઝારને નવસો દિરહમ રોકડા આપી દે અને વીસ હઝારમાંથી જે બાકી રહ્યું તેના બદલામાં એક અશરફી રોકડી આપી દે. પછી જો પડોશી એ મકાનની માગણી કરે તો વીસ હઝાર દિરહમ આપે, નહીં તો મકાનથી હાથ ધોઇ નાખે. પછી જો મકાનમાં (વેચનાર સિવાય) બીજા કોઇનો હક્ક નીકળ્યો તો ખરીદનાર વેચનારને જે કંઇ આપ્યું છે તે પાછું લઇ લે. કિંવા નવ હઝાર નવ સો દિરહમ અને એક અશરફી. કારણ કે, વેચેલી વસ્તુનો જ્યારે કોઇ હકદાર નીકળી આવ્યો ત્યારે અશરફીનું વેચાણ બાતલ થઇ ગયું. જો તે મકાનમાં કોઇ નુકસાની જણાઇ અને તે મકાનનો કોઇ હકદાર પણ ન નીકળ્યો તો ખરીદનાર વીસ હઝાર દિરહમના બદલામાં વેચનારને મકાન પાછું આપી શકે છે.

ઇમામ બુખારી કહે છે : (આ લોકોએ) આ છેતરપિંડી મુસલમાનોમાં જાઇઝ કરી રાખી છે, જો કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, મુસલમાનના વેચાણમાં ન બીમારી છે ન એવી વાત છે જેનાથી વેચાણ નાજાઇઝ ઠરે અને ન (ખરીદનારના માલનું) નુકસાન છે.

(૧૯૧/૭૨૫૧) અમ્ર ઇબ્ને શરીદ કહે છે : અબૂ રાફિએ સઅદ ઇબ્ને માલિકને ચારસો મિસ્કાલમાં મકાન વેચ્યું. તેમણે કહ્યું કે, જો હુઝૂરે આ પ્રમાણે ન ફરમાવ્યું હોત કે પડોશી પોતાની નજીકની વસ્તુનો વધારે હકદાર છે તો હું તમને ન વેચત.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ખ્વાબની તઅબીર-સ્વપ્નાર્થ

### હુઝૂર (સલ.)ને વહી (ના પ્રકાર)ના સારા સ્વપ્નો દેખાવાનું શરૂ થઇ ગયું હતું

(૧૯૨/૭૨૫૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, વહીની શરૂઆતથી હુઝૂર (સલ.)ને સારા સ્વપ્નો દેખાવાનું શરૂ થઇ ગયું હતું. આપ જે સ્વપ્ન જોતા તે સવારના ઉદયની જેમ (જલદીથી)

જાહેર થતું. પછી હુઝૂર હિરા (ગુફા)માં રાત્રિના જાગરણ માટે કઇ કઇ રાતો સુધી જતા. ત્યાં રહેવા માટે ખાણું પણ સાથે લઇ જતા. પછી હઝરત ખદીજા પાસે આવતા, પછી ખાણું લઇને ચાલ્યા જતા, અહીં સુધી કે અચાનક આપ પર વહી ઉતરી. તે વખતે આપ હિરા (ગુફા)માં હતા. ત્યાં આપની પાસે ફરિશ્તો આવ્યો. તે આપને કહેવા લાગ્યો કે, પઢો. મેં કહ્યું : હું પઢનાર નથી. તેણે મને પકડીને દબાવ્યો, અહીં સુધી કે, મને તકલીફ થઇ. પછી મને છોડીને તેણે કહ્યું કે, પઢો. મેં કહ્યું કે, હું પઢનાર નથી. પછી મને બીજી વાર દબાવ્યો. અહીં સુધી કે મને તકલીફ થઇ. પછી મને છોડી દીધો. પછી મને કહ્યું કે, પઢો. મેં કહ્યું કે, હું પઢેલો નથી. પછી ત્રીજી વાર તેણે મને દબાવ્યો, અહીં સુધી કે, મને તકલીફ થઇ. ફરી તેણે મને છોડયો અને કહ્યું : **ઇકરઅ બિસ્મિ રબ્બિક લ્લઝી ખલક.....** પછી હુઝૂર (સલ.) ત્યાંથી પાછા ફરીને હઝરત ખદીજા (રદિ.) પાસે આવ્યા. આપની છાતી ધબકતી હતી. આપે કહ્યું કે, મને ઓઢાડો; મને ઓઢાડો. આપને ઓઢાડવામાં આવ્યું. અહીં સુધી કે જ્યારે આપનો ગભરાટ દૂર થયો ત્યારે આપે કહ્યું કે, એય ખદીજા ! મારી સાથે આ કેવો બનાવ બન્યો ? પૂરો બનાવ આપે કહી સંભળાવ્યો. આપે કહ્યું કે, મને મારા જાનનું જોખમ હતું. ખદીજાએ કહ્યું : ના, આપ ડરો નહીં, બલ્કે ખુશ થાઓ. ખુદાની કસમ ! અલ્લાહ કદી આપને ઝલીલ નહીં કરે. કારણ કે, આપ કૌટુંબિક સંબંધ જાળવો છો, સાચું બોલો છો, ગરીબો સાથે સદ્‌વર્તાવ કરો છો, મહેમાનનવાઝી કરો છો, સારા કામોમાં મદદ કરો છો. પછી ખદીજા હુઝૂરને લઇને વરકા ઇબ્ને નોફલ ઇબ્ને અસદ ઇબ્ને અબ્દુલ ઉઝઝા ઇબ્ને કુસય પાસે ગયાં. એ તેમના પિત્રાઇ ભાઇ હતા. અંધકાર યુગમાં ઇસાઇ બની ગયા હતા. અરબી લખ્યા કરતા હતા. ખુદાને જેટલી મંઝૂર હતી તેટલી અરબીમાં તેમણે ઇન્જીલ લખી પણ લીધી હતી. (હવે) તેઓ વૃધ્ધ અને અંધ થઇ ગયા હતા. હઝરત ખદીજાએ તેમને કહ્યું કે, હે કાકાના પુત્ર ! તમારા ભત્રીજા પાસેથી સાંભળો. વરકાએ કહ્યું કે, હે ભત્રીજા ! તમે શું જોયું ? હુઝૂરે જે કંઇ જોયું હતું તે કહ્યું. વરકાએ કહ્યું : એ તે નામૂસ (જિબ્રઇલ) છે જે મૂસા (અલ.) પાસે આવ્યા હતા. કાશ ! હું તે સમયે જીવતો હોત જે સમયે તમારી કોમ તમને કાઢી મૂકશે. હુઝૂરે કહ્યું : શું તે મને કાઢી મૂકશે ? વરકાએ કહ્યું : હા, જે માણસ તે વસ્તુ લાવ્યા જે તમે લાવ્યા છો (કિંવા અલ્લાહના હુકમો અથવા આકાશી પુસ્તક) તેમની સાથે દુશ્મની કરવામાં આવી છે. જો મને તે દિવસ નસીબ થયો તો હું આપને ભરપૂર મદદ કરીશ. તે પછી વરકાનું અવસાન

થઇ ગયું અને વહીના આગમનમાં ખૂબ વિલંબ થયો. અહીં સુધી કે, હુઝૂર આ (બનાવો)થી જે આપણે જાણીએ છીએ એટલા ગમગીન બન્યા કે ડુંગરોના શિખરો પર ચઢીને પોતાની જાતને ફેંકી દેવાનો ઇરાદો કર્યો. જ્યારે આપ પહાડ પર આ કારણસર ચઢતા ત્યારે પણ જિબ્રઇલ આપની સામે જાહેર થઇને કહેતા કે, હે મુહમ્મદ ! બેશક, તમે અલ્લાહના રસૂલ છો. તેમના આ પ્રમાણે કહેવાથી હુઝૂરનું દિલ શાંત થતું અને મનને શાંતિ થતી. હુઝૂર પાછા ફરતા. પછી જ્યારે વહીના સળંગ આગમનમાં એક મુદ્દત પસાર થઇ ગઇ ત્યારે આપ ફરી તે જ પ્રમાણે પહાડ પર ચઢયા. જિબ્રઇલ દેખાયા અને તે જ પ્રમાણે આપને કહ્યું.

ઇબ્ને અબ્બાસ કહે છે : **ફાલિકુલ ઇસ્બાહ**નો અર્થ થાય છે સૂર્યનો પ્રકાશ દિવસે છે અને ચંદ્રનો પ્રકાશ રાત્રે છે.

## નેક લોકોનું સ્વપ્ન અને અલ્લાહ તઆલાનું ફરમાન 'લકદ સદક લ્લાહુ રસૂલહુ ર્રુઅ્યા બિલ હક્કિ.....ફત્હન કરીબા'

(૧૯૩/૭૨૫૩) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું છે કે, સારા માણસોના સારા સ્વપ્નો નુબુવ્વતના ૪૬ ભાગોમાંનો એક ભાગ છે.

## સારૂં સ્વપ્ન ખુદાના તરફથી છે

(૧૯૪/૭૨૫૪) અબૂ કતાદા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : સારૂં સ્વપ્ન ખુદાના તરફથી છે અને ખરાબ સ્વપ્ન શયતાન તરફથી છે.

(૧૯૫/૭૨૫૫) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.)એ હુઝૂરે અકરમ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપે ફરમાવ્યું કે, જ્યારે તમારામાંથી કોઇ એવો માણસ સ્વપ્ન જુએ જે તેને સારૂં લાગે તો તે ખુદાના તરફથી છે. તે અંગે તેણે ખુદાનો શુક્ર અદા કરવો જોઇએ અને તેનો ઉલ્લેખ પણ કરવો જોઇએ. એ સિવાય જે એવું સ્વપ્ન જુએ કે ખરાબ લાગે તો તે શયતાન તરફથી છે. તેની બુરાઇથી ખુદાની પનાહ માગે અને એ અંગે કોઇને વાત ન કરે. કારણ કે, પછી તે તેને નુકસાન નહીં કરે.

## સારૂં સ્વપ્ન નુબુવ્વતના ૪૬ ભાગોમાંનો એક ભાગ છે

(૧૯૬/૭૨૫૬) અબૂ કતાદા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : સારૂં સ્વપ્ન અલ્લાહ તરફથી છે અને ખરાબ સ્વપ્ન શયતાન તરફથી છે. તમારામાંથી જે કોઇ ખરાબ સ્વપ્ન જુએ તેણે પોતાની

.............................

(૧૯૨/૭૨૫૨) સ્વપ્ન અંગે પહેલા ભાગમાં તથા અન્ય ભાગોમાં વર્ણન આવી ગયું છે, ત્યાં જોઇ લેવું.

ડાબી બાજુએ થૂકવું જોઇએ. કારણ કે, પછી તે તેને નુકસાન નહીં કરે. યહ્યા ઇબ્ને કસીરે અબ્દુલ્લાહ ઇબ્ને અબી કતાદાથી, તેમણે પોતાના પિતા પાસેથી અને તેમણે હુઝૂર પાસેથી આ પ્રમાણે રિવાયત કરી છે.

(૧૯૭/૭૨૫૭) હઝરત ઉબાદા ઇબ્ને સામિત કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : મુઅમિનનું સ્વપ્ન નુબુવ્વતના ૪૬ ભાગોમાંનો એક ભાગ છે. આ હદીસ સાબિત, હુમૈદ, ઇસ્હાક ઇબ્ને અબ્દુલ્લાહ અને શુએબે અનસથી અને તેમણે હુઝૂરથી રિવાયત કરી છે.

(૧૯૮/૭૨૫૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : મુઅમિનનું સ્વપ્ન નુબુવ્વતના ૪૬ ભાગોમાંનો એક ભાગ છે.

(૧૯૯/૭૨૫૯) અબૂ સઇદ ખુદરી (રદિ.)એ હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, સાચું સ્વપ્ન નુબુવ્વતના ૪૬ ભાગોમાંનો એક ભાગ છે.

## મુબશ્શિરાત-સારા સ્વપ્નો

(૨૦૦/૭૨૬૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપે ફરમાવ્યું : નુબુવ્વતમાંથી ફકત 'મુબશ્શિરાત' બાકી રહ્યાં છે. સહાબાએ કહ્યું કે, હુઝૂર મુબશ્શિરાત શું છે ? આપે કહ્યું : સારા સ્વપ્નો.

**યૂસુફ (અલ.)નું સ્વપ્ન અને અલ્લાહ તઆલાનું ફરમાન 'ઇઝ કાલ યૂસુફુ લિઅબીહિ યા અબતિ ઇન્ની રઅય્તુ અહદ અશર કવકબં વ્વ શશ્મ્સ વલ કમર રઅયતુહુમ લી સાજિદીન...... અલીમુન હકીમ'** સુધી **જ્યારે યૂસુફ (અલ.)એ પોતાના પિતાને કહ્યું કે, હે પિતા ! મેં અગિયાર સિતારા અને ચંદ્ર-સૂર્યને મને સજદો કરતા જોયા છે અને તેનું ફરમાન 'હાઝા તઅવીલુ રુઅ્યાય મિન કબ્લુ..... વ અલહિકની બિસ્સાલિહીન'** સુધી **આ મારા સ્વપ્નનું ફળ છે જે મેં પહેલાં જોયું હતું**

**ઇબ્રાહીમ (અલ.)નું સ્વપ્ન અને અલ્લાહ તઆલાનું ફરમાન 'ફલમ્મા બલગ મઅહુ સ્સઅ્ય કાલ યા બુનય્ય ઇન્ની અરા ફીલ મનામિ અન્ની અઝબહુક ફન્ઝુર માઝા તરા.....મુહસિનીન' પછી જ્યારે ઇસ્માઈલ (અલ.) ઇબ્રાહીમ (અલ.) સાથે ચાલવા-ફરવા લાગ્યા ત્યારે ઇબ્રાહીમ (અલ.)એ કહ્યું : હે મારા પુત્ર ! મેં સ્વપ્નમાં જોયું છે કે, જાણે હું**

16

તને ઝબ્હ કરી રહ્યો છું, તો તું બતાવ તારો શું અભિપ્રાય છે ?.....

મુજાહિદ કહે છે : 'અસ્લમા' શબ્દનો અર્થ એ છે કે, તે બંનેને (ઇબ્રાહીમ અને ઇસ્માઈલને) જે વાતનો હુકમ કરવામાં આવ્યો હતો તેને તેમણે માન્ય રાખી અને શબ્દ 'વ તલ્લહુ'નો અર્થ એ છે કે, તેમણે (ઇબ્રાહીમે) તેમની (ઇસ્માઈલની) પેશાનીને ઝમીન પર મૂકી

## અનેક માણસોને એક સ્વપ્ન આવવું

(૨૦૧/૭૨૬૧) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, ઘણા લોકોને (રમઝાનની) છેલ્લી સાત રાતોમાં લયલતુલ કદ્ર બતાવવામાં આવી અને કેટલાક લોકોને છેલ્લા દસ દિવસમાં બતાવવામાં આવી. હુઝૂરે કહ્યું કે, તેને છેલ્લી સાત રાતોમાં શોધો.

**કેદીઓ, તોફાનીઓ અને મુશ્રિકોના સ્વપ્નો. કારણ કે, અલ્લાહનું ફરમાન છે 'વ દખલ મઅહુ સ્સિજ્ન ફતયાનિ..... ફલમ્મા જાઅહુ ર્રસૂલુ કાલ ર્જિઅ ઇલા રબ્બિક'. શબ્દ 'વઝઝકર'નું મૂળ 'ઝકર' છે. 'ઇફ્તઅલ'ના પ્રાસ અનુસાર છે. શબ્દ 'ઉમ્મતિન'નો અર્થ 'કર્ન' થાય છે. એક કિર્અતમાં 'અમહિન' શબ્દ આવ્યો છે, જેનો અર્થ 'ભૂલવું' થાય છે. ઇબ્ને અબ્બાસ કહે છે કે, દ્રાક્ષને તે લોકો નીચોડતા હતા અને તેલ કાઢતા હતા. 'તુહસિનૂન'નો અર્થ 'રક્ષણ કરવું' થાય છે**

(૨૦૨/૭૨૬૨) અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો હું જેલમાં એટલી મુદ્દત રહ્યો હોત જેટલી મુદ્દત યૂસુફ (અલ.) રહ્યા હતા તો હું બોલાવનારની વાત (જે બાદશાહ તરફથી આવ્યો હતો) માની લેત (કિંવા કોઇ પણ પ્રકારની શરતો કર્યા વગર બહાર આવત) ઇમામ બુખારી કહે છે : કિંવા હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું પહેલેથી જ તેની વાત માની લેત અને વિલંબ ન કરત.

## તે માણસનું વર્ણન જેણે હુઝૂર (સલ.)ને સ્વપ્નમાં જોયા

(૨૦૩/૭૨૬૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જેણે મને સ્વપ્નમાં જોયો તે ટૂંક સમયમાં મને જાગૃત અવસ્થામાં પણ જોશે. (કિંવા કિયામતમાં મારી શફાઅત અને દીદારનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત

કરશે) શયતાન મારી શિકલ ધારણ કરી શકશે નહીં.

(૨૦૪/૭૨૬૪) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જેણે મને સ્વપ્નમાં જોયો તેણે બેશક મને જોયો. કારણ કે, શયતાન મારી શિકલ અપનાવી શકતો નથી. મુઅમિનનું સ્વપ્ન નુબુવ્વતના ૪૬ ભાગોમાંનો એક ભાગ છે.

(૨૦૫/૭૨૬૫) અબૂ કતાદા કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું છે કે, સારૂં સ્વપ્ન અલ્લાહ તરફથી છે અને ખરાબ સ્વપ્ન શયતાન તરફથી છે. જે માણસ એવી વાત જુએ જે તેને ખરાબ લાગે તો તેણે ડાબી તરફ ત્રણ વાર થૂંકી દેવું જોઇએ અને શયતાનથી પનાહ માગે. કારણ કે, પછી તે તેને નુકસાન ન પહોંચાડે. બેશક, શયતાન મારી શિકલ ધારણ કરી શકતો નથી.

(૨૦૬/૭૨૬૬) અબૂ કતાદા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જેણે મને જોયો તેણે સત્ય જોયું.

(૨૦૭/૭૨૬૭) અબૂ સઇદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જેણે મને જોયો તેણે સત્ય જોયું. કારણ કે, શયતાન મારી શિકલમાં આવી શકતો નથી.

**રાત્રિનું સ્વપ્ન. સમુરાએ એની રિવાયત કરી છે**

(૨૦૮/૭૨૬૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, મને શબ્દોની ચાવી આપવામાં આવી છે અને રૂઆબથી મને મદદ કરવામાં આવી છે. હું રાત્રે સૂતો હતો. જ્યારે મેં જોયું કે, ઝમીન (ના ખજાનાઓ)ની ચાવીઓ લાવવામાં આવી, અહીં સુધી કે, મારા હાથમાં આપી દેવામાં આવી. અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.) તો (આ દુનિયાથી) ચાલ્યા ગયા અને તમે લોકો તે (ખજાનાઓ)નો ઉપયોગ કરો છો.

(૨૦૯/૭૨૬૯) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : રાત્રે કઅબા પાસે મને બતાવવામાં આવ્યું કે, એક અત્યંત ખૂબસૂરત ઘઉંવર્ણો માણસ જેમકે તમે ખૂબ જ ખૂબસૂરત ઘઉંવર્ણા-ગોરા રંગના માણસને જુઓ. તેમના વાળ કાનની ટીસી નીચે હતા. જેમકે તમે ઘણા જ સુંદર કાનની ટીસી નીચે વાળ જોયા હોય અને તેમાં કાંસકી કરવામાં આવી હોય. તેમાંથી પાણી ટપકતું હોય. તે માણસ બે માણસોના ખભાઓ પર હાથ મૂકીને કઅબા શરીફનો તવાફ કરે છે. મેં કહ્યું કે, આ કોણ છે ? (કોઇએ) કહ્યું કે, એ મસીહ ઇબ્ને

મરયમ છે. પછી મેં એક વાંકડિયા વાળ વાળા કાણા માણસને જોયો. જેની જમણી આંખ દ્રાક્ષના જેવી, રોશની વગરની હતી. મેં પૂછયું કે, આ કોણ છે ? (કોઇએ) કહ્યું : એ મસીહ દજ્જાલ છે.

(૨૧૦/૭૨૭૦) ઇબ્ને અબ્બાસ બયાન કરતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે એક માણસ આવ્યો. તે કહેવા લાગ્યો કે, મેં રાત્રે સ્વપ્ન જોયું. આગળની હદીસ ઉપરની હદીસ જેવી છે.

## દિવસનું સ્વપ્ન

**ઇબ્ને ઔન ઇબ્ને સીરીનથી રિવાયત કરતા હતા કે, દિવસનું સ્વપ્ન રાત્રિના સ્વપ્ન જેવું છે**

(૨૧૧/૭૨૭૧) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : રસૂલુલ્લાહ (સલ.) ઉમ્મે હરામ બિન્તે મિલહાન પાસે આવ-જા કરતા હતા. એ ઉબાદા ઇબ્ને સામિતના પત્ની હતાં. એક દિવસ હુઝૂર જ્યારે તેમની પાસે ગયા ત્યારે તેમણે આપને ખાણું ખવડાવ્યું. આપની જૂ જોવા લાગ્યાં. આપ સૂઇ ગયા. પછી જ્યારે ઉઠયા ત્યારે હસતા હસતા ઉઠયા. ઉમ્મે હરામે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ કયા કારણસર હસો છો ? આપે કહ્યું કે, મારી ઉમ્મતના કેટલાક લોકોને અલ્લાહના રસ્તામાં મને લડતા બતાવવામાં આવ્યા. મહાસાગરની વચ્ચે (જહાઝો પર) સવાર બાદશાહોની જેમ અથવા બાદશાહોની જેમ તખ્ત પર બિરાજીને. (આ શંકા ઇસ્હાક નામે રાવીને થઇ છે) ઉમ્મે હરામ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ અલ્લાહ પાસે દુઆ માગો કે, મને તે લોકોમાંથી બનાવી દે. હુઝૂરે તેમના માટે દુઆ કરી. પછી શિર મૂકીને સૂઇ ગયા. ફરી હસતા હસતા જાગ્યા. ઉમ્મે હરામ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હવે શા માટે આપ હસો છો ? આપે કહ્યું કે, મારી ઉમ્મતના કેટલાક લોકો જિહાદ કરતા કરતા મારી સામે રજુ થયા, જેવું કે પહેલી વાર આપે કહ્યું હતું. તે કહે છે : મેં કહ્યું કે, હુઝૂર ! આપ અલ્લાહ પાસે દુઆ કરો કે, મને તે લોકોમાંથી બનાવી દે. આપે કહ્યું : તમે પહેલા લોકોમાંથી છો. જેમકે ઉમ્મે હરામ મુઆવિયાના સમયમાં દરિયામાં સવાર થયાં અને દરિયામાંથી નીકળતી વખતે પોતાની સવારીના જાનવર પરથી પડીને મરી ગયાં.

## સ્ત્રીઓના સ્વપ્નો

(૨૧૨/૭૨૭૨) ખારિજા ઇબ્ને ઝૈદ અનસારી કહે છે કે, ઉમ્મે અલા

અનસારમાંની એક ઓરત હતાં. જેમણે રસૂલુલ્લાહ (સલ.)ની બૈઅત કરી હતી. તેમણે બયાન કર્યું કે, અનસારોએ મુહાજિરોની ચિઠ્ઠી નાખીને પરસ્પર વહેંચી લીધા હતા. જેમકે ઉસ્માન ઇબ્ને મઝઊન અમારા ભાગ આવ્યા. અમે તેમને અમારા ઘરમાં ઉતાર્યા. તેમને એવી બીમારી લાગુ પડી જેમાં તેમનું અવસાન થયું. જયારે અવસાન થયું ત્યારે ગુસ્લ પછી તેમના જ કપડામાં તેમનું કફન બનાવવામાં આવ્યું. રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. ઉમ્મે અલા કહે છે કે, મેં ઉસ્માન ઇબ્ને મઝઊનને કહ્યું કે, એય અબૂસ્સાઇબ ! તમારા પર ખુદાની રહમત થાય. હું ગવાહી આપું છું કે, બેશક અલ્લાહે તમને બુઝુર્ગી આપી છે. હુઝૂરે કહ્યું : (એય ઉમ્મે અલા) તમને કેવી રીતે ખબર પડી કે અલ્લાહે તેમને બુઝુર્ગી આપી છે ? તે કહે છે : મેં કહ્યું કે યા રસૂલલ્લાહ ! મારા પિતા આપ પર કુરબાન, તો પછી કયા માણસને અલ્લાહ બુઝુર્ગી આપે છે ? હુઝૂરે કહ્યું : ખબરદાર, તેમની વફાત થઇ અને ખુદાની કસમ ! હું તેમના વિષે ભલાઇની આશા રાખું છું. ખુદાની કસમ ! હું ખુદાનો રસૂલ છું. હું જાણતો નથી કે મારી સાથે શું કરવામાં આવશે. ઉમ્મે અલા કહે છે : મેં કસમ ખાધી કે, હવે એમના પછી કોઇના પણ વખાણ નહીં કરૂં.

(૨૧૩/૭૨૭૩) ઝુહરીથી આ પ્રમાણે રિવાયત છે. હુઝૂરે કહ્યું કે, મને ખબર નથી કે, તેમની સાથે શું કરવામાં આવશે. ઉમ્મે અલા કહે છે : મને ભારે આઘાત લાગ્યો. હું સૂઇ ગઇ ત્યારે મેં ઉસ્માન માટે એક વહેતી નહેર જોઇ. મેં હુઝૂરને એ અંગે વાત કરી. આપે કહ્યું : એ તેમના અમલો છે.

**ખરાબ સ્વપ્ન શયતાની છે, તો જ્યારે કોઇ ખરાબ સ્વપ્ન જુએ તો તે પોતાની ડાબી બાજુ થૂકી દે અને 'અઊઝુ બિલ્લાહ' પઢે**

(૨૧૪/૭૨૭૪) અબૂ કતાદા અનસારી જેઓ હુઝૂર (સલ.)ના સહાબીઓ અને આપના સવારોમાંથી હતા, તેઓ કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, સારૂં સ્વપ્ન અલ્લાહ તરફથી છે અને ખરાબ સ્વપ્ન શયતાન તરફથી છે. તો જયારે તમારામાંથી કોઇ એવું સ્વપ્ન જુએ જે તેને ખરાબ લાગે તો તેણે પોતાની ડાબી બાજુએ થૂકી દેવું જોઇએ અને અઊઝુ બિલ્લાહ પઢે. પછી તે તેને નુકસાન નહીં પહોંચાડે.

## સ્વપ્નમાં દૂધ જોવું

(૨૧૫/૭૨૭૫) ઇબ્ને ઉમર કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે આપ ફરમાવતા હતા : મેં સ્વપ્નમાં જોયું કે, દૂધનો એક પ્યાલો મારી પાસે લાવવામાં આવ્યો. મેં તેમાંથી પીધું. એટલે સુધી કે, મેં ધરાઇ જવાની અસર મારા નખોમાં જોઇ. પછી મેં મારૂં બચેલું ઉમરને આપ્યું. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે એનું શું અર્થઘટન કર્યું ? આપે કહ્યું : ઇલ્મ.

## નખમાંથી દૂધનું વહેવું

(૨૧૬/૭૨૭૬) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરથી રિવાયત છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં સ્વપ્નમાં જોયું કે, દૂધનો પ્યાલો મારી પાસે લાવવામાં આવ્યો. મેં તેમાંથી પીધું. અહીં સુધી કે, મેં મારા નખોમાંથી ધરાઇ જવાની અસરને નીકળતાં જોઇ. પછી મેં મારૂં બચેલું ઉમર ઇબ્ને ખત્તાબને આપ્યું. હુઝૂરની આજુબાજુ જે સહાબા હતા તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે એનું શું અર્થઘટન કર્યું ? આપે કહ્યું : ઇલ્મ.

## (સ્વપ્નમાં) કુરતો જોવો

(૨૧૭/૭૨૭૭) અબૂ સઇદ ખુદરી કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મેં સ્વપ્નમાં જોયું કે, લોકોને મારી સામે રજુ કરવામાં આવે છે. તેમણે કુરતો પહેર્યા છે. કેટલાકના કુરતા તો છાતીઓ સુધીના છે અને કેટલાકના એના કરતાં નીચા. ઉમર ઇબ્ને ખત્તાબ જ્યારે મારી પાસે આવ્યા ત્યારે એવો મોટો કુરતો પહેર્યો હતો કે, તેઓ એને ઘસડીને આવ્યા. લોકોએ કહ્યું કે, હુઝૂર ! આપે એનું શું અર્થઘટન કર્યું ? આપે કહ્યું : દીન.

## સ્વપ્નમાં કુરતો ઘસડતા જોવું

(૨૧૮/૭૨૭૮) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : મેં સ્વપ્નમાં જોયું કે, લોકો મારી સામે આવ્યા. તેમણે કુરતો પહેર્યા હતો. તેમનામાંના કેટલાકના કુરતા છાતી સુધી હતા. કેટલાકના એના કરતાં નીચે. ઉમર ઇબ્ને ખત્તાબ જ્યારે મારી સામે આવ્યા ત્યારે એવો કુરતો પહેર્યો હતો કે તેને ઘસડતા ઘસડતા આવ્યા. પૂછવામાં આવ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે એનું શું અર્થઘટન કર્યું ? આપે કહ્યું : દીન.

## સ્વપ્નમાં હરિયાળી અને લીલોછમ બાગ જોવો

(૨૧૯/૭૨૭૯) કૈસ ઇબ્ને ઉબાદ કહે છે : હું એક મજલિસમાં બેઠો હતો. સઅદ ઇબ્ને માલિક અને ઇબ્ને ઉમર

પણ એમાં બેઠા હતા. જ્યારે અબ્દુલ્લાહ ઇબ્ને સલામ ત્યાંથી પસાર થયા ત્યારે તેમણે કહ્યું કે, આ જન્નતના માણસો છે. કૈસ કહે છે : મેં અબ્દુલ્લાહ ઇબ્ને સલામને કહ્યું કે, ફલાણા ફલાણા માણસોએ તમારા વિષે આ પ્રમાણે કહ્યું (કે, એ જન્નતના માણસ છે) તેમણે કહ્યું કે, સુબ્હાનલ્લાહ ! તેમણે એવી વાત ન કહેવી જોઇએ જેની તેમને (ચોક્કસ) જાણકારી ન હોય. મેં સ્વપ્નમાં એક લીલાછમ બાગમાં એક થાંભલો અને તેના પર લાગેલું કડુ જોયું. તેની નીચે એક સેવક ઉભો હતો. પછી મને કહેવામાં આવ્યું કે, એના પર ચઢો. હું તેના પર ચઢ્યો. અહીં સુધી કે, મેં તે કડુ પકડી લીધું. પછી મેં એ સ્વપ્ન રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું : અબ્દુલ્લાહનું એવી હાલતમાં અવસાન થશે કે 'ઉરવતુલ વુસ્કા'ને તેમણે પકડયું હશે.

## સ્વપ્નમાં સ્ત્રીનું મોં ખોલવું

(૨૨૦/૭૨૮૦) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : મેં તમને બે વાર સ્વપ્નમાં જોયાં કે, એક માણસે તમને રેશમી કપડામાં ઉંચકયાં છે. તે મને કહે છે કે, આ તમારી ઓરત છે. તમે એને ખોલો. મેં જ્યારે (કપડું) ખોલ્યું ત્યારે તમે હતાં. મેં કહ્યું કે, જો આ વાત ખુદાના તરફથી છે તો જરૂર થશે.

## સ્વપ્નમાં રેશમ જોવું

(૨૨૧/૭૨૮૧) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : મેં તમારી સાથે શાદી કર્યા પહેલાં બે વાર તમને સ્વપ્નમાં જોયાં હતાં. મેં એક ફરિશ્તાને જોયો કે તેણે તમને હરીર (એક પ્રકારના રેશમ)ના એક ટુકડામાં ઉંચકયા છે. મેં તેને કહ્યું કે, ખોલ. તેણે જ્યારે ખોલ્યું ત્યારે તમે હતાં. મેં કહ્યું કે, જો આ વાત અલ્લાહના તરફથી છે તો એ જરૂર થઇને રહેશે. ફરી બીજી વાર તમે મને બતાવવામાં આવ્યાં કે તેણે રેશમી કપડામાં તમને ઉંચકયા છે. મેં તેને કહ્યું કે, ખોલ. તેણે જ્યારે ખોલ્યું ત્યારે તમે હતાં. મેં કહ્યું કે, જો આ વાત ખુદાના તરફથી છે તો તે એને જરૂર કરશે.

## હાથમાં ચાવીઓ જોવી

(૨૨૨/૭૨૮૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપ ફરમાવતા હતા : મને વ્યાપક અર્થોવાળા શબ્દો સાથે પયગમ્બરપદ આપવામાં આવ્યું છે અને રૂઆબ વડે મારી મદદ કરવામાં આવી છે. મેં સ્વપ્નમાં જોયું કે, ઝમીનના ખજાનાઓની ચાવીઓ મારા હાથમાં મૂકવામાં આવી. ઇમામ

બુખારી કહે છે કે, મને એવી વાત મળી છે કે, 'જવામિઅુલ કલિમ' (વ્યાપક અર્થોવાળા શબ્દો)નો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા ઘણી બાબતોને ભેગી કરશે જે આપના પહેલાં એક અથવા બે કામો વિષે ઘણી કિતાબોમાં લખવામાં આવતું હતું.

## કડુ પકડીને લટકવું

(૨૨૩/૭૨૮૩) અબ્દુલ્લાહ ઈબ્ને સલામ કહે છે : મેં સ્વપ્નમાં જોયું કે, જાણે હું એક બાગમાં છું. બાગની વચ્ચે એક થાંભલો છે. થાંભલા પર કડુ લાગેલું છે. કોઈએ મને કહ્યું કે, એના પર ચઢો. મેં કહ્યું કે, હું એના પર ચઢી શકતો નથી. પછી એક સેવક આવ્યો. તેણે મારા કપડાં ઉંચકયા ત્યારે હું થાંભલા પર ચઢયો. મેં કડુ પકડી લીધું. પછી હું જાગી પડયો. તેને પકડેલો જ હતો. રસૂલુલ્લાહ (સલ.)ને જ્યારે મેં આ અંગે વાત કરી ત્યારે આપે કહ્યું કે, તે બાગ ઈસ્લામનો બાગ છે. તે થાંભલો ઈસ્લામનો થાંભલો છે અને તે કડુ 'ઉરવતુલ વુસ્કા' છે. તમે મૃત્યુની ઘડી સુધી ઈસ્લામને ખૂબ મજબૂતીથી પકડી રાખશો.

## તંબુના થાંભલાને પોતાના તકિયા નીચે જોવો

## સ્વપ્નમાં 'ઇસ્તબ્રક'ને જોવું અને જન્નતમાં દાખલ થવું

(૨૨૪/૭૨૮૪) અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર કહે છે : મેં સ્વપ્નમાં જોયું કે, મારા હાથમાં રેશમનો એક ટુકડો છે અને જન્નતના જે ઘરમાં હું જવા માંગું છું તે મને લઈને ઉડી જાય છે. તેઓ કહે છે : મેં આ સ્વપ્ન (મારી બહેન) હફસાને કહ્યું. હફસાએ હુઝૂરને કહ્યું : આપે કહ્યું : તમારો ભાઈ નેક માણસ છે અથવા એમ કહ્યું કે, અબ્દુલ્લાહ નેક માણસ છે.

## સ્વપ્નમાં કેદીને જોવો

(૨૨૫/૭૨૮૫) અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, જ્યારે કિયામત નજીક આવશે ત્યારે મુઅમિનનું સ્વપ્ન જુઠું નહીં હોય. મુઅમિનનું સ્વપ્ન નુબુવ્વતના ૪૬ ભાગોમાંથી એક ભાગ છે. જે વાત નુબુવ્વતમાંથી હોય છે તે જુઠી હોતી નથી. ઈમામ બુખારી કહે છે : હું પણ એમ જ કહું છું.

ઈબ્ને સીરીન કહે છે : કહેવામાં આવે છે કે, સ્વપ્નો ત્રણ પ્રકારના છે. એક તો મનના વિચારો છે. બીજું શયતાનનું ડરાવવું છે અને ત્રીજું અલ્લાહ તરફની ખુશખબરી છે. જે માણસ એવું સ્વપ્ન જુએ કે, જે તેને ખરાબ લાગે તો તેણે કોઈને કહેવું ન જોઈએ અને ઉભા થઈને નમાઝ પઢવી જોઈએ.

કહેવાય છે કે, સ્વપ્નમાં ગળામાં ફંદો જોવાનું (હુઝૂર અથવા અબૂ હુરૈરા) ખરાબ સમજતા હતા અને પગોમાં બેડીને સારી સમજતા હતા. એનાથી દીનમાં અડગતા મુરાદ લેતા હતા. ઇમામ બુખારી કહે છે કે, ફંદો ગરદનોમાં જ હોય છે.

## સ્વપ્નમાં વહેતુ ઝરણું જોવું

(૨૨૬/૭૨૮૬) ઉમ્મે અલા જે એક ઓરત છે, હુઝૂર (સલ.)ની તેમણે બૈઅત કરી હતી. તેમણે કહ્યું કે, જ્યારે મુહાજિરોને રહેવા માટે અનસારોએ ચિઠ્ઠી નાખી ત્યારે ઉસ્માન ઇબ્ને મઝઊનની ચિઠ્ઠી અમારે ત્યાં રહેવાની નીકળી. પછી તેઓ બીમાર પડયા. અમે તેમની સેવા-ચાકરી કરી, અહીં સુધી કે તેમનું અવસાન થયું. અમે તેમના કપડાંઓમાં કફન આપ્યું. પછી હુઝૂર આવ્યા. મેં (ઉસ્માન ઇબ્ને મઝઊનના જનાઝાને સંબોધીને) કહ્યું : એય અબૂ સાઇબ ! તમારા પર અલ્લાહની રહમત. હું ગવાહી આપું છું કે, બેશક, અલ્લાહ તમારૂં માન જાળવશે. હુઝૂરે મને કહ્યું કે, તમે કેવી રીતે જાણ્યું ? મેં કહ્યું કે, હુઝૂર, મને ખબર નથી. હુઝૂરે કહ્યું કે, ખબરદાર ! તેમનું તો અવસાન થઇ ગયું. હું તેમના માટે ખુદા પાસે ભલાઇની આશા રાખું છું. ખુદાની કસમ ! હું ખુદાનો રસૂલ છું છતાં, હું જાણતો નથી કે, મારી સાથે શું થશે અને તમારી સાથે શું થશે ? ઉમ્મે અલા કહે છે : મેં કસમ ખાધી કે, હવે હું કોઇના વખાણ નહીં કરૂં. તેઓ કહે છે : મેં સ્વપ્નમાં ઉસ્માન માટે એક નહેર વહેતી જોઇ. હુઝૂરને એ અંગે વાત કરી. હુઝૂરે કહ્યું કે, એ તેમના અમલો છે, જેનો સવાબ તેમના માટે ચાલુ રહેશે.

## કુવામાંથી એટલું પાણી કાઢવું કે બધા લોકો ધરાઇ જાય. અબૂ હુરૈરાએ હુઝૂર (સલ.)થી એની રિવાયત કરી છે

(૨૨૭/૭૨૮૭) ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મેં જોયું કે, હું એક કુવા પર છું અને તેમાંથી પાણી કાઢી રહ્યો છું. એવામાં અચાનક અબૂબક્ર અને ઉમર મારી પાસે આવ્યા. અબૂબક્રે ડોલ લઇને એક-બે વાર ખેંચી. તેમના ખેંચવામાં કમજોરી હતી. અલ્લાહ તેમને માફ કરે. પછી તે ડોલ અબૂબક્રના હાથમાંથી ઉમરે લઇ લીધી. ઉમરના હાથમાં તે ડોલ કોશ બની ગઇ. મેં કોઇ પહેલવાનને ઉમરની જેમ પાણી કાઢતા જોયો નથી. લોકોએ ઊંટોના પીવા માટે ભરી લીધું.

## કુવામાંથી એક ડોલ અથવા બે ડોલ કમજોરીથી કાઢવી

(૨૨૮/૭૨૮૮) સાલિમ પોતાના પિતાથી હુઝૂર (સલ.)ના સ્વપ્નને, જે આપે અબૂબક્ર અને ઉમર અંગે જોયું હતું, રિવાયત કરે છે કે, આપે ફરમાવ્યું કે, મેં

જોયું કે લોકો ભેગા થયા. અબૂબકે ઉભા થઇને એક અથવા બે ડોલ ખેંચી. તેમના ખેંચવામાં કમજોરી હતી. અલ્લાહ તેમની કમજોરીને બખ્શે. પછી ઇબ્ને ખત્તાબ ઉભા થયા. તેમના હાથમાં તે ડોલ કોશ બની ગઇ. મેં કોઇ પહેલવાનને તેમના જેમ પાણી ખેંચતા જોયો નથી. એટલું પાણી કાઢયું કે, લોકોએ ઊંટો માટે ભરી લીધું.

(૨૨૯/૭૨૮૯) અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મેં સ્વપ્નમાં જોયું કે હું એક કુવા પર છું. તેના પર ડોલ પડેલી છે. મેં તેમાંથી જેટલી ખુદાને મંજુર હતી તેટલી ડોલ કાઢી. પછી ઇબ્ને અબી કુહાફાએ ડોલ લઇને એક-બે વાર ખેંચી. તેમના ખેંચવામાં કમજોરી હતી. અલ્લાહ તેને માફ કરે. પછી તે ડોલ કોશ બની ગઇ. ઉમર ઇબ્ને ખત્તાબે તેને લઇને ખેંચવાનું શરૂ કર્યું. મેં કોઇ પહેલવાનને ઇબ્ને ખત્તાબની જેમ ખેંચતા જોયો નથી. અહીં સુધી કે લોકોએ ઊંટો માટે પાણીથી હોઝ ભરી લીધા.

## સ્વપ્નમાં આરામ કરવો

(૨૩૦/૭૨૯૦) અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મેં પોતે જોયું કે, હું એક હોઝ પર લોકોને પાણી પીવડાવી રહ્યો છું. પછી અબૂબક્ર મારી પાસે આવ્યા. તેમણે મારા હાથમાંથી ડોલ લઇ લીધી. જેથી મને આરામ આપે. તેમણે એક-બે ડોલ કમજોરીથી કાઢી. અલ્લાહ તેમને માફ કરે. પછી ઇબ્ને ખત્તાબે તેમની પાસેથી ડોલ લઇ લીધી અને એટલું પાણી કાઢયું કે, લોકો (ધરાઇને) ઉલટા ફરી ગયા અને હોઝમાંથી એ પ્રમાણે જ પાણી વહી રહ્યું હતું.

## સ્વપ્નમાં મહેલ જોવો

(૨૩૧/૭૨૯૧) અબૂ હુરૈરા કહે છે : અમે હુઝૂર (સલ.) પાસે બેઠા હતા. આપે ફરમાવ્યું કે, મેં સ્વપ્નમાં મને પોતાને જોયો કે હું જન્નતમાં છું અને એક ઓરત એક મહેલની બાજુમાં વુઝૂ કરી રહી છે. મેં પૂછયું કે, આ કોનો મહેલ છે ? (ત્યાં જેઓ હાજર હતા તેમણે) કહ્યું કે, ઉમરનો છે. હુઝૂર કહે છે : હું ઉમરના સ્વમાનને યાદ કરીને પાછો ફર્યો. અબૂ હુરૈરા કહે છે : હઝરત ઉમર રડયા. તેઓ કહેવા લાગ્યા : યા રસૂલલ્લાહ ! મારા માં-બાપ આપ પર કુરબાન, શું આપની સામે હું સ્વમાન બતાવીશ ?

(૨૩૨/૭૨૯૨) જાબિર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, હું જન્નતમાં દાખલ થયો ત્યારે મેં સોનાનો એક મહેલ જોયો. આપે પૂછયું, આ કોનો છે ? લોકોએ કહ્યું : એ કુરેશમાંના એક માણસનો છે. એય

ઇબ્ને ખત્તાબ ! તેમાં દાખલ થવા માટે મને કોઇ વસ્તુ રોકતી ન હતી, એ સિવાય કે હું તમારા સ્વમાનને જાણું છું. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! આપની સામે હું સ્વમાન બતાવીશ ?

## સ્વપ્નમાં વુઝૂ કરતાં જોવું

(૨૩૩/૭૨૯૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : અમે હુઝૂર (સલ.) પાસે બેઠા હતા. આપે કહ્યું : મેં સ્વપ્નમાં મને પોતાને જન્નતમાં જોયો. મેં એક ઓરતને જોઇ કે, મહેલની બાજુમાં વુઝૂ કરી રહી છે. મેં પૂછયું, આ કોનો મહેલ છે ? લોકોએ કહ્યું કે ઉમરનો. હું તેમના સ્વમાનને યાદ કરીને પાછો ફર્યો. હઝરત ઉમરે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા માં-બાપ કુરબાન, હું આપની સામે સ્વમાન (ગયરત) બતાવીશ ?

## સ્વપ્નમાં કઅબા શરીફનો તવાફ કરવો

(૨૩૪/૭૨૯૪) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મેં સ્વપ્નમાં જોયું કે, હું કઅબા શરીફનો તવાફ કરી રહ્યો છું. એક માણસ બે માનવીઓ વચ્ચે સીધા વાળવાળો છે. જેના માથામાંથી પાણી ટપકી રહ્યું છે. મેં કહ્યું કે, આ કોણ છે ? લોકોએ કહ્યું કે, એ (ઇસા) ઇબ્ને મરયમ છે. પછી હું ત્યાંથી રવાના થઇને જોવા લાગ્યો તો મેં જોયું કે, એક માણસ લાલ, ખૂબ જાડો, ખૂબ જ વાંકડિયા વાળવાળો કાણો, જાણે તેની જમણી આંખ દ્રાક્ષ છે, રોશની વગરની છે. મેં પૂછયું કે, આ કોણ છે ? લોકોએ કહ્યું કે, એ દજ્જાલ છે. તેની સાથે સૌથી વધુ સામ્ય ધરાવતો ઇબ્ને કતન છે. (રાવી કહે છે :) ઇબ્ને કતન ખુઝાઆ કબીલાની શાખા બની મુસ્તલિકનો એક માણસ હતો.

## જ્યારે સ્વપ્નમાં પોતાનું બચેલું કોઇને આપે તો તેનું શું અર્થઘટન છે ?

(૨૩૫/૭૨૯૫) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મેં સ્વપ્નમાં જોયું કે, મારી પાસે એક પ્યાલો લાવવામાં આવ્યો. મેં તેમાંથી પીધું. અહીં સુધી કે, મેં ધરાઇ જવાની અસર શરીર પર જાહેર થયેલી જોઇ. પછી મેં ઉમરને આપ્યું. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એનું આપે શું અર્થઘટન કર્યું ? આપે કહ્યું : ઇલ્મ.

## સ્વપ્નમાં શાંતિ મળવી અને ગભરાટ દૂર થવો

(૨૩૬/૭૨૯૬) ઇબ્ને ઉમર કહે છે : સહાબાઓમાંથી ઘણાં માણસો

સ્વપ્ન જોઇને હુઝૂર (સલ.)ને કહેતા હતા. હુઝૂર ખુદાને જે કંઇ મંઝૂર હોય તે અર્થઘટન કરતા. હું તે સમયે ઉગતી વયનો કિશોર હતો. મસ્જિદ મારૂં ઘર હતી. (કિંવા હું મસ્જિદમાં જ રહેતો હતો.) આ મારા નિકાહ પહેલાંનો બનાવ છે. મેં મારા મનમાં કહ્યું કે, જો તારામાં કંઇ ભલાઇ હોત તો તું પણ તે લોકોના જેમ કંઇક સ્વપ્ન જોતે. પછી જ્યારે રાત્રે હું સૂતો ત્યારે મેં કહ્યું કે, એય અલ્લાહ ! જો મારામાં તું કંઇ ભલાઇ જાણે છે તો મને કોઇ સારૂં સ્વપ્ન બતાવ. પછી મેં સ્વપ્નમાં જોયું કે, બે ફરિશ્તાઓ મારી પાસે આવ્યા. બંનેના હાથમાં લોખંડના કોરડા હતા. તે બંને મારી આગળ આગળ હતા. હું તેમની વચ્ચે હતો અને ખુદા પાસે દુઆ માંગી રહ્યો હતો કે, એય અલ્લાહ ! હું જહન્નમથી તારી પનાહ માંગું છું. પછી મેં જોયું કે, બીજો એક ફરિશ્તો મને આવીને મળ્યો. તેના હાથમાં પણ લોખંડનો કોરડો હતો. તેણે મને કહ્યું કે, તું ડર નહીં. જો તું નમાઝ (વધુ પ્રમાણમાં) પઢે તો તું સારો માણસ છે. પછી એ બધા ફરિશ્તા મને જહન્નમ પાસે લઇ ગયા. તેની ઉપર મને ઉભો રાખ્યો. તે કુવા જેવી હતી. કુવાના જેમ તેના પણ બે શીંગડા હતાં (કિંવા કુવાની આજુબાજુ બે દીવાલ હોય છે તે પ્રમાણે) તેના શીંગડાઓની વચ્ચે પણ એક ફરિશ્તો લોખંડનો કોરડો લઇને ઉભો હતો. મેં જહન્નમમાં ઘણા માણસોને સાંકળોમાં ઉલટા લટકતા જોયા જેમાંથી કુરેશના અમુક માણસોને ઓળખ્યા. પછી તે ફરિશ્તાઓ મને લઇને જમણી બાજુએથી પાછા ફર્યા. મેં આ સ્વપ્ન હફસા (રદિ.)ને કહ્યું. તેમણે હુઝૂરને કહ્યું. હુઝૂરે કહ્યું કે, બેશક, અબ્દુલ્લાહ સારો માણસ છે. નાફિઅ કહે છે કે, આ પછીથી અબ્દુલ્લાહ ખૂબ નમાઝ પઢતા હતા.

## સ્વપ્નમાં જમણા રસ્તા પર ચાલવું

(૨૩૭/૭૨૯૭) ઇબ્ને ઉમર કહે છે : હું હુઝૂર (સલ.)ના સમયમાં એક ઉગતી વયનો અપરિણિત યુવાન હતો. રાત્રે મસ્જિદમાં જ સૂતો હતો. જે માણસ સ્વપ્ન જોતો હતો તે હુઝૂરને આવીને કહેતો હતો. મેં મારા મનમાં કહ્યું કે, એય અલ્લાહ ! જો તારી પાસે મારા માટે કંઇ ભલાઇ હોય તો મને તું સ્વપ્ન બતાવ. જેથી હુઝૂર (સલ.) એનો સ્વપ્નાર્થ બતાવે. પછી હું સૂઇ રહ્યો. મેં જોયું કે, બે ફરિશ્તાઓ મારી પાસે આવ્યા અને મને લઇ ગયા. પછી એ બંનેને બીજો એક ફરિશ્તો મળ્યો. તેણે મને કહ્યું કે, તું ડર નહીં. બેશક,

તું સારો માણસ છે. પછી તેઓ મને લઇને દોઝખ પાસે ગયા. મેં તેને જોઇ કે, કુવા જેવી છે અને એમાં જે લોકો છે તેમાંના કેટલાકને મેં ઓળખી પણ લીધા. પછી તે ફરિશ્તાઓ મને જમણી તરફ લઇ ગયા. જ્યારે સવારે હું ઉઠયો ત્યારે હફસાને એ અંગે મેં વાત કરી. હફસાએ કહ્યું કે, તેમણે હુઝૂરને એ અંગે વાત કરી હતી. હુઝૂરે કહ્યું : જો અબ્દુલ્લાહ રાત્રે નમાઝનું પ્રમાણ વધારે તો સારા માણસ છે. ઝુહરી કહે છે કે, તે પછી અબ્દુલ્લાહ રાત્રે ખૂબ નમાઝ પઢતા હતા.

## સ્વપ્નમાં પ્યાલો જોવો

(૨૩૮/૭૨૯૮) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ કહેતા હતા કે, મેં સ્વપ્નમાં જોયું કે, મારી પાસે દૂધનો પ્યાલો લાવવામાં આવ્યો. મેં તે (દૂધ) પીધું. પછી મારૂં બચેલું ઉમર ઇબ્ને ખત્તાબને આપ્યું. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આપે એનું શું અર્થઘટન કર્યું ? આપે કહ્યું : ઇલ્મ.

## સ્વપ્નમાં કોઇ વસ્તુનું ઉડી જવું

(૨૩૯/૭૨૯૯) ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મને સ્વપ્નમાં બતાવવામાં આવ્યું કે, મારા બંને હાથોમાં સોનાના બે કંગન છે. મેં તેમને તોડી નાખ્યા. તે મને ખરાબ લાગ્યા. પછી મને હુકમ થયો. મેં તેમને ફુંક મારી. બંને ઉડી ગયા. મેં તેમનું એવું અર્થઘટન કર્યું કે, બે જુઠા (દાવો કરનારાઓ) પેદા થશે. ઉબેદુલ્લાહ (રાવી) કહે છે : એ બેમાંનો એક અનસી હતો જેને ફયરૂઝે યમનમાં કત્લ કર્યો અને બીજો મુસયલમા હતો.

## સ્વપ્નમાં ગાય ઝબ્હ થતી જોવી

(૨૪૦/૭૩૦૦) અબૂ બુર્દા (રદિ.) કહે છે : મારા ખયાલ પ્રમાણે અબૂ મૂસાએ હુઝૂરથી રિવાયત કરી છે કે, આપે ફરમાવ્યું : મેં સ્વપ્નમાં જોયું કે, મેં મક્કાથી કોઇ ખજુરવાળી જમીનમાં હિજરત કરી છે. મને વિચાર આવ્યો કે, કદાચ એ 'યમામા'ની જમીન છે અથવા 'હજર'ની છે અને (હકીકતમાં) તે મદીનાની જમીન હતી. ત્યાં મેં એક ગાય (ઝબ્હ થતી) જોઇ અને (આ શબ્દો સાંભળ્યા કે) અલ્લાહ શ્રેષ્ઠ છે. તે ગાય તે મુઅમિનો હતા જે ઉહદમાં શહીદ થયા અને તે સવાબ તે હતો જે અલ્લાહે અમને બદર પછી આપ્યો.

## સ્વપ્નમાં ફુંક મારવી

(૨૪૧/૭૩૦૧) અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે,

આપણે દુનિયામાં સૌથી પાછળ આવનાર અને (જન્નતમાં) સૌથી આગળ જનાર છીએ. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું સૂતો હતો. જ્યારે મેં જોયું કે, જમીનના ખજાનાઓની ચાવીઓ મને આપવામાં આવી અને મારા હાથોમાં સોનાના બે કંગન મૂકવામાં આવ્યા. તે મને ખરાબ લાગ્યા. તેના કારણે મને દુઃખ થયું. પછી મારા તરફ વહી આવી કે, હું તેમાં ફુંક મારૂં. જેથી મેં ફુંક મારી. (તે ઉડી ગયા) મેં તેનું એવું અર્થઘટન કર્યું કે, આ તે બંને જુઠા (દાવેદાર) છે જેમની વચ્ચે હું છું. એક સનઆવાળો અને એક યમામાવાળો.

## (સ્વપ્નમાં) એ પ્રમાણે જોવું કે, તેણે ઘરની બારીમાંથી એક વસ્તુ કાઢીને બીજી જગ્યાએ ગોઠવી દીધી

(૨૪૨/૭૩૦૨) સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહ પોતાના પિતાથી રિવાયત કરે છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મેં જોયું કે, એક વિખરાયેલા વાળવાળી કાળી ઓરત મદીનામાંથી નીકળીને જુહફામાં જઇને રહી છે. મેં એવું અર્થઘટન કર્યું કે, મદીનાની આફતને ત્યાં મોકલી દેવામાં આવી છે.

## કાળી ઓરત જોવી

(૨૪૩/૭૩૦૩) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર હુઝૂર (સલ.)નું મદીનાનું સ્વપ્ન વર્ણન કરે છે કે, આપે ફરમાવ્યું : મેં જોયું કે, જાણે એક કાળી ઓરત વિખરાયેલા વાળવાળી મદીનામાંથી નીકળીને 'મહયઆ'માં જઇને રહી છે. મેં એનું એવું અર્થઘટન કર્યું કે, મદીનાની બલા 'મહયઆ' જેને જુહફા કહેવામાં આવે છે ત્યાં મોકલવામાં આવી છે.

## વિખરાયેલા વાળવાળી સ્ત્રી

(૨૪૪/૭૩૦૪) ઇબ્ને ઉમરથી રિવાયત છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મેં એક વિખરાયેલા વાળ વાળી કાળી ઓરતને જોઇ જે મદીનાથી નીકળીને જુહફામાં જઇને રહી છે. મેં એનું એવું અર્થઘટન કર્યું કે, મદીનાની આફત ત્યાં મોકલવામાં આવી છે.

## સ્વપ્નમાં તલવાર હલાવતાં જોવું

(૨૪૫/૭૩૦૫) અબૂ મૂસા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મેં સ્વપ્નમાં જોયું કે, મેં તલવાર હલાવી. તે વચ્ચેથી તૂટીને પડી ગઇ. આ તે મુસીબત હતી જે મુઅમિનોને ઉહદની લડાઇમાં ઉઠાવવી પડી હતી. ફરી બીજી વાર મેં તે તલવાર હલાવી તો તે પહેલાં કરતાં વધારે સારી થઇ ગઇ. આ તે વિજય હતો જે અલ્લાહે આપ્યો

અને બધા મુઅમિનો એકત્ર થયા.

## જુઠા સ્વપ્નો વર્ણન કરવા

(૨૪૬/૭૩૦૬) ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : જેણે એવું સ્વપ્ન વર્ણન કર્યું કે જે જોયું ન હોય તેને (કિયામતના દિવસે) જવના દાણાઓ વચ્ચે ગાંઠ મારવાની તકલીફ આપવામાં આવશે. તે માણસ તે મારી શકશે નહીં. જેણે એવા લોકોની વાત સાંભળી જેઓ તેની વાત સાંભળવાને સારૂં સમજતા ન હતા અને તેનાથી બચતા હતા તો તેના કાનમાં કિયામતના દિવસે સીસું પીગળાવીને નાખવામાં આવશે. જેણે તસ્વીર બનાવી તેને અઝાબ આપવામાં આવશે અને તકલીફ આપવામાં આવશે કે, એમાં રૂહ ફુંક અને તે ફુંકી નહીં શકે.

(૨૪૭/૭૩૦૭) હઝરત ઇબ્ને અબ્બાસથી રિવાયત છે કે, જેણે (લોકોની છુપી) વાતો સાંભળી, જેણે જુઠું સ્વપ્ન વર્ણન કર્યું, જેણે તસ્વીર બનાવી તેની ઉપર પ્રમાણે હાલત થશે.

(૨૪૮/૭૩૦૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સૌથી મોટું જુઠ એ છે કે, માનવી પોતાની આંખોને તે વસ્તુ બતાવે જે તેમણે જોઇ ન હોય. (કિંવા જુઠું સ્વપ્ન વર્ણન કરે)

## જ્યારે ખરાબ સ્વપ્ન જુએ ત્યારે કોઇને ન કહે

(૨૪૯/૭૩૦૯) અબૂ કતાદા (રદિ.) કહે છે : હું સ્વપ્ન જોતો હતો અને તેનાથી બીમાર પડી જતો હતો. અહીં સુધી કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું કે આપ ફરમાવતા હતા : સારૂં સ્વપ્ન અલ્લાહ તરફથી છે. જ્યારે તમારામાંથી કોઇ એવું સ્વપ્ન જુએ જે તેને સારૂં લાગે તો તેણે એવા માણસને કહેવું જોઇએ કે જે તેના પ્રત્યે મુહબ્બત ધરાવતો હોય અને જ્યારે એવું સ્વપ્ન જુએ જે તેને ખરાબ લાગતું હોય તો તેની અને શયતાનની બુરાઇથી ખુદાની પનાહ માંગે. ત્રણ વાર થૂકે. કોઇને ન કહે. પછી તે તેને નુકસાન નહીં કરે.

(૨૫૦/૭૩૧૦) અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી જે કોઇ એવું સ્વપ્ન જુએ કે, જે તેને સારૂં લાગતું હોય તો તેણે ખુદાની શુક્ર અદા કરવો જોઇએ અને પોતાના મિત્રને કહેવું જોઇએ. જ્યારે એની વિરૂધ્ધ (કિંવા ખરાબ સ્વપ્ન) જુએ તો તે શયતાન તરફથી છે. તેની બુરાઇથી ખુદાની પનાહ માંગે. તે કોઇને ન કહે. પછી તે નુકસાન નહીં કરે.

## તે માણસની દલીલ જે એવું

## કહે છે કે, પ્રથમ સ્વપ્નફળ બતાવનાર જો સ્વપ્નનું ખોટું સ્વપ્નફળ બતાવે તો તેને વર્ણન ન કરે

(૨૫૧/૭૩૧૧) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : એક માણસ હુઝૂર (સલ.) પાસે આવ્યો. તે કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! મેં રાત્રે સ્વપ્નમાં જોયું કે, એક છત્રી છે. તેમાંથી ઘી અને મધ ટપકી રહ્યું છે. લોકો તેને ઉંચકી રહ્યા છે. કોઇ થોડું કોઇ વધારે. મેં એક રસ્સી આકાશથી ધરતી સુધી સંકળાયેલી જોઇ. મેં આપને જોયા કે, આપ તેને પકડીને ચઢી ગયા. આપના પછી બીજા એક માણસે તેને પકડી. તે પણ તેના પર ચઢી ગયા. પછી એક અન્ય માણસ તેને પકડીને ચઢયા. તેમના પછી એક અન્ય માણસે તેને પકડી. તે રસ્સી તૂટી ગઇ. પછી જોડાઇ ગઇ. અબૂબક્રે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા માં-બાપ આપ પર કુરબાન, આપ મને રજા આપો કે, હું એનું ફળ બતાવું. હુઝૂરે કહ્યું : અચ્છા, બતાવો. તેમણે કહ્યું કે, તે છત્રી તો ઇસ્લામ છે. તેમાંથી જે ઘી અને મધ ટપકી રહ્યું છે તે કુર્આન અને તેની મીઠાશ છે. તેને ઉંચકનારા કુર્આનને યાદ કરનારા છે થોડું અથવા વધારે. તે રસ્સી જે આકાશથી ધરતી સુધી જોડાયેલી છે તે સચ્ચાઇ છે જે અલ્લાહ તઆલાએ આપ પર ઉતારી છે. તેને પકડીને અલ્લાહ તઆલા આપને ઉપર ચઢાવશે. આપના પછી બીજો એક માણસ તેને પકડીને ઉપર ચઢશે. પછી એક અન્ય માણસ ઉપર ચઢશે. પછી જ્યારે બીજો એક માણસ તેને પકડશે ત્યારે તે રસ્સી તૂટી જશે. પછી જોડાઇ જશે અને તે ઉપર ચઢી જશે. યા રસૂલલ્લાહ ! મારા માં-બાપ આપ પર કુરબાન, બતાવો કે, મેં બરાબર સ્વપ્નફળ બતાવ્યું કે ખોટું ? આપે ફરમાવ્યું કે, કંઇક બરાબર કહ્યું છે કંઇક ખોટું. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપને ખુદાની કસમ છે, જે કંઇ મેં ખોટું બયાન કર્યું છે તે મને બતાવો. હુઝૂરે કહ્યું : કસમ ન આપો.

## સવારની નમાઝ પછી સ્વપ્નફળ બતાવવું

(૨૫૨/૭૩૧૨) સમુરા ઇબ્ને જુન્દુબ કહે છે : (સવારની નમાઝ પછી) હુઝૂર (સલ.) ઘણી વાર પોતાના સાથીઓને કહ્યા કરતા હતા કે, તમારામાંથી કોઇએ કંઇ સ્વપ્ન જોયું છે ? જેણે જોયું હોય તે વર્ણન કરતો હતો. જેમકે એક દિવસ હુઝૂર (સલ.)એ અમારી સામે બયાન કર્યું કે, રાત્રે મારી પાસે બે આવનારા

આવ્યા. તેમણે મને જગાડીને કહ્યું કે, ચાલો. હું ઉઠીને તેમની સાથે થઇ ગયો. પછી અમે એક માણસ પાસે ગયા. તે સૂતો હતો. બીજો એક માણસ તેના માથા પાસે પત્થર લઇને ઉભો હતો. એ માણસ તેના માથા પર પત્થર મારતો હતો, જેના કારણે તેનું માથું ફાટી જતું હતું. તે પત્થર ગબડી જતો હતો. એ મારનાર પત્થર લેવા જતો અને હજુ તે લઇને આવતો ન હતો ત્યાં તો તેનું માથું બરાબર થઇ જતું. તે પત્થર લાવીને તેના માથા પર મારતો. પછી તેને લેવા જતો. સારાંશ કે, તે એ પ્રમાણે કરી રહ્યો હતો. હુઝૂર (સલ.) કહે છે : મેં મારા એ બંને સાથીઓને પૂછયું કે, એ બંને કોણ છે ? તેમણે કહ્યું કે, આગળ ચાલો. હુઝૂર કહે છે : પછી અમે આગળ ચાલ્યા અને એક માણસ પાસે પહોંચ્યા જે ઉંધો સૂતો હતો. બીજો એક માણસ લોખંડનો અંકોડો લઇને ઉભો હતો. તે અંકોડાથી તેના એક હોઠને હડપચી સુધી અને એક નસ્કોરાને હડપચી સુધી અને એક આંખને હડપચી સુધી ચીરી નાખતો હતો. (ઓફ રાવી) કહે છે : ઘણી વાર અબૂ રજા આ પ્રમાણે બયાન કરતા હતા કે, તે એક બાજુથી ચીરીને બીજી બાજુથી ચીરતો હતો. હજુ બીજી બાજુથી ચીરીને પરવારતો ન હતો ત્યાં તો પહેલી બાજુ બરાબર થઇ જતી હતી. ફરી તે તેને ચીરતો હતો અને પછી તેને. સારાંશ કે, એ પ્રમાણે કરતો રહેતો હતો. હુઝૂર કહે છે : મેં કહ્યું : સુબ્હાનલ્લાહ ! આ બંને માણસો કોણ છે ? તે બંને સાથીઓએ કહ્યું કે, આગળ ચાલો. પછી ત્યાંથી ચાલીને અમે એક તન્નૂર (આગની ભઠ્ઠી) પાસે ગયા. (રાવી) કહે છે : મને ખ્યાલ છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એ તન્નૂરમાં શોરબકોર થઇ રહ્યો હતો અને અવાજો આવી રહ્યા હતા. અમે જ્યારે તેમાં ડોકિયું કરીને જોયું ત્યારે ઘણા પુરૂષો અને સ્ત્રીઓ નગ્ન હાલતમાં દેખાયાં. જેમને નીચેથી ઝાળ લાગે છે. જ્યારે તે ઝાળ લાગે છે ત્યારે એ લોકો ચીસો પાડે છે. આપ કહે છે : મેં મારા તે જ સાથીઓને પૂછયું કે, એ કોણ લોકો છે ? તેમણે કહ્યું કે, આગળ ચાલો. આપ કહે છે : પછી અમે એક નહેર પર પહોંચ્યા, જેનો રંગ લોહી જેવો લાલ હતો. તેમાં એક માણસ તરતો હતો. નહેરના કિનારે એક માણસ હતો. તેણે ઘણા પત્થરો ભેગા કર્યા હતા. જ્યારે તે તરનારો તરીને તે બાજુ આવતો ત્યારે એ તેના મોં પર એવા પત્થરો મારતો કે તેનું મોં તૂટી જતું. ફરી તે તરવા લાગતો. પછી જ્યારે તરીને કિનારા પર

17

આવવાનો ઇરાદો કરતો ત્યારે આ માણસ તેના મોં પર પત્થર મારતો. હુઝૂર (સલ.) કહે છે : મેં પૂછયું કે, આ કોણ માણસ છે ? તે સાથીઓએ કહ્યું કે, આગળ ચાલો, આગળ ચાલો. પછી અમે એક અત્યંત બદસૂરત માણસ પાસે ગયા, જેમકે તમે કોઇ ખૂબ જ બદસૂરત માણસને જુઓ. તેની પાસે આગ સળગતી હતી. તે તેને સળગાવી રહ્યો હતો. તેની આજુબાજુ ઘુમતો હતો. હુઝૂર (સલ.) કહે છે : મેં તે સાથીઓને પૂછયું કે, આ કોણ માણસ છે ? તેમણે કહ્યું કે, આગળ ચાલો, આગળ ચાલો. આપ કહે છે : પછી અમે એક બાગમાં ગયા, જેમાં વસંત ઋતુના દરેક પ્રકારના ફુલો હતાં. તેની વચ્ચે એક માણસ એટલા લાંબા કદની હતો કે, હું તેનું માથું તેની લંબાઇના કારણે ન જોઇ શકયો. તેની આજુબાજુ ઘણા છોકરાઓ ભેગા થયેલા હતા. આપ કહે છે : મેં તે સાથીઓને પૂછયું કે, એ કોણ છે ? તેમણે કહ્યું કે, આગળ ચાલો, આગળ ચાલો. આપ કહે છે : પછી અમે ત્યાંથી નીકળીને એક ખૂબ વિશાળ બાગમાં પહોંચ્યા. તેનાથી મોટો અને સુંદર બાગ મેં કદી જોયો નથી. હુઝૂર (સલ.) કહે છે : એ બંને સાથીઓએ મને કહ્યું કે, ઉપર ચઢો. હું ઉપર ચઢયો. ત્યાં મેં એવી રીતે બનેલું એક શહેર જોયું કે, તેમાં એક ઈંટ સોનાની અને એક ચાંદીની હતી. અમે તે શહેરના દરવાજા પાસે પહોંચ્યા. અમે તેનો દરવાજો ખોલાવ્યો. દરવાજો ખોલવામાં આવ્યો. અમે તેમાં દાખલ થયા. અમને ત્યાં એવા માણસો મળ્યા, જેમનું અડધું ધડ તો એવું ખૂબસૂરત હતું જેમકે તમે કોઇને ખૂબ જ સુંદર જુઓ અને અડધું એવું બદસૂરત જેમકે તમે કોઇને ખૂબ જ બદસૂરત જુઓ. મારા આ બંને સાથીઓએ તે લોકોને કહ્યું : જાઓ, તે નહેરમાં પડો. આપ કહે છે : ત્યાં બાગની પહોળાઇમાં એક નહેર વહી રહી હતી, જેનું પાણી ખૂબ સફેદ ચોખ્ખું હતું. તે લોકો ગયા અને તેમાં પડયા. પછી તેમાંથી નીકળીને જ્યારે આવ્યા ત્યારે તેમની બદસૂરતી સંપૂર્ણપણે દૂર થઇ ગઇ હતી અને ખૂબ જ ખૂબસૂરત બની ગયા હતા. હુઝૂર (સલ.) કહે છે : તે ફરિશ્તાઓએ મને કહ્યું કે આ અદ્દન નામે જન્નત છે. એ આપના રહેવાની જગ્યા છે. મેં મારી નજર ઉંચી કરી ત્યારે સફેદ વાદળીની જેમ એક મહેલ જોયો. તે બંને સાથીઓએ કહ્યું કે, આ આપનો મહેલ છે. મેં તેમને કહ્યું કે, **બારક લ્લાહુ ફીકુમા** મને એટલી વાર છોડો છો કે, હું તેમાં જઇ આવું ? તેમણે કહ્યું

કે, તમે આજે જઇ શકતા નથી, પરંતુ તમે એમાં ઝરૂર દાખલ થશો. મેં તેમને કહ્યું કે, આજે રાત્રે મેં ઘણી અજાયબીઓ જોઇ. આ શું હતું જે મને બતાવવામાં આવ્યું ? તે બંનેએ કહ્યું કે, અમે કહીએ છીએ. તે માણસ જેને તમે પ્રથમ જોયો હતો જેનું માથું પત્થરથી ફોડવામાં આવતું હતું તે એવો માણસ છે જે કુર્આનને યાદ કરીને છોડી દે છે અને ફર્ઝ નમાઝ પ્રત્યે બેપરવાઇ બતાવે છે અને તે માણસ જેનું હડપચી સુધી જડબું અને નસ્કોરૂં ચીરવામાં આવતું હતું અને આંખ ચીરવામાં આવતી હતી તે એવો માણસ છે જે પોતાના ઘરમાંથી સવારે નીકળીને એવું જુઠ બોલે છે જે આખી દુનિયામાં ફેલાય છે. તે પુરૂષો અને સ્ત્રીઓ જે તન્નૂરમાં હતી તે વ્યભિચારી પુરૂષો અને સ્ત્રીઓ છે. તે જે નહેરમાં તરી રહ્યો હતો અને પત્થર ખાઇ રહ્યો હતો તે વ્યાજ ખાનાર હતો. તે બદસૂરત માણસ જે આગ સળગાવીને તેની ચોમેર ઘુમતો હતો તે દોઝખનો ચોકીદાર માલિક છે. બાગમાં તે લાંબા કદના માણસ ઈબ્રાહીમ (અલ.) હતા. તેમની આજુબાજુ જે બાળકો હતા તે એવા બાળકો હતાં જે ઈસ્લામી પ્રકૃતિ (ફિતરત) અનુસાર મૃત્યુ પામ્યાં છે. (રાવી કહે છે :) મુસલમાનોમાંથી એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મુશ્રિકોના બાળકો ? આપે કહ્યું : મુશ્રિકોના બાળકો પણ. તે લોકો જે અડધા બદસૂરત અને અડધા ખૂબસૂરત હતા તેઓ એવા લોકો છે જેમણે સારા અને ખરાબ કિંવા મિશ્ર કામો કર્યા છે. અલ્લાહ તઆલાએ તેમને માફ કરી દીધા.

## ✪ ભાગ-૨૮ સમાપ્ત ✪

# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

ભાગ ૨૯

# બુખારી શરીફ

# ભાગ-૨૯

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ફિત્નાઓ

## (તોફાનો-ત્રાસ-ઝઘડા-ફસાદ)

**અલ્લાહ તઆલાના આ ફરમાન 'વ ત્તકૂ ફિત્નત લ્લાતુસીબન્ન લલઝીન ઝલમૂ મિન્કુમ ખાસ્સતન' વિષે અને એ અંગે કે હુઝૂર (સલ.) ફિત્નાઓથી કેટલા ડરાવતા હતા**

(૧/૭૩૧૩) હઝરત અસ્મા (રદિ.) કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, હું મારા હોઝ પાસે મારી પાસે આવનારાઓની રાહ જોઇશ. મારી પાસેથી અમુક લોકોને દોઝખમાં દાખલ કરાવવા માટે પકડવામાં આવશે ત્યારે હું કહીશ કે, એ તો મારા સહાબી છે. તે વખતે મને જવાબ આપવામાં આવશે કે તમને ખબર નથી, એ લોકો દીનથી ફરી ગયા હતા. ઇબ્ને અબી મુલય્કા કહે છે કે, અમે ફિત્નાઓમાં પડવાથી અને ઉલટા પગે પાછા ફરવાથી પનાહ માગીએ છીએ.

(૨/૭૩૧૪) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, હું હોઝે કૌસર પર તમારી આગળ હોઇશ. તમારા લોકોમાંથી કેટલાક લોકોને મારી પાસે લાવવામાં આવશે. જ્યારે હું તેમને પાણી પીવડાવવાનું શરૂ કરીશ ત્યારે મારી પાસેથી તેમને ખેંચી લેવામાં આવશે. હું કહીશ કે, હે મારા પાલનહાર ! એ તો મારા સાથીઓ છે. ખુદા ફરમાવશે : તમે જાણતા નથી કે,

.........................

(૧/૭૩૧૩) ફિત્નો એટલે ધર્મની બાબતમાં માનવીની કસોટી. મુસીબતને પણ ફિત્નો કહેવામાં આવે છે. મુસીબતમાં ધીરજ રાખવી, અલ્લાહ પર ભરોસો રાખવો, અલ્લાહની મરજી મુજબ ખુશ રહેવું વગેરે બાબતો અજમાયશ અને કસોટી સમાન છે.

દુનિયામાં એવા બનાવો બનવા માંડે કે, સત્યને ઓળખવાનું મુશ્કેલ બની જાય અને માનવી માટે સાચા-ખોટાને પારખવાનું મુશ્કેલ બની જાય તેને પણ ફિત્નો કહેવામાં આવે છે.

આ હદીસમાં તે લોકોનો ઉલ્લેખ છે, જેઓ નબુવ્વતના ખોટા દાવેદારોની વાતોમાં આવી જઇને તેમના અનુયાયી બની ગયા હતા.

એમણે તમારા પછી કેવી કેવી બિદઅતો કરી છે.

(૩/૭૩૧૫) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, હોઝે કૌસર પર હું તમારી આગળ હોઇશ. જે ત્યાં હશે તે તેમાંથી પીશે. પછી કદી તેને તરસ નહીં લાગે. અલબત્ત અમુક લોકો મારી પાસે આવશે. જેમને હું ઓળખતો હોઇશ. તે લોકો મને ઓળખતા હશે, પરંતુ પછી મારી અને તેમની વચ્ચે જુદાઇ કરવામાં આવશે. અબૂ હાઝિમ રાવી કહે છે કે, હું આ હદીસ નુઅમાન ઇબ્ને અય્યાશ રાવીને કહી રહ્યો હતો ત્યારે તેમણે કહ્યું કે, તમે સહલ ઇબ્ને સઅદથી આ પ્રમાણે જ સાંભળ્યું છે ? મેં કહ્યું કે, હા. તેમણે કહ્યું કે, હું અબૂ સઇદ ખુદરી વિષે ગવાહી આપું છું કે, મેં તેમની પાસેથી સાંભળ્યું છે. તેઓ એમાં એટલું વધારે બયાન કરતા હતા કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, હું કહીશ કે, એ લોકો તો મારામાંથી છે. જવાબ મળશે કે, તમને ખબર નથી કે તમારા પછી એ લોકોએ (દીનમાં) કેવો ફેરફાર કર્યો હતો. હું કહીશ કે, અફસોસ, અફસોસ તે માણસ માટે જેણે મારા પછી ખુદ (ના ધર્મ)ને બદલી નાખ્યો.

**હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારા પછી ટૂંક સમયમાં તમે લોકો એવી વસ્તુઓ જોશો જે તમને ખરાબ લાગશે**

**અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે તમે એટલી ધીરજ રાખજો કે હોઝ પર મારી સાથે મુલાકાત થાય**

(૪/૭૩૧૬) અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, તમે મારા (પછી) લોકોમાં સ્વાર્થીપણું અને એવી વાતો જોશો જે તમને ખરાબ લાગશે. સહાબાએ કહ્યું કે, તો પછી આપ અમને તે સમય માટે શું હુકમ આપો છો ? આપે કહ્યું કે, તે સમયના અમીરો-બાદશાહો વગેરેનો હક્ક અદા કરજો. તમારો હક્ક ખુદા પાસે માગજો.

(૫/૭૩૧૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ પોતાના હાકિમની કોઇ બુરાઇ જુએ તેણે સબ્ર કરવી જોઇએ. કારણ કે, જે માણસ હાકિમના હુકમથી એક વેંત જેટલો પણ અલગ થશે તે અંધકારયુગની મોતે મરશે.

(૬/૭૩૧૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ પોતાના હાકિમની કોઇ બુરી

વાત જુએ તો તેણે ધીરજ રાખવી જોઇએ. કારણ કે, જે માણસ સમુહથી એક વેંત જેટલો પણ દૂર થયો અને મરી ગયો તો તે અંધકારયુગની મોતે મરી ગયો.

(૭/૭૩૧૯) જુનાદા ઇબ્ને અબી ઉમય્યા કહે છે કે, અમે ઉબાદા ઇબ્ને સામિતની ખબર લેવા માટે ગયા. કારણ કે, તેઓ બીમાર હતા. અમે તેમને કહ્યું કે, અલ્લાહ તઆલા તમને તંદરૂસ્તી આપે. તમે અમને રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળેલી કોઇ હદીસ સંભળાવો. જેથી તેના કારણે અલ્લાહ તઆલા તમને ફાયદો કરે. તેમણે કહ્યું કે, અમને નબીએ કરીમ (સલ.)એ બોલાવ્યા. અમે હાજર થઇને આપની બૈઅત કરી. આપે અમારી પાસેથી વચનો લીધાં તે પૈકી આ પણ છે કે, આપે ફરમાવ્યું કે કહો કે, અમે બૈઅત કરી તાબેદારી અને ફરમાંબરદારી કરવાની, પોતાના સુખ-દુઃખ અને નિર્ધનતા-ધનિકતામાં, (હાકિમોને પોતાના માટે) આરામ અને સગવડ આપવાની અને એ વાતની કે હુકૂમત અંગે હાકિમો સાથે ઝઘડો નહીં કરીએ, પરંતુ જો તમને તેમના તરફથી જાહેરમાં કુફ્ર દેખાય અને તમારા માટે ખુદાના તરફથી કોઇ દલીલ હોય.

(૮/૭૩૨૦) હઝરત ઉસૈદ ઇબ્ને હુદૈર કહે છે : એક માણસે હુઝૂરે અકરમ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપે ફલાણા માણસને ગવર્નર બનાવ્યો અને મને ન બનાવ્યો. આપે કહ્યું કે, મારા પછી ટૂંક સમયમાં તમે સ્વાર્થ જોશો, પરંતુ મારી સાથે મુલાકાત કરતા સુધી સબ્ર કરજો.

## હુઝૂર (સલ.)નું આ ફરમાન કે મારી ઉમ્મતની તબાહી બદઅકલ (દુર્બુદ્ધિવાળા) છોકરાઓના હાથે થશે

(૯/૭૩૨૧) હઝરત અમ્ર કહે છે : મારા દાદાએ મને કહ્યું કે, હું હઝરત અબૂ હુરૈરા (રદિ.) સાથે મદીનામાં મસ્જિદે નબવીમાં બેઠો હતો. મરવાન પણ મારી સાથે હતો. અબૂ હુરૈરા (રદિ.) કહેવા લાગ્યા કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું કે, મારી ઉમ્મત કુરૈશના અમુક છોકરાઓના હાથે બરબાદ થશે. મરવાને કહ્યું : છોકરાઓ પર ખુદાની લઅનત. હઝરત અબૂ હુરૈરા કહેવા લાગ્યા કે, જો હું ધારૂં તો કહી શકું છું કે, તે છોકરાઓ ફલાણા ફલાણા માણસોના પુત્રો છે. અમ્ર કહે છે કે, જ્યારે મરવાનની ઔલાદ સીરિયાની માલિક બની ગઇ ત્યારે હું મારા દાદા સાથે ત્યાં આવ-જા કરતો હતો. મારા દાદાએ જ્યારે તે નવયુવાન છોકરાઓને જોયા ત્યારે કહ્યું : બેશક, આ છોકરાઓ તેમાંથી જ છે જેમની ખબર હુઝૂરે આપી છે. અમે કહ્યું કે, તમે સારી રીતે જાણો છો.

## હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ટૂંક સમયમાં એક બુરાઇ પેદા થનારી છે, જેના કારણે અરબોની ખરાબી થશે

(૧૦/૭૩૨૨) હઝરત ઝેનબ બિન્તે જહશ (રદિ.) કહે છે : હુઝૂરે અનવર (સલ.) સૂઇને જાગ્યા ત્યારે આપનો ચહેરો એકદમ લાલ હતો. આપ કહી રહ્યા હતા કે, 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' અરબો માટે ખરાબી છે તે બુરાઇથી જે ટૂંક સમયમાં જાહેર થનારી છે. આજે યાજૂજ અને માજૂજની દીવાલમાં આટલું બાકોરૂં પડી ગયું છે. હુઝૂરે આંગળીઓ વડે નેવું અથવા સોની સંખ્યા બનાવીને બતાવ્યું. કોઇએ પૂછયું કે હુઝૂર, શું અમે લોકો બરબાદ થઇ જઇશું, જો કે અમારામાં નેક લોકો મોજુદ છે ? આપે કહ્યું કે, હા, જો બુરાઇનું પ્રમાણ વધી ગયું.

(૧૧/૭૩૨૩) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) મદીનાના ટેકરાઓમાંથી એક ટેકરા પર ચઢયા. આપે લોકોને કહ્યું કે, જે કંઇ હું જોઉં છું તે તમને પણ દેખાય છે કે નહીં ? તેમણે કહ્યું કે, ના. યા રસૂલલ્લાહ ! આપે કહ્યું કે, હું જોઉં છું કે, તમારા ઘરોમાં ફિત્નાઓ એવા વરસી રહ્યા છે જેમ કે વરસાદ વરસે છે.

## ફિત્નાઓનું જાહેર થવું

(૧૨/૭૩૨૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, જ્યારે કિયામત નજીક આવશે ત્યારે નેક કામો ઓછા થશે. લોકોમાં કંજુસાઇ અને લાલચ પેદા થશે. ફિત્નાઓ જાહેર થશે. 'હર્જ'નું પ્રમાણ વધશે. સહાબાઓએ કહ્યું કે, 'હર્જ' શું વસ્તુ છે ? આપે કહ્યું : ખૂનામરકી.

(૧૩/૭૩૨૫) હઝરત શકીક કહે છે : અબ્દુલ્લાહ અને અબૂ મૂસા બંનેએ એક જગ્યાએ બેસીને વાતો કરવાનું શરૂ કર્યું. તેઓ કહેવા લાગ્યા કે, હુઝૂરે ફરમાવ્યું : કિયામત પહેલાં અમુક દિવસો એવા હશે જેમાં ઇલ્મ ઉઠી જશે. જહાલત પેદા થશે. એ દિવસોમાં 'હર્જ' ખૂબ થશે. 'હર્જ' ખૂનામરકી છે.

(૧૪/૭૩૨૬) હઝરત અબ્દુલ્લાહ અને અબૂ મૂસા કહે છે : હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામત પહેલાં થોડોક સમય એવો હશે જેમાં જહાલત પેદા થશે. ઇલ્મ ઉઠાવી લેવામાં આવશે. 'હર્જ' પુષ્કળ થશે. 'હર્જ' (નો અર્થ) ખૂનામરકી છે.

(૧૦/૭૩૨૨) અરબોને ખાસ કરીને ફિત્નાઓથી એટલા માટે ડરાવવામાં આવ્યા કે, સૌપ્રથમ ઇસ્લામનો સ્વીકાર તેમણે કર્યો હતો. તેમણે ખાસ કરીને ફિત્નાઓથી સાવચેત રહેવાની જરૂર છે. કારણ કે, ફિત્નાની સૌપ્રથમ અસર તેમને થશે. યાજૂજ માજૂજની દીવાલના થોડાક ખુલી જવાનો અર્થ ફિત્નાઓના શરૂ થવાનો છે.

(૧૫/૭૩૨૭) અબૂ વાઇલ હઝરત અબ્દુલ્લાહથી રિવાયત કરે છે : મારા ખયાલ પ્રમાણે તેમણે આ (હદીસને) 'મરફૂઅ' બયાન કરી છે. તેમણે વર્ણન કર્યું કે, કિયામત પહેલાં થોડાક દિવસો 'હર્જ'ના હશે. જેમાં ઇલ્મ ઉઠી જશે અને જહાલત જાહેર થશે. અબૂ મૂસા કહે છે કે, હબશાની ભાષામાં કત્લને 'હર્જ' કહેવામાં આવે છે. અબૂ અવાના આસિમથી, તે અબૂ વાઇલથી અને તે અબૂ મૂસાથી રિવાયત કરીને કહે છે કે, તેમણે અબ્દુલ્લાહને કહ્યું કે, તમને તે દિવસોની ખબર છે જેમના વિષે હુઝૂર (સલ.)એ આ પ્રમાણે કહ્યું છે કે, એ દિવસોમાં પુષ્કળ ખૂનામરકી થશે. ઇબ્ને મસઊદ કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, સૌથી ખરાબ તે લોકો છે જેઓ જીવંત હશે અને કિયામત આવી જશે.

## કોઇ સમય એવો પસાર થતો નથી કે તેના પછી તેનાથી ખરાબ સમય ન આવે

(૧૬/૭૩૨૮) હઝરત ઝુબેર ઇબ્ને અદી કહે છે કે, અમે અનસ ઇબ્ને માલિક પાસે ગયા. હજ્જાજથી લોકોને (તકલીફો) પહોંચી હતી તેની અમે ફરિયાદ કરી. અનસ (રદિ.)એ કહ્યું કે, તમે સબ્ર કરો. કારણ કે, જે સમય તમારા પર આવ્યો છે તેના પછીનો સમય તેનાથી ખરાબ હોય છે. અહીં સુધી કે તમે તમારા પાલનહારને મળો. મેં તમારા નબીથી આ સાંભળ્યું છે.

(૧૭/૭૩૨૯) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે : એક રાત્રે રસૂલુલ્લાહ (સલ.) ગભરાઇને ઉઠયા અને કહેવા લાગ્યા કે, સુબ્હાનલ્લાહ ! આજે રાત્રે અલ્લાહ તઆલાએ કેવા કેવા ખજાના અને ફિત્નાઓ ઉતાર્યા છે. કોઇ એવો છે જે આ ઓરડીવાળીઓ કિંવા પવિત્ર પત્નીઓને નમાઝ પઢવા માટે જગાડે. કારણ કે, દુનિયામાં ઘણી વસ્ત્રો પહેરનારીઓ કિયામતના દિવસે નગ્ન હશે.

## હુઝૂર (સલ.)નું આ ફરમાન કે જેણે અમારા પર હથિયારો ઉંચકયા તે અમારામાંથી નથી

(૧૮/૭૩૩૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જેણે અમારા પર હથિયાર ઉંચકયાં તે અમારામાંથી નથી.

(૧૯/૭૩૩૧) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે : નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જેણે અમારા પર

. . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૬/૭૩૨૮) જે સમય વીતી ગયો, તેના કરતાં આવનારો સમય ખરાબ હશે. સામાન્ય રીતે કિયામત સુધી આ પ્રમાણે થશે. હા, કોઇ સજ્જન શાસકના સમયમાં ભલાઇનો સમય વર્તાય તો તે અપવાદરૂપ ગણાશે. સમયાંતરે આવો સારો સમય અપવાદરૂપ આવી શકે છે.

હથિયાર ઉંચકયું તે અમારામાંથી નથી.

(૨૦/૭૩૩૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : નબીએ અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, તમારા લોકોમાંથી કોઇ માણસ પોતાના (મુસ્લિમ) ભાઇ પર હથિયારથી ઈશારો ન કરે. કારણ કે, તેને શું ખબર કે કદાચ શયતાન તેના હાથમાંથી પાડી નાખે અને તે એના લીધે દોઝખના ખાડામાં પડી જાય.

(૨૧/૭૩૩૩) હઝરત જાબિર (રદિ.) કહે છે : એક માણસ મસ્જિદે નબવીમાંથી તીર લઇને પસાર થયો. જેનું ફળ (લોખંડનો ભાગ) બહાર નીકળ્યું હતું. હુઝૂરે કહ્યું કે, એના ફળને પકડી લો. તેણે કહ્યું : હા.

(૨૨/૭૩૩૪) હઝરત જાબિર (રદિ.) કહે છે : એક માણસ તીર લઇને મસ્જિદમાંથી પસાર થયો. તેનો લોખંડનો ભાગ બહાર નીકળેલો હતો. તે માણસને હુકમ કરવામાં આવ્યો કે, તે લોખંડના ભાગને હાથથી પકડે. જેથી કોઇ માણસને વાગે નહીં.

(૨૩/૭૩૩૫) હઝરત અબૂ મૂસા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તમારા લોકોમાંથી જે માણસ અમારા બજાર અથવા મસ્જિદમાંથી પસાર થાય અને તેની પાસે તીર હોય તો તેણે હાથ વડે તીરોનું ફળ (લોખંડનો ભાગ) પકડવું જોઇએ અથવા તેને મુઠ્ઠીમાં દબાવી લે કે જેથી કોઇ મુસલમાનને વાગી ન પડે.

**હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમે મારા પછી કાફિર ન થઇ જશો કે તમારામાંથી અમુક અમુકની ગરદનો ઉડાવી દે**

(૨૪/૭૩૩૬) હઝરત અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાનને ખરાબ કહેવું 'ફિસ્ક' છે અને તેની સાથે લડવું કુફ્ર છે.

(૨૫/૭૩૩૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, તમે લોકો મારા પછી કાફિર ન થઇ જશો. એવી રીતે કે અમુક અમુકની ગરદનો કાપવા લાગે.

(૨૬/૭૩૩૮) હઝરત અબૂબક્રહ કહે છે : હુઝૂર (સલ.) લોકો સામે ખુત્બો પઢયા. આપે કહ્યું કે, તમે જાણો છો કે, આ કયો દિવસ છે ? લોકોએ કહ્યું કે, ખુદા અને તેના રસૂલ જ સારી રીતે જાણે છે. (રાવી) કહે છે : આ પ્રમાણે કહીને હુઝૂર ચુપ થઇ ગયા. એટલી વાર સુધી કે અમને એમ લાગ્યું કે, કદાચ આપ મશહૂર નામ સિવાય બીજું કોઇ નામ રાખશે. પછી આપે કહ્યુ કે, શું આ કુરબાનીનો દિવસ નથી ? (રાવી) કહે છે કે, અમે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! બેશક. પછી આપે કહ્યું કે, બતાવો, કયું શહેર છે ? શું હરામ શહેર નથી ? અમે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હા. આપે કહ્યું

કે, તમારૂં લોહી, તમારો માલ, વંશ અને તમારી ચામડી બધું પરસ્પર હરામ છે. તમારા આ દિવસ, આ મહીના અને આ શહેરની હુરમતની જેમ સાંભળી લો કે, મેં તમને સંદેશ પહોંચાડી દીધો. અમે બધાએ કહ્યું કે, હા. પછી આપે કહ્યું કે, એય અલ્લાહ ! તું પણ ગવાહ રહેજે. પછી આપે કહ્યું કે, જે માણસ અહીં હાજર છે તે ગાયબને પહોંચાડી દે. કારણ કે, ઘણા પહોંચાડનારાઓથી તે લોકો વધારે યાદ રાખે છે જેમને પહોંચાડવામાં આવે છે. (મુહમ્મદ ઇબ્ને સીરીન કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન બિલકુલ સાચું પુરવાર થયું. કારણ કે, જે લોકોને હદીસો પહોંચાડવામાં આવી તેમની યાદશકિત પહોંચાડનારાઓ કરતાં ખૂબ વધારે હતી.) આપે ફરમાવ્યું કે, તમે લોકો મારા પછી કાફિર ન થઇ જશો. એવી રીતે કે, અમુક અમુકની ગરદનો કાપવા લાગે.

(૨૭/૭૩૩૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મારા પછી તમે કાફિર ન થઇ જતા કે અમુક અમુકની ગરદનો કાપવા લાગે.

(૨૮/૭૩૪૦) હઝરત જરીર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ હજ્જતુલ વદાઅમાં કહ્યું : લોકોને ચુપ કરી દો. આપે કહ્યું કે, મારા પછી કાફિર ન થઇ જશો કે તમારામાંથી અમુક લોકો અમુકની ગરદનો કાપવા લાગે.

## આપ (સલ.)એ ફરમાવ્યું કે, એક ફિત્નો એવો હશે જેમાં બેસેલો માણસ ઉભેલા માણસ કરતાં સારો હશે

(૨૯/૭૩૪૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, ટૂંક સમયમાં એવો યુગ આવનાર છે જેમાં બેસેલો માણસ ઉભેલા માણસ કરતાં સારો હશે અને ઉભો રહેનાર ચાલનાર કરતાં સારો હશે અને ચાલનાર દોડનારથી. જે માણસ એમાં સપડાશે તે બરબાદ થશે. એટલે જે માણસને કોઇ આશ્રયસ્થાન મળે તેણે ત્યાં આશ્રય લેવો જોઇએ.

(૩૦/૭૩૪૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ટૂંક સમયમાં એવો યુગ આવનાર છે, જેમાં બેસેલો માણસ ઉભેલા માણસ કરતાં સારો હશે, ઉભો રહેનાર ચાલનાર કરતાં સારો હશે અને ચાલનાર દોડનારથી. જે માણસ એમાં સપડાશે તે બરબાદ થશે. એટલે જે માણસને કોઇ આશ્રયસ્થાન મળે તેણે ત્યાં આશ્રય લેવો જોઇએ.

(૨૯/૭૩૪૧) જે માણસ ફિત્ના તરફ જેટલો વધુ ખેંચાશે, ફિત્નો તેટલા જ પ્રમાણમાં તેના પર છવાઇ જશે.

## જ્યારે બે મુસલમાન તલવાર લઇને પરસ્પર મુકાબલો કરે તો બંને દોઝખી છે

(૩૧/૭૩૪૩) હઝરત હસન બસરી કહે છે કે, હું ફિત્નાના દિવસે રાત્રે મારા હથિયાર લઇને નીકળ્યો, એવામાં મને હઝરત અબૂબક્રહ સામેથી આવતા દેખાયા. તેઓ કહેવા લાગ્યા કે, ક્યાં જાઓ છો ? મેં કહ્યું કે, મેં હુઝૂર (સલ.)ના કાકાના છોકરા (હઝરત અલી)ની મદદનો ઇરાદો કર્યો છે. તેમણે કહ્યું કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું છે કે, જ્યારે બે મુસલમાન તલવાર લઇને પરસ્પર મુકાબલો કરે ત્યારે બંને દોઝખી છે. કોઇએ કહ્યું કે, હુઝૂર કત્લ કરનાર તો દોઝખી હોય એ બરાબર છે, પરંતુ કત્લ થનાર શા માટે દોઝખી છે ? આપે કહ્યું કે, તેણે પણ બેશક પોતાના હરીફને કત્લ કરવાનો ઇરાદો કર્યો હતો.

## જ્યારે સમુહ ન હોય ત્યારે મુસલમાન શું કરે ?

(૩૨/૭૩૪૪) હુઝૈફા ઇબ્ને યમાન (રદિ.) કહે છે : લોકો રસૂલુલ્લાહ (સલ.)ને ભલાઇની વાત પૂછ્યા કરતા હતા અને હું બુરાઇની વાત પૂછ્યા કરતો હતો. એવા ભયથી કે ક્યાંક હું એમાં ફસાઇ ન જાઉં. મેં પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે અંધકાર અને બુરાઇમાં હતા. પછી અલ્લાહ તઆલા અમને આ ભલાઇ (ઇસ્લામ)માં લાવ્યા. શું આ ભલાઇ પછી પણ બુરાઇ છે ? આપે કહ્યું કે, હા. મેં કહ્યું કે, શું તે બુરાઇ પછી ભલાઇ છે ? આપે કહ્યું કે, હા, છે, પરંતુ તેમાં ધુમાડો હશે. મેં કહ્યું કે, તેનો ધુમાડો શું છે ? આપે કહ્યું : એવા લોકો હશે જેઓ મારી પ્રણાલિકા વિરૂધ્ધ પ્રણાલિકા અપનાવશે. તમને તેમની અમુક વાતો સારી લાગશે અને અમુક ખરાબ. મેં કહ્યું કે, એ ભલાઇ પછી પણ બુરાઇ હશે ? આપે કહ્યું : હા. દોઝખના દરવાજાઓ પર બોલાવનારાઓ હશે. જે તેમની વાત માનશે તેને દોઝખમાં ફેંકી દેશે. હુઝૈફા કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને તેમનો આછો પરિચય આપો. આપે કહ્યું કે, અમારી કૌમમાંથી જ હશે અને આપણી ભાષા બોલતા હશે. મેં કહ્યું : જો અમે તે વખતે હાજર હોઇએ તો પછી આપ અમને શું હુકમ આપો છો ? આપે કહ્યું કે, તમે મુસલમાનોના સમુહ (જમાઅત) અને તેના સરદાર સાથે જ રહેજો. મેં કહ્યું કે, જો સમુહ ન હોય અને તેનો સરદાર ન હોય તો ? આપે કહ્યું : તે સમયે તમે બધા જુથોથી અલગ રહેજો. ભલેને તમને ઝાડના મૂળીયાં ચાવવાની ઝરૂરત પડે અને એ જ હાલતમાં મરી જાઓ.

## જેણે ઝુલ્મ અને ફિત્નાના જુથને વધારવાનું ખરાબ ગણ્યું

(૩૩/૭૩૪૫) હઝરત અબૂલ અસ્વદ કહે છે કે, મદીનાવાળાઓનું એક લશ્કર લડાઇ માટે મોકલવામાં આવ્યું. મારો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો. પછી મને ઇકરિમા મળ્યા. મેં તેમને વાત કરી. તેમણે મને સખ્તાઇપૂર્વક મનાઇ કરી. તેમણે કહ્યું કે, મને ઇબ્ને અબ્બાસે કહ્યું છે કે, મુસલમાનોમાંથી કેટલાક લોકો મુશ્રિકો સાથે તેમના જુથને (લડાઇમાં મુસલમાનોના મુકાબલામાં) વધારતા હતા. એટલે જે તીર તેઓ મારતા હતા તે પાછું ફરીને તેમનામાંથી જ કોઇને વાગતું હતું. જે તલવાર મારતા હતા તે પાછી ફરીને તેમને જ વાગતી હતી. તે વખતે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **ઇન્ન લ્લઝીન તવફ્ફાહુમુલ મલાઇકતુ ઝાલિમી અન્ફુસિહિમ.**

## જ્યારે માણસ કચરાના જેમ રહી જાય ત્યારે શું કરે ?

(૩૪/૭૩૪૬) હઝરત હુઝયફા કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ મને બે હદીસો કહી છે. જેમાંની એક તો હું જોઇ ચૂકયો છું અને બીજીની રાહ જોઉં છું. આપે કહ્યું કે, અમાનત કુદરતી રીતે લોકોના દિલમાં ઉતરી છે. પછી તેને તેમણે કુર્આન શરીફ અને સુન્નતે નબવી મારફતે જાણી. હુઝૂરે અમને તેના ઉઠી જવાની પણ ખબર આપી છે. આપે ફરમાવ્યું છે કે, માનવી એક ઉંઘ કાઢશે અને તેના દિલમાંથી અમાનત ઉઠાવી લેવામાં આવશે. તેની અસર એટલી રહી જશે કે, ખૂબ જ થોડી હશે. પછી બીજીવાર ઉંઘશે ત્યારે એની અસર એવી રહી જશે જેમ કે કોઇ કામ કરવાની અસર હાથ પર હોય જેમ કે ચિનગારીને પોતાના પગથી હઠાવી હોય અને ફોલ્લો પડી ગયો હોય, જો કે તે (ફોલ્લા)માં કંઇ પણ નથી. લોકો ખરીદ-વેચાણ કરતા રહેશે, પરંતુ અમાનત અદા નહીં કરી શકે. તે વખતે કહેવામાં આવશે કે, ફલાણા લોકોમાં અમાનતદાર માણસ છે અને કહેવામાં આવશે કે, ફલાણો માણસ કેટલો બુધ્ધિશાળી છે. કેટલો ચતુર અને હોશિયાર છે. જો કે તેના દિલમાં રાઇના દાણા જેટલું પણ ઇમાન નહીં હોય. હુઝયફા કહે છે કે, મારા પર એક સમય એવો વીત્યો છે કે, હું એની પરવા કરતો ન હતો કે હું તમારામાંથી કોની સાથે ખરીદ-વેચાણ કરૂં છું. જો તે મુસલમાન હોય તો તેનો ઇસ્લામ મને મારી વસ્તુ તેની પાસેથી પાછી અપાવતો; જો તે ઇસાઇ હોય તો તેના કુટુંબીઓ અપાવતા. હવે તો ફલાણા ફલાણા માણસો સિવાય હું કોઇની સાથે ખરીદ-વેચાણ કરતો નથી.

## ફિત્નાના સમયે જંગલમાં રહેવું સારૂં છે

(૩૫/૭૩૪૭) હઝરત સલમહ

ઇબ્ને અકવઅ (રદિ.) કહે છે કે, હજ્જાજ ઇબ્ને યૂસુફ મારી પાસે આવ્યા. હજ્જાજે કહ્યું કે, એય અકવઅના પુત્ર ! તમે હિજરતથી ઉલટા ફરી ગયા. જેથી મદીનાને છોડીને જંગલમાં વસવાટ કર્યો છે. સલમાએ કહ્યું કે, ના, બલ્કે મને હુઝૂર (સલ.)એ જંગલમાં રહેવાની રજા આપી છે. યઝીદ ઇબ્ને અબી ઉબૈદ કહે છે કે, જ્યારે હઝરત ઉસ્માન ઇબ્ને અફ્ફાન શહીદ થયા ત્યારે સલમહ ઇબ્ને અકવઅ 'રબઝા' નામે જગ્યાએ ચાલ્યા ગયા. તેમણે ત્યાં જ એક ઓરત સાથે શાદી કરી લીધી. જેનાથી તેમની ઔલાદ પણ થઇ. પોતાની વફાતના થોડા દિવસ પહેલાં મદીના આવ્યા હતા.

[ (૩૬/૭૩૪૮) હઝરત અબૂ સઇદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, તે સમય નજીક છે કે, મુસલમાનનો સારો માલ બકરીઓ ગણાશે. જેને લઇને તે પહાડ અને જંગલ વગેરેમાં ચાલ્યો જશે. જેથી પોતાના દીનને ફિત્નાઓથી સુરક્ષિત રાખે.]

## ફિત્નાઓથી પનાહ માગવી

(૩૭/૭૩૪૯) હઝરત અનસ (રદિ.) કહે છે : લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ને વાતો પૂછવાની શરૂ કરી. આપને ઘેરી લીધા ત્યારે હુઝૂર મિમ્બર પર ગયા અને કહ્યું કે, હવે જે કંઇ તમે લોકો મને પૂછશો તે હું બયાન કરીશ. (રાવી કહે છે કે) તે વખતે મેં જમણે-ડાબે જોયું તો દરેક માણસને પોતાના કપડાંઓમાં મોં ઢાંકીને રડતો જોયો. એક માણસ હતો કે જ્યારે તેની કોઇની સાથે લડાઇ થતી ત્યારે લોકો તેને પિતા સિવાય બીજાને તેના પિતા બતાવતા હતા. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા પિતા કોણ છે ? આપે ફરમાવ્યું કે, હુઝાફા. એવામાં હઝરત ઉમર ઉભા થયા અને હુઝૂરનો ગુસ્સો દૂર કરવા માટે કહેવા લાગ્યા : **રદીતુ બિલ્લાહિ રબ્બન વ બિલ ઇસ્લામિ દીનન વ બિમુહમ્મદિન રસૂલા. નઊઝુ બિલ્લાહિ મિન સૂઇલ ફિતન.** હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મેં આજના જેવો ભલાઇ અને બુરાઇવાળો બનાવ કદી જોયો નથી. બેશક, મારી સામે જન્નત અને દોઝખની તસ્વીર ખેંચવામાં આવી. એટલે સુધી કે, આ દીવાલની પેલી બાજુએ મેં તેમને જોઇ. કતાદા કહે છે : આ આયત **યા અય્યુહલ્લઝીન આમનૂ લાતસ્અલૂ અન અશ્યાઅ ઇન તુબ્દ લકુમ તસુઅ્કુમ** વખતે આ હદીસનો ઉલ્લેખ કરવામાં આવતો હતો.

(૩૮/૭૩૫૦) હઝરત કતાદા (રદિ.) કહે છે : તેમને અનસ (રદિ.)એ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે જ ફરમાવ્યું. (જેમકે ઉપરની હદીસમાં આવ્યું છે) અનસ (રદિ.)એ કહ્યું છે કે, દરેક માણસ પોતાનું માથું લપેટીને

રડી રહ્યો હતો. તે ફિત્નાઓથી અલ્લાહની પનાહ માગતો હતો.

## હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ફિત્નો પૂર્વ તરફથી નીકળનાર છે

(૩૯/૭૩૫૧) હઝરત સાલિમ પોતાના પિતા પાસેથી સાંભળીને બયાન કરે છે કે, હુઝૂર (સલ.) મિમ્બરની બાજુમાં ઉભા થયા અને (હાથ વડે ઈશારો કરીને) કહ્યું કે, ફિત્નો આ જગ્યાએ છે; ફિત્નો આ જગ્યાએ છે, જ્યાંથી શયતાનનું શીંગડું નીકળશે અથવા સૂર્યનું શીંગડું નીકળશે.

(૪૦/૭૩૫૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : તે વખતે આપનું મોં પૂર્વ તરફ હતું, આપે કહ્યું કે, હોશિયાર થઇ જાઓ. ફિત્નો આ જગ્યાએ છે, જ્યાંથી શયતાનનું શીંગડું નીકળશે.

(૪૧/૭૩૫૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : એય અલ્લાહ ! અમારા સીરિયા અને યમનમાં બરકત આપ. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમારા નજદમાં ? આપે કહ્યું કે, એય અલ્લાહ ! અમારા સીરિયા અને યમનમાં બરકત આપ. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! નજદમાં ? (રાવી કહે છે કે) મારા ખયાલ પ્રમાણે હુઝૂરે ત્રીજી વાર કહ્યું : ત્યાં નજદમાં ધરતીકંપો અને ફિત્નાઓ છે. ત્યાંથી શયતાનનું શીંગડું નીકળશે.

(૪૨/૭૩૫૪) હઝરત સઈદ ઈબ્ને જુબેર કહે છે : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) એક વાર અમારે ત્યાં આવ્યા. અમને એ વાતની ઈચ્છા થઇ કે, તેઓ અમને હુઝૂરની કોઇ સારી હદીસ સંભળાવશે. એવામાં અમારામાંથી એક માણસે આગળ વધીને તેમને કહ્યું કે, એય અબૂ અબ્દુર્રહમાન ! ફિત્નાઓમાં લડવા વિષે તમે અમને કોઇ વાત કહો. અલ્લાહ તઆલા ફરમાવે છે : **કાતિલૂહુમ હત્તા લાતકૂન ફિત્નતુન** ઈબ્ને ઉમરે કહ્યું કે, તારૂં બુરૂં થાય, શું તું ફિત્નાનો અર્થ જાણે છે ? રસૂલુલ્લાહ (સલ.) મુશ્રિકો સાથે લડતા હતા. મુશ્રિકોના ધર્મમાં દાખલ થવું ફિત્નો હતું. આ તમારૂં પરસ્પર લડવું ફિત્નો નથી.

## તે ફિત્નો જે મહાસાગરની જેમ છોળો ઉડાવતો હશે

(૪૩/૭૩૫૫) હઝરત હુઝયફા (રદિ.) કહે છે કે, અમે હઝરત ઉમર (રદિ.) પાસે બેઠા હતા, એવામાં તેમણે કહ્યું : તમારામાંથી કોઇને ફિત્નાઓ વિષે હુઝૂર (સલ.)નું ફરમાન યાદ છે ? મેં કહ્યું કે, પુરૂષનો ફિત્નો તેના સ્ત્રી-બાળકો, માલ અને પડોશીઓ અંગે છે. તેને નમાઝ, સદકો, સારા કામનો હુકમ અને બુરા કામથી રોકવું દૂર કરી દે છે.

હઝરત ઉમરે કહ્યું કે, હું એ વિષે પૂછતો નથી (બલ્કે તે) જે મહાસાગરની જેમ છોળો ઉડાવતો હશે. (હુઝયફાએ) કહ્યું કે, અમીરૂલ મુઅમિનીન ! તમારા માટે તેનો કોઇ ભય નથી. કારણ કે, તમારી અને તેની વચ્ચે તો એક બંધ દરવાજો છે. હઝરત ઉમરે કહ્યું કે, તે દરવાજો જો ખોલી નાખવામાં આવશે અથવા તોડી નાખવામાં આવશે ? હુઝયફાએ કહ્યું કે, ના. બલ્કે તોડી નાખવામાં આવશે. હઝરત ઉમરે કહ્યું કે, પછી તે કદી બંધ નહીં થાય. મેં કહ્યું : હા. (શકીક રાવી) કહે છે કે, અમે હુઝયફાને કહ્યું : શું હઝરત ઉમર દરવાજાને જાણતા હતા ? હુઝયફાએ કહ્યું : હા, જેવી રીતે હું જાણું છું કે, કાલના દિવસ પછી રાત છે. એનું કારણ એ હતું કે, મેં તેમને એક હદીસ કહી, જે ગલત હદીસોમાંથી ન હતી. (શકીક કહે છે :) અમે તેમને પૂછતાં ડરતા હતા, એટલે અમે મસ્રૂકને કહ્યું. તેમણે પૂછયું કે, કયો દરવાજો હતો ? હુઝયફાએ કહ્યું કે, (તે દરવાજો) હઝરત ઉમર (પોતે) હતા.

[(૪૪/૭૩૫૬) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) એક દિવસ મદીનાના કોઇ બાગમાં હાજત માટે ગયા. હું પણ આપની પાછળ પાછળ ગયો. અહીં સુધી કે, જ્યારે આપ (બાગની) ચાર દીવાલમાં દાખલ થઇ ગયા ત્યારે હું તેના દરવાજા પાસે બેસી ગયો. મેં કહ્યું કે, આજે હું હુઝૂરનો ચોકીદાર બનીશ. જો કે હુઝૂરે મને કહ્યું ન હતું. પછી હુઝૂર હાજત માટે ગયા. તેનાથી પરવારીને આપ પાળ ઉપર પિંડલીઓ ખોલીને કુવામાં પગ લટકાવીને બેસી ગયા. પછી અબૂબક્ર આવ્યા. તેમણે હુઝૂર પાસે જવાનો ઇરાદો કર્યો. મેં તેમને કહ્યું કે, આગળ ન જાઓ, ત્યાં જ થોભો. હું તમારા માટે હુઝૂર પાસેથી રજા લઇ આવું. તે થોભી ગયા અને હું હુઝૂરની સેવામાં હાજર થયો. મેં કહ્યું કે, એય અલ્લાહના નબી ! હઝરત અબૂબક્ર આવ્યા છે અને આપની સેવામાં હાજર થવાની રજા માંગે છે. આપે કહ્યું કે, તેમને આવવાની રજા આપો અને જન્નતની ખુશખબરી આપો. જેથી તેઓ અંદર આવ્યા અને હુઝૂરની જમણી બાજુએ બેસી ગયા. પોતાની પિંડલીઓ ખોલીને કુવામાં લટકાવી. અબૂ મૂસા કહે છે : પછી ઉમર આવ્યા. મેં તેમને પણ એમ જ કહ્યું કે, ત્યાં જ થોભો, આગળ વધો નહીં. હું હુઝૂર (સલ.) પાસે ગયો, ત્યારે હુઝૂર (સલ.)એ કહ્યું કે, આવવા દો અને જન્નતની ખુશખબરી આપો. જેથી તેઓ આવીને હુઝૂરની ડાબી બાજુએ બેસી ગયા અને પિંડલીઓ ખોલીને કુવામાં લટકાવી દીધી. હવે તે કુવાની પાળ ભરાઇ ગઇ અને બીજા કોઇ માટે બેસવાની જગ્યા બાકી ન રહી. પછી હઝરત ઉસ્માન આવ્યા. મેં તેમને પણ કહ્યું કે, ત્યાં જ

18 થોભો, અહીં સુધી કે, હું હુઝૂર પાસેથી તમારા માટે રજા લઇ આવું. હુઝૂરે કહ્યું કે, રજા આપો અને જન્નતની ખુશખબરી આપો, ફિત્નાઓ અને મુસીબતો સાથે, જેનો તેમને સામનો કરવો પડશે. જેથી તેઓ પણ અંદર આવ્યા અને હુઝૂર (સલ.) પાસે જ્યારે જગ્યા ન મળી ત્યારે ત્યાંથી ફરીને આપની સામે કુવાની પાળ ઉપર બેસી ગયા અને પોતાની પિંડલીઓ ખોલીને કુવામાં લટકાવી દીધી. મારો એક ભાઇ હતો (કિંવા અબૂ બુરદા) હું તમન્ના કરતો હતો કે, તે અત્યારે અહીં આવી પડે. ઇબ્ને મુસય્યિબ કહે છે : મેં એનું એવું અર્થઘટન કર્યું કે, એ બધાની કબરો એક જગ્યાએ છે અને હઝરત ઉસ્માનની કબર તેમનાથી અલગ છે.]

(૪૫/૭૩૫૭) હઝરત અબૂ વાઇલ કહે છે : કોઇએ હઝરત ઉસામા (રદિ.)ને કહ્યું કે, તમે આ (ફિત્નાની) બાબતમાં કેમ બોલતા નથી ? તેમણે કહ્યું કે, હું એવો નથી કે ફિત્નાનો દરવાજો ખોલી નાખું અને હું જ એનો પ્રથમ ખોલનાર બનું. હું એવો માણસ નથી કે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી મેં જે સાંભળ્યું છે તે પછી એવા માણસને, જે બધાનો સરદાર બની ગયો છે, કહી દઉં કે તું સારો છે. હુઝૂર કહે છે : કિયામતના દિવસે એક માણસને લાવીને દોઝખમાં નાખવામાં આવશે. તેને એવી રીતે તેમાં પીલવામાં આવશે જેવી રીતે ગધેડો ચક્કીને પીલે છે. દોઝખના બધા માણસો તેની આજુબાજુ ભેગા થઇ જશે. તેને અઝાબમાં સપડાયેલો જોઇને કહેશે કે, હે ફલાણા ! શું તું નેક કામનો હુકમ કરતો ન હતો અને ખરાબ કામોથી રોકતો ન હતો ? તે કહેશે કે, હા, બેશક હું (લોકોને) નેક કામ કરવાનું કહેતો હતો, પરંતુ પોતે કરતો ન હતો અને ખરાબ કામથી રોકતો હતો, પરંતુ પોતે તે કરતો હતો.

[(૪૬/૭૩૫૮) હઝરત અબૂબક્રહ (રદિ.) કહે છે કે, 'જમલ'ની લડાઇમાં અલ્લાહ તઆલાએ મને એક વાતથી (ખૂબ) લાભ પહોંચાડયો. હુઝૂર (સલ.)ને જ્યારે એવી ખબર મળી કે, ઇરાનના લોકોએ કિસ્રાની પુત્રીને પોતાની સરદાર બનાવી છે ત્યારે આપે ફરમાવ્યું કે, તે કોમ કદી સફળ થઇ શકતી નથી જે ઓરતોને પોતાની હુકૂમત સોંપી દે.]

(૪૭/૭૩૫૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝિયાદ અસદી કહે છે કે, જ્યારે તલહા, ઝુબેર અને હઝરત આઇશા બસરા રવાના થયા ત્યારે હઝરત અલીએ અમ્માર ઇબ્ને યાસિર અને હઝરત હસન (પોતાના પુત્ર)ને કુફા રવાના કર્યા. (અબ્દુલ્લાહ કહે છે કે) જ્યારે એ અમારી પાસે કુફા આવ્યા ત્યારે બંને મિમ્બર પર ચઢયા. હઝરત હસન ઉપર હતા અને અમ્માર નીચે (ના પગથિયા પર) હતા. અમે બધા લોકો તેમની પાસે ભેગા થયા.

મેં સાંભળ્યું કે, અમ્માર કહે છે કે, હઝરત આઇશા બસરા જાય છે. ખુદાની કસમ ! બેશક, તે તમારા નબીની દુનિયા અને આખિરતમાં પવિત્ર પત્ની છે, પરંતુ અલ્લાહ તમારી કસોટી કરે છે કે, તમે લોકો એમની (હઝરત અલીની) તાબેદારી કરો છો અથવા તેમની (હઝરત આઇશાની).

(૪૮/૭૩૬૦) હઝરત અબૂ વાઇલ કહે છે કે, અમ્માર કુફાના મિમ્બર પર ચઢયા અને હઝરત આઇશાના પ્રવાસનો ઉલ્લેખ કર્યો. તેમણે કહ્યું કે, બેશક તે તમારા નબીની દુનિયા અને આખિરતમાં પવિત્ર પત્ની છે, પરંતુ તમારી આ અંગે અજમાયશ કરવામાં આવી છે.

(૪૯/૭૩૬૧) હઝરત અબૂ વાઇલ કહે છે કે, અબૂ મૂસા અને અબૂ મસ્ઊદ અમ્માર પાસે ગયા. જ્યારે હઝરત અલીએ તેમને કુફામાં લોકોને (લડાઇ માટે) ભેગા કરવા રવાના કર્યા ત્યારે એ બંનેએ તેમને કહ્યું કે, જ્યારથી તમે મુસલમાન થયા ત્યારથી અમે તમારા આ કામમાં જલદી કરવાથી વધારે ખરાબ કામ કોઇ જોયું નથી. અમ્મારે કહ્યું કે, જ્યારથી તમે બંને મુસલમાન થયા છો ત્યારથી મેં તમારા આ કામ (હઝરત આઇશા સાથે લડાઇ કરવા)માં વિલંબ કરવાથી વધારે ખરાબ કામ બીજું કોઇ જોયું નથી. અબૂ મસ્ઊદે એ બંનેને (કપડાંની) એક જોડ પહેરાવી અને એ બધા (કુફાની) જામિઅ મસ્જિદ તરફ રવાના થયા.

(૫૦/૭૩૬૨) હઝરત શકીક ઇબ્ને સલમહ કહે છે કે, હું અબૂ મસ્ઊદ અને અબૂ મૂસા અને અમ્માર પાસે બેઠો હતો, એવામાં અબૂ મસ્ઊદે (અમ્મારને) કહ્યું કે, તમારા જેટલા સાથીઓ છે તેમાંથી હું તમારા સિવાય દરેકને કહી શકું છું. જ્યારથી તમે હુઝૂર (સલ.)ના સહવાસનું સદ્દભાગ્ય પ્રાપ્ત કર્યું ત્યારથી મેં તમારી કોઇ વાત આ કામમાં જલદી કરવાથી વધારે ખરાબ જોઇ નથી. અમ્મારે કહ્યું કે, અબૂ મસ્ઊદ, મેં તમારી અને તમારા સાથી (અબૂ મૂસા)ની, જ્યારથી તમે નબીએ કરીમ (સલ.)ના સહવાસનું સદ્દભાગ્ય પ્રાપ્ત કર્યું, કોઇ વાત આ કામમાં વિલંબ કરવાથી વધારે ખરાબ જોઇ નથી. પછી અબૂ મસ્ઊદે જેઓ એક માલદાર માણસ હતા, તેમણે પોતાના ગુલામને કહ્યું કે, બે જોડ કપડાં લઇ આવો. તેમાંથી એક અબૂ મૂસાને અને બીજું અમ્મારને પહેરાવ્યું. તેમણે કહ્યું કે, આ પહેરીને જુમ્આમાં જાઓ.

## જ્યારે અલ્લાહ તઆલા કોઇ કોમ પર અઝાબ ઉતારે છે

(૫૦/૭૩૬૨) આ પ્રકારની બાબતોમાં સહાબાઓ (રદિ.)નું વલણ ઇજતિહાદી (મૌલિક) સ્વરૂપનું હતું. તેમની પાસે આ અંગે દલીલો હતી. તેમનામાં મતભેદ હતો, પરંતુ મનભેદ ન હતો.

(૫૧/૭૩૬૩) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે અલ્લાહ તઆલા કોઇ કોમ પર અઝાબ ઉતારે છે ત્યારે તે અઝાબ તે કોમના બધા લોકોને પહોંચે છે. પછી તે લોકોને (કિયામતમાં) પોતાના અમલો અનુસાર ઉઠાડવામાં આવશે.

## હુઝૂરે હઝરત હસન ઇબ્ને અલી વિષે કહ્યું કે, મારો આ છોકરો સરદાર છે. આશા છે કે, અલ્લાહ તઆલા એની મારફતે મુસલમાનોના બે જુથો વચ્ચે સુલેહ કરાવશે

(૫૨/૭૩૬૪) હઝરત સુફયાન કહે છે : ઇસ્રાઇલે મને કહ્યું : તેમની સાથે મારી મુલાકાત કુફામાં થઇ હતી. તેઓ ઇબ્ને શુબ્રુમાં (કુફાના કાઝી) પાસે ગયા. તેમને કહ્યું કે, મને ઇસા (કુફાના ગવર્નર) પાસે લઇ જાઓ. જેથી હું તેને નસીહત કરૂં, પરંતુ ઇબ્ને શુબ્રુમાએ ડરના કારણે એવું ન કર્યું કિંવા તેમને ઇસા પાસે ન લઇ ગયા. તેમણે કહ્યુ કે, મને હસન બસરીએ કહ્યું છે કે, જ્યારે ઇમામ હસન (રદિ.)એ લશ્કર સાથે મુઆવિયા પર ચઢાઇ કરી ત્યારે અમ્ર ઇબ્ને આસે ગભરાઇને કહ્યું કે, હું હઝરત ઇમામ હસન સાથે એવું લશ્કર જોઉં છું કે જે મુકાબલો કર્યા વગર ભગાડી મૂકે. તે પાછું નહીં ફરે. મુઆવિયાએ કહ્યું કે, પછી જ્યારે બધા લોકો કત્લ થઇ જશે ત્યારે મુસલમાનોના બાળકોની સારસંભાળ માટે કોણ હશે ? અમ્ર ઇબ્ને આસે કહ્યું કે, હું. પછી અબ્દુલ્લાહ ઇબ્ને આમિર અને અબ્દુર્રહમાન ઇબ્ને સમુરાએ કહ્યું કે, આપણે બધા તેમની મુલાકાત કરીશું અને સુલેહ અંગે વાતચીત કરીશું. હઝરત હસન બસરી કહે છે કે, બેશક, મેં અબૂબક્રહ પાસેથી સાંભળ્યું છે તેઓ કહેતા હતા કે, એકવાર રસૂલે અકરમ (સલ.) ખુત્બો પઢતા હતા, એવામાં હઝરત હસન આવ્યા. હુઝૂરે કહ્યું કે, આ મારો પુત્ર સરદાર છે. આશા છે કે, અલ્લાહ એની મારફતે મુસલમાનોના બે જુથો વચ્ચે સુલેહ કરી દે.

(૫૩/૭૩૬૫) હઝરત હર્મલા કહે છે કે, મને ઉસામા ઇબ્ને ઝેદે હઝરત અલી પાસે મદીનાથી કુફા એટલા માટે મોકલ્યો કે તે કંઇક આપે. તેમણે એ પ્રમાણે કહ્યું કે, તેઓ (હઝરત અલી) તમને પૂછશે કે, કઇ વસ્તુએ તમારા સરદારને મારો સાથ દેવાથી રોકયા છે ? તમે તેમને એનો જવાબ આપજો કે, તેઓ (ઉસામા) કહે છે કે, જો તમે વાઘના મોંમાં હશો તો હું એ સારૂં સમજીશ કે હું તમારી સાથે હોઉં, પરંતુ મુસલમાનોની પરસ્પરની લડાઇને હું ઠીક સમજતો નથી. હર્મલા કહે છે કે, જ્યારે હઝરત અલીએ મને કંઇ આપ્યું નહીં ત્યારે હું હઝરત હસન, હુસેન અને

જઅફર ઇબ્ને અબૂ તાલિબના પુત્ર પાસે ગયો. તેમણે મારા બંને ઊંટો પર મૂકયો કિંવા એટલો બધો માલ આપ્યો કે જેના માટે બે ઊંટો રોકવા પડયા.

## જે માણસ એક કોમ પાસે જઇને કંઇક કહે અને ત્યાંથી પાછા આવીને તેની વિરૂધ્ધ કહે તેની બુરાઇ વિષે

(૫૪/૭૩૬૬) હઝરત નાફિઅ કહે છે કે, જ્યારે મદીનાવાસીઓએ યઝીદની બૈઅત તોડી નાખી ત્યારે ઇબ્ને ઉમરે પોતાના ખાસ ખાસ માણસો અને પોતાના સ્ત્રી-બાળકોને એકત્ર કરીને (મદીના-વાસીઓને) કહ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે કે, દરેક વચનભંગ કરનાર માટે કિયામતના દિવસે ઝંડો હશે. બેશક, અમે તે માણસ (યઝીદ)ની બૈઅત ખુદા અને રસૂલની બૈઅત અનુસાર કરી હતી. બેશક, એનાથી વધીને ગદ્દારી અને બેવફાઇ શું હશે કે, એક માણસની ખુદા અને રસૂલના હુકમ અનુસાર બૈઅત કરવામાં આવે, પછી તેની સાથે લડાઇ કરવામાં આવે. બેશક, હું જાણતો નથી કે, તમારામાંથી જે માણસ તેને ખિલાફત પરથી ઉતારશે અને તેની તાબેદારી નહીં કરે તો મારી અને તેની વચ્ચે જુદાઇ થઇ જશે.

(૫૫/૭૩૬૭) હઝરત અબૂલ મિન્હાલ કહે છે કે, જ્યારે ઇબ્ને ઝિયાદ અને મરવાન સીરિયામાં હતા અને ઇબ્ને ઝુબેર મક્કામાં (ખિલાફત પર) કાયમ થયા. કુર્રા લોકો બસરામાં હુકૂમત પર કબજો જમાવી બેઠા ત્યારે હું મારા પિતા સાથે અબૂ બર્ઝા અસ્લમીને ત્યાં ગયો. જ્યારે અમે તેમના ઘરમાં દાખલ થયા ત્યારે તેઓ પોતાના છાપરાના છાંયડામાં બેઠા હતા. અમે પણ તેમની પાસે બેસી ગયા. મારા પિતા તેમની સાથે વાતો કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે, અબૂ બર્ઝા, તમને ખબર નથી કે લોકો કેવી વાતોમાં પડેલા છે. તેમની પાસેથી મેં જે પહેલી વાત સાંભળી તે આ પ્રમાણે હતી કે, જ્યારે હું સવારે કુરૈશના કબીલાઓ પર ગુસ્સાની હાલતમાં ઉઠું છું ત્યારે મને તેના કારણે ખુદા પાસેથી સવાબની આશા હોય છે. અરબવાળાઓ ! તમને ખબર છે કે, જે ઝિલ્લત, ગુમરાહી અને ગરીબાઇની હાલતમાં તમે હતા અને અલ્લાહ તઆલાએ ઇસ્લામ અને રસૂલુલ્લાહ (સલ.)ના પ્રતાપે તમને ઉગાર્યા, અહીં સુધી કે તમને આ વસ્તુઓ નસીબ થઇ જેને તમે જોઇ રહ્યા છો (કિંવા ઇઝઝત, હિદાયત અને દોલત) બેશક, આ દુનિયાએ તમારી વચ્ચે ઝઘડો ઉભો કર્યો છે. ખુદાની કસમ ! આ સીરિયામાંનો માણસ દુનિયા સાથે લડે છે.

(૫૬/૭૩૬૮) હઝરત હુઝયફા ઇબ્ને યમાન કહે છે કે, આજકાલના મુનાફિકો રસૂલુલ્લાહ (સલ.)ના સમયના

મુનાફિકો કરતાં વધારે શરારતખોર છે. કારણ કે, તેઓ પોતાના નિફાકને છુપાવી રાખતા હતા અને આ જાહેર કરે છે.

(૫૭/૭૩૬૯) હઝરત હુઝયફા કહે છે કે, હુઝૂર (સલ.)ના સમયમાં તો નિફાક હતો; હવે કુફ્રનો દરજ્જો છે.

## જ્યાં સુધી કબ્રવાળાઓની સુઇર્ષા નહીં જાગે ત્યાં સુધી કિયામત કાયમ નહીં થાય

(૫૮/૭૩૭૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, ત્યાં સુધી કિયામત નહીં આવે જ્યાં સુધી કહતાનની ઔલાદમાં એક માણસ એવો પેદા નહીં થાય કે જે લોકોને પોતાની લાકડીથી હાંકે.

## આગનું નીકળવું

## હઝરત અનસ (રદિ.)નું કથન કે નબી (સલ.)એ ફરમાવ્યું છે કે, કિયામતની પહેલી નિશાનીઓમાંથી એક આગ છે જે લોકોને પૂર્વથી પશ્ચિમ તરફ લઇ જશે

(૫૯/૭૩૭૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : ત્યાં સુધી કિયામત નહીં આવે જ્યાં સુધી એક માણસ બીજાની કબ્ર પાસેથી પસાર થાય અને કહે કે, કાશ ! હું એની જગ્યા પર હોત.

(૬૦/૭૩૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) ફરમાવતા હતા કે, ત્યાં સુધી કિયામત નહીં આવે જ્યાં સુધી કબીલા દૌસની ઓરતો ઝૂલખલસા તરફ જશે. ઝૂલખલસા કબીલા દૌસની એક મૂર્તિ છે જેની તેઓ અંધકાર યુગમાં પૂજા કરતા હતા.

(૬૧/૭૩૭૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, ત્યાં સુધી કિયામત નહીં આવે જ્યાં સુધી કે હિજાઝમાંથી એક આગ ન નીકળે જે બસરામાં ઊંટની ગરદનો ચમકાવી દે (કિંવા તેના પ્રકાશમાં ઊંટની ગરદનો દેખાય).

(૬૨/૭૩૭૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ

.............................

(૫૭/૭૩૬૯) નબીએ કરીમ (સલ.)ના સમયમાં જે મુનાફિકો હતા, તેઓ હકીકતમાં કાફિર જ હતા, પરંતુ આજના યુગમાં જે મુસ્લિમ ન્યાયી, પ્રમાણિક, ગુણવાન અને દીનદાર મુસ્લિમ શાસક સામે ન્યાયી અને વાજબી કારણ વગર બળવો પોકારે તો તે મુસ્લિમ હોવા છતાં મુરતદ થઇ જશે. કારણ કે, બળવો એ બૈઅતનું ઉલ્લંઘન છે.

(૬૦/૭૩૭૨) યમનમાં ખસ્અમ નામે કબીલામાં **'કઅબા'** નામે એક મકાન બનાવવામાં આવ્યું હતું. નબીએ કરીમ (સલ.)એ સહાબાઓને મોકલીને તે મકાન બળાવી નાખ્યું હતું. કિયામતની નજીક હઝરત ઈસા (અલ.)ના ઉતર્યા પછી અને ભલાઇનો તથા સારો સમય વીતી ગયા પછી ફરીવાર કુફ્ર ફેલાશે ત્યારે દૌસ કબીલાની સ્ત્રીઓ દૂર દૂરથી આવીને તે કઅબાનો તવાફ કરશે.

ફરમાવ્યું કે, ટૂંક સમયમાં ફુરાત નદીમાંથી ખજાનો જાહેર થશે. એટલે તે વખતે જે તેની નજીક હોય તેણે કંઇ લેવું ન જોઇએ. ઉકબા બીજી સનદથી રિવાયત કરે છે કે, અબૂ હુરૈરાએ હુઝૂરથી આ પ્રમાણે જ બયાન કર્યું છે, પરંતુ એ કે, એમાં સોનાનો પહાડ જાહેર થશે.

(૬૩/૭૩૭૫) હઝરત હારિસા ઇબ્ને વહબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, સદકો આપો. કારણ કે, એવો સમય ખૂબ નજીક આવનાર છે કે, માણસ ખિસ્સામાં સદકો લઇને ફરશે, પરંતુ સદકો કબુલ કરનાર કોઇ માણસ તેને નહીં મળે.

(૬૪/૭૩૭૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : બેશક, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યાં સુધી બે ભવ્ય જુથો પરસ્પર ન લડે ત્યાં સુધી કિયામત નહીં આવે. તે બંને (જુથો)માં ભયંકર લડાઇ થશે, જો કે, બંનેનો દાવો એક હશે. લગભગ ત્રીસ દજ્જાલ પેદા થશે. દરેક એવો દાવો કરશે કે, હું ખુદાનો રસૂલ છું. ઇલ્મ ઉઠાવી લેવામાં આવશે. ધરતીકંપનું પ્રમાણ વધશે. સમય નજીક થશે. ફિત્નાઓ (ઝઘડાઓ) ઉભા થશે. ખૂનામરકીનું પ્રમાણ વધશે. તમારા લોકો પાસે માલ એટલો પુષ્કળ હશે કે નદીની રેલની જેમ વહેશે. અહીં સુધી કે, જ્યારે માલવાળો એવી ઇચ્છા વ્યકત કરશે કે, તેના સદકાનો કોઇ માણસ સ્વીકાર કરે ત્યારે તે કોઇની સામે મૂકશે, પરંતુ તે કહેશે કે, મને એની ઝરૂર નથી. (ત્યાં સુધી કિયામત નહીં આવે) જ્યાં સુધી લોકો મકાનો પર ગર્વ કરવાનું શરૂ નહીં કરે. અહીં સુધી કે, માણસ કબ્ર પાસેથી પસાર થતી વખતે આ પ્રમાણે કહેશે કે, કાશ ! હું એની જગ્યાએ હોત. સૂર્ય પશ્ચિમ દિશામાંથી ઉગશે. જ્યારે તે ઉગશે અને લોકો જોશે તો બધા ઇમાન લઇ આવશે. તે એવો સમય હશે કે, તે વખતે કોઇ માનવીને, જે પહેલાં ઇમાન નહીં લાવ્યો હોય, જેણે ઇમાનની હાલતમાં કોઇ નેકી નહીં કરી હોય તેને તે વખતનું ઇમાન કોઇ ફાયદો નહીં કરે. અલબત્ત, કિયામત એટલી જલદી આવશે કે બે માણસોએ કપડું ફેલાવ્યું હશે તેઓ તેનું ખરીદ-વેચાણ નહીં કરી શકે અને લપેટી નહીં શકે કે કિયામત આવી પડશે. કોઇ માણસ પોતાની ઊંટણીનું દૂધ લઇને ગયો હશે, તે તેને પી નહીં શકે (કે કિયામત આવી જશે.) કિયામત એટલી જલદી આવશે કે, કોઇ માણસ પોતાના જાનવરોના પીવાની જગ્યા બરાબર કરી રહ્યો હશે તે પોતાના જાનવરોને પીવડાવી નહીં શકે. કિયામત એટલી જલદી આવશે કે કોઇ માણસે મોંમાં મૂકવા માટે કોળીયો લીધો હશે, પરંતુ તે તેને મૂકી નહીં શકે.

## દજ્જાલ

(૬૫/૭૩૭૭) હઝરત મુગીરા

ઇબ્ને શુઅબા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને દજ્જાલ વિષે જેટલા મેં સવાલો કર્યા છે તેટલા કોઇએ કર્યા નથી. બેશક, હુઝૂરે મને એમ કહ્યું છે કે, તમને એનાથી શું નુકસાન થશે ? મેં કહ્યું કે, લોકો એમ કહે છે કે, તેની સાથે રોટીઓના પહાડ અને પાણીની નહેરો હશે. આપે ફરમાવ્યું કે, અલ્લાહ માટે એ આસાન છે કે, તેનાથી એને મુઅમિનોના ગુમરાહ હોવાનું કારણ બનાવે.

(૬૬/૭૩૭૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દજ્જાલ જમણી આંખે કાણો હશે. જાણે કે દ્રાક્ષ મૂકી હોય એવું લાગશે.

(૬૭/૭૩૭૯) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, દજ્જાલ આવીને મદીનાના એક ખુણામાં ઉતરશે. મદીનાના લોકોમાં ગભરાટ પેદા થશે. એટલે જેટલા કાફિર અને મુનાફિક હશે તે બધા દજ્જાલ પાસે ચાલ્યા જશે.

(૬૮/૭૩૮૦) હઝરત અબૂબક્રહ કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, મદીનામાં દજ્જાલનો રૂઆબ નહીં આવે. તે સમયે મદીનાના સાત દરવાજા હશે. દરેક દરવાજા પર બે ફરિશ્તાઓ પહેરેગીર હશે.

(૬૯/૭૩૮૧) હઝરત અબૂબક્રહ (રદિ.) કહે છે કે, રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, મદીનામાં દજ્જાલનો રૂઆબ દાખલ નહીં થાય. તે સમયે એના સાત દરવાજાઓ હશે. દરેક દરવાજા પર બે ફરિશ્તાઓ પહેરો ભરતા હશે.

(૭૦/૭૩૮૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) લોકોને નસીહત કરવા માટે ઉભા થયા. ખુદાના વખાણ કર્યા. તે પછી દજ્જાલનો ઉલ્લેખ કર્યો કે, હું તમને તેનાથી ડરાવું છું. કોઇ નબી એવો થયો નથી જેણે પોતાની કોમને એનાથી ડરાવી ન હોય, પરંતુ હું તમને એવી વાત કહું છું જે કોઇ નબીએ પોતાની કોમને કહી નથી. તે એ કે, બેશક, દજ્જાલ કાણો છે અને ખુદા કાણો નથી.

(૭૧/૭૩૮૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું સ્વપ્નમાં કઅબાનો તવાફ કરી રહ્યો હતો, એવામાં મેં એક ઘઉંવર્ણા સીધા વાળવાળા માણસને જોયો. જેમના માથામાંથી પાણી ટપકી રહ્યું હતું અથવા વહી રહ્યું હતું. (આ શંકા શબ્દોની છે) મેં પૂછયું કે, આ કોણ છે ? લોકોએ કહ્યું કે, એ મરયમ (અલ.)ના પુત્ર છે. હુઝૂર કહે છે : પછી હું ચાલતો ચાલતો જોવા લાગ્યો તો એક જાડો લાલ રંગનો વાંકડિયા વાળવાળો એક આંખે કાણો માણસ દેખાયો. જાણે તેની આંખ દ્રાક્ષ હતી. લોકોએ કહ્યું કે, એ દજ્જાલ છે.

હુઝૂર (સલ.) કહે છે કે ઇબ્ને કતન તેને વધારે મળતો આવે છે. એ માણસ ખુઝાઆ કોમમાંથી હતો.

(૭૨/૭૩૮૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) પાસેથી મેં નમાઝમાં સાંભળ્યું કે આપ દજ્જાલના ફિત્નાથી પનાહ માગતા હતા.

(૭૩/૭૩૮૫) હઝરત હુઝયફા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ દજ્જાલ વિષે કહ્યું કે, તેની સાથે પાણી અને આગ હશે. હકીકતમાં તેની આગ ઠંડુ પાણી હશે અને પાણી આગ હશે. અબૂ મસઊદ કહે છે કે, મેં હુઝૂર (સલ.) પાસેથી એ સાંભળ્યું છે.

(૭૪/૭૩૮૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ નબી આવ્યો નથી, પરંતુ તેણે પોતાની કોમને કાણા કઝ્ઝાબથી ડરાવી છે. અલ્લાહ કાણો નથી. તેની બંને આંખો વચ્ચે કાફિર લખેલું છે. અબૂ હુરૈરા અને ઇબ્ને અબ્બાસે પણ આ રિવાયત કરી છે.

## દજ્જાલ મદીનામાં દાખલ નહીં થાય

(૭૫/૭૩૮૭) હઝરત અબૂ સઇદ કહે છે : એક દિવસ હુઝૂર (સલ.)એ અમને દજ્જાલની વાત કરી. એ અંગે આપે એમ કહ્યું કે, દજ્જાલ આવશે, પરંતુ તેના માટે મદીનાના રસ્તામાં દાખલ થવું અશકય હશે. એટલે તે મદીનાની નજીક કોઇ ઉજ્જડ મકાનમાં ઉતરશે. તે દિવસે એક માણસ, જે બધા લોકોમાં સારો હશે, તેની પાસે જશે. તે કહેશે કે, હું ગવાહી આપું છું કે, તું તે જ દજ્જાલ છે જેની રસૂલુલ્લાહ (સલ.)એ અમને વાત કરી છે. દજ્જાલ (પોતાના સાથીઓને સંબોધીને) કહેશે કે, બતાવો, હું આ માણસને કત્લ કરીને જીવતો કરી દઉં તો શું તમે મારી વાત (ખુદા હોવાના દાવા)માં શંકા કરશો ? તે લોકો કહેશે કે, ના. તે વખતે દજ્જાલ તેને કત્લ કરીને ફરી જીવતો કરશે. તે માણસ કહેશે કે, ખુદાની કસમ ! હું આજના દિવસ કરતાં વધારે તારા વિષે માહિતગાર ન હતો. ફરી દજ્જાલ તેને કત્લ કરવાનો ઇરાદો કરશે, પરંતુ તે શકિતમાન નહીં રહે.

(૭૬/૭૩૮૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મદીનાના દરવાજાઓ પર ફરિશ્તાઓ હશે તેમાં ન દજ્જાલ દાખલ થશે ન પ્લેગ.

(૭૭/૭૩૮૯) હઝરત અનસ કહે છે : મદીનાની નજીક દજ્જાલ આવશે. ત્યાં ફરિશ્તાઓને જોશે કે, તેઓ તેનું રક્ષણ કરી રહ્યા છે. ઇન્શાઅલ્લાહ ન દજ્જાલ તેમાં દાખલ થશે ન પ્લેગ.

## યાજૂજ અને માજૂજ

(૭૮/૭૩૯૦) હઝરત ઝેનબ

બિન્તે જહશ કહે છે કે, એક દિવસ નબીએ કરીમ (સલ.) તેમની પાસે ગભરાઇને આવ્યા. આપે કહ્યું કે, 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' અરબો માટે ખરાબી છે તે બુરાઇના કારણે જે ટૂંક સમયમાં આવનારી છે. આજે યાજૂજ માજૂજની દીવાલમાં આટલું (અંગુઠા અને આંગળીના વર્તુળ જેટલું) બાકોરૂં ખોલવામાં આવ્યું છે. ઝેનબ બિન્તે જહશ કહે છે કે, મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું અમે તે સમયે બરબાદ થઇ જઇશું જ્યારે કે અમારામાં નેક લોકો મોજુદ છે ? આપે ફરમાવ્યું કે, હા, જ્યારે બુરાઇનું પ્રમાણ વધી જશે.

(૭૯/૭૩૯૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું કે, યાજૂજ અને માજૂજની દીવાલમાં આટલું બાકોરૂં ખોલવામાં આવ્યું છે. (પાછળના રાવીએ) નેવુંનો આંક બનાવીને બતાવ્યો.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## હુકમો-મસ્અલાઓ

### અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ અતીઊ લ્લાહ વ અતીઊ ર્રસૂલ વ ઊલિલ અમ્રિ મિન્કુમ'

(૮૦/૭૩૯૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસે મારી તાબેદારી કરી તેણે ખુદાની તાબેદારી કરી. જેણે મારી નાફરમાની કરી તેણે બેશક ખુદાની નાફરમાની કરી. જેણે મારા અમીરની તાબેદારી કરી, તેણે મારી તાબેદારી કરી. જેણે મારા અમીરની નાફરમાની કરી તેણે મારી નાફરમાની કરી.

(૮૧/૭૩૯૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : હોશિયાર થઇ જાઓ. કારણ કે, તમારા લોકોમાંથી દરેક માણસ રૈયતવાળો છે અને દરેક રૈયત-વાળાને તેની રૈયત વિષે પૂછપરછ થશે. એટલે જે બધા લોકોનો સરદાર છે તેને તેની રૈયત વિષે પૂછપરછ કરવામાં આવશે. (સામાન્ય) માણસ પોતાના ઘરના માણસોનો સરદાર છે તેને તેની રૈયત વિષે પૂછવામાં આવશે. ઓરત પોતાના પતિના સ્નેહીઓ અને પોતાની ઔલાદની સરદાર છે તેને તેમના વિષે પૂછવામાં આવશે. માણસનો ગુલામ પોતાના માલિકના માલની વ્યવસ્થા કરે છે તેને તેના વિષે પૂછવામાં આવશે. સાંભળો, તમારામાંથી દરેક રૈયતવાળો છે અને દરેકને રૈયત વિષે પૂછવામાં આવશે.

### સરદારો કુરેશમાંથી હશે

(૮૨/૭૩૯૪) મુહમ્મદ ઇબ્ને જુબેર ઇબ્ને મુતઇમ કહે છે : તેઓ મુઆવિયાને ત્યાં થોભ્યા હતા. મુઆવિયાને એવી ખબર મળી કે, ઇબ્ને અમ્ર કહે છે કે,

કહતાનમાંથી એક બાદશાહ થશે. આ સાંભળીને મુઆવિયા ખૂબ ગુસ્સે થયા. તેમણે ઉભા થઇને પ્રથમ ખુદાના વખાણ કર્યા. પછી કહ્યું : મને ખબર મળી છે કે, તમારામાંથી કેટલાક લોકો એવી વાતો બયાન કરે છે કે, જે ન અલ્લાહની કિતાબમાં છે અને ન રસૂલુલ્લાહ (સલ.)થી નકલ થઇ છે. તે લોકો તમારામાંના જાહિલો છે. તમે તમારી જાતને એવી જુઠી વાતોથી બચાવો જેનાથી સાંભળનારા ગુમરાહ થઇ જાય છે. બેશક, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, આ વસ્તુ (ખિલાફત) કુરેશમાં જ રહેશે. જે કોઇ તેમની સાથે ગદ્દારી કરશે તેને અલ્લાહ ઉંધા મોંએ ફેંકશે, જ્યાં સુધી કે એ લોકો દીનને કાયમ રાખે.

(૮૩/૭૩૯૫) હઝરત ઇબ્ને ઉમરથી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આ ખિલાફતની બાબત કુરેશમાં જ રહેશે જ્યાં સુધી કે તેમના બે માણસ પણ બાકી રહેશે.

## તે માણસના સવાબ અંગે જે અલ્લાહના હુકમ અનુસાર ચુકાદો આપે

**કારણ કે, અલ્લાહ તઆલાનું ફરમાન છે : 'વ મલ્લમ યહકુમ બિમા અન્ઝલ લ્લાહુ ફઊલાઇક હુમુલ ફાસિકૂન**

(૮૪/૭૩૯૬) હઝરત અબ્દુલ્લાહ કહે છે : રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું છે કે, બે (વસ્તુઓ) સિવાય બીજી કોઇ વાતમાં સુઇર્ષા જાઇઝ નથી. એક એ વાતમાં કે એક માણસને અલ્લાહ તઆલાએ માલ આપ્યો અને તેને સારી બાબતોમાં ખર્ચ કરવાની તૌફીક આપી. બીજી વાત એ કે એક માણસને અલ્લાહ તઆલાએ હિકમત (ઇલ્મ, સદ્દબુધ્ધિ) આપી છે અને તે એ મુજબ ચુકાદો આપે છે અને તેને શીખવે છે.

## સરદારનો હુકમ સાંભળવો અને તેની ફરમાંબરદારી કરવી જ્યાં સુધી કે ગુનોહ ન હોય

(૮૫/૭૩૯૭) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હાકિમનો હુકમ સાંભળો અને ફરમાંબરદારી કરો, ભલેને હબસી ગુલામ તમારો હાકિમ હોય, જેનું માથું દ્રાક્ષ જેવું હોય. (કિંવા ખૂબ જ નાનું હોય).

(૮૬/૭૩૯૮) ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જેણે પોતાના અમીરની એવી વાત જોઇ હોય જે તેને ખરાબ લાગી હોય તો તેણે ધીરજ રાખવી જોઇએ. કારણ કે, જે કોઇ જમાઅત (સમુહ)થી એક વેંત પણ અલગ થશે તો તે અંધકાર યુગની મોતે મરશે.

(૮૭/૭૩૯૯) હઝરત અબ્દુલ્લાહ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું

કે, મુસ્લિમ પુરૂષ માટે (ઇમામનો હુકમ) સાંભળવો અને તેની તાબેદારી કરવી ઝરૂરી છે જ્યાં સુધી કે તેને ગુનાહનો હુકમ કરવામાં ન આવે. જ્યારે ગુનાહનો હુકમ કરવામાં આવે ત્યારે તાબેદારી ન કરવી જોઇએ.

(૮૮/૭૪૦૦) હઝરત અલી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ એક લશ્કર રવાના કર્યું. અનસારીઓમાંથી એક માણસે તેને સરદાર મુકર્રર કર્યો. તે લોકોને તેની તાબેદારી કરવાનો હુકમ આપ્યો. (કોઇ પ્રસંગે) તે અમીર તેમના પર ગુસ્સે થયા અને કહ્યું કે, શું હુઝૂરે આ પ્રમાણે કહ્યું નથી કે, તમે મારી તાબેદારી કરજો ? તે બધાએ કહ્યું કે, હા, બેશક, ફરમાવ્યું છે. તેમણે કહ્યું કે, હવે હું તમને કસમ આપું છું કે, તમે બધા લોકો લાકડાં ભેગા કરીને આગ સળગાવો અને તેમાં દાખલ થઇ જાઓ. તે બધા લોકોએ લાકડાં ભેગા કર્યાં અને આગ સળગાવી. પછી તેમાં દાખલ થવાનો ઇરાદો કર્યો ત્યારે તેઓ એકબીજાનું મોં જોવા લાગ્યા. કેટલાક લોકોએ કહ્યું કે, અમે આગથી બચવા માટે હુઝૂરના અનુયાયી બન્યા છે. હવે શું અમે એમાં ચાલ્યા જઇએ ? એ લોકો એ (ગડમથલ)માં હતા. એવામાં આગ ઓલવાઇ ગઇ અને તેમના સરદારનો ગુસ્સો પણ જતો રહ્યો. પછી રસૂલે કરીમ (સલ.)ને આ અંગે વાત કરવામાં આવી. આપે કહ્યું : જો તે લોકો તેમાં ચાલ્યા જાત તો પછી કદી તેમાંથી ન નીકળત. તાબેદારી (માત્ર) સારા કામમાં છે.

## તે માણસ વિષે જે અલ્લાહ પાસે હાકિમ બનવાની ઇચ્છા વ્યકત ન કરે, પરંતુ અલ્લાહ તેને બનાવી દે તો તેના વહીવટમાં અલ્લાહ તેની મદદ કરશે

(૮૯/૭૪૦૧) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને સમુરાથી રિવાયત છે કે, રસૂલે કરીમ (સલ.)એ તેમને કહ્યું કે, અબ્દુર્રહમાન ! તમે ખુદા પાસે હાકિમ બનવાની ઇચ્છા વ્યકત ન કરશો. કારણ કે, જો તમને માગવાના કારણે આપવામાં આવશે તો તમને તેના હવાલે કરી દેવામાં આવશે અને જો વગર માગ્યે આપવામાં આવશે તો તે અંગે તમને મદદ કરવામાં આવશે. જ્યારે તમે કોઇ વાતની કસમ ખાઓ. પછી તેની વિરૂધ્ધ (કરવા)માં તમને ભલાઇ નઝર આવે તો તે કરજો અને કસમનો કફ્ફારો આપજો.

## જેણે હુકૂમત ઇચ્છી તેને તેના જ હવાલે કરી દેવામાં આવશે

(૯૦/૭૪૦૨) અબ્દુર્રહમાન ઇબ્ને સમુરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એય અબ્દુર્રહમાન ! તમે હુકૂમતની ઇચ્છા ન કરશો. કારણ કે, જો તે તમને માગવાથી

આપવામાં આવશે તો તમને તેના હવાલે કરી દેવામાં આવશે અને જો તે તમને વગર માગ્યે મળશે તો તે અંગે તમને મદદ કરવામાં આવશે. જ્યારે તમે કોઇ વાતની કસમ ખાઓ, પછી તેની વિરૂધ્ધમાં ભલાઇ જુઓ તો તે ભલાઇ કરી લો અને કસમનો કફ્ફારો આપી દેજો.

## અમીર (હાકિમ) બનવાની લાલચની બુરાઇ

(૯૧/૭૪૦૩) અબૂ હુરૈરા કહે છે : રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, ટૂંક સમયમાં તમે લોકો હુકૂમતની ઇચ્છા કરશો. કિયામતના દિવસે તે પરેશાની (નું કારણ) હશે. એટલે તે (જાહેરમાં) સારૂં દૂધ પીવડાવનારી છે, પરંતુ ખરાબ દૂધ છોડાવનારી છે.

(૯૨/૭૪૦૪) હઝરત અબૂ મૂસા કહે છે : હું અને મારી કોમના બે માણસો હુઝૂર પાસે ગયા. તે બે માંથી એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ અમને ગવર્નર બનાવો. બીજાએ પણ એ જ ઇચ્છા વ્યકત કરી. હુઝૂરે કહ્યું કે, અમે તેને હાકિમ બનાવતા નથી જે પોતે હુકૂમતની માંગણી કરે અથવા તેની લાલચ કરે.

## જેને રૈયતનો હાકિમ બનાવવામાં આવ્યો અને તેણે (રૈયતની) ભલાઇ ઇચ્છી નહીં

(૯૩/૭૪૦૫) હઝરત હસન બસરી કહે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને ઝિયાદ મઅકિલ ઇબ્ને યસારની ખબર લેવા માટે તેમની જીવલેણ બીમારીમાં ગયા. મઅકિલ ઇબ્ને યસારે તેમને કહ્યું કે, હું તમને એક હદીસ કહું છું, જે મેં હુઝૂર પાસેથી સાંભળી છે. આપ ફરમાવતા હતા કે, જે માણસને અલ્લાહે રૈયતનો હાકિમ બનાવ્યો. પછી તેણે સારી રીતે રૈયતનું રક્ષણ ન કર્યું તો તે જન્નતની ખુશ્બૂ નહીં સૂંઘે.

(૯૪/૭૪૦૬) હઝરત હસન બસરી કહે છે : મઅકિલ ઇબ્ને યસારની ખબર લેવા માટે અમે ગયા. પછી તેમને ત્યાં ઉબેદુલ્લાહ ઇબ્ને ઝિયાદ આવ્યા. મઅકિલ ઇબ્ને યસારે તેમને કહ્યું કે, હું તમને એક હદીસ કહું છું જે હુઝૂરે અકરમ (સલ.) પાસેથી સાંભળી છે. આપે કહ્યું કે, જે મુસલમાન રૈયતનો હાકિમ હોય પછી તે તેમની સાથે ખયાનત કરીને મરી ગયો તો અલ્લાહ તઆલા તેના પર જન્નત હરામ કરી દેશે.

## જેણે (લોકોને) તકલીફમાં નાખ્યા તેને ખુદા તકલીફમાં નાખશે

(૯૫/૭૪૦૭) હઝરત અબૂ તમીમા તરીફ કહે છે કે, હું સફવાન, જુન્દુબ અને તેમના સાથીઓ સાથે હતો. તેઓ તેમને વસિય્યત કરતા હતા. હાજરજનોએ તેમને

કહ્યું કે, તમે હુઝૂર (સલ.) પાસેથી પણ કંઇ સાંભળ્યું છે ? તેમણે જવાબ આપ્યો કે, હા, જેણે લોકોને બતાવવા માટે નેક કામો કર્યા તેની છુપી વાત (ખોટી નિય્યત)ને ખુદા કિયામતના દિવસે જાહેર કરી દેશે. જેણે (લોકોને) તકલીફ આપી તેને કિયામતના દિવસે ખુદા તકલીફ આપશે. લોકોએ તેમને કહ્યું કે, હજુ કંઇક વસિય્યત કરો. તેમણે કહ્યું કે, માણસના શરીરમાં જે વસ્તુ પ્રથમ સડે છે તે તેનું પેટ છે. એટલે જે માણસ પાક વસ્તુ ખાવાની શકિત ધરાવતો હોય તે એવું કરે (કિંવા ખાય). જે માણસ એવું ઇચ્છે કે, તેની અને જન્નતની વચ્ચે એક ખોબો લોહી અવરોધરૂપ ન બને જે તેણે (નાહક) વહેવડાવ્યું છે તો આવું કરે (કિંવા ન વહેવડાવે).

## રસ્તામાં ચુકાદો આપવો અને ફત્વો આપવો

## યહયા ઇબ્ને યઅમરે રસ્તામાં ચુકાદો આપ્યો અને શઅબીએ પોતાના ઘરના દરવાજા પર હુકમ લગાડયો

(૯૬/૭૪૦૮) અનસ ઇબ્ને માલિક કહે છે : એક દિવસ હું અને રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદની બહાર નીકળ્યા. મસ્જિદના દરવાજાની સામે જ અમને એક માણસ મળ્યો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કિયામત કયારે આવશે ? આપે કહ્યું કે, તેં એના માટે શું તૈયારી કરી છે ? તે માણસ ચુપ રહ્યો. પછી કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! મેં એના માટે કંઇ વધારે નમાઝ-રોઝા કે ઝકાત તૈયાર કર્યા નથી, પરંતુ હું ખુદા અને રસૂલ પ્રત્યે મુહબ્બત રાખું છું. હુઝૂરે કહ્યું કે, તું તેની સાથે હશે જેની સાથે તું મુહબ્બત રાખે છે.

## રસૂલુલ્લાહ (સલ.)ને ત્યાં કોઇ ચોકીદાર ન હતો

(૯૭/૭૪૦૯) હઝરત સાબિત બુનાની કહે છે કે, મેં અનસ ઇબ્ને માલિક પાસેથી સાંભળ્યું. તેઓ પોતાના ઘરની એક ઓરતને કહી રહ્યા હતા કે, તમે ફલાણી ઓરતને ઓળખો છો ? તેણે કહ્યું કે, હા. તેમણે કહ્યું કે, હુઝૂર (સલ.) તેમની પાસેથી પસાર થયા. તે એક કબ્ર પાસે રડી રહ્યાં હતાં. હુઝૂરે તેમને કહ્યું કે, ખુદાથી ડરો અને સબ્ર કરો. તેણે કહ્યું કે, તમે જાઓ. તમને મારી મુસીબતની શું ખબર. હઝરત અનસ કહે છે : પછી હુઝૂર ત્યાંથી આગળ ચાલ્યા ગયા. બીજા એક માણસે તેમને જઇને પૂછયું કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમને શું કહ્યું ? તેમણે કહ્યું કે, મેં હુઝૂરને ઓળખ્યા નહીં. તે માણસે કહ્યું કે, એ જ તો રસૂલુલ્લાહ છે. પછી તે હુઝૂરના દરવાજે આવ્યાં ત્યાં તેમણે કોઇ ચોકીદાર જોયો નહીં. પછી તેમણે હુઝૂરને કહ્યું કે, યા

રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! મેં આપને ઓળખ્યા ન હતા. હુઝૂરે કહ્યું કે, સબ્ર મુસીબત વખતે જ થવી જોઇએ (પાછળથી તો આપમેળે જ સબ્ર આવી જાય છે).

## નીચેનો અમલદાર પોતાના ઉપરી અમલદારની સામે ફાંસીને લાયક માણસને ફાંસીની સજા ફટકારે

(૯૮/૭૪૧૦) હઝરત અનસ કહે છે કે, કૈસ ઇબ્ને સઅદ હુઝૂર (સલ.)ની સામે એવા હતા જેવી રીતે કે અમીરની સાથે કોટવાળ વગેરે હોય છે.

(૯૯/૭૪૧૧) હઝરત અબૂ મૂસા કહે છે : એક માણસ મુસલમાન થઇને પાછો યહૂદી થઇ ગયો. મુઆઝ ઇબ્ને જબલ તેની પાસે ગયા. તે અબૂ મૂસા પાસે (બેડી પહેરેલી હાલતમાં) હતો. મુઆઝે કહ્યું કે, એનું શું છે ? તેમણે કહ્યું કે, એ માણસ મુસલમાન થઇને ફરી યહૂદી બની ગયો છે. હઝરત મુઆઝે કહ્યું કે, જ્યાં સુધી એને કત્લ નહીં કરો ત્યાં સુધી હું નહીં બેસું. ખુદા અને રસૂલનો એ જ હુકમ છે.

## શું હાકિમ માટે ગુસ્સાની હાલતમાં ચુકાદો આપવો અને ફત્વો આપવો જાઇઝ છે ?

(૧૦૦/૭૪૧૨) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્ર કહે છે : અબૂબક્રહે પોતાના પુત્રને જે સજિસ્તાનમાં હતો, લખ્યું કે, તમે બે માણસો વચ્ચે એવા સમયે ચુકાદો ન આપશો કે જ્યારે તમે ગુસ્સામાં હોય. કારણ કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, કોઇ હાકિમ બે માણસો વચ્ચે ત્યાં સુધી હુકમ ન કરે જ્યાં સુધી ગુસ્સાની હાલતમાં હોય.

(૧૦૧/૭૪૧૩) હઝરત અબૂ મસ્ઊદ અનસારી કહે છે : એક માણસ હુઝૂરે અકરમ (સલ.) પાસે આવ્યો. તે કહેવા લાગ્યો : યા રસૂલલ્લાહ ! હું સવારની નમાઝમાંથી માત્ર ફલાણા માણસ (મુઆઝ ઇબ્ને જબલ)ના કારણે પાછળ રહી જાઉં છું. કારણ કે, તેઓ અમને ખૂબ લાંબી નમાઝ પઢાવે છે. (અબૂ મસ્ઊદ) કહે છે : મેં નસીહત કરતી વખતે હુઝૂરને તે દિવસ કરતાં વધારે ગુસ્સે થતા જોયા નથી. આપે કહ્યું કે, એ લોકો તમારામાં (જમાઅત પ્રત્યે) નફરત અપાવનારા લોકો છે. તમારામાંથી જે માણસ જમાઅતની નમાઝ પઢાવે તેણે ટૂંકી પઢાવવી જોઇએ. કારણ કે, તેમાં વૃધ્ધ, બીમાર અને હાજતમંદ પણ હોય છે.

(૧૦૨/૭૪૧૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)એ પોતાની પત્નીને હૈઝની હાલતમાં તલાક આપી. હઝરત

ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ને આ વાત કરી. હુઝૂર ખૂબ ગુસ્સે થયા. આપે કહ્યું કે, તેણે (તલાક) પાછી ખેંચી લેવી જોઇએ. તેને પોતાની પાસે રહેવા દે. જ્યારે તે પાક થઇ જાય. પછી તેને હેઝ આવે. પછી પાક થઇ જાય. પછી જો ઠીક લાગે તો તલાક આપે.

**તે માણસની દલીલનું વર્ણન જે એમ કહે છે કે, કાઝીને જ્યારે (લોકોની) શંકાઓ અને તહોમતનો ભય ન હોય તો તે લોકોના કેસોનો ચુકાદો પોતાના ઇલ્મ અનુસાર આપે**

**જેવી રીતે કે હુઝૂર (સલ.)એ (અબૂ સુફયાનની પત્ની) હિન્દ બિન્તે ઉત્બાને કહ્યું હતું કે, (તારા પતિના માલમાંથી) એટલું લઇ લે જે તારા માટે અને તારા બાળકો માટે પુરતું હોય. આ ત્યારે છે જ્યારે કે (કેસ) મશહુર હોય**

(૧૦૩/૭૪૧૫) હઝરત ઉમ્મુલ મુઅમિનીન આઇશા (રદિ.) કહે છે : હિન્દ બિન્તે ઉત્બા ઇબ્ને રબીઆએ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! હું ઇચ્છતી હતી કે, દુનિયામાં જેટલા ઘરબારવાળાં છે તેમાં સૌથી વધારે ઝલીલ તમારા ઘરવાળાં હોય, પરંતુ ખુદાની કસમ ! હવે હું ઇચ્છું છું કે, દુનિયામાં જેટલા તંબુવાળા છે તેમાં તમારા ઘર-વાળા સૌથી વધુ ઇઝઝતવાળા હોય. પછી તેમણે કહ્યું કે, અબૂ સુફયાન ખર્ચ અંગે ખૂબ જ કંજુસાઇ કરનાર માણસ છે. યા રસૂલલ્લાહ ! જો હું તેના માલમાંથી લઇને મારા બાળકોને ખવડાવું તો કંઇ વાંધો તો નથી ? આપે કહ્યું : ના, તમારા માટે ઝરૂરત અનુસાર ખવડાવવા-પીવડાવવામાં કંઇ વાંધો નથી.

**મહોર મારેલા પત્ર અંગે ગવાહો માગવાના જાઇઝ હોવાનું, નાજાઇઝ હોવાનું અને હાકિમનું પોતાના નીચેના અમલદારને અને કાઝીનું કાઝીને પત્ર લખવાનું વર્ણન**

**કેટલાક લોકોનું કથન છે કે, હાકિમનું 'હુદૂદ' (ભયંકર ફોજદારી ગુનાહો) સિવાય (અન્ય કેસોમાં) પત્ર લખવું જાઇઝ છે. પછી તેની વિરૂધ્ધ કહે છે કે, જો ભૂલથી થયેલા ખૂનનો કેસ છે તો તેમાં પણ હાકિમનું લખવું જાઇઝ છે. કારણ કે, અહીં માલનો પ્રશ્ન છે. (ઇમામ બુખારી કહે છે કે) એ માલ તો ત્યારે હશે જ્યારે કે હાકિમને ખૂનનો પુરાવો મળે અને (બિન ઇરાદાપૂર્વકનું) ખૂન અને**

(ઇરાદાપૂર્વકનું) ખૂન બંને એક છે. હઝરત ઉમરે પોતાના ગવર્નરને જારૂદ અંગે લખ્યું હતું. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે દાંતના તોડવા અંગે લખ્યું. ઇબ્રાહીમ કહે છે કે, કાઝીનું કાઝીને પત્ર લખવું જાઇઝ છે જ્યારે કે તે તેની મહોર અને કાગળ (માંના અક્ષારો)ને ઓળખતો હોય. સઅબી કાઝીના મહોર મારેલા પત્રના હુકમને અમલમાં મૂકતા હતા. ઇબ્ને ઉમરથી એ જ નકલ છે

મુઆવિયા ઇબ્ને અબ્દુલ કરીમ સકફી કહે છે : હું બસરાના કાઝી અબ્દુલ મલિક ઇબ્ને યઅલા, અયાસ ઇબ્ને મુઆવિયા, હસન (બસરી), સુમામા ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને અનસ, બિલાલ ઇબ્ને અબી બુરદા, અબ્દુલ્લાહ ઇબ્ને બુરૈદા અસ્લમી, આમિર ઇબ્ને અબીદહ અને અબ્બાદ ઇબ્ને મન્સૂર પાસે ગયો છું. તે બધા કાઝીઓના પત્રોને ગવાહો વગર જાઇઝ રાખતા હતા. પછી જો જેના નામે પત્ર આવ્યો હોય તે એમ કહે કે, આ પત્ર બનાવટી છે તો તેને એમ કહેવામાં આવશે કે, તું જઇને તપાસ કર. શરૂઆતમાં કાઝીના પત્ર અંગે જેણે ગવાહો માગ્યા છે તે ઇબ્ને અબી લયલા અને સવ્વાર ઇબ્ને અબ્દુલ્લાહ છે

અબૂ નુઐમે અમને કહ્યું કે, મને ઉબેદુલ્લાહ ઇબ્ને મુહરિઝે કહ્યું કે, મેં બસરાના કાઝી મૂસા ઇબ્ને અનસ સામે એ વાત અંગે ગવાહો કાયમ કર્યા કે, કૂફામાં ફલાણા ફલાણા માણસ પાસે મારો આ માલ છે. પછી હું તે પત્ર લઇને (કૂફાના કાઝી) કાસિમ ઇબ્ને અબ્દુર્રહમાન પાસે ગયો. તેમણે તે (પત્ર) અનુસાર ચુકાદો આપ્યો. હસન (બસરી) અને અબૂ કિલાબા વસિય્યત અંગે જ્યાં સુધી એવું જાણી ન લેતા કે, એમાં શું છે ત્યાં સુધી ગવાહ હોવાને ખરાબ ગણતા હતા. કારણ કે, ગવાહને ખબર નથી કે, તેમાં કંઇ બુરાઇ હોય

નબીએ કરીમ (સલ.)એ ખૈબરવાસીઓને લખ્યું હતું કે કયાં તો તમે તમારા સાથીને બદલો આપો અથવા લડાઇની જાહેરાત સ્વીકારો. ઝુહરી ઓરતની વાત વિષે પરદા પાછળ ગવાહ હોવા અંગે કહે છે કે, જો તમે તેનો અવાજ ઓળખતા હોય તો ગવાહ બનો, નહીં તો ન બનો

9

(૧૦૪/૭૪૧૬) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, જ્યારે નબીએ કરીમ (સલ.)એ રોમ તરફ પત્ર લખવાનો ઇરાદો કર્યો ત્યારે કહેવામાં આવ્યું કે, તે લોકો (રોમનો) મહોર વગરનો પત્ર વાંચતા નથી ત્યારે હુઝૂર (સલ.)એ ચાંદીની મહોર બનાવી. (હઝરત અનસ કહે છે : ) જાણે હું તેની ચમક જોઇ રહ્યો છું. તેમાં **'મુહમ્મદ રસૂલુલ્લાહ'** કોતરેલું હતું.

## માનવી ચુકાદો આપવાને લાયક ક્યારે બને છે ?

**હઝરત હસન (બસરી) કહે છે કે, અલ્લાહ તઆલાએ હાકિમો પાસેથી વચન લઇ લીધું છે કે, ઇચ્છાઓને તાબે ન થાય અને લોકોથી ડરે નહીં (કિંવા લાંચ લઇને અલ્લાહના હુકમ વિરૂધ્ધ ચુકાદો ન આપે) અને થોડાક નાણાના બદલામાં અલ્લાહની આયતોનો સોદો ન કરે. પછી હઝરત હસન બસરીએ આ આયત પઢી : 'યા દાવુદ ઇન્ના જઅલ્નાક ખલીફતન ફીલ અર્દિ ફહકુમ બયન ન્નાસિ બિલ હક્કિ વ લાતત્તબિઇલ હવા ફયુદિલ્લક અન સબીલિલ્લાહિ. ઇન્ન લ્લઝીન યદિલ્લૂન અન સબીલિ લ્લાહિ લહુમ અઝાબુન શદીદુન બિમા નસૂ યવમલ હિસાબ.' અને આ આયત પઢી : 'ઇન્ના અન્ઝલ્ના ત્તવરાત ફીહા હુદં વ્વ નૂરૂન યહકુમુ બિહ ન્નબિય્યૂન લ્લઝીન અસ્લમૂ લિલ્લઝીન હાદૂ વ ર્રબ્બાનિય્યૂન વલ અહબારૂ બિમ સ્તુહફિઝ મિન કિતાબિ લ્લાહિ..... ફ ઊલાઇક હુમુલ કાફિરૂન' અને આ આયત પઢી : 'વ દાવુદ વ સુલયમાન ઇઝ યહ કુમાનિ ફીલ હરસિ ઇઝ નફશત ફીહિ ગનમુલ કવમિ વ કુન્ના લિહુકમિહિમ શાહિદીન ફફહહમ્નાહા સુલયમાન વ કુલ્લન આતયના હુકમં વ્વ ઇલ્મન'**

**હસન બસરી કહે છે કે, અલ્લાહ તઆલાએ હઝરત સુલયમાન (અલ.)ના વખાણ કર્યા છે અને હઝરત દાઉદ (અલ.)ની તેમની ઇજતિહાદી (તાર્કિક) ભૂલ અંગે વગોવણી કરી નથી. જો એ બે અંગે તે હુકમ ન હોત જે અલ્લાહ તઆલાએ ઉતાર્યો છે તો કાઝીઓ બિલકુલ બરબાદ થઇ જાત. કારણ કે, સુલયમાન (અલ.)ના તેમના ઇલ્મના કારણે વખાણ કર્યા છે અને દાઉદ (અલ.)ના ઇજતિહાદ (સંશોધન)ના કારણે તેમની મજબુરીને માન્ય રાખી છે**

**મુઝાહિમ ઇબ્ને ઝુફર કહે છે : ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે મને કહ્યું કે, પાંચ વાતો છે, જે કાઝીમાં તેમાંની કોઇ નહીં હોય તેમાં ખામી હશે. (તે આ પ્રમાણે છે :) સમજદાર, સહનશીલ, આબરૂદાર, (સજાઓ અંગે) સખ્ત, ઇલ્મવાળો અને ઇલ્મનું સંશોધન કરનારો હોય**

## હાકિમો અને અમલદારોનો પગાર

**કાઝીયુલ કુઝાત (સર્વોચ્ચ ન્યાયાધીશ) શુરૈહ મહેનતાણું લેતા હતા. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, વસી પોતાના કામના મહેનતાણા મુજબ ખાય. હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરે પણ (પોતાના ખિલાફતકાળમાં) બયતુલ માલમાંથી (મહેનતાણું) લીધું છે**

(૧૦૫/૭૪૧૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સઅદી કહે છે કે, હું હઝરત ઉમર પાસે તેમની ખિલાફતના સમયમાં ગયો. હઝરત ઉમરે મને કહ્યું : શું મને એમ કહેવામાં આવ્યું નથી કે, તમે લોકોના કામો કરો છો (કેસોના ચુકાદા આપો છો) જ્યારે તેનું મહેનતાણું તમને આપવામાં આવે છે ત્યારે તમે તેને ખરાબ સમજો છો. મેં કહ્યું : જી હા. હઝરત ઉમરે કહ્યું કે, એનાથી તમારો હેતુ શું છે ? મેં કહ્યું કે, મારી પાસે ઘોડા છે, ગુલામ છે, મારી પાસે માલ છે. હું ઇચ્છું છું કે, મારૂં મહેનતાણું મુસલમાનોને સદકો કરી દેવામાં આવે. હઝરત ઉમરે કહ્યું કે, એવું ન કરવું જોઇએ. કારણ કે, મેં પણ એવો જ ઇરાદો કર્યો હતો જેવો કે તમે કર્યો છે. હુઝૂર (સલ.) મને બખ્શિશ આપ્યા કરતા હતા. હું કહેતો હતો કે, આપ તેને આપો જે મારા કરતાં વધારે હાજતમંદ હોય. સારાંશ કે હુઝૂરે મને એકવાર થોડોક માલ આપ્યો. મેં એમ જ કહ્યું કે, આ તેને આપો જે મારા કરતાં વધારે હાજતમંદ હોય. હુઝૂરે કહ્યું કે, તમે એને લઇને તમારા કબજામાં લઇ લો. પછી જે માલ તમારી પાસે આવે તેનો સદકો કરી દો. તમને લાલચ ન હોવી જોઇએ. તમે માગ્યું ન હોય તે લઈ લો અને જે તમારી પાસે ન આવે તેની પાછળ ન પડો. ઝુહરી સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહથી રિવાયત કરે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે કહ્યું કે, મેં હઝરત ઉમર પાસેથી સાંભળ્યું છે. તેઓ કહેતા હતા કે, હુઝૂર (સલ.) મને બખ્શિશરૂપે આપ્યા કરતા હતા. હું કહેતો હતો કે, હુઝૂર, એ તેને આપો જે મારા કરતાં વધારે હાજતમંદ હોય. અહીં સુધી કે, એકવાર હુઝૂરે મને માલ આપ્યો. મેં કહ્યું કે, એ તેને આપો જે મારા કરતાં વધારે હાજતમંદ હોય. હુઝૂરે કહ્યું કે, તમે એને લઇને માલદાર થઇ જાઓ અને

એ માલમાંથી તમારી પાસે જે આવે તેને સદકારૂપે આપો. તમને તેની લાલચ ન હોય. તમે માગ્યું ન હોય (અને તે મળે) તો લઇ લો. તમારી પાસે જે ન આવે તેની ઝંખના ન કરો.

## મસ્જિદમાં ચુકાદો આપવો અને લિઆન કરવું

**હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ના મિમ્બર પાસે લિઆન કર્યું. મરવાને ઝેદ ઇબ્ને સાબિત પર હુઝૂરના મિમ્બર પાસે કસમનો હુકમ લગાડયો. શુરૈહ, શઅબી અને યહયા ઇબ્ને યઅમરે મસ્જિદમાં હુકમ આપ્યો. હઝરત હસન અને ઝુરારા ઇબ્ને ઔફા મસ્જિદની બહાર મેદાનમાં હુકમ આપતા હતા**

(૧૦૬/૭૪૧૮) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે : હું લિઆન કરનારાઓ (ના કેસ)માં હાજર હતો. (તે વખતે) મારી વય પંદર વરસની હતી. બંને વચ્ચે જુદાઇ કરવામાં આવી હતી.

(૧૦૭/૭૪૧૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, અનસારમાંથી એક માણસ હુઝૂર (સલ.) પાસે આવ્યો. તે કહેવા લાગ્યો : બતાવો, જો કોઇ માણસ પોતાની પત્ની પાસે કોઇ પારકાને જુએ તો શું તેને કત્લ કરી નાખે ? પછી એ બંને પતિ પત્નીએ મસ્જિદમાં લિઆન કર્યું. હું તે વખતે હાજર હતો.

## જેણે મસ્જિદમાં હુકમ આપ્યો અને જ્યારે હદ (સજા) ફટકારવાનો સમય થયો ત્યારે હુકમ આપ્યો કે, મસ્જિદની બહાર લઇ જઇને સજા ફટકારવામાં આવે. હઝરત ઉમરે કહ્યું હતું કે, એમને મસ્જિદની બહાર કાઢો. હઝરત અલી (રદિ.)થી પણ એ જ પ્રમાણે રિવાયત છે

(૧૦૮/૭૪૨૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) મસ્જિદમાં હતા, એવામાં આપની પાસે એક માણસ આવ્યો. તેણે આપને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં વ્યભિચાર કર્યો છે. આપે તેના તરફથી મોં ફેરવી લીધું, પરંતુ તેણે ચાર વાર સ્વીકાર કર્યો, ત્યારે હુઝૂરે તેને કહ્યું કે, શું તું પાગલ છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું કે, એને લઇ જઇને પત્થરમાર મારો. ઇબ્ને શિહાબ કહે છે કે, મને (આ હદીસ) તે માણસે બયાન કરી કે, જેણે જાબિર (રદિ.) પાસેથી સાંભળી. તેમણે કહ્યું કે, હું તે લોકોમાં હાજર હતો જ્યારે કે, તેમણે તે માણસને મુસલ્લા (ઇદગાહ)માં પત્થરમાર કર્યો.

## સરદાર લડનારાઓને નસીહત કરે

(૧૦૯/૭૪૨૧) હઝરત ઉમ્મે

સલમહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું એક માનવી છું અને તમે લોકો મારી પાસે તમારા કેસો લઇને આવો છો. સંભવ છે કે, તમારામાંથી કોઇ પોતાની દલીલ કાયમ કરવામાં સફળ થાય. હું જેવું સાંભળું તે મુજબ ચુકાદો આપી દઉં. એટલે હું જેના પર બીજા ભાઇની તરફેણમાં ચુકાદો આપી દઉં તો તેણે (જો તે સાચો ન હોય તો) ન લેવો જોઇએ. કારણ કે, હું (હકીકતમાં) તેને દોઝખનો ટુકડો તોડીને આપું છું.

**ઝઘડા કરનારાઓ માટે (કાઝીની) ગવાહી હાકિમની સામે થાય છે. પછી એ કાઝી થવા પહેલાં ગવાહ હોય કે કાઝી થયા પછી. એક માણસે કાઝી શુરૈહને પોતાની ગવાહી આપવા માટે કહ્યું. (તે માણસનો કેસ તેમની પાસે જ હતો) તેમણે કહ્યું કે, અમીર પાસે ચાલ, હું તારી ગવાહી આપીશ**

**ઇકરિમા કહે છે કે, અબ્દુર્રહમાન ઇબ્ને ઔફને હઝરત ઉમરે કહ્યું કે, જો તમે કોઇ માણસને વ્યભિચાર અથવા ચોરી કરતાં જુઓ અને તમે અમીર હોય. તેમણે કહ્યું કે, તમારી ગવાહી એક મુસલમાન જેવી છે. હઝરત ઉમરે કહ્યું કે, તમે સાચું કહ્યું. હઝરત ઉમર કહે છે કે, જો લોકો એવું ન કહેત કે, ઉમરે અલ્લાહની કિતાબમાં ઉમેરો કર્યો તો હું પ્રાણઘાતક પત્થર-મારની આયતને મારા હાથે કિતાબુલ્લાહમાં લખી દેત. માઇઝે હુઝૂર પાસે ચાર વાર વ્યભિચારનો સ્વીકાર કર્યો. તે વખતે આપે તેમને પ્રાણઘાતક પત્થરમાર કરવાનો હુકમ કર્યો હતો, (પરંતુ) એવું બયાન કર્યું નહીં કે, હુઝૂરે હાજરજનોને તેના ગવાહ બનાવ્યા હતા.**

**હમ્માદ કહે છે કે, જ્યારે (વ્યભિચારી) હાકિમ સામે સ્વીકાર કરે તો તેને પ્રાણઘાતક પત્થરમાર કરવામાં આવે. હકમ કહે છે કે, ચાર વાર (સ્વીકાર કરવામાં પત્થરમાર મારવામાં આવે)**

(૧૧૦/૭૪૨૨) હઝરત અબૂ કતાદા કહે છે કે, હુનૈનની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જેણે જે માણસને કત્લ કર્યો અને તેના ગવાહો પણ તે અંગે મોજુદ હોય તો તે (કત્લ થનાર)નો સામાન તે કત્લ કરનારનો છે. અબૂ કતાદા કહે છે કે, હું મારાથી કત્લ થનાર અંગે ગવાહ શોધવા ઉભો થયો, પરંતુ મને ગવાહો મળ્યા નહીં. (ના છુટકે) બેસી ગયો. પછી મને એનો

વિચાર આવ્યો ત્યારે મેં હુઝૂરને એ અંગે વાત કરી. જે લોકો આપની પાસે બેઠા હતા તેમાંના એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! જે કત્લ થનારનો એ ઉલ્લેખ કરે છે તેના હથિયારો મારી પાસે છે. આપ એમને મારા તરફથી રાજી કરી લો. હઝરત અબૂબક્રે કહ્યું : એને ન આપો. કુરેશના એક ખરાબ રંગવાળા માણસને તો આપ આપો અને ખુદાના બહાદુરોમાંના એક બહાદુર (અબૂ કતાદા)ને છોડી દો, જે ખુદા અને રસૂલ તરફથી લડે છે. અબૂ કતાદા કહે છે કે, હુઝૂરને જાણ થઇ તો આપે મને (તેનો સરસામાન) આપ્યો. મેં તેનો એક બાગ ખરીદ્યો. આ માલ મને ગનીમતમાંથી પહેલો મળ્યો હતો. અબ્દુલ્લાહ લૈસથી રિવાયત કરે છે કે, (અબૂ કતાદાએ કહ્યું :) હુઝૂર (સલ.) ઉભા થયા અને આપે મને માલ આપ્યો. હિજાઝવાસીઓ કહે છે કે, હાકિમ પોતાની માહિતીના આધારે ચુકાદો ન આપે, ભલેને હાકિમ બન્યા પહેલાં તેને ખબર પડી હોય કે પછી. જો બીજા હરીફે (પ્રતિવાદીએ) સભામાં સત્યનો સ્વીકાર કર્યો તો માત્ર સ્વીકારના કારણે (હિજાઝના કાઝી તેના પર સત્યનો) હુકમ લાગુ ન કરે. જ્યાં સુધી કે તે પોતાના સ્વીકાર અંગે બે ગવાહો ન લાવે. કેટલાક ઇરાકવાસીઓનું કથન છે કે, કાઝી પોતાની મજલિસમાં તેની પાસેથી (પ્રતિવાદી પાસેથી) જે સાંભળે અથવા જુએ તે અનુસાર ચુકાદો આપે. પોતાની અદાલત સિવાય બીજી જગ્યાની વાત પર બે ગવાહો વગર હુકમ ન કરે. તેમનામાંથી જ કેટલાક લોકો કહે છે કે, કાઝી દરેક સ્થળે પોતાના સાંભળવા અને જોવા પ્રમાણે ચુકાદો આપે. કારણ કે, તે અમાનતદાર છે અને ગવાહીનો હેતુ સત્યનું જાણવું છે. તો એ એની માહિતી દ્વારા ગવાહો કરતાં વધારે સારી રીતે જાણી શકાય છે. કેટલાક ઇરાકવાસીઓનો મત છે કે, કાઝી પોતાની માહિતી અનુસાર માલ (ના કેસો)માં ચુકાદો આપે અને બીજા (કેસો)માં ન કરે. કાસિમ કહે છે : માત્ર પોતાની માહિતીના આધારે હાકિમ માટે ચુકાદો આપવો ઠીક નથી, ભલેને તેની માહિતી બીજાની ગવાહી કરતાં સારી હોય. તેના વિષે મુસલમાનોના દિલોમાં તહોમતનો વિચાર આવવાનો ભય છે. હુઝૂર (સલ.)એ કુશંકા જન્માવવાને ખરાબ ગણ્યું છે. આપે કહ્યું : આ સફિય્યા છે.

(૧૧૧/૭૪૨૩) હઝરત અલી ઇબ્ને હુસૈનથી મુર્સલ રિવાયત છે કે, હુઝૂર (સલ.) પાસે સફિય્યા બિન્તે હુયય આવ્યાં હતાં. પછી જ્યારે તે પાછા ફર્યાં ત્યારે હુઝૂર તેમને પહોંચાડવા માટે સાથે ગયા. (રસ્તામાં આપને) બે અનસારીઓ મળ્યા. આપે તે બંનેને બોલાવ્યા અને કહ્યું કે, (મારી સાથે) આ સફિય્યા છે. તે બંનેએ કહ્યું : સુબ્હાનલ્લાહ ! (શું અમે આપના વિષે કુશંકા કરી શકીએ છીએ ?) આપે

ફરમાવ્યું કે, શયતાન માનવીના લોહીમાં દોડે છે. આ હદીસ શુએબ, ઇબ્ને મુસાફિર, ઇબ્ને અબી અતીક અને ઈસ્હાક ઇબ્ને યહયાએ ઝુહરીથી, તેમણે અલીથી, તેમણે સફિય્યાથી અને તેમણે હુઝૂરથી રિવાયત કરી છે.

## બાદશાહ જ્યારે બે માણસોને કોઇ શહેરમાં હાકિમ બનાવીને મોકલે ત્યારે એકબીજાને અનુરૂપ રહે, પરસ્પર ઝઘડે નહીં

(૧૧૨/૭૪૨૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ મારા પિતા (અબૂ મૂસા અશ્અરી) અને મુઆઝ ઇબ્ને જબલને યમન તરફ રવાના કર્યા. આપે કહ્યું કે, તમે બંને સખ્તી ન કરશો, બલ્કે નરમી કરજો. (લોકોને) સારી વાતો સંભળાવજો. તિરસ્કાર ન ફેલાવશો. એકબીજાનો વિરોધ કરશો નહીં. અબૂ મૂસાએ કહ્યું કે, અમારા પ્રદેશમાં બિત્અ (નામે) એક નશો લાવનારી વસ્તુ બનાવવામાં આવે છે. આપે કહ્યું કે, દરેક નશો લાવનારી વસ્તુ હરામ છે.

## હાકિમનું દઅવત કબૂલ કરવું

## હઝરત ઉસ્માને મુગીરા ઇબ્ને શુઅબાના ગુલામની દઅવત કબૂલ કરી

(૧૧૩/૭૪૨૫) હઝરત અબૂ મૂસા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કાફિરોના હાથમાંથી મુસલમાન કેદીઓને આઝાદી અપાવો અને દઅવત આપનારની દઅવત કબૂલ કરો.

## અમલદારોને ભેટ-સોગાદો

(૧૧૪/૭૪૨૬) હઝરત અબૂ હુમૈદ સાઇદી કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ બની અસદના એક માણસને જેનું નામ ઇબ્ને લુતબિય્યહ હતું તેને (બની સુલૈમના) સદકાઓનો અમલદાર બનાવીને મોકલ્યો. જ્યારે તે માણસ માલ લઇને પાછો આવ્યો ત્યારે કહેવા લાગ્યો કે, આ આપનો માલ છે અને આ મને ભેટરૂપે મળ્યો છે. (રાવી) કહે છે : આ સાંભળીને હુઝૂર મિમ્બર પર ગયા. અલ્લાહના વખાણ કર્યા પછી આપે કહ્યું કે, અમલદારનું (વિચિત્ર) વલણ છે કે, અમે તેને (સદકો લેવા માટે) મોકલીએ છીએ. પછી તે અમને આવીને કહે છે કે, આ આપનો માલ છે અને આ મને ભેટરૂપે મળ્યો છે. તે પોતાના મા-બાપના ઘરમાં કેમ બેસી ન રહ્યો. પછી જોઇ લેત કે તેની પાસે ભેટ આવે છે કે નહીં. તે પાક જાતની કસમ ! જેના હાથમાં મારો જાન છે, (સદકાના) માલમાંથી અમલદાર જે વસ્તુ ખાશે તે કિયામતના દિવસે તેની ગરદન પર સવાર થઇને આવશે. જો ઊંટ હશે તો તે તેની ગરદન પર બોલતું બોલતું સવાર થશે અને જો ગાય હશે તો તેની ગરદન પર સવાર થઇને બોલશે અને જો

બકરી હશે તો તે બોલતી હશે. પછી હુઝૂરે પોતાના બંને હાથ ઉંચા કર્યા, જેથી અમને આપની બગલોની સફેદી દેખાવા લાગી. આપે કહ્યું કે, ખબરદાર થઇ જાઓ કે, મેં પહોંચાડી દીધું. ત્રણ વાર (આ પ્રમાણે) કહ્યું. સુફયાન ઇબ્ને ઉયયના કહે છે કે, ઝુહરીએ અમને આ પ્રમાણે બયાન કર્યું. હિશામ પોતાના પિતાથી અને તેઓ અબૂ હુમૈદથી એમાં આટલું વધારે વર્ણન કરે છે. (અબૂ હુમૈદે) કહ્યું કે, મારા કાનોએ સાંભળ્યું, મારી આંખોએ જોયું. ઝેદ ઇબ્ને સાબિતને પૂછી લો કે, તેમણે પણ મારી સાથે હુઝૂર (સલ.)થી સાંભળ્યું છે. ઝુહરીની રિવાયતમાં આ પ્રમાણે નથી કે, 'મારા કાનોએ સાંભળ્યું'. શબ્દ 'ખુવાર'નો અર્થ અવાજ થાય છે.

## ગુલામોને કાઝી અને અમલદાર બનાવવું

(૧૧૫/૭૪૨૭) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, અબૂ હુઝયફાના ગુલામ સાલિમ મસ્જિદે કુબામાં મુહાજિરો અને હુઝૂર (સલ.)ના સાથીઓની ઇમામત કરતા હતા. જેમાં હઝરત અબૂબક્ર, હઝરત ઉમર, ઝેદ અને આમિર ઇબ્ને રબીઆ પણ શામિલ હતા.

## (અમીર સામે) લોકોએ પોતાના મુખીઓ રજુ કરવા જોઇએ

(૧૧૬/૭૪૨૮) મરવાન ઇબ્ને હકમ અને મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, જ્યારે મુસલમાનોએ હુઝૂરને હવાઝિનના કેદીઓ આઝાદ કરવાની રજા આપી ત્યારે આપે કહ્યું કે, મને ખબર નથી કે તમારામાંથી કોણે રજા આપી છે અને કોણે નથી આપી. એટલે જઇને તમારા મુખીઓને લઇ આવો. જેથી તેઓ ગયા અને મુખીઓ સાથે મંત્રણા કરી. પછી બધાએ કહ્યું કે, હુઝૂર બધા રાજી છે. બધાની રજા છે.

## બાદશાહની સામે તેના વખાણ કરવા અને તેની પાછળ તેની બુરાઇ કરવી મકરૂહ છે

(૧૧૭/૭૪૨૯) હઝરત આસિમ ઇબ્ને મુહમ્મદ ઇબ્ને ઝેદ ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર પોતાના પિતા પાસેથી રિવાયત કરે છે કે, ઇબ્ને ઉમરને કેટલાક લોકો કહેવા લાગ્યા કે, જ્યારે અમે અમારા બાદશાહ પાસે જઇએ છીએ ત્યારે તેની સામે તેના વખાણ કરીએ છીએ અને જ્યારે ત્યાંથી ચાલ્યા આવીએ છીએ ત્યારે તેની વિરૂધ્ધ બોલીએ છીએ. ઇબ્ને ઉમરે કહ્યું કે, અમે એને નિફાક સમજીએ છીએ.

(૧૧૮/૭૪૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, બધા લોકો કરતાં ખરાબ બેધારી નીતિવાળો માણસ છે. જે તેમની પાસે આવે ત્યારે કંઇ કહે અને જાય ત્યારે કંઇ કહે.

## ગેરહાજર માણસ અંગે હુકમ બહાર પાડવો

(૧૧૯/૭૪૩૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, (ઉત્બાની પુત્રી) હિન્દે હુઝૂર (સલ.)ને કહ્યું કે, અબૂ સુફયાન કંજૂસ માણસ છે. મને તેના માલમાંથી લેવાની ઝરૂર પડે છે. આપ (સલ.)એ કહ્યું કે, એટલું લઇ લો જે તમારા અને તમારા બાળકો માટે પુરતું હોય.

## હાકિમ કોઇ માણસ માટે તેના ભાઇના હકમાંથી ચુકાદો આપે તો તેને ન લે. કારણ કે, હાકિમનો હુકમ ન હલાલ વસ્તુને હરામ કરે છે અને ન હરામ વસ્તુને હલાલ કરે છે

(૧૨૦/૭૪૩૨) હઝરત ઉમ્મે સલમહ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ પોતાના દરવાજા પાસે ઝઘડાનો અવાજ સાંભળ્યો. આપ બહાર નીકળ્યા. આપે કહ્યું કે, હું માનવી છું. લોકો મારી પાસે ઝઘડો લઇને આવે છે. કદાચ તમારામાંના અમુક માણસો અમુક કરતાં વાતચીત કરવામાં હોશિયાર હોય. હું તેની તરફેણમાં ચુકાદો આપી દઉં તો જે મુસલમાન માટે હું તેના ભાઇના હકમાંથી ચુકાદો આપી દઉં તો તે તેના માટે આગનો ટુકડો છે. તે ઇચ્છે તો તેને લઇ લે અને ઇચ્છે તો છોડી દે.

(૧૨૧/૭૪૩૩) હઝરત આઇશા કહે છે કે, ઉત્બા ઇબ્ને અબી વક્કાસે પોતાના ભાઇ સઅદ ઇબ્ને અબી વક્કાસ પાસેથી વચન લીધું હતું કે, ઝમ્આની લોંડીનો છોકરો મારો છે. તમે એને લઇ લેજો. જેથી જ્યારે મક્કાના વિજયનું વરસ આવ્યું ત્યારે સઅદે તે છોકરાને લઇ લીધો. તેમણે કહ્યું કે, મારા ભાઇએ મારી પાસે એ બાળકને લેવા માટે વચન લીધું હતું. અબ્દ ઇબ્ને ઝમ્આ તેમની સામે ઉભા થયા. તેઓ કહેવા લાગ્યા કે, એ છોકરો મારો ભાઇ છે. મારા પિતાની લોંડીનો છોકરો છે. તેમના બિસ્તરા પર પેદા થયો છે. પછી એ બંને હુઝૂર (સલ.) પાસે ગયા. સઅદે કહ્યું કે, એ મારો ભત્રીજો છે. મારા ભાઇએ એના માટે વચન લીધું હતું. અબ્દ ઇબ્ને ઝમઆએ કહ્યું કે, એ મારો ભાઇ છે. મારા પિતાની લોંડીનો પુત્ર છે. તેમના જ બિસ્તરા પર પેદા થયો છે. હુઝૂર (સલ.)એ કહ્યું કે, અબ્દ ઇબ્ને ઝમઆ, એ તારા જ માટે છે. હુઝૂરે કહ્યું કે, બાળક ઓરત માટે છે અને વ્યભિચારી માટે પત્થર છે. આપે તેને ઉત્બા સાથે સામ્ય ધરાવતો જોયો હતો એટલે ઉમ્મુલ મુઅમિનીન હઝરત સૌદાને કહ્યું કે, એનાથી પરદો કરો. જેથી તેમણે પોતાના અવસાન સુધી કદી તેને જોયો નહીં.

## કુવા વગરેનો ચુકાદો આપવો

(૧૨૨/૭૪૩૪) હઝરત અબ્દુલ્લાહ

ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ ફરમાવ્યું છે કે, જે માણસ એટલા માટે જુઠી કસમ ખાય કે, મુસલમાનનો માલ બરબાદ કરે તો ખુદા સાથે તેની મુલાકાત થશે ત્યારે ખુદા તેના પર ખૂબ ગુસ્સે થશે. પછી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **ઇન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલા.....** હઝરત અબ્દુલ્લાહ લોકો સામે એવું બયાન કરી રહ્યા હતા કે, અશ્અસ ઇબ્ને કૈસે આવીને કહ્યું કે, આ આયત મારા વિષે જ ઉતરી છે. એક કુવા અંગે મારો એક માણસ સાથે ઝઘડો થયો હતો. રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, તારી પાસે ગવાહો છે ? મેં કહ્યું કે, ના. આપે કહ્યું કે, અચ્છા તો તે માણસ કસમ ખાઇ લે. મેં કહ્યું કે, હા. તે તો કસમ ખાઇ લેશે, ત્યારે આ આયત ઉતરી : **ઇન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહદિ લ્લાહિ.....**

## થોડા અને વધારે માલનો ચુકાદો આપવો બરાબર છે

**ઇબ્ને ઉયયના ઇબ્ને શુબ્રુમાથી રિવાયત કરે છે કે, થોડા અને વધારે માલમાં ચુકાદો આપવો એક સરખો છે**

(૧૨૩/૭૪૩૫) હઝરત ઉમ્મે સલમહ કહે છે : હુઝૂર (સલ.)એ રૂમના દરવાજા સામે લડવાનો અવાજ સાંભળ્યો. આપ બહાર નીકળ્યા અને કહ્યું કે, હું માનવી છું. મારી પાસે લોકો કેસો લઇને આવે છે. સંભવ છે કે, કોઇ બીજાના કરતાં વાતચીતમાં હોશિયાર હોય અને હું તેની તરફેણમાં ચુકાદો આપી દઉં, એવું સમજીને કે તે સાચો છે, તો જેના માટે હું કોઇ મુસલમાનના હકમાંથી નાહક ચુકાદો આપું તો તે તેના માટે આગનો ટુકડો છે. તે ઇચ્છે તો લઇ લે અને ઇચ્છે તો છોડી દે.

## હાકિમનું લોકો તરફથી તેમનો માલસામાન વેચવું

**રસૂલુલ્લાહ (સલ.)એ નુઐમ ઇબ્ને નહહામ તરફથી તેમનો માલ વેચ્યો હતો**

(૧૨૪/૭૪૩૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને ખબર પડી કે, આપના સહાબાઓમાંથી કોઇ સહાબીએ પોતાના ગુલામને આઝાદ કરી દીધો છે. તેમની પાસે એ સિવાય બીજો કોઇ માલ નથી. આપે તેને આઠસો દિરહમમાં વેચીને તેની કીમત તેમની પાસે મોકલી દીધી.

## જે માણસ પોતાની અજ્ઞાનતાના કારણે હાકિમને દોષિત ઠેરવે છે જો કે હાકિમ એ બાબતમાં નિર્દોષ છે તો એ દોષ બેકાર છે

(૧૨૫/૭૪૩૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ ઉસામાને એક લશ્કરના સરદાર બનાવીને રવાના કર્યા. લોકોએ તેમની સરદારી અંગે ટોણા માર્યા. તેઓ ગુલામ હતા. હુઝૂરે કહ્યું : જો તમે તેની સરદારી અંગે ટોણો માર્યો છે તો તમે આ પહેલાં તેના પિતાની સરદારી અંગે પણ વાંધો ઉઠાવતા હતા. ખુદાની કસમ ! તે સરદારીના લાયક હતા. મને સૌથી વધુ પ્રિય હતા. હવે મને તેમના પછી સૌથી વધુ પ્રિય એ છે.

## 'અલદ'નો અર્થ ઝઘડાખોર થાય છે કિંવા એવો ઝઘડો કરનાર જે હંમેશા ઝઘડો કરતો રહે. 'લદન'નો અર્થ વાંકો થાય છે

(૧૨૬/૭૪૩૮) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ખુદાને સૌથી વધુ નાપસંદ ઝઘડાખોર માણસ છે.

## હાકિમ ઝુલ્મરૂપે અથવા આલિમો વિરૂધ્ધ હુકમ બહાર પાડે તો તે હુકમ રદ છે

(૧૨૭/૭૪૩૯) હઝરત સાલિમ પોતાના પિતા પાસેથી રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખાલિદ ઈબ્ને વલીદને બની જઝીમા કબીલા તરફ લડવા માટે મોકલ્યા. તે લોકો સારી રીતે એમ કહી શકયા નહીં કે, અમે ઈસ્લામ લઇ આવ્યા, બલ્કે એવું કહેવા લાગ્યા કે, અમે અમારા ધર્મથી ફરી બેઠા. અમે અમારા ધર્મથી ફરી બેઠા. હઝરત ખાલિદે તે લોકોને કત્લ કરવાનું અને કેદ કરવાનું શરૂ કરી દીધું. અમારામાંથી દરેકને એક એક કેદી સોંપ્યો. તેમણે કહ્યું કે, તમે બધા પોતપોતાના કેદીઓને કત્લ કરી નાખો. મેં કહ્યું કે, ન હું મારા કેદીને કત્લ કરીશ અને ન કોઇ મારો સાથી (કત્લ કરશે). પછી અમે હુઝૂર (સલ.)ને આ વાત કરી. હુઝૂરે બે વાર આ શબ્દો કહ્યા કે, એય અલ્લાહ ! હું ખાલિદની કાર્યવાહી સાથે અસંબંધિત હોવાની જાહેરાત કરૂં છું.

## ઇમામ કોઇ કોમ પાસે જાય અને તેમાં સુલેહ કરાવે

(૧૨૮/૭૪૪૦) હઝરત સહલ ઈબ્ને સઅદ સાઈદી (રદિ.) કહે છે કે, બની અમ્ર કબીલામાં લડાઇ થઇ. હુઝૂરને એની ખબર પડી. આપ સુલેહ કરાવવા માટે ગયા. બિલાલને કહી દીધું કે, જો હું સાંજ સુધી પાછો ન ફરૂં તો અબૂબક્રને કહી દેજો કે નમાઝ પઢાવે. જેમકે જ્યારે અસ્રની નમાઝનો વખત થયો ત્યારે હઝરત બિલાલે અઝાન અને ઈકામત કહી. હઝરત અબૂબક્રને (નમાઝ) પઢાવવા માટે કહ્યું. તેમણે ઇમામ બનીને નમાઝ પઢાવી. તે નમાઝમાં જ હતા, એવામાં હુઝૂર (સલ.) પણ આવી પહોંચ્યા. જેથી લોકોને ભારે આઘાત

લાગ્યો. હુઝૂર હઝરત અબૂબક્રની પાછળ છેલ્લી સફમાં ઉભા થઇ ગયા. (રાવી કહે છે :) લોકોએ હઝરત અબૂબક્રને ખબર આપવા માટે હાથ પર હાથ માર્યા. હઝરત અબૂબક્રનો નિયમ હતો કે, જ્યારે આપ નમાઝમાં તલ્લીન થતા ત્યારે બિલકુલ ડુબી જતા હતા, પરંતુ જ્યારે હાથોનો અવાજ સાંભળ્યો ત્યારે રહેવાયું નહીં અને ત્રાંસી આંખે હુઝૂરને જોયા. હુઝૂરે પોતાના મુબારક હાથથી તેમને ઈશારો કર્યો કે, તમારી જગ્યા પર જ રહો, પરંતુ હઝરત અબૂબક્ર થોડીવાર થોભ્યા, પછી ઈશારો કરીને ઉલટા પાછળ ખસ્યા. હુઝૂરે જ્યારે આ જોયું ત્યારે આપ આગળ વધ્યા અને નમાઝ પૂરી કરાવી. નમાઝ પછી આપે કહ્યું કે, જ્યારે મેં તમને થોભવાનો ઈશારો કર્યો હતો ત્યારે તમે કેમ થોભ્યા નહીં ? હઝરત અબૂબક્રે કહ્યું કે, અબૂ કુહાફાના પુત્ર માટે (કિંવા મારા માટે) એ યોગ્ય ન હતું કે, રસૂલુલ્લાહ (સલ.)ની ઈમામત કરે. હુઝૂર (સલ.)એ કહ્યું કે, જ્યારે નમાઝમાં તમારા માટે કોઇ બનાવ બને ત્યારે પુરૂષો તસ્બીહ પઢે અને ઓરતો હાથ પર હાથ મારે. અબૂ અબ્દુલ્લાહ (બુખારી) કહે છે કે, આ વાકય હમ્માદ સિવાય બીજા કોઇએ (આ હદીસમાં) કહ્યું નથી કે, 'બિલાલ, અબૂબક્રને નમાઝ પઢાવવાનો હુકમ કરજો'.

**લહયા માટે અમાનતદાર અને**

## બુદ્ધિશાળી હોવું ઝરૂરી છે

(૧૨૯/૭૪૪૧) હઝરત ઝેદ ઇબ્ને સાબિત (રદિ.) કહે છે કે, યમામાની લડાઇમાં હઝરત અબૂબક્ર (રદિ.)એ મારી પાસે માણસ મોકલ્યો. તેમની પાસે હઝરત ઉમર બેઠા હતા. (જ્યારે હું ગયો ત્યારે) હઝરત અબૂબક્રે કહ્યું કે, મારી પાસે હઝરત ઉમર આવ્યા હતા. તેમણે કહ્યું કે, યમામાની લડાઇમાં કુર્આનના ઘણા હાફિઝો શહીદ થઇ ગયા છે. મને એવો ભય છે કે, જો આ પ્રમાણે પ્રસંગોપાત શહીદ થતા રહ્યા તો કુર્આનનો ઘણો ભાગ બરબાદ થઇ જશે. એટલે મારો અભિપ્રાય એવો છે કે, તમે કુર્આનને એકત્ર કરવાનો હુકમ આપો. મેં જવાબ આપ્યો કે, હું આ કામ કેવી રીતે કરી શકું ? કારણ કે, હુઝૂરે એવું કર્યું નથી. હઝરત ઉમર કહેવા લાગ્યા કે, આ ઘણું સારૂં કામ છે. પછી એ અંગે તેઓ મારી સાથે વાતચીત કરતા રહ્યા. અહીં સુધી કે, જે વસ્તુ ખુદાએ તેમના દિલમાં નાખી હતી તે મારા દિલમાં પણ નાખી. મારો અભિપ્રાય તેમના જેવો થઇ ગયો. ઝેદ કહે છે કે, મને હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું કે, તમે યુવાન છો, બુધ્ધિશાળી છો અને અમે તમને અપ્રમાણિક પણ સમજતા નથી. તમે હુઝૂર (સલ.)ના સમયમાં વહીના લખનાર પણ હતા. એટલે હવે કુર્આનને શોધી શોધીને તમે એકત્ર કરો. ઝેદ કહે છે કે, ખુદાની કસમ ! જો તેઓ મને કહેત કે, એક

જગ્યાએથી બીજી જગ્યા સુધી પહાડ લઇ જાઓ તો મને એ કુર્આન એકત્ર કરવાથી વધારે આસાન લાગત. (આ જ કારણસર) મેં કહ્યું કે, તમે હુઝૂરથી ઉલટું કેમ કરો છો ? હઝરત અબૂબક્રે કહ્યું : ખુદાની કસમ ! આ કામ ઘણું સારૂં છે. પછી તેમણે મને એટલે સુધી સમજાવ્યો કે, મારૂં દિલ પણ તેમના દિલની જેમ ખુલી ગયું. હું પણ તેમના અભિપ્રાય સાથે સંમત થયો. પછી મેં ખજુરીના પાંદડાંઓ, ચામડાના ટુકડાઓ, થીકરાઓ અને લોકોની યાદશકિત પરથી એકત્ર કરવાનું શરૂ કર્યું. સૂરએ તૌબાની છેલ્લી આયત **લકદ જાઅકુમ રસૂલુમ્ મિન અન્ફુસિકુમ....** ખુઝયમા ઇબ્ને સાબિત અથવા અબૂ ખુઝયમા પાસે મળી. તે સૂરતમાં મેં તેને સમાવી દીધી. હઝરત અબૂબક્રની હયાતી સુધી આ કુર્આન શરીફ તેમની પાસે રહ્યું. પછી હઝરત ઉમરની હયાતી સુધી તેમની પાસે હતું. તેમના પછી તેમની પુત્રી હફસા પાસે રહ્યું.

## હાકિમનું પોતાના અમલદારોને અને કાઝીનું પોતાના અમાનતદારોને કેસોની ચકાસણી માટે કાગળ લખવું

(૧૩૦/૭૪૪૨) હઝરત સહલ ઇબ્ને અબૂ હસમા કહે છે કે, તેમની કોમના પ્રતિષ્ઠિત લોકો વર્ણન કરે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને સહલ અને મુહય્યસા બંને ખેબર ગયા. પછી મુહય્યસાને ખબર પડી કે, અબ્દુલ્લાહને કત્લ કરીને કોઇ ખાડામાં નાખી દેવામાં આવ્યા છે. મુહય્યસા યહૂદીઓ પાસે ગયા અને તેમને કહ્યું : ખુદાની કસમ ! તમે એમને કત્લ કર્યા છે. તેમણે કહ્યું : ખુદાની કસમ ! અમે તેમને કત્લ કર્યા નથી. પછી તેઓ ત્યાંથી પોતાની કોમમાં ગયા. તેમને જઇને વાત કરી. પછી તેઓ અને તેમના મોટા ભાઇ હુવય્યિસા અને અબ્દુર્રહમાન ઇબ્ને સહલ વાતચીત કરવા માટે ગયા. આ અબ્દુર્રહમાન તે જ માણસ હતા જે ખેબરમાં હતા. હુઝૂર (સલ.)એ મુહય્યિસાને કહ્યું કે, મોટાને લાવો કિંવા વાતચીત કરવા માટે. તે વખતે હુવય્યિસાએ વાતચીત કરી પછી મુહય્યિસાએ વાત કરી. હુઝૂરે તેમને કહ્યું કે, કયાં તો યહૂદીઓ તમારા સાથીનું વળતર ચુકવે અથવા તો લડાઇ માટે તૈયાર થાય. હુઝૂરે યહૂદીઓને આ પ્રમાણે લખ્યું. તેમણે જવાબ આપ્યો કે, અમે તેમને કત્લ કર્યા નથી. ત્યારે હુઝૂરે મુહય્યિસા અને હુવય્યિસા અને અબ્દુર્રહમાનને કહ્યું કે, તમે તમારા સાથીના ખૂન થવાની કસમ ખાઇ શકો છો ? તમે તમારા સાથીના ખૂનનું વળતર લેવાના હકદાર બની જશો. તેમણે કહ્યું કે, અમે તો ખાતા નથી. હુઝૂરે કહ્યું : તો પછી તેઓ કસમ ખાઇ લેશે. તેમણે કહ્યું કે, તેઓ મુસલમાન થોડા છે. છેવટે હુઝૂરે પોતાની પાસેથી તેમને

વળતર રૂપે સો ઊંટો આપ્યા. સહલ કહે છે કે, જ્યારે એ ઊંટો ઘરમાં લાવવામાં આવ્યા ત્યારે તેમાંની એક ઊંટણીએ મને લાત મારી હતી.

## શું હાકિમ માટે એ જાઇઝ છે કે, ફક્ત એક માણસને તપાસ કરવા માટે મોકલે

(૧૩૧/૭૪૪૩) હઝરત અબૂ હુરૈરા અને ઝેદ ઇબ્ને ખાલિદ જુહનીથી રિવાયત છે કે, એક આદિવાસી હુઝૂર (સલ.) પાસે આવીને કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! અલ્લાહની કિતાબ અનુસાર મારો ચુકાદો આપો. તેનો હરીફ (પ્રતિવાદી) પણ ઉભો થયો અને કહેવા લાગ્યો કે, હા, હુઝૂર, અલ્લાહની કિતાબ અનુસાર ચુકાદો આપો. તે આદિવાસી કહેવા લાગ્યો કે, હુઝૂર, મારો પુત્ર એને ત્યાં મજુરી કરતો હતો. તેણે તેની પત્ની સાથે વ્યભિચાર કર્યો. લોકોએ મને કહ્યું કે, તારા પુત્રને પ્રાણઘાતક પત્થરમાર મારવામાં આવશે. મેં તેના તરફથી સો બકરીઓ અને એક લોંડી સદકામાં આપી. પછી આલિમોને પૂછયું. તેમણે કહ્યું કે, તારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને તડીપાર કરવામાં આવશે. હુઝૂર (સલ.)એ કહ્યું કે, હું અલ્લાહની કિતાબ અનુસાર તમારો ચુકાદો આપું છું. તારી લોંડી અને બકરીઓ તને પાછી મળશે. તારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે. ઉનૈસ, તમે સવારે જઇને તે ઓરતને પત્થરમાર મારો. જેથી તેઓ સવારે ગયા અને તેને પત્થરમાર માર્યો.

## હાકિમોનું પરભાષામાં વાતચીત કરવું. શું તેમના માટે એક દુભાષિયો રાખવાનું જાઇઝ છે ?

**ખારિજા ઇબ્ને ઝેદ ઇબ્ને સાબિત હઝરત સાબિતથી નકલ કરે છે કે, તેમને નબીએ કરીમ (સલ.)એ એવો હુકમ આપ્યો કે, તમે યહૂદીઓની કિતાબ મેળવો, અહીં સુધી કે, તેઓ કહે છે કે, હું હુઝૂરના કાગળ તેમને અને તેમના કાગળ વાંચીને હુઝૂરને સંભળાવવા લાગ્યો. હઝરત ઉમર તે વખતે જ્યારે કે તેમની પાસે હઝરત અલી, હઝરત ઉસ્માન અને અબ્દુર્રહમાન બેઠા હતા, કહેવા લાગ્યા કે, (આ ઓરત) શું કહે છે ? અબ્દુર્રહમાન ઇબ્ને હાતિબ કહે છે કે, મેં કહ્યું કે, એ તમને તમારા સાથીની ખબર આપે છે જેણે એની સાથે કાર્યવાહી કરી છે. અબૂ જમરા કહે છે કે, હું ઇબ્ને અબ્બાસ અને પરભાષાના લોકો વચ્ચે ભાષાંતર કરતો હતો.**

## કેટલાક લોકોનો એવો મત છે કે, હાકિમે બે દુભાષિયા રાખવા જોઇએ

(૧૩૨/૭૪૪૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબૂ સુફયાને કહ્યું કે, તેમને અને તેમની સાથે બીજા કુરેશીઓને હિરકલે બોલાવ્યા. પછી પોતાના દુભાષિયાને કહ્યું કે, એ લોકોને કહી દો કે, હું આ માણસને પૂછું છું. જો એ મારી સામે જુઠું બોલે તો તમે એનું જુઠ તરત ખુલ્લું પાડજો. પછી હદીસને આગળ બયાન કરીને (રાવી) કહે છે કે, હિરકલે પોતાના દુભાષિયાને કહ્યું કે, તમે એમને કહો કે, જે વાતો તમે કહી છે તે જો સાચી હોય તો મારા પગ નીચેની ઝમીનનો તે માલિક બની જશે.

## હાકિમનો પોતાના અમલદારો પાસેથી હિસાબ લેવો

(૧૩૩/૭૪૪૫) હઝરત અબૂ હુમૈદ સાઇદી કહે છે : હુઝૂર (સલ.)એ ઇબ્ને લુતબિય્યાને બની સુલૈમની ઝકાત વસૂલ કરવાના અમલદાર બનાવીને રવાના કર્યા. જ્યારે ત્યાંથી પાછા ફર્યા ત્યારે હુઝૂરે તેમની પાસે હિસાબ માંગ્યો. તેમણે કહ્યું કે, આ આપનો માલ છે અને આ મને ભેટરૂપે મળ્યો છે. હુઝૂરે કહ્યું કે, જો તું સાચો છે તો પછી તારા મા-બાપના ઘરમાં કેમ બેસી ન રહ્યો ? જેથી તારી પાસે ત્યાં ભેટ આવત. હુઝૂરે ઉભા થઇને પ્રથમ ખુદાના વખાણ કર્યા. આપે કહ્યું કે, ખુદાએ જે પ્રદેશો મારા હવાલે કર્યા છે તેમનો જ્યારે હું તમારામાંથી કોઇને અમલદાર બનાવું છું ત્યારે તે મારી પાસે આવીને કહે છે કે, આ આપનો માલ છે અને આ મને ભેટરૂપે મળ્યો છે. એટલે જો તે સાચો હોય તો પોતાના મા-બાપના ઘેર કેમ બેસી ન રહ્યો. જેથી ત્યાં તેની પાસે ભેટ આવત. ખુદાની કસમ ! તમારામાંથી જે માણસ નાહક (કોઇ વસ્તુ) લેશે તે કિયામતમાં તેના પર સવાર થશે. ખબરદાર ! હું એવું ઇચ્છતો નથી કે, ખુદા તમારામાંથી કોઇના ઉપર ઊંટને સવાર કરે અને તે અવાજ કાઢતું હોય અથવા બોલતી ગાય અથવા બોલતી બકરી હોય. પછી હુઝૂરે પોતાના હાથ એટલા ઉંચા કર્યા કે, મને હુઝૂરની બગલોની સફેદી દેખાવા લાગી. આપે કહ્યું કે, સાંભળો, મેં પહોંચાડી દીધું.

## હાકિમના સલાહકારો અને અધિકારી વર્ગ

(૧૩૪/૭૪૪૬) અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાએ કોઇ નબી અને કોઇ ખલીફા એવા મુકર્રર કર્યા નથી, જેની સાથે બે સલાહકારો ન હોય. એક તેને સારા કામની સલાહ આપે છે અને બીજો ખરાબ કામની, પરંતુ માસૂમ તે જ માણસ છે જેને ખુદા માસૂમ રાખે.

## હાકિમ લોકો પાસેથી કેવી રીતે બૈઅત લે

(૧૩૫/૭૪૪૭) ઉબાદા ઇબ્ને સામિત (રદિ.) કહે છે : અમે ફરમાં-બરદારી અને તાબેદારી અંગે હુઝૂર (સલ.)ની બૈઅત કરી અને એ અંગે કરી કે, હુકૂમતવાળાઓ સાથે હુકૂમત અંગે ઝઘડો નહીં કરીએ અને એ અંગે કે જ્યાં પણ હોઇશું ત્યાં સાચી વાત કહીશું. ખુદાની બાબતમાં કોઇ લાનતાન કરનારની લાનતાનની પરવા નહીં કરીએ.

(૧૩૬/૭૪૪૮) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઠંડીની ઋતુમાં સવારના સમયે નીકળ્યા. મુહાજિરો અને અનસારો ખાઇ ખોદી રહ્યા હતા. આપે કહ્યું કે, એય અલ્લાહ ! ભલાઇ હકીકતમાં આખિરતની જ છે. તું અનસારો અને મુહાજિરોના ગુનાહ બખ્શી દે. તે લોકોએ હુઝૂરને એવો જવાબ આપ્યો કે, અમે તે લોકો છીએ જેમણે હુઝૂરની જિહાદ અંગે બૈઅત કરી છે, જ્યાં સુધી કે જીવંત રહીએ.

(૧૩૭/૭૪૪૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : જ્યારે અમે ફરમાંબરદારી અને તાબેદારી અંગે હુઝૂર (સલ.)ની બૈઅત કરતા હતા ત્યારે હુઝૂર અમને કહેતા હતા કે, જેટલી શકિત રાખો છો (તેટલી તાબેદારી કરજો).

(૧૩૮/૭૪૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને દીનાર કહે છે કે, જ્યારે અબ્દુલ મલિક પાસે લોકો ભેગા થયા ત્યારે હું પણ હતો. ઇબ્ને ઉમરે લખ્યું કે, અબ્દુલ મલિક અમીરૂલ મુઅમિનીનની તાબેદારી અલ્લાહ અને અલ્લાહના રસૂલની સુન્નત અનુસાર કરૂં છું અને મારા પુત્રોએ પણ એ જ ઇકરાર કર્યો.

(૧૩૯/૭૪૫૧) હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મેં તાબેદારી અને ફરમાંબરદારી અંગે હુઝૂરની બૈઅત કરી ત્યારે આપે એવું કહ્યું કે, જેટલી તમારી શકિત હોય. બૈઅતમાં એક શરત દરેક મુસલમાનની ભલાઇ ઇચ્છવાની પણ હતી.

(૧૪૦/૭૪૫૨) અબ્દુલ્લાહ ઇબ્ને દીનાર કહે છે : જ્યારે લોકોએ અબ્દુલ મલિકની બૈઅત કરી ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે અબ્દુલ મલિકને લખ્યું કે, હું અલ્લાહના બંદા અમીરૂલ મુઅમિનીન અબ્દુલ મલિકની અલ્લાહ અને તેના રસૂલની સુન્નત અનુસાર તાબેદારી માટે બૈઅત કરૂં છું, જ્યાં સુધી કે હું શકિત ધરાવું છું અને મારા પુત્રો પણ એનો સ્વીકાર કરે છે.

(૧૪૧/૭૪૫૩) હઝરત યઝીદ ઇબ્ને અબી ઉબૈદ કહે છે કે, મેં સલમહને પૂછયું કે, તમે હુદયબિય્યામાં કઇ બાબત અંગે હુઝૂરની બૈઅત કરી હતી ? તેમણે કહ્યું કે, મૃત્યુ અંગે.

(૧૪૨/૭૪૫૪) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, જે લોકોને હઝરત ઉમરે (ખિલાફત અંગે) પસંદગી કરવાનો અધિકાર આપ્યો હતો તે બધા ભેગા થઈને મંત્રણા કરવા લાગ્યા. અબ્દુર્રહમાને તેમને કહ્યું કે, હું તમારી સાથે આ અંગે ઝઘડો કરતો નથી. (કિંવા મને ખિલાફતની ઇચ્છા નથી) પરંતુ જો તમે ઇચ્છો તો હું તમારા લોકોમાંથી તમારા માટે ખિલાફતને ચૂંટી કાઢું. બધાએ કબૂલ કર્યું. પછી જ્યારે અબ્દુર્રહમાનને તેમણે પોતાનું કામ સોંપ્યું ત્યારે બધા અબ્દુર્રહમાન સાથે થઇ ગયા. અહીં સુધી કે, કોઇ માણસ બાકી રહ્યો નહીં. તે સમયે તેમની જ સલાહ લેતા રહ્યા. સારાંશ કે, જે દિવસે સવારે અમે હઝરત ઉસ્માનની બૈઅત કરી ત્યારે તે રાત્રે અબ્દુર્રહમાને મને ઉઠાડયો. મારો દરવાજો એટલા જોરથી ખખડાવ્યો કે મારી આંખ ખુલી ગઇ. તેમણે મને કહ્યું કે, તમે સૂવો છો અને મને તો ખુદાની કસમ ત્રણ રાતોથી જરા પણ ઉંઘ આવી નથી. જાઓ, ઝુબેર અને સઅદને મારી પાસે બોલાવી લાવો. મિસ્વર કહે છે કે, હું તે બંનેને બોલાવી લાવ્યો. અબ્દુર્રહમાને તેમની સાથે સલાહ-મંત્રણા કરી. પછી તેમણે મને બોલાવ્યો. તેમણે કહ્યું કે, હઝરત અલીને અમારી પાસે બોલાવી લાવો. હું તેમને બોલાવી લાવ્યો. તેમણે ઘણીવાર સુધી તેમની સાથે વાતચીત કરી. પછી જ્યારે હઝરત અલી તેમની પાસેથી ઉઠયા ત્યારે (એવું લાગતું હતું કે) તેમના દિલમાં ખિલાફતની ઇચ્છા છે. અબ્દુર્રહમાનને હઝરત અલીની ખિલાફતથી એક (ભારે મતભેદની) ચિંતા હતી. પછી તેમણે મને કહ્યું કે, હઝરત ઉસ્માનને પણ મારી પાસે બોલાવી લાવો. તેમની સાથે તેઓ વાતચીત કરતા રહ્યા, અહીં સુધી કે, સવાર થઇ ગઇ. મુઅઝઝિને તેમને અલગ પાડી દીધા. જ્યારે લોકો સવારની નમાઝ પઢી ચુકયા ત્યારે એ (છ માણસો) મિમ્બર પાસે ઉભા થયા. પછી બધા મુહાજિરો, અનસારો અને લશ્કરના સરદારો ભેગા થયા. આ બધા લોકો એ હજ્જમાં હઝરત ઉમર (રદિ.) સાથે ગયા હતા. સારાંશ કે, જ્યારે બધા લોકો ભેગા થયા ત્યારે અબ્દુર્રહમાને પ્રવચન કર્યું. તેમણે કહ્યું : અલી ! જ્યાં સુધી મેં અંદાજ કાઢયો ત્યાં સુધી લોકો હઝરત ઉસ્માનની સરખામણીમાં કોઇને ગણકારતા નથી. તમે મારા તરફથી તમારા દિલમાં કોઇ વિચાર લાવતા નહીં. હઝરત અલીએ (હઝરત ઉસ્માનને સંબોધીને) કહ્યું કે, હું તમારી અલ્લાહ, અલ્લાહના રસૂલ અને તેમના પછીના બંને ખલીફાઓની પધ્ધતિ અનુસાર બૈઅત કરૂં છું. પછી અબ્દુર્રહમાને બૈઅત કરી. ત્યાર પછી બધા મુહાજિરો, અનસારો, લશ્કરના સરદારો અને બધા મુસલમાનોએ બૈઅત કરી.

## બે વાર બૈઅત કરવી

(૧૪૩/૭૪૫૫) હઝરત સલમહ કહે છે કે, અમે ઝાડની નીચે હુઝૂર (સલ.)ની બૈઅત કરી, પરંતુ હુઝૂર (સલ.)એ કહ્યું કે, હે સલમહ ! તમે બૈઅત કરતા નથી ? મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું બૈઅત કરી ચુકયો. આપે કહ્યું કે, ફરી બીજીવાર (કરો).

## આદિવાસીઓની બૈઅત

(૧૪૪/૭૪૫૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, એક આદિવાસીએ હુઝૂરની બૈઅત કરી. પછી તેને તાવ આવ્યો. તે કહેવા લાગ્યો કે, મારી બૈઅત પાછી આપી દો. આપે ઈન્કાર કર્યો. તે ફરી આવ્યો. આપે (ફરી) ઈન્કાર કર્યો. તે ફરી આવીને કહેવા લાગ્યો કે, મારી બૈઅત પાછી આપી દો. ફરી પણ આપે ઈન્કાર કર્યો. તે મદીના છોડીને ચાલ્યો ગયો. આપે કહ્યું : મદીના ભઠ્ઠી સમાન છે. નાપાકને દૂર કરે છે અને પાકને રહેવા દે છે.

## બાળકની બૈઅત

(૧૪૫/૭૪૫૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને હિશામ કહે છે કે, મારી માં ઝેનબ મને હુઝૂર પાસે લઇ ગયાં. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એની બૈઅત લઇ લો. આપે કહ્યું કે, હજુ એ બાળક છે. આપે માથા પર હાથ ફેરવ્યો અને બરકતની દુઆ કરી. આ (અબ્દુલ્લાહ) પોતાના બધા ઘરવાળાંઓ તરફથી એક બકરી ઝબ્હ કરતા હતા.

## તે માણસની બૈઅત જેણે બૈઅત પાછી લેવાનો વિચાર દર્શાવ્યો

(૧૪૬/૭૪૫૮) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, એક આદિવાસીએ ઈસ્લામ અંગે હુઝૂર (સલ.)ની બૈઅત કરી. પછી તેને તાવ આવ્યો. તે આપની પાસે પાછો આવ્યો. તે કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! મારી બૈઅત પાછી આપી દો. આપે ઈન્કાર કર્યો. તે ફરી આવ્યો અને કહેવા લાગ્યો કે, મારી બૈઅત પાછી આપી દો. આપે ફરી ઈન્કાર કર્યો. તે ફરી આવ્યો અને કહેવા લાગ્યો કે, મારી બૈઅત પાછી આપી દો. આપે ફરી ઈન્કાર કર્યો. તે વખતે તે મદીનામાંથી ચાલ્યો ગયો. આપે કહ્યું : મદીના ભઠ્ઠી સમાન છે. ખરાબ વસ્તુને કાઢી નાખે છે અને સારી વસ્તુને રહેવા દે છે.

## જે માણસ દુનિયા માટે બૈઅત કરે

(૧૪૭/૭૪૫૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, ત્રણ માણસો એવા છે કે, કિયામતના દિવસે ખુદા તેમની સાથે વાત નહીં કરે અને તેમને પાક નહીં કરે, બલ્કે

કિયામતના દિવસે તેમને દર્દનાક અઝાબ થશે. એક તો તે માણસ જેની પાસે પોતાની ઝરૂરત કરતાં વધારે પાણી છે. તેમાંથી રસ્તામાં કોઇ મુસાફિરને આપતો નથી અને (બીજો) તે માણસ જેણે દુનિયા માટે હાકિમની બૈઅત કરી. જો તે તેને કંઇ આપે છે તો તેની તાબેદારી કરે છે, નહીં તો નહીં. (ત્રીજો) તે માણસ કે જેણે અસ્રની નમાઝ પછી કોઇને માલ વેચ્યો અને કહ્યું કે, ખુદાની કસમ ! આ વસ્તુની કીમત આટલી મળતી હતી. બીજાએ તેની વાતને સાચી ગણી અને તેટલી કીમતે લઇ લીધો, જો કે તેની કીમત તે ન હતી. (બલ્કે ઓછી હતી).

## ઓરતોની બૈઅત જેની ઇબ્ને અબ્બાસે રિવાયત કરી છે

(૧૪૮/૭૪૬૦) હઝરત ઉબાદા ઇબ્ને સામિત (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને કહ્યું, તે વખતે અમે બધા એક મજલિસમાં હતા, તમે એ બાબત અંગે મારી બૈઅત કરો કે, ખુદાનો ભાગીદાર નહીં બનાવો. ચોરી-વ્યભિચાર નહીં કરો. તમારી ઔલાદને કત્લ નહીં કરો. તમારી આગળ પાછળ કોઇ તહોમત નહીં મૂકો. કોઇ સારી વાતમાં મારી નાફરમાની નહીં કરો. તમારામાંથી જે માણસ આ વાતોને અપનાવશે તેને ખુદા તઆલા સવાબ આપશે. જે કોઇ નાફરમાની કરશે અને દુનિયામાં તેને અઝાબ આપવામાં આવશે તો તેના માટે ઉતાર બની જશે અને જે કોઇ નાફરમાની કરશે અને ખુદા તેને છુપાવી રાખશે તો તેનો હિસાબ ખુદાના ઝિમ્મે છે. તે ચાહે તો બખ્શી દે અને ચાહે તો અઝાબ આપે. અમે આ જ બાબત અંગે આપની બૈઅત કરી.

(૧૪૯/૭૪૬૧) હઝરત આઇશા કહે છે કે, હુઝૂર (સલ.) ઓરતોની મૌખિક બૈઅત લેતા હતા. આ આયત અનુસાર કે કોઇ વસ્તુને અલ્લાહની ભાગીદાર નહીં બનાવો. હઝરત આઇશા કહે છે : કદી આપનો હાથ બૈઅત લેતી વખતે પોતાની ઓરત સિવાય કોઇ ઓરતના હાથને લાગ્યો નહીં.

(૧૫૦/૭૪૬૨) હઝરત હફસા (રદિ.) કહે છે કે, ઉમ્મે અતિય્યા કહેતાં હતાં કે, અમે હુઝૂરની બૈઅત કરી તે વખતે આપે આ આયત પઢી : **અલ્લાયુશ્રિકન બિલ્લાહિ શયઅન.....** આપે અમને રૂદન-આક્રંદ કરવાની મનાઇ ફરમાવી. પછી અમારામાંથી એક ઓરતે પોતાનો હાથ પાછો ખેંચી લીધો અને કહ્યું કે મારે ત્યાં એક ઓરત રૂદન-આક્રંદ કરી ગઇ હતી. હું તેનો બદલો ઉતારવા માગું છું. એટલે તે જઇને પાછી આવી. પછી તે ઓરતોએ (જેમણે બૈઅત કરી હતી) બૈઅત પૂરી કરી નહીં, સિવાય ઉમ્મે સુલૈમ, ઉમ્મે અલા અને અબી અબ્રાની

પુત્રી મુઆઝની પત્ની અથવા ઇબ્ને સબ્રાની પુત્રી અને મુઆઝની પત્નીના (રાવીને આ અંગે શંકા છે).

## બૈઅત તોડવી

### અલ્લાહ તઆલાનું આ ફરમાન 'ઇન્ન લ્લઝીન યુબાયિઊનક ઇન્નમા યુબાયિઊન લ્લાહ.....'

(૧૫૧/૭૪૬૩) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, એક આદિવાસીએ હુઝૂર (સલ.) પાસે આવીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ ઇસ્લામ અંગે મારી બૈઅત લઇ લો. આપે તેની બૈઅત લીધી. પછી બીજા દિવસે તે તાવ ચઢેલી હાલતમાં આવ્યો. તે કહેવા લાગ્યો કે, મારી બૈઅત પાછી આપી દો. આપે ઇન્કાર કર્યો, પરંતુ જ્યારે તે ચાલ્યો ગયો ત્યારે આપે કહ્યું : મદીના ભઠ્ઠી સમાન છે. પોતાનો મેલ દૂર કરે છે અને સાફ-સ્વચ્છને રહેવા દે છે.

## ખલીફા બનાવવું

(૧૫૨/૭૪૬૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મેં (દર્દની ઉગ્રતાના કારણે) કહ્યું : હાય મારૂં શિર ! હુઝૂરે કહ્યું : જો આ વાત (વફાત) મારી હયાતીમાં થશે તો હું તમારા માટે એની મગફિરત માગીશ અને દુઆ કરીશ. હઝરત આઇશાએ કહ્યું કે, મારી માં મને રડે, ખુદાની કસમ ! મને લાગે છે કે, આપ મારૂં મૃત્યુ ઇચ્છો છો અને જો આવું બન્યું તો સાંજે આપ કોઇ અન્ય પત્ની સાથે જરૂર આનંદમગ્ન હશો. આપે કહ્યું : બલ્કે હું જ જનાર છું. (કિંવા તમારાથી પહેલાં હું મૃત્યુ પામનાર છું) મેં નિશ્ચય અથવા ઇરાદો (આ શંકા રાવીની છે) કર્યો હતો કે, અબૂબક્ર અને તેમના પુત્રને ખિલાફત અંગે વસિય્યત કરી દઉં કે, મારા પછી કોઇ કહેનારો કંઇ કહી ન શકે અને કોઇ તમન્ના કરનાર તમન્ના ન કરે. પછી મને વિચાર આવ્યો કે, ખુદા એમના સિવાયને આપવાનું નહીં ઇચ્છે.

(૧૫૩/૭૪૬૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, ઉમર (રદિ.)ને તેમની વફાત વખતે કહેવામાં આવ્યું કે, તમે તમારા ખલીફા કેમ બનાવતા નથી ? તેમણે કહ્યું કે, જો હું ખલીફા બનાવું તો મારાથી પહેલાં તેમણે જે મારા કરતાં શ્રેષ્ઠ હતા (કિંવા હઝરત અબૂબક્રે) ખલીફા બનાવ્યા છે અને જો હું ન બનાવું તો મારાથી પહેલાં હુઝૂર (સલ.) જે મારા કરતાં શ્રેષ્ઠ હતા, ખલીફા બનાવ્યા નથી. લોકોએ આ બાબતમાં હઝરત ઉમરની ખૂબ પ્રશંસા કરી. તેમણે કહ્યું કે, લોકો બે પ્રકારના છે. એક ખિલાફતની ઇચ્છા રાખનાર (બીજા) તેનાથી દૂર રહેનાર. મારી નઝરે એ જ સારૂં છે કે, હું એનાથી સંપૂર્ણપણે મુક્ત રહું. ન મને એનાથી કોઇ લાભ પહોંચે ન નુકસાન. મારી હયાતીમાં કે મારા મૃત્યુ પછી હું એનો બોજ ઉઠાવી શકું તેમ નથી.

(૧૫૪/૭૪૬૬) હઝરત અનસ

ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, તેમણે હઝરત ઉમરનો બીજો ખુત્બો સાંભળ્યો હતો. તેઓ મિમ્બર પર બેઠા હતા. આ બનાવ હુઝૂરની વફાત પછી બીજા દિવસનો છે. હઝરત ઉમર ખુત્બો પઢયા. હઝરત અબૂબક્ર બિલકુલ ચુપ હતા. કંઇ બોલતા ન હતા. હઝરત ઉમરે કહ્યું કે, મારો ખયાલ હતો કે, હુઝૂર (સલ.) અમારા પછી વફાત પામશે, પરંતુ તેઓ અમારાથી પહેલાં જ વફાત પામ્યા. ખેર, જો મુહમ્મદ (સલ.)ની વફાત થઇ હોય તો ખુદાએ તમારામાં એક નૂર ઉતાર્યું છે જેના કારણે તમે હિદાયત (માર્ગદર્શન) મેળવી શકો છો. જેની સાથે ખુદાએ હુઝૂરને રસ્તો પસાર કરાવ્યો. હઝરત અબૂબક્ર હુઝૂરના સહાબી અને ગુફાના સાથી છે. તમારી બાબતોના રખેવાળ તરીકે બધા મુસલમાનો કરતાં એ વધારે હકદાર છે. એટલે તમે તૈયાર થઇ જાઓ અને એમની બૈઅત કરી લો. આ પહેલાં એકવાર લોકોએ બની સાઇદાના સભાખંડમાં એમની બૈઅત કરી હતી અને મિમ્બર પર એમની જાહેર બૈઅત થઇ. ઝુહરી અનસ (રદિ.)થી રિવાયત કરે છે. તેમણે કહ્યું કે, મેં હઝરત ઉમર (રદિ.) પાસેથી સાંભળ્યું કે, તેમણે હઝરત અબૂબક્રને મિમ્બર પર ચઢવાનું કહ્યું અને એટલો આગ્રહ કર્યો કે છેવટે તેઓ ચઢયા અને જાહેર રીતે લોકોએ તેમની બૈઅત કરી.

(૧૫૫/૭૪૬૭) હઝરત ઝુબેર ઇબ્ને મુતઇમ કહે છે : હુઝૂર (સલ.) પાસે એક ઓરત આવીને કોઇ બાબત અંગે વાતચીત કરવા લાગી. આપે તેને ફરી આવવાનો હુકમ કર્યો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો હું આપની પાસે ફરી આવી અને આપ ન મળ્યા (વફાત પામ્યા) તો ? આપે કહ્યું કે, જો મને ન જુએ તો અબૂબક્ર પાસે જવું.

(૧૫૬/૭૪૬૮) હઝરત તારિક ઇબ્ને શિહાબ કહે છે : હઝરત અબૂબક્રે બુઝાખાના પ્રતિનિધિમંડળને કહ્યું કે, તમે ઊંટની ગરદનો મજબુત પકડી રાખો. અહીં સુધી કે, અલ્લાહ તઆલા પોતાના નબીના ખલીફા અને મુહાજિરોને એવી વસ્તુ બતાવે કે જેથી તમને મજબુર સમજવા લાગે.

(૧૫૭/૭૪૬૯) હઝરત જાબિર ઇબ્ને સમુરા કહે છે : હુઝૂર (સલ.) ફરમાવતા હતા કે, બાર અમીરો થશે. એની આગળ એક એવો શબ્દ કહ્યો જે મેં સાંભળ્યો નહીં. મારા પિતા જે આપની નજીક બેઠા હતા તેમણે કહ્યું કે, હુઝૂરે એમ પણ કહ્યું કે, તે બધા કુરેશમાંથી થશે.

(૧૫૭/૭૪૬૯) યોગ્ય મત એ છે કે, ખુલફાએ રાશિદીન પછી કિયામત સુધી બાર શાસકો-સત્તાધીશો થશે. ગમે તે યુગમાં તેઓ હશે. તેમનું એક પછી એક સાતત્યપણે હોવું જરૂરી નથી. એ શાસકો-અમીરો ન્યાયી, પ્રમાણિક અને બળવાન હશે

## દુશ્મનો અને ગુનેહગારોને (તેમના ગુનાહની) જાણકારી થઇ ગયા પછી ઘરોમાંથી હાંકી કાઢવા

## હઝરત ઉમરે હઝરત અબૂબક્રની બહેનને જયારે તેમણે રૂદન-આક્રંદ કર્યું ત્યારે કઢાવી મૂકયાં હતાં

(૧૫૮/૭૪૭૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તે જાતની કસમ જેના શકિતશાળી હાથમાં મારો જાન છે, મેં ઈરાદો કરી લીધો હતો કે, લાકડાં ભેગા કરવાનો હુકમ આપું. નમાઝ માટે અઝાન અપાવું. એક માણસને નમાઝ પઢાવવાનો હુકમ આપું અને જે લોકો નમાઝમાં ન આવે તેમના ઘરો સળગાવી દઉં. તે જાતની કસમ જેના કબજામાં મારો જાન છે, જો તે લોકોમાંથી કોઈને એવી આશા હોય કે તેને મોટું હાડકું અથવા બે સારી ખરીઓ મળશે તો તે ઝરૂર નમાઝ માટે આવશે.

## શું હાકિમ માટે એ જાઇઝ છે કે, નાફરમાન લોકોને પોતાની પાસે આવવાની અને વાત કરવાની મનાઇ કરે

(૧૫૯/૭૪૭૧) હઝરત કઅબ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હું જ્યારે તબૂકના ગઝવામાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે જવામાં પાછળ રહી ગયો ત્યારે હુઝૂરે લોકોને અમારી સાથે વાતચીત કરવાની મનાઈ ફરમાવી હતી. જેથી પચાસ રાત્રિઓ અમારા પર એવી હાલતમાં પસાર થઈ. પછી હુઝૂરે તૌબા કબુલ થવાનો હુકમ અમને સંભળાવ્યો.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# તમન્ના

## તમન્ના અંગે જે આવ્યું છે તેનું અને શહાદતની તમન્ના કરવાનું વર્ણન

(૧૬૦/૭૪૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મને તે જાતની કસમ જેના કબજામાં મારો જાન છે, જો લોકો એ વાતને ખરાબ ન ગણત કે જિહાદમાં જવાથી પાછળ રહી જાય (કિંવા મારા સંગાથથી) અને હું તેમના માટે સવારી ન મેળવું તો હું પાછળ ન રહેત. હું એમ ઇચ્છું છું કે, હું ખુદાના રસ્તામાં કત્લ થાઉં. ફરી જીવતો થાઉં. ફરી કત્લ થાઉં. ફરી જીવતો થાઉં. ફરી કત્લ થાઉં. ફરી જીવતો થાઉં. ફરી કત્લ થાઉં.

(૧૬૧/૭૪૭૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે જાતની કસમ જેના કબજામાં મારો જાન છે, હું એમ ઇચ્છું છું કે, અલ્લાહના માટે લડું અને કત્લ થઇ જાઉં. ફરી જીવતો

થાઉં અને ફરી કત્લ થઇ જાઉં.

## સારી વાતની તમન્ના કરવી અને હુઝૂર (સલ.)નું આ ફરમાન કે જો ઉહદ પહાડ મારા માટે સોનું હોત

(૧૬૨/૭૪૭૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો મારી પાસે ઉહદ જેટલું સોનું હોત તો હું એ સારૂં સમજત કે મારા પર ત્રણ રાતો પણ ન વીતે કે તેમાંથી મારી પાસે એક દીનાર પણ ન રહે, એ સિવાય કે હું મારૂં દેવું ચુકવવા માટે રહેવા દઉં, એવી હાલતમાં કે હું કોઇ એવા માણસને જોઉં જે એને કબૂલ કરે.

## હુઝૂર (સલ.)નું આ ફરમાન કે જો હું મારા કામ અંગે પહેલેથી તે વાત જાણી લેત જે મને પાછળથી ખબર પડી

(૧૬૩/૭૪૭૫) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે વસ્તુની મને પાછળથી ખબર પડી તેની મને જો પહેલેથી ખબર હોત તો હું કુરબાનીનું જાનવર ન લાવત અને જેવી રીતે લોકો હલાલ થયા તેવી રીતે હું હલાલ થઇ જાત.

(૧૬૪/૭૪૭૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે હતા. અમે લોકોએ ફકત હજ્જની નિય્યત કરી હતી. ઝીલહજ્જની ચોથી તારીખે અમે મક્કામાં દાખલ થયા. હુઝૂર (સલ.)એ અમને હુકમ આપ્યો કે, કઅબાનો તવાફ અને સફા-મરવાની સઇ કરીએ. આ હજ્જને ઉમરા ઠેરવીએ અને હલાલ થઇ જઇએ, પરતુ જે માણસ પાસે 'હદી' હોય. જાબિર કહે છે કે, હુઝૂર (સલ.) અને તલહા સિવાય અમારા લોકોમાંથી કોઇની પાસે હદી ન હતી. હઝરત અલી પણ યમનથી પોતાની સાથે હદી લઇને આવ્યા હતા. તેઓ કહેતા હતા કે, મેં પણ એ જ નિય્યત કરી છે જે હુઝૂર (સલ.)એ કરી છે. તેઓ (જેમને હલાલ થવાનો હુકમ આપવામાં આવ્યો હતો) કહેવા લાગ્યા કે, એ ઠીક નથી કે અમે સંભોગથી પરવારીને તરત મિના જઇએ. તે વખતે હુઝૂરં (સલ.)એ કહ્યું કે, મારા કામ વિષે જો મને પહેલેથી ખબર હોત જેની મને હવે ખબર પડી છે તો હદી ન લાવત. જો મારી સાથે હદી ન હોત તો હું પણ હલાલ થઇ જાત. જાબિર (રદિ.) કહે છે કે, સુરાકા ઇબ્ને માલિક જમરએ અકબાની રમી કરતી વખતે હુઝૂરને મળ્યા. તેઓ કહેવા લાગ્યા કે, યા રસૂલલ્લાહ ! (હજ્જના દિવસોમાં) આ ઉમરા ફકત અમારા માટે ખાસ છે ? આપે કહ્યું કે, હંમેશ માટે. હઝરત આઇશા જ્યારે મક્કા આવ્યાં ત્યારે માસિકની હાલતમાં હતાં. હુઝૂરે તેમને હુકમ કર્યો કે, બયતુલ્લાહના તવાફ

સિવાય હજ્જના બધા કામો કરી લે. જ્યાં સુધી પાક ન થાય ત્યાં સુધી નમાઝ ન પઢે. પછી જ્યારે આપ બતહા (મુહસ્સબ)માં જઇને ઉતર્યા ત્યારે હઝરત આઇશાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ તો હજ્જ અને ઉમરા બંને કરીને ચાલ્યા અને મેં ફકત હજ્જ કરી છે. આપે અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્રને હુકમ કર્યો કે, એમને 'તનઈમ' (સ્થળે) લઇ જાઓ. જેથી તેમણે ઝીલહજ્જમાં હજ્જના દિવસો પછી ઉમરો કર્યો.

## હુઝૂરનું આ ફરમાન કે, કાશ ! આવું અને આવું હોત

(૧૬૫/૭૪૭૭) હઝરત આઇશા (રદિ.) કહે છે : એક રાત્રે રસૂલુલ્લાહ (સલ.)ને ઉંઘ ન આવી. આપ કહેવા લાગ્યા કે, કાશ ! મારા સાથીઓમાંથી કોઇ નેક માણસ આજની રાત મારી ચોકીદારી કરત. અચાનક મેં હથિયારોનો અવાજ સાંભળ્યો. હુઝૂરે કહ્યું : કોણ છે ? આવનારાએ જવાબ આપ્યો કે, યા રસૂલલ્લાહ ! સઅદ છું. આપનો પહેરો ભરવા માટે હાજર થયો છું, ત્યારે હુઝૂર સૂઇ રહ્યા, અહીં સુધી કે, અમે આપના નસ્કોરાંનો અવાજ સાંભળ્યો. હઝરત આઇશા કહે છે : હઝરત બિલાલે કહ્યું કે, કાશ ! હું કદી એવા જંગલમાં સૂવું જેની આજુબાજુ 'ઇઝખિર' અને 'જલીલ' હોય. આ અંગે મેં હુઝૂરને ખબર આપી.

## કુર્આન શરીફ અને ઇલ્મની તમન્ના કરવી

(૧૬૬/૭૪૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : ઈર્ષા બે માણસ સિવાય બીજા કોઇની જાઇઝ નથી. એક તે માણસ જેને ખુદાએ કુર્આન આપ્યું હોય. તે તેને રાત-દિવસ પઢતો હોય. તેના સાંભળનારા કહેતા હોય કે, જો ખુદા અમને પણ એ આપત તો અમે પણ એ રીતે પઢત જે રીતે એ પઢી રહ્યો છે. એક તે માણસ જેને ખુદાએ માલ આપ્યો હોય અને તે સાચી રીતે ખર્ચ કરતો હોય. તેને જોનારા કહેતા હોય કે જો અમને આ માલ મળત તો અમે પણ એને ખર્ચ કરત જેવી રીતે એ કરી રહ્યો છે.

## તે તમન્ના જે મકરૂહ છે

**અલ્લાહ તઆલાનું ફરમાન છે : 'વ લાતતમન્નવ મા ફદ્દલ લ્લાહુ બિહિ બઅ્દકુમ અલા બઅ્દિન.....'**

(૧૬૭/૭૪૭૯) અનસ ઇબ્ને માલિક કહે છે : જો મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી ન સાંભળ્યું હોત કે આપે ફરમાવ્યું છે : 'મોતની તમન્ના ન કરો' તો હું તેની તમન્ના કરત.

(૧૬૮/૭૪૮૦) કૈસ (ઇબ્ને અબી

હાઝિમ) કહે છે : અમે ખબ્બાબ ઈબ્ને અરત્તની ખબર લેવા માટે ગયા. કારણ કે, તેમણે (પોતાના પેટ પર) સાત ડામ મૂકાવ્યા હતા. તેઓ કહેવા લાગ્યા કે, જો રસૂલુલ્લાહ (સલ.) અમને મૃત્યુની દુઆ કરવાની મનાઈ ન ફરમાવત તો હું એની દુઆ કરત.

(૧૬૯/૭૪૮૧) અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : તમારામાંથી કોઈ મોતની તમન્ના ન કરે. કારણ કે, જો તે નેક છે તો આશા છે કે તેની નેકીઓ વધારે થાય અને જો તે ખરાબ છે તો આશા છે કે તે તેનાથી વાજ (બાઝ) આવી જશે. ઈમામ બુખારી કહે છે : અબૂ ઉબૈદનું નામ (જે આ હદીસની સનદમાં આવ્યું છે) સઅદ ઈબ્ને ઉબૈદ છે. તેઓ અબ્દુર્રહમાન ઈબ્ને અઝહરના ગુલામ હતા.

## આ વાક્યનો ઉચ્ચાર કરવો કે 'લવલ લ્લાહુ મહતદયના'

(૧૭૦/૭૪૮૨) બરા ઈબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અહઝાબની લડાઈમાં અમારી સાથે માટી ઉંચકી રહ્યા હતા. મેં આપને જોયાં હતા કે આપની બગલોને માટીએ ઢાંકી દીધી હતી. આપ ફરમાવતા હતા : **લવ લા અન્ત મહતદયના, નહનુ વ લાતસદ્દકના વ લા સલ્લયના, ફઅન્ઝિલન સકીનતન અલયના, ઈન્નલ ઊલા કદ બગવ અલયના, ઈઝા અરાદૂ ફિત્નતન અબયના.** શબ્દ 'અબયના' ખેંચીને પઢતા હતા.

## દુશ્મનની મુલાકાતની તમન્ના કરવી મકરૂહ છે

(૧૭૧/૭૪૮૩) સાલિમ અબી નદ્ર જેઓ ઉમર ઈબ્ને ઉબૈદુલ્લાહના ગુલામ અને તેમના લહયા (કાતિબ) હતા, તેઓ કહે છે કે, અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઔફાએ લખ્યું હતું, જે મેં તેને પઢીને સંભળાવ્યું કે, દુશ્મન સાથે લડવાની દુઆ ન કરશો, બલ્કે ખુદા પાસે શાંતિ માગજો.

## શબ્દ 'લવ' (જેનો અર્થ 'જો' થાય છે)ના ઉપયોગનું જાઈઝ હોવું અને અલ્લાહ તઆલાનું ફરમાન 'લવ અન્ન લી બિકુમ કુવ્વતન.....'

(૧૭૨/૭૪૮૪) કાસિમ ઈબ્ને મુહમ્મદ કહે છે કે, ઈબ્ને અબ્બાસે બે લિઆન કરનાર પતિ-પત્નીનો ઉલ્લેખ કર્યો. અબ્દુલ્લાહ ઈબ્ને શદ્દાદે કહ્યું : શું એ તે ઓરત છે જેને રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, જો હું કોઈ ઓરતને ગવાહો વગર પત્થરમાર મારત તો એને મારત. તેમણે કહ્યું : ના. આ ઓરતે તો (ઈસ્લામની હાલતમાં) અશ્લીલતા જાહેર કરી હતી.

(૧૭૩/૭૪૮૫) અતા કહે છે :

રસૂલુલ્લાહ (સલ.)એ (એક રાત્રે) ઇશાની નમાઝમાં વિલંબ કર્યો. હઝરત ઉમર આવ્યા અને કહેવા લાગ્યા કે, યા રસૂલલ્લાહ ! નમાઝ માટે આવો. ઓરતો અને બાળકો સૂઇ ગયાં. હુઝૂર બહાર આવ્યા. આપના માથામાંથી પાણીના ટીપાં ટપકતાં હતાં. આપે કહ્યું કે, જો હું મારી ઉમ્મતને તકલીફમાં ન નાખત તો અત્યારે નમાઝ પઢવાનો હુકમ કરત. ઇબ્ને અબ્બાસની રિવાયતથી અતા મારફતે ઇબ્ને જુરૈજ કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ નમાઝમાં વિલંબ કર્યો. હઝરત ઉમર આવ્યા અને કહેવા લાગ્યા કે, યા રસૂલલ્લાહ ! ઓરતો અને બાળકો સૂઇ ગયાં. આપ પોતાના કાન પરથી પાણી લુછતા બહાર આવ્યા. આપ કહેવા લાગ્યા : જો મારી ઉમ્મતને તકલીફ ન થાત તો હું હુકમ કરત કે (નમાઝ માટે) આ સમય સારો છે, પરંતુ અમ્ર કહે છે કે, હુઝૂરના શિરમાંથી પાણી ટપકતું હતું. ઇબ્ને જુરૈજ કહે છે કે, આપ પોતાના કાન પરથી પાણી લૂછતા હતા. અમ્ર કહે છે કે, (આપે ફરમાવ્યું) જો મારી ઉમ્મતને ભારે ન પડત. ઇબ્ને જુરૈજ કહે છે : (આપે ફરમાવ્યું :) જો મારી ઉમ્મતને ભારે ન પડત તો હું હુકમ કરત કે (નમાઝનો) આ સમય છે.

(૧૭૪/૭૪૮૬) અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો મને મારી ઉમ્મતની તકલીફનો ખયાલ ન હોત તો હું તેમને મિસ્વાકનો હુકમ કરત.

(૧૭૫/૭૪૮૭) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ (શઅબાનના) છેલ્લા મહીનાને રમઝાન સાથે મેળવ્યો. લોકોએ પણ (હુઝૂરને જોઇને) રોઝા રાખ્યા. જ્યારે આપને આ ખબર પડી ત્યારે આપે કહ્યું કે, જો મહીનો વધુ લાંબો હોત (કિંવા રમઝાનનો ચાંદ જલદીથી ન દેખાત) તો હું એટલા દિવસો સુધી રોઝા રાખત કે, મોટા મોટા હિમ્મતવાળા હિમ્મત હારી જાત. હું તમારા જેવો નથી, મને મારો પાલનહાર ખવડાવે-પીવડાવે છે.

(૧૭૬/૭૪૮૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ અનેક દિવસ મેળવીને (સળંગ) રોઝા રાખવાની મનાઇ ફરમાવી છે. સહાબાએ કહ્યું કે, હુઝૂર, આપ જે મેળવીને (સળંગ) રાખો છો ? આપે કહ્યું કે, તમારામાંથી મારા જેવું કોણ છે ? હું રાત્રે સૂવું છું અને મારો પાલનહાર મને ખવડાવે-પીવડાવે છે. પછી જ્યારે લોકો માન્યા નહીં ત્યારે આપે તેમની સાથે એક દિવસ અને બીજો દિવસ મેળવીને (સળંગ) રોઝા રાખ્યા. પછી લોકોએ ચાંદ જોયો ત્યારે આપે કહ્યું કે, જો હું ચાંદ ન જોવત તો હજુ વધુ તમારી સાથે રાખત.

(૧૭૭/૭૪૮૯) હઝરત આઇશા

(રદિ.) કહે છે : એકવાર મેં હુઝૂર (સલ.)ને પૂછયું : શું 'હતીમ' પણ કઅબામાં દાખલ છે ? આપે કહ્યું કે, હા. મેં કહ્યું કે, પછી લોકોએ તેને કઅબામાં કેમ દાખલ ન કરી ? આપે કહ્યું કે, તમારી કોમ પાસે ખર્ચ ખલાસ થઇ ગયો હતો એટલા માટે. મેં કહ્યું કે, તો પછી તેનો દરવાજો કેમ ઉંચો કર્યો ? આપે કહ્યું કે, એ પણ તારી કોમનું જ કામ છે કે જેને ઇચ્છે તેને કઅબામાં જવા દે અને જેને ઈચ્છે તેને ન ઘુસવા દે. જો તારી કોમના લોકો અંધકારયુગની નજીક ન હોત અને તેમની અકળામણનો ભય ન હોત તો હું તેને ખાનએ કઅબામાં દાખલ કરી દેત અને તેના દરવાજાને જમીન સાથે મેળવી દેત.

(૧૭૮/૭૪૯૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું : જો હિજરત ન હોત તો અનસારમાંનો એક માણસ હું પણ હોત. જો બધા લોકો એક રસ્તો અપનાવત અને અનસાર બીજો રસ્તો અથવા બીજો ઘાટ અપનાવત તો હું પણ અનસારનો રસ્તો અથવા ઘાટ અપનાવત.

(૧૭૯/૭૪૯૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો હિજરત ન હોત તો હું અનસારમાંનો એક માણસ હોત. જો લોકો એક રસ્તે ચાલત તો હું અનસારનો રસ્તો અથવા ઘાટ અપનાવત.

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## એક માનવીની ખબર

**એક સાચા માણસની ખબર અઝાન, નમાઝ, રોઝા, ફરાઇઝ અને અહકામ અંગે જાઇઝ માનવામાં આવી છે**

**અલ્લાહ તઆલાનું ફરમાન 'ફલવ લા નફર મિન કુલ્લિ ફિર્કતિન મિન્હુમ તાઇફતુન લિયતફક્કહુ ફી દીનિ વ લિયુન્ઝિરુ કવમહુમ ઇઝા રજઊ ઇલયહિમ લઅલ્લહુમ યહઝરૂન' એક માણસને પણ 'તાઇફહ' (જુથ-જમાઅત) કહેવામાં આવે છે કારણ કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન તાઇફતાનિ મિનલ મુઅમિનીન કતતલૂ' જો બે માણસો પરસ્પર લડશે તો તે પણ આ આયતમાં દાખલ છે. તે ફરમાવે છે : 'ઇન જાઅકુમ ફાસિકુન બિનબઇન ફતબય્યનૂ અન તુસીબૂ કવમન બિજહાલતિન......' હુઝૂર (સલ.)એ પોતાના સરદારોને એક પછી એક રવાના કર્યા હતા. જેથી જો તેમાંનો એક ભૂલ કરે તો તેને સુન્નતના રસ્તે લાવવામાં આવે**

(૧૮૦/૭૪૯૨) હઝરત માલિક ઇબ્ને હુવયરિસ કહે છે કે, અમે સરખી વયના નવયુવાન હતા. હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને ૨૦ દિવસ સુધી આપની પાસે રહ્યા. હુઝૂર ખૂબ જ નરમ દિલના હતા. જ્યારે આપને વિચાર આવ્યો કે અમને ઘર યાદ આવવા લાગ્યું (અથવા) અમને મુશ્કેલ લાગવા માંડયું (આ રાવીની શંકા છે) ત્યારે હુઝૂરે અમને કહ્યું કે, તમે (તમારા ઘેર) કોને કોને મૂકીને આવ્યા છો ? અમે બતાવ્યું ત્યારે આપ કહેવા લાગ્યા કે, અચ્છા, તમે તમારા ઘેર પાછા જાઓ. ત્યાં રહીને તેમને તઅલીમ આપો. સારી વાતો શીખવો. હુઝૂર (સલ.)એ એવી વાતો બતાવી જે મને સારી રીતે યાદ છે અથવા યાદ નથી. આપે કહ્યું કે, જેવી રીતે તમે મને નમાઝ પઢતા જોયો છે એવી રીતે તમે પણ નમાઝ પઢો. જ્યારે નમાઝનો વખત થઇ જાય ત્યારે તમારામાંથી કોઇ માણસ અઝાન કહે અને જે મોટો હોય તે ઇમામત કરે.

(૧૮૧/૭૪૯૩) હઝરત ઇબ્ને મસ્ઊદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બિલાલની અઝાન તમારામાંથી કોઇને સહરી ખાવાથી ન રોકે કિંવા બિલાલની અઝાનનો અવાજ સાંભળીને તમે લોકો સહરી ખાવાનું ન છોડશો. કારણ કે, તે અઝાન એટલા માટે આપે છે કે, તમારામાંથી જે નમાઝ પઢી રહ્યો છે તે નમાઝ છોડી દે અને સહરી ખાવાનું શરૂ કરે, જે સૂઇ રહ્યો છે તે હોશિયાર થઇ જાય. ફજ્રની સ્થિતિ એવી નથી જે આ પ્રમાણે હોય. યહયા (રાવી)એ પોતાની કલિમાની બે આંગળીઓ લાંબી કરી.

(૧૮૨/૭૪૯૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બિલાલ રાત્રે અઝાન આપે છે. તમે ત્યાં સુધી ખાઓ પીઓ જ્યાં સુધી કે ઉમ્મે મકતૂમ અઝાન ન આપે.

(૧૮૩/૭૪૯૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને કૈસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને ઝુહરની નમાઝની પાંચ રકઅતો પઢાવી. કોઇએ કહ્યું કે, હુઝૂર, શું નમાઝ વધારી દેવામાં આવી ? આપે કહ્યું : કેવી રીતે ? લોકોએ કહ્યું કે, આપે પાંચ રકઅતો પઢી છે, ત્યારે આપે સલામ ફેરવ્યા પછી બે સજદા કર્યા.

(૧૮૪/૭૪૯૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) (ઝુહર અથવા અસ્રની) બે રકઅતો પઢીને પરવાર્યા ત્યારે ઝૂલયદયને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! નમાઝ ઓછી થઇ છે કે આપની ભૂલ થઇ છે ? (લોકો તરફ જોઇને આપે કહ્યું :) શું ઝૂલયદૈન સાચું કહે છે ? બધાએ કહ્યું કે હા. પછી હુઝૂર ઉભા થયા અને પાછલી બે રકઅતો પઢી. પછી સલામ ફેરવીને તકબીર કહી

અને પહેલા સજદાઓની જેમ સજદો અથવા તેના કરતાં પણ વધારે લાંબો. પછી તકબીર કહીને ઉઠયા. પછી તકબીર કહીને પહેલા સજદાઓની જેમ સજદો કર્યો. પછી શિર ઉઠાવ્યું.

(૧૮૫/૭૪૯૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, અમે લોકો મસ્જિદે કુબામાં સવારની નમાઝ પઢી રહ્યા હતા, એવામાં એક માણસ આવ્યો અને કહ્યું કે, આજે હુઝૂર પર કુર્આન ઉતર્યું છે કે કઅબા તરફ મોં કરો. એટલે તમે લોકો પણ તે બાજુ મોં કરો. તે લોકોનું મોં સીરિયા તરફ હતું. આ સાંભળતાં જ તેમણે કઅબા તરફ મોં કર્યું.

(૧૮૬/૭૪૯૮) હઝરત બરા કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે મદીના આવ્યા ત્યારે આપે સોળ સત્તર મહીના સુધી બયતુલ મુકદ્દસ તરફ નમાઝ પઢી હતી. આપની ઇચ્છા એવી હતી કે, આપ કઅબા તરફ નમાઝ પઢે. જ્યારે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી **કદ નરા તકલ્લુબ વજિહક ફી સ્સમાઇ ફલનુવલ્લિયન્નક કિબ્લતન તરદાહા** હુઝૂરે કઅબા તરફ મોં કર્યું. એક માણસ જેણે હુઝૂર સાથે નમાઝ પઢી હતી તે અનસાર પાસેથી પસાર થયો. તે કહેવા લાગ્યો કે, મેં હુઝૂર સાથે અસ્રની નમાઝ પઢી છે. આપને કઅબા તરફ નમાઝ પઢવાનો હુકમ થયો છે. બધા લોકોએ રૂકૂઅમાં જ કઅબા તરફ મોં કરી લીધું. કારણ કે, તે વખતે તેઓ અસ્રની નમાઝના રૂકૂઅમાં હતા.

(૧૮૭/૭૪૯૯) હઝરત અનસ કહે છે કે, હું અબૂ તલહા અનસારી, અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહ અને ઉબય ઇબ્ને કઅબને ખજુરની શરાબ પીવડાવી રહ્યો હતો, એવામાં કોઇએ કહ્યું કે, શરાબ હરામ થઇ ગઇ છે. અબૂ તલહાએ મને કહ્યું કે, ઉઠો અને શરાબના આ વાસણોને તોડી નાખો. અનસ કહે છે કે, હું ઉભો થયો અને એક પત્થર જે મારે ત્યાં હતો તેનાથી વાસણોને તોડી નાખ્યા.

(૧૮૮/૭૫૦૦) હઝરત હુઝયફા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ નજરાન-વાસીઓને કહ્યું કે, હું તમારી પાસે એવો માણસ મોકલીશ જે સૌથી વધુ અમાનતદાર હશે. હુઝૂરના સહાબા એની શોધમાં રહ્યા, પરંતુ હુઝૂરે અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહને રવાના કર્યા.

(૧૮૯/૭૫૦૧) હઝરત અનસ કહે છે કે, નબીએ અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, દરેક ઉમ્મત માટે એક અમાનતદાર હોય છે અને આ ઉમ્મતના અમાનતદાર અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહ છે.

(૧૯૦/૭૫૦૨) હઝરત ઉમર કહે છે કે, અનસારમાં એક માણસ હતો. જ્યારે તે હુઝૂરની મજલિસમાં ગેરહાજર રહેતો ત્યારે જે કંઇ હું આપની પાસેથી

સાંભળતો તે તેને કહી દેતો અને જ્યારે હું ચાલ્યો જતો ત્યારે તે જે કંઇ હુઝૂર પાસેથી સાંભળતો તે મને કહી દેતો.

(૧૯૧/૭૫૦૩) હઝરત અલી કહે છે : હુઝૂરે એક લશ્કર રવાના કર્યું. એક માણસને તેનો સરદાર મુકર્રર કર્યો. તે માણસે લોકો પાસે આગ સળગાવડાવીને કહ્યું કે, એમાં ચાલ્યા જાઓ. (કેટલાક) લોકોએ તેમાં જવાનો ઇરાદો કર્યો, પરંતુ કેટલાકે કહ્યું કે, અમે તો આગથી બચવા માટે ઈસ્લામ લાવ્યા છે. પછી તેમણે હુઝૂરને આ વાત કરી. આપે તે લોકોને, જેઓ આગમાં દાખલ થવાનો ઇરાદો કરી ચૂકયા હતા, સંબોધીને કહ્યું કે, જો એ આગમાં દાખલ થઇ જાત તો એમાંથી કદી ન નીકળત. બીજા લોકોને કહ્યું કે, તાબેદારી નેક કામોમાં છે, બુરા કામોમાં નથી.

(૧૯૨/૭૫૦૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની પાસે હતા, એવામાં ગામડીયાઓમાંથી એક માણસ હાજર થઇને કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! અલ્લાહની કિતાબ અનુસાર અમારો ચુકાદો આપો. તેનો હરીફ ઉભો થઇને કહેવા લાગ્યો કે, હા, હુઝૂર અલ્લાહની કિતાબ અનુસાર અમારો ચુકાદો આપો અને મને કંઇક કહેવાની રજા આપો. આપે કહ્યું કે, કહો. તેણે કહ્યું કે, મારો પુત્ર એને ત્યાં નોકર હતો. તેણે એની પત્ની સાથે વ્યભિચાર કર્યો. લોકોએ મને કહ્યું કે, તારા પુત્રને પ્રાણઘાતક પત્થરમાર મારવામાં આવશે. મેં તેના તરફથી સો બકરીઓ અને એક લોંડી વળતરરૂપે આપી. પછી આલિમોને પૂછયું. તેમણે કહ્યું કે, તેની ઓરતને પત્થરમાર મારવામાં આવશે અને મારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે. હુઝૂરે કહ્યું કે, તે જાતની કસમ જેના શકિતશાળી હાથમાં મારો જાન છે, હું અલ્લાહની કિતાબ અનુસાર તારો ચુકાદો આપીશ. (હે લોકો !) એની લોંડી અને બકરીઓ પાછી આપી દો. હે માનવી ! તારા પુત્રને સો કોરડા મારવામાં આવશે અને એક વરસ માટે તડીપાર કરવામાં આવશે. હુઝૂરે અસ્લમ કબીલાના એક માણસ (ઉનૈસ)ને કહ્યું કે, એ માણસની પત્નીને પૂછો, જો તે સ્વીકાર કરે તો તેને પત્થરમાર મારો. જેથી ઉનૈસ સવારે જ તે ઓરત પાસે ગયા. તેણે સ્વીકાર કર્યો. તેમણે તેને પ્રાણઘાતક પત્થરમાર માર્યા.

**હુઝૂર (સલ.)એ ફકત ઝુબેર (રદિ.)ને દુશ્મનની સ્થિતિ જાણવા માટે રવાના કર્યા હતા**

(૧૯૩/૭૫૦૫) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ખન્દકની લડાઇના દિવસે લોકોને અવાજ દઇને બોલાવ્યા. ઝુબેરે આપને જવાબ આપ્યો. ફરી બીજીવાર આપે અવાજ દીધો. ફરી ઝુબેરે આપને જવાબ આપ્યો. આપે ફરી ત્રીજીવાર અવાજ દીધો. ફરી પણ ઝુબેરે આપને જવાબ આપ્યો. ત્રણવાર આ પ્રમાણે થયું ત્યારે આપે કહ્યું કે, દરેક નબીનો એક મદદગાર હોય છે અને મારો મદદગાર ઝુબેર છે.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'લાતદખુલૂ બુયૂતન્નબિય્યિ ઇલ્લા અંય્યુઅ્ઝન લકુમ'**

**પછી જો ઘરમાંથી એક માણસ પણ રજા આપે તો ઘરમાં જવું જાઇઝ છે**

(૧૯૪/૭૫૦૬) હઝરત અબૂ મૂસા કહે છે કે, રસૂલુલ્લાહ (બાગની) ચાર દીવાલોમાં દાખલ થયા. મને દરવાજાની ચોકીદારીનું કામ સોંપ્યું. પછી એક માણસ આવ્યા. તેમણે હુઝૂર પાસે હાજર થવાની રજા માગી. આપે કહ્યું કે, તેમને રજા આપો અને જન્નતની ખુશખબરી આપો. તે માણસ અબૂબક્ર હતા. પછી હઝરત ઉમર આવ્યા. આપે તેમના માટે પણ કહ્યું કે, રજા આપો અને જન્નતની ખુશખબરી આપો. પછી હઝરત ઉસ્માન આવ્યા. તેમના માટે પણ હુઝૂરે કહ્યું કે, તેમને પણ રજા આપો અને જન્નતની ખુશખબરી આપો.

(૧૯૫/૭૫૦૭) હઝરત ઉમર કહે છે કે, હું રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયો. તે વખતે આપ પોતાના ઉપરના ઓરડામાં હતા. એક હબસી ગુલામ દાદર પર ઉભો હતો. મેં કહ્યું કે, હુઝૂર (સલ.)ને કહી દે કે, ઉમર હાજર છે. હુઝૂરે મને રજા આપી.

**હુઝૂર (સલ.) સરદારો અને એલચીઓને એક પછી એક રવાના કરતા હતા**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ દિહયા કલબીને પોતાનો કાગળ આપીને બસરાના સરદાર પાસે રવાના કર્યા. જેથી તેઓ તેને રોમના કૈસર પાસે પહોંચાડે**

(૧૯૬/૭૫૦૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ પોતાનો મુબારક કાગળ કિસ્રા પાસે મોકલ્યો અને (કાગળ લઇ જનારને) હુકમ આપ્યો કે, એને બેહરૈનના ગવર્નર પાસે પહોંચાડી દેજો. જેથી બેહરૈનનો ગવર્નર તેને કિસ્રા પાસે પહોંચાડી દે. પછી જ્યારે કિસ્રાએ તે

કાગળ વાંચ્યો ત્યારે તેને ફાડી નાખ્યો. ઝુહરી કહે છે : મને ખયાલ આવે છે કે, ઇબ્ને મુસય્યબે કહ્યું કે, હુઝૂર (સલ.)એ તેમના માટે કિંવા ઇરાન-વાળાઓ માટે બદદુઆ કરી કે, તેમના ટુકડે ટુકડા કરી નાખવામાં આવે.

(૧૯૭/૭૫૦૯) હઝરત સલમહ ઇબ્ને અકવઅ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ બની અસ્લમ કબીલાના એક માણસને હુકમ આપ્યો કે, પોતાની કોમમાં આશૂરાના દિવસે એવી જાહેરાત કરો કે, જેણે કંઇ ખાઇ લીધું હોય તે બાકીના દિવસમાં કંઇ ન ખાય અને દિવસ પૂરો કરે અને જેણે ન ખાધું હોય તે રોઝો રાખે.

**રસૂલુલ્લાહ (સલ.)નું અરબસ્તાનના હાજરજનોને એ વાતની વસિય્યત કરવું કે પાછળ રહેલાઓને જે કંઇ પોતે આપે તે પહોંચાડી દે. માલિક ઇબ્ને હુવયરિસનું આ કથન છે**

(૧૯૮/૭૫૧૦) હઝરત અબૂ જમરા કહે છે કે, ઇબ્ને અબ્બાસ (રદિ.) મને પોતાના તખ્ત પર બેસાડતા હતા. તેમણે મને કહ્યું કે, અબ્દુલ કૈસનું પ્રતિનિધિમંડળ જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયું ત્યારે આપે તેમને પૂછયું કે, તમારૂં કયું પ્રતિનિધિમંડળ છે ? તેમણે કહ્યું કે, રબીઆનું. આપે કહ્યું : **મરહબા બિલ વફ્દિ વલ કવમિ ગયર ખઝીયા વ લા નદામા.** તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમારી અને આપની વચ્ચે 'મુદર'ના કાફિરો આવેલા છે. (જેના કારણે અમે વારંવાર આપની સેવામાં હાજર થઇ શકતા નથી) એટલે આપ અમને એવી વાતો કહો જેના કારણે અમે જન્નતમાં દાખલ થઇ જઇએ અને અમારી પાછળ રહેલાઓને શીખવીએ. પછી તે લોકોએ હુઝૂરને શરાબના વાસણો વિષે પૂછયું. આપે ચાર વાસણોની તેમને મનાઇ કરી અને ચાર કામો કરવાનો હુકમ આપ્યો. ખુદા પર ઇમાન લાવવાનો હુકમ કર્યો. આપે કહ્યું કે, તમને ખબર છે કે ખુદા પર ઇમાન લાવવું કેવું છે ? તેમણે કહ્યું કે, ખુદા અને તેના રસૂલ સારી રીતે જાણે છે. આપે કહ્યું કે, એ વાતની ગવાહી આપવી કે, ખુદાના સિવાય કોઇ ઇબાદતના લાયક નથી અને તેનો કોઇ ભાગીદાર નથી. એ વાતની ગવાહી આપવી કે હઝરત મુહમ્મદ (સલ.) તેના રસૂલ છે. નમાઝ પઢવી. ઝકાત આપવી. મને ખયાલ છે કે રમઝાનના રોઝા રાખવાનું પણ હુઝૂરે કહ્યું હતું અને જે માલે ગનીમત તમારી પાસે આવે તેમાંથી પાંચમો ભાગ કાઢો.

દુબ્બાઅ, હન્તમ, મુઝફ્ફત અને નકીરની મનાઇ ફરમાવી. (ચાર પ્રકારના વાસણોના આ નામો છે) લોકોને કહ્યું કે, આ વાતોને યાદ રાખો અને પાછળ રહેનારાઓને શીખવો.

## એક ઓરતનું ખબર આપવું

(૧૯૯/૭૫૧૧) હઝરત તૌબા અંબરી કહે છે કે, શઅબીએ મને કહ્યું કે, તમે હસન (બસરી)ની હદીસને, જેને તેઓ હુઝૂર (સલ.)થી રિવાયત કરે છે, જુઓ છો (કે કેટલા વ્યાપક પ્રમાણમાં મુર્સલ રિવાયત કરે છે) હું ઇબ્ને ઉમર પાસે બે અથવા દોઢ વરસ બેઠો છું. તેમની પાસેથી આ સિવાય મેં બીજી કોઇ હદીસ સાંભળી નથી. તેઓ કહેતા હતા કે, હુઝૂર (સલ.)ના સહાબાઓમાંથી કેટલાક લોકો ગોશ્ત ખાવા લાગ્યા. સઅદ પણ તેમનામાં હતા. આપની પવિત્ર પત્નીઓમાંથી એક પત્નીએ તેમને અવાજ દીધો કે, આ ઘોનો ગોશ્ત છે. લોકો ખાતા ખાતા અટકી ગયા. આપે કહ્યું કે, ખાઓ, ખવડાવો, એ હલાલ છે અથવા એમ કહ્યું કે, એમાં કંઇ વાંધો નથી. (હું એટલા માટે ખાતો નથી કે) એ મારો ખોરાક નથી.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## મજબુત પકડવું

## કિતાબ અને સુન્નતને મજબુત પકડવી

(૨૦૦/૭૫૧૨) હઝરત તારિક ઇબ્ને શિહાબ કહે છે કે, યહૂદીઓમાંથી એક માણસે હઝરત ઉમર (રદિ.)ને કહ્યું : જો આ આયત અમારા પર ઉતરત **અલયવ્મ અકમલ્તુ લકુમ દીનકુમ વ અત્મમ્તુ અલયકુમ નિઅ્મતી વ રદીતુ લકુમુલ ઇસ્લામ દીનન** તો અમે એ દિવસને ઇદ બનાવી લેત. હઝરત ઉમર કહેવા લાગ્યા કે, હું જાણું છું કે, જે દિવસે આ આયત ઉતરી છે તે શુક્રવારના દિવસે અરફાના દિવસે ઉતારી છે.

(૨૦૧/૭૫૧૩) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, તેમણે હઝરત ઉમર પાસેથી હઝરત અબૂબક્રની ખિલાફતના બીજા દિવસે સાંભળ્યું કે, તેઓ હઝરત અબૂબક્ર પહેલાં ખુત્બો પઢયા અને કહયું: અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ માટે તે વસ્તુ પસંદ કરી છે જે તેની પાસે છે (કિંવા આખિરતનો સવાબ) તે વસ્તુઓની સરખામણીમાં જે તમારી પાસે છે. આ કિતાબ તે કિતાબ છે જેની મારફતે અલ્લાહે તમારા રસૂલને હિદાયત આપી એટલે તમે એને સારી રીતે મજબુત પકડો, એ જ હિદાયત તમને નસીબ થશે, જે અલ્લાહે પોતાના રસૂલને નસીબ કરી હતી.

(૨૦૨/૭૫૧૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ મને છાતી સરસો ચાંપીને કહ્યું કે, એય ખુદા ! એને તારી કિતાબની તઅલીમ આપ.

(૨૦૩/૭૫૧૫) હઝરત અબૂ બર્ઝા કહે છે કે, અલ્લાહ તઆલાએ તમને ઇસ્લામ અને હઝરત મુહમ્મદ (સલ.) મારફતે નચિંત બનાવ્યા અથવા એમ કહેતા હતા કે, ઉંચા બનાવ્યા.

(૨૦૪/૭૫૧૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહેતા હતા કે, તેમણે અબ્દુલ મલિક ઇબ્ને મરવાનને એ અંગે બૈઅત કરવા માટે લખ્યું કે, હું અલ્લાહ અને રસૂલની સુન્નત અનુસાર મારી શકિત પ્રમાણે સાંભળવા અને તાબેદારી કરવાનો સ્વીકાર કરૂં છું.

## હુઝૂર (સલ.)નું આ ફરમાન કે મને વ્યાપક અર્થોવાળા શબ્દો સાથે પયગમ્બર બનાવવામાં આવ્યો છે

(૨૦૫/૭૫૧૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું વ્યાપક અર્થોવાળા શબ્દો સાથે પયગમ્બર બન્યો છું. રૂઆબ વડે મને મદદ કરવામાં આવી છે. હું સૂઇ રહ્યો હતો, એવામાં મેં જોયું કે, ઝમીનના બધા ખજાનાઓની ચાવીઓ મારા હાથમાં મૂકી દેવામાં આવી છે. અબૂ હુરૈરા કહે છે કે, નબીએ કરીમ (સલ.) ચાલ્યા ગયા અને તમે લોકો તે ખજાનાઓને તમારા ઉપયોગમાં લાવો છો.

(૨૦૬/૭૫૧૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, દરેક નબીને જેટલી નિશાનીઓ આપવામાં આવી છે તેટલા જ પ્રમાણમાં લોકો તેમના પર ઇમાન લાવ્યા છે અથવા તેમના પર ઇમાન લાવવામાં આવ્યું છે. આ (કિતાબ અથવા આયતો) જે મને આપવામાં આવી છે તે વહી છે, જે અલ્લાહે મારા તરફ ઉતારી અને એ જ કારણે મને આશા છે કે, મારા અનુયાયીઓ સૌથી વધારે હશે.

## નબીએ કરીમ (સલ.)ની સુન્નતોનું અનુકરણ કરવું અને અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ જઅલના લિલ મુત્તકીન ઇમામા' કિંવા અમને પરહેઝગારોના પેશવા બનાવ

**મુજાહિદ કહે છે કે, એવા ઇમામ બનાવ કે, અમે અમારા આગળવાળાઓનું અનુકરણ કરીએ અને અમારા પછીના લોકો અમારૂં અનુકરણ કરે**

**ઇબ્ને ઔન કહે છે કે, હું ત્રણ વસ્તુઓને મારા અને મારા ભાઇઓ માટે પસંદ કરૂં છું. એક તો આ મુહમ્મદી સુન્નત, જેથી તેઓ એને શીખે અને પૂછે. બીજું કુર્આન, જેથી તેઓ એને સમજે અને પૂછે અને ત્રીજું આ લોકો સાથે નેક કામ વગર હળવા-મળવાનું છોડી દે**

(૨૦૭/૭૫૧૯) હઝરત અબૂ વાઇલ કહે છે કે, હું શયબા પાસે મસ્જિદે હરામમાં બેઠો હતો. શયબા કહેવા લાગ્યા કે, આ જગ્યાએ જ્યાં તમે બેઠા છો ત્યાં મારી પાસે હઝરત ઉમર આવીને બેઠા. તેઓ કહેવા લાગ્યા કે, મારો ઈરાદો છે કે, કઅબા શરીફમાં સોનું અને ચાંદી ન રાખું અને બધા મુસલમાનોને વહેંચી દઉં. મેં કહ્યું કે, તમે એવું કરી શકતા નથી. તેમણે કહ્યું કે, કેમ ? મેં કહ્યું કે એટલા માટે કે તમારાથી પહેલાં તમારા બે સાથીઓએ એવું કામ કર્યું નથી. હઝરત ઉમરે કહ્યું કે, બેશક, તે બંને એવા હતા કે હું તેમનું અનુકરણ કરૂં છું.

(૨૦૮/૭૫૨૦) હઝરત હુઝયફા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, અમાનત આસ્માન પરથી લોકોના દિલોમાં ઉતરી છે અને કુર્આન ઉતર્યું છે. એટલે કુર્આન પઢો અને સુન્નતને અપનાવો.

(૨૦૯/૭૫૨૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, બેશક, બધા કલામો કરતાં શ્રેષ્ઠ કલામ અલ્લાહની કિતાબ છે અને બધા તરીકાઓ (પધ્ધતિઓ, રીતો) કરતાં શ્રેષ્ઠ તરીકો રસૂલુલ્લાહ (સલ.)નો છે. બિદઅત બધા કામો કરતાં ખરાબ છે. એમાં શંકા નથી કે, તમને જેનો વાયદો કરવામાં આવ્યો છે તે તમને ઝરૂર મળશે. તમે એનાથી કયાંય બચી શકતા નથી.

(૨૧૦/૭૫૨૨) હઝરત અબૂ હુરૈરા અને ઝેદ ઈબ્ને ખાલિદ (રદિ.) કહે છે : અમે હુઝૂર (સલ.) પાસે હતા, એવામાં આપે તે બે માણસોને (જે આપની પાસે કેસ લઈને આવ્યા હતા) કહ્યું કે, હું તમારો ચુકાદો અલ્લાહની કિતાબ અનુસાર આપીશ.

(૨૧૧/૭૫૨૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, મારી પૂરી ઉમ્મત જન્નતમાં દાખલ થશે, પરંતુ તે માણસ જેણે ઈન્કાર કર્યો. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તે કોણ માણસ છે ? હુઝૂરે કહ્યું કે, જેણે મારી તાબેદારી કરી તે જન્નતમાં દાખલ થશે અને જેણે મારી નાફરમાની કરી તે ઈન્કાર કરનાર છે.

(૨૧૨/૭૫૨૪) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.) સૂઇ રહ્યા હતા, એવામાં આપની પાસે અમુક ફરિશ્તાઓ આવ્યા. કેટલાકે તો કહ્યું કે, આપ સૂઇ રહ્યા છે. પછી કેટલાકે કહ્યું કે, આંખો સૂઇ રહી છે અને દિલ જાગૃત છે. તેઓ કહેવા લાગ્યા કે, આ નબીનું કોઇ ઉદાહરણ બયાન કરો. કેટલાક ફરિશ્તાઓએ કહ્યું કે, તેઓ સૂતેલા છે. કેટલાકે કહ્યું કે, આંખો સૂઇ રહી છે અને દિલ જાગૃત છે. તેઓ કહેવા લાગ્યા કે, એમનું ઉદાહરણ એવું છે જેમકે એક માણસે મકાન બનાવ્યું અને લોકો માટે ખાણું તૈયાર કર્યું. પછી એક બોલાવનારને (લોકો પાસે) મોકલ્યો. જેણે એ બોલાવનારની વાત સ્વીકારી તો તે મકાનમાં દાખલ થયો અને ખાણું ખાધું. જેણે એની વાત ન માની તો તે ન મકાનમાં દાખલ થશે અને ન ખાશે. પછી તેમણે (પરસ્પર) કહ્યું કે, એની ચોખવટ કરો. તો કેટલાક કહેવા લાગ્યા કે, એ તો સૂઇ રહ્યા છે. કેટલાકે કહ્યું કે, દિલ જાગે છે અને આંખો સૂવે છે. પછી તેમણે કહ્યું કે, તે મકાન જન્નત છે અને એના તરફ બોલાવનાર હઝરત મુહમ્મદ છે. જેણે મુહમ્મદ (સલ.)ની તાબેદારી કરી તેણે ખુદાની તાબેદારી કરી, જેણે મુહમ્મદ (સલ.)ની નાફરમાની કરી તેણે ખુદાની નાફરમાની કરી. મુહમ્મદ (સલ.) લોકોને જુદા કરનાર છે (કિંવા કાફિરો અને મુઅમિનોને) હઝરત જાબિર કહે છે કે, હુઝૂર (પોતાના મકાનમાંથી) અમારી પાસે બહાર આવ્યા.

(૨૧૩/૭૫૨૫) હઝરત હુઝયફા (રદિ.) કહે છે : હે કારીઓ ! સીધો માર્ગ અપનાવો. કારણ કે, તમે ખૂબ પાછળ રહી ગયા છો. જો તમે (રસ્તાની) જમણી-ડાબી બાજુએ ઉતરી પડશો તો બિલકુલ ગુમરાહ થઇ જશો.

(૨૧૪/૭૫૨૬) હઝરત અબૂ મૂસા કહે છે કે, મારૂં અને આ વસ્તુનું (કુર્આનનું) જેની સાથે અલ્લાહે મને પયગમ્બર બનાવ્યો છે, ઉદાહરણ એવું છે, જેમ કે એક કોમ પાસે એક માણસ ગયો અને કહેવા લાગ્યો કે, હે કોમ ! મેં (દુશ્મનના) લશ્કરને મારી આંખોથી જોયું છે. બેશક, હું તમને એકલો ડરાવનાર છું. બસ તમારે તમારી મુકિતનો માર્ગ શોધવો જોઇએ. જેથી એક જુથે તે માણસની વાત માની લીધી. રાતોરાત આરામથી ચાલ્યું ગયું અને બચી ગયું. જે જુથે તે માણસની વાત જુઠી માની તેની સવારે જ્યારે ઘરોમાં આંખ ખુલી ત્યારે તે લશ્કરે આવીને તેમને હલાક કરી નાખ્યા અને

બિલકુલ બરબાદ કરી દીધા. એટલે આ જ ઉદાહરણ તે માણસનું છે જેણે મારી તાબેદારી કરી અને જેને હું લાવ્યો છું તેનું અનુકરણ કર્યું અને જેણે મારી તાબેદારી ન કરી અને જેને હું લાવ્યો છું તેને જુઠું માન્યું.

(૨૧૫/૭૫૨૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની વફાત થઇ અને હઝરત અબૂબક્ર ખલીફા બન્યા ત્યારે અરબસ્તાનમાંથી જે લોકોને કાફિર થવું હતું તે કાફિર થઇ ગયા. (હઝરત અબૂબક્રે તેમની સાથે લડવાનો ઈરાદો કર્યો) હઝરત ઉમર કહેવા લાગ્યા કે, અબૂબક્ર તમે (તેમની સાથે) કેવી રીતે લડશો ? કારણ કે, હુઝૂરે ફરમાવ્યું કે મને ત્યાં સુધી લોકો સાથે લડવાનો હુકમ નથી જ્યાં સુધી કે તેઓ 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહે એટલે જેણે 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહ્યું તેણે પોતાનો જાનમાલ મારાથી સુરક્ષિત કરી લીધો. ઈસ્લામી હક્કો સિવાય તેમનો બીજો હિસાબ અલ્લાહના ઝિમ્મે છે. હઝરત અબૂબક્રે કહ્યું : ખુદાની કસમ ! હું તે માણસ સાથે ઝરૂર લડીશ જેણે નમાઝ અને ઝકાતમાં ફરક કર્યો. કારણ કે, ઝકાત માલનો હક્ક છે (અને નમાઝ શરીરનો હક્ક છે.) ખુદાની કસમ ! જો એ લોકો જે વસ્તુ રસૂલુલ્લાહ (સલ.)ને આપ્યા કરતા હતા તે નહીં આપે તો હું તે ન દેવાના કારણે તેમની સાથે ઝરૂર લડીશ. હઝરત ઉમર (રદિ.) કહે છે : ખુદાની કસમ ! અલ્લાહ તઆલાએ અબૂબક્રનું દિલ એ લડાઇ માટે ખોલી દીધું. એટલે મેં અંદાજ કાઢી લીધો કે, એ સચ્ચાઇ પર છે. કેટલીક રિવાયતોમાં છે કે, હઝરત અબૂબક્રે કહ્યું : જો એ મને 'અનાક' કિંવા બકરીનું એક બચ્ચું નહીં આપે. આ રિવાયત જ વધારે સહીહ છે. ઘણા લોકોએ 'ઈકાલ' (શબ્દ)ની રિવાયત કરી છે.

(૨૧૬/૭૫૨૮) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, ઉયયના ઈબ્ને હિસ્ન પોતાના ભત્રીજા હુર ઈબ્ને કૈસ ઈબ્ને હિસ્ન પાસે (મદીના) આવીને રહ્યા. આ હુર હઝરત ઉમરના નિકટના માણસોમાંથી હતા. કારણ કે, હઝરત ઉમરના સમયમાં કારીઓ સલાહકાર હતા, પછી તે વયોવૃધ્ધ હોય કે નવયુવાન. સારાંશ કે, ઉયયનાએ પોતાના ભત્રીજા હુરને કહ્યું કે, મારા ભત્રીજા, તમારી આ અમીરની સેવામાં પણ વગ છે તો તમે મારા માટે ત્યાંથી રજા લઇ આવો. હુરે કહ્યું કે, હા. હું તમારા માટે રજા માંગી લઇશ. ઈબ્ને અબ્બાસ કહે છે : પછી હુરે ઉયયના માટે રજા માંગી. (તેમને રજા મળી) જ્યારે ઉયયના અંદર ગયા ત્યારે કહેવા લાગ્યા : ઈબ્ને ખત્તાબ ! ન તો તમે

અમને પુષ્કળ માલ આપો છો અને ન અમારા કેસોનો ન્યાયપૂર્વક ચુકાદો આપો છો. આ વાત સાંભળીને હઝરત ઉમર એટલા રોષે ભરાયા કે તેને મારી બેસે એવો સંભવ હતો. હુરે કહ્યું કે, અમીરૂલ મુઅમિનીન ! અલ્લાહ તઆલાએ પોતાના નબીને કહ્યું : **ખુઝિલ અફ્વ વઅ્મુર બિલ ઉર્ફિ વ અઅરિદ અનિલ જાહિલીન** આ માણસ જાહિલોમાંથી છે. હુરે આ આયત પઢતાં જ હઝરત ઉમરનો ગુસ્સો ચાલ્યો ગયો. તેઓ અલ્લાહની કિતાબને સાંભળીને તરત થંભી જતા હતા કિંવા તે પ્રમાણે અમલ કરતા હતા.

(૨૧૭/૭૫૨૯) હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર કહે છે કે, હું સૂર્યગ્રહણ વખતે હઝરત આઇશા પાસે ગઇ. લોકો તે વખતે ઉભા રહીને નમાઝ પઢતા હતા. તે પણ નમાઝમાં તલ્લીન હતાં. મેં કહ્યું કે, આજે શું વાત છે કે, લોકો નમાઝ પઢી રહ્યા છે. હઝરત આઇશાએ આસ્માન તરફ ઇશારો કરીને કહ્યું કે, સુબ્હાનલ્લાહ. મેં કહ્યું : શું કુદરતની અજાયબીઓમાંથી કોઇ નિશાની છે ? તેમણે પોતાના શિરના ઇશારાથી કહ્યું : હા. પછી જ્યારે હુઝૂર (સલ.) પાછા આવ્યા ત્યારે પ્રથમ અલ્લાહના વખાણ કર્યા અને કહ્યું કે, એવી કોઇ વસ્તુ નથી જેને મેં ન જોઇ હોય. મેં દરેક વસ્તુને અહીં, આ જગ્યાએથી જોઇ. અહીં સુધી કે, જન્નત અને દોઝખને પણ. મારા તરફ એવી વહી આવી છે કે, તમે લોકો દજ્જાલના ફિત્ના પહેલાં કબ્રના ફિત્નામાં સપડાશો. બસ મુઅમિન અથવા મુસલમાન કહેશે : હઝરત મુહમ્મદ (સલ.) અમારી પાસે અલ્લાહના હુકમો લઇને આવ્યા હતા. અમે તેનો સ્વીકાર કર્યો. તેમના પર ઇમાન લાવ્યા. તેમને કહેવામાં આવશે કે, આરામથી સૂઇ રહો. કારણ કે, અમને ખબર થઇ ગઇ કે, તમને અલ્લાહના એક હોવાની ખાત્રી છે. મુનાફિક અને જેને ઇસ્લામ ધર્મના સાચા હોવામાં શંકા છે. તે કહેશે કે, હું જાણતો નથી, લોકોને મેં જે કહેતા સાંભળ્યા હતા તે જ હું કહેતો હતો.

(૨૧૮/૭૫૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જ્યાં સુધી હું તમારાથી અળગો રહું ત્યાં સુધી તમે પણ અળગા રહો. કારણ કે, તમારાથી પહેલાંના લોકો નબીને પુષ્કળ પ્રશ્નો પૂછવાના કારણે અને તેમની પાસે ખૂબ આવ-જા કરવાના કારણે હલાક થયા. એટલે જ્યારે હું તમને કોઇ વાત કરવાનો હુકમ આપું ત્યારે તમે બની શકે ત્યાં સુધી તે કરો અને જે વાતની મનાઇ કરૂં તેનાથી દૂર રહો.

**પુષ્કળ પુછપરછ અને નિરર્થક બનાવટ પ્રત્યે નાપસંદગી અને અલ્લાહ તઆલાના આ ફરમાન 'લાતસ્અલૂ અન અશ્યાઅ ઇન તુબ્દ લકુમ તસૂઅકુમ'નું વર્ણન**

(૨૧૯/૭૫૩૧) હઝરત સઅદ ઇબ્ને વક્કાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાનોમાં સૌથી ખરાબ તે માણસ છે જે કોઇ વસ્તુ અંગે પૂછે અને તેના પૂછવાના કારણે વસ્તુ હરામ થઇ જાય.

(૨૨૦/૭૫૩૨) ઝેદ ઇબ્ને સાબિત (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ મસ્જિદમાં કંતાનનો પરદો બનાવીને ઇઅતિકાફ માટે કમરો બનાવ્યો. તેમાં આપે અનેક રાતો સુધી નમાઝ પઢી. અહીં સુધી કે લોકો એકત્ર થવા લાગ્યા, પરંતુ એક રાત્રે લોકોએ આપનો અવાજ સાંભળ્યો નહીં ત્યારે તેમને ખયાલ આવ્યો કે, કદાચ આપ આરામ કરી રહ્યા છે. તેમણે ખંખારવાનું શરૂ કર્યું. જેથી આપ બહાર નીકળ્યા. આપે કહ્યું : આ નમાઝ વિષે તમારી લાલચ જોઇને મને ડર લાગ્યો કે, કયાંક એ ફર્ઝ ન થઇ જાય. જો એ તમારા પર ફર્ઝ થઇ જાત તો તમે એને હંમેશા પઢી ન શકત. એટલે એય લોકો ! તમે એ નમાઝ તમારા ઘરોમાં અદા કરો. કારણ કે, ફર્ઝ નમાઝ સિવાય પુરૂષ માટે ઘરમાં પઢવું સારૂં છે.

(૨૨૧/૭૫૩૩) હઝરત અબૂ મૂસા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને એવી બાબતો અંગે સવાલો કરવામાં આવ્યા જે આપને ગમ્યા નહીં. પછી જ્યારે લોકોએ સવાલોની દેમાર કરી ત્યારે આપ રોષે ભરાયા. આપે કહ્યું કે, મને પૂછો. એક માણસે ઉભા થઇને પૂછયું કે, યા રસૂલલ્લાહ ! મારા પિતા કોણ છે ? આપે કહ્યું કે, તારા પિતા હુઝાફા છે. પછી બીજો એક માણસ ઉભો થયો અને કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! મારા પિતા કોણ છે ? આપે કહ્યું કે, તારા પિતા શયબાનો ગુલામ સાલિમ છે. જ્યારે હઝરત ઉમરે આપના મુબારક ચહેરા પર ગુસ્સાના ચિન્હો જોયાં ત્યારે કહેવા લાગ્યા કે, અમે અલ્લાહ પાસે તૌબા કરીએ છીએ.

(૨૨૨/૭૫૩૪) મુગીરાના કાતિબ (લહયા) વર્રાદ કહે છે કે, મુઆવિયાએ મુગીરાને લખ્યું કે, તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી જે કંઇ સાંભળ્યું છે તે મને લખીને મોકલો. તેમણે લખ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ દરેક નમાઝ પછી પઢતા હતા : **લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ**

**મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર. અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અઅ્તયત વ લા મુઅતી લિમા મનઅ્ત વ લાયન્ફઉ ઝલ જદ્દુ મિન્કલ જદ્દુ** આ ઉપરાંત લખ્યું કે, હુઝૂર (નિરર્થક) વાંધા-વચકા, પ્રશ્નોની દેમાર, માલ બરબાદ કરવાની, માં-બાપની નાફરમાની કરવાની, છોકરીઓને જીવતી દફન કરવાની અને કોઇ વસ્તુને ઝુલ્મથી લેવાની મનાઇ ફરમાવતા હતા. અબૂ અબ્દુલ્લાહ કહે છે : (અરબસ્તાનના લોકો) અંધકાર યુગમાં પોતાની પુત્રીઓને કત્લ કરી દેતા હતા. અલ્લાહ તઆલાએ એની મનાઇ ફરમાવી.

(૨૨૩/૭૫૩૫) હઝરત અનસ (રદિ.) કહે છે : અમે હઝરત ઉમર (રદિ.) પાસે હતા. તેમણે કહ્યું કે, અમને બનાવટ કરવાની મનાઇ કરવામાં આવી છે.

(૨૨૪/૭૫૩૬) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : જ્યારે સૂર્ય ઢળ્યો ત્યારે હુઝૂર (સલ.) આવ્યા અને ઝુહરની નમાઝ પઢાવી. પછી સલામ ફેરવીને મિમ્બર પર ઉભા થઇ ગયા અને કિયામતનો ઉલ્લેખ કર્યો. આપે કહ્યું કે, એનાથી પહેલાં ઘણા મોટા કામો છે. પછી કહ્યું કે, જેણે કંઇ પૂછવું હોય તે પૂછે. ખુદાની કસમ ! તમે કોઇ વાત મને નહીં પૂછો, પરંતુ હું તે બતાવીશ જ્યાં સુધી કે હું આ જગ્યાએ ઉભો છું. હઝરત અનસ કહે છે : લોકોએ તે વખતે હૈયાફાટ રૂદન શરૂ કર્યું. હુઝૂર વારંવાર (રોષે ભરાઇને) એમ જ કહેતા હતા કે, પૂછો, પૂછો. હઝરત અનસ કહે છે કે, પછી એક માણસ ઉભો થયો અને કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! હું કયાં જઇશ ? આપે કહ્યું : દોઝખમાં. પછી અબ્દુલ્લાહ ઇબ્ને હુઝાફા ઉભા થયા. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા પિતા કોણ છે ? આપે કહ્યું : હુઝાફા. પછી હુઝૂરે ખૂબ જ ઉગ્રતાથી કહેવાનું શરૂ કર્યું : પૂછો. હઝરત ઉમરે જ્યારે આ જોયું ત્યારે ઘુટણીએ પડીને કહેવા લાગ્યા : **રદીના બિલ્લાહિ રબ્બન વ બિલ ઇસ્લામિ દીનન વ બિમુહમ્મદિન રસૂલા** રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે હઝરત ઉમર પાસેથી આ પ્રમાણે સાંભળ્યું ત્યારે ચુપ રહ્યા. પછી કહ્યું : તે જાતની કસમ, જેના કબજામાં મારો જાન છે, આ દીવાલની પહોળાઇમાં મને અચાનક જન્નત અને દોઝખ બતાવવામાં આવી. હું નમાઝ પઢી રહ્યો હતો. ભલાઇ અને બુરાઇમાં આજ જેવો દિવસ મેં જોયો નથી.

(૨૨૫/૭૫૩૭) અનસ ઇબ્ને

માલિક કહે છે : એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, હુઝૂર, મારા પિતા કોણ છે ? આપે કહ્યું : તારા પિતા ફલાણા માણસ છે. એ અંગે આ આયત ઉતરી છે : **યાઅય્યુહલ્લઝીન આમનૂ લાતસ્અલૂ અન અશ્યાઅ ઇન તુબ્દ લકુમ તસુઅકુમ.....**

(૨૨૬/૭૫૩૮) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, માણસ કદી વિચારતાં વિચારતાં એટલે સુધી પહોંચી જાય છે કે, દરેક વસ્તુ અલ્લાહે પેદા કરી, તો પછી અલ્લાહને કોણે પેદા કર્યા ?

(૨૨૭/૭૫૩૯) હઝરત ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.) સાથે મદીનાના એક ખેતરમાં હતો. હુઝૂરે ખજુરીની લાકડીનો ટેકો લીધો હતો. આપની સામેથી અમુક યહૂદીઓ પસાર થયા. અમુકે અમુકને કહ્યું કે, એમને રૂહ (આત્મા) વિષે પૂછો. અમુકે કહ્યું કે, એવું ન કરો. (કયાંક) એવું ન બને કે તમને એવી વાતો સંભળાવે જે તમને ખરાબ લાગે. પછી એ લોકો હુઝૂર (સલ.)ની સામે આવીને ઉભા રહ્યા. તેઓ કહેવા લાગ્યા કે, એય અબૂલ કાસિમ ! અમને રૂહ અંગે ખબર આપો. હુઝૂર (સલ.) થોડીવાર ઉભા રહીને જોતા રહ્યા. હું સમજી ગયો કે, આપ પર વહી ઉતરી રહી છે. હું પાછળ હઠી ગયો. અહીં સુધી કે, (વહી) ઉતરી ચુકી. વહી લાવનાર ઉપર ચઢી ગયો. (કિંવા મને લાગ્યું કે, હવે જિબ્રઈલ ચાલ્યા ગયા) ત્યારે હુઝૂરે કહ્યું કે, **વ યસ્અલૂનક અનિ ર્રૂહિ કુલિ ર્રૂહુ મિન અમ્રિ રબ્બી.**

## નબીએ કરીમ (સલ.)ના કૃત્યોનું અનુકરણ

(૨૨૮/૭૫૪૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ (મહોર માટે) સોનાની એક વીંટી બનાવી. (આપનું અનુકરણ કરવા) લોકોએ પણ સોનાની વીંટીઓ બનાવી. હુઝૂર (સલ.)એ કહ્યું : મેં સોનાની વીંટી બનાવી હતી. પછી આપે તેને ફેંકીને કહ્યું : હવે હું એને કદાપિ નહીં પહેરૂં. પછી લોકોએ પણ પોતાની વીંટીઓ ઉતારી દીધી.

## દીનમાં અતિશયોકિત, ઝઘડવું, હદ બહાર જવું અને બિદઅત

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અહલલ કિતાબિ લા તગ્લૂ ફી દીનિકુમ વ લાતકૂલૂ અલલ્લાહિ ઇલ્લલ હક્ક'**

(૨૨૯/૭૫૪૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તમે સળંગ રોઝા ન રાખો. લોકોએ કહ્યું કે, આપ તો રાખો છો ! આપે કહ્યું કે, હું તમારા જેવો નથી. હું રાત્રે સૂવું છું. મારો પાલનહાર મને ખવડાવે-પીવડાવે છે. સારાંશ કે, તે લોકો માન્યા નહીં. હુઝૂરે તેમની સાથે બે દિવસ અથવા બે રાતો રોઝા રાખ્યા. પછી ચાંદ દેખાયો. હુઝૂરે ચેતવણીરૂપે કહ્યું કે, જો ચાંદ ન દેખાયો હોત તો હું તમારા પર હજુ વધારે કરત.

(૨૩૦/૭૫૪૨) ઈબ્રાહીમ તયમી કહે છે કે, મને મારા પિતાએ કહ્યું કે, અમારી સામે હઝરત અલી ઈંટોના મિમ્બર પર ખુત્બો પઢયા. તેમની પાસે તલવાર હતી. તેના પર એક સહીફો (પુસ્તિકા) લટકતો હતો. તેમણે કહ્યું : ખુદાની કસમ ! અમારી પાસે અલ્લાહની કિતાબ અને આ સહીફા સિવાય બીજી કોઇ કિતાબ નથી, જેને અમે પઢીએ છીએ. પછી તેમણે તેને ખોલ્યો તો તેમાં વળતરના ઊંટોનો હિસાબ લખ્યો હતો અને લખ્યું હતું કે, 'ઐર' સ્થળેથી લઇને ફલાણી જગ્યા સુધીનું મદીના હરમ છે. જેણે એમાં કોઇ બિદઅત કરી (અથવા ઝુલ્મ કર્યો) તેના પર અલ્લાહ તઆલા, ફરિશ્તાઓ અને બધા લોકોએ લઅનત કરી છે. તેની કોઇ ફર્ઝ અથવા નફિલ ઇબાદત અલ્લાહ તઆલા કબુલ નહીં કરે. એ જ સહીફામાં એમ પણ લખ્યું હતું કે, બધા મુસલમાનોની જવાબદારી એક છે. તેમનામાંનો નાનામાં નાનો માણસ તે કરી શકે છે. જેણે મુસલમાનોની જવાબદારી અને વચનનો ભંગ કર્યો તેના પર ખુદાની, ફરિશ્તાઓની અને સર્વ માનવીઓની લઅનત છે. તેની કોઇ ફર્ઝ અથવા નફિલ (ઇબાદત) અલ્લાહ કબુલ નહીં કરે. જે માણસ પોતાના માલિકોની રજા વગર કોઇ કોમ તરફ નિસ્બત કરે તો તેના પર અલ્લાહની, ફરિશ્તાઓની અને બધા લોકોની લાનત છે. અલ્લાહ તઆલા ન તેની ફર્ઝ નમાઝ કબુલ કરશે, ન નફિલ.

(૨૩૧/૭૫૪૩) હઝરત આઇશા કહે છે : હુઝૂર (સલ.)એ કોઇ કામ કર્યું હતું અને લોકોને તે ન કરવાની રજા આપી હતી. અમુક લોકોએ તે ન કર્યું. હુઝૂર (સલ.)ને જ્યારે ખબર પડી ત્યારે આપે અલ્લાહ તઆલાના વખાણ કર્યા અને કહ્યું કે, તે લોકોને શું ખબર છે જેઓ એવા કામોથી દૂર રહે છે જેને હું કરૂં છું. ખુદાની કસમ ! હું તે બધા કરતાં વધારે ખુદાને જાણનાર છું અને તેનાથી ડરનાર છું.

(૨૩૨/૭૫૪૪) ઇબ્ને અબી

મુલયકા કહે છે : સૌથી શ્રેષ્ઠ જે બે માણસ છે તે બંને હલાક થઇ જાય એવો સંભવ હતો. કિંવા અબૂબક્ર અને ઉમર. જ્યારે બની તમીમનું પ્રતિનિધિમંડળ હુઝૂર (સલ.) પાસે આવ્યું ત્યારે તેમનામાંના એકે અકરઅ ઇબ્ને હાબિસ હન્ઝલીની (તેમને અમીર બનાવવાની) સલાહ આપી અને બીજાએ કોઇ અન્ય માણસની. પછી અબૂબક્રે ઉમરને કહ્યું કે, તમે મારો વિરોધ કર્યો. તેમણે કહ્યું કે, મેં તમારા વિરોધનો ઇરાદો કર્યો નથી. પછી તે બંનેનો અવાજ હુઝૂર (સલ.) સામે ઉંચો થયો અને આ આયત ઉતરી : **યા અય્યુહ લ્લઝીન આમનૂ લાતર્ફઊ અસ્વાતકુમ ફ્લ્ક સવતિ ન્નબિય્યિ.....અઝીમ.** ઇબ્ને ઝુબેર કહે છે : આ આયત ઉતર્યા પછી જ્યારે હઝરત ઉમર હુઝૂર (સલ.) સાથે વાતચીત કરતા હતા ત્યારે એટલા ધીમેથી કે હુઝૂર જ્યાં સુધી તેમને એ અંગે પૂછી ન લેતા ત્યાં સુધી આપની સમજમાં ન આવતું (કે તેમણે શું કહ્યું છે).

(૨૩૩/૭૫૪૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ પોતાની બીમારીની હાલતમાં કહ્યું કે, લોકોને કહો કે, હઝરત અબૂબક્રને કહે કે, તેઓ નમાઝ પઢાવે. હઝરત આઇશા કહે છે : મેં હુઝૂરને કહ્યું કે, જો અબૂબક્ર આપની જગ્યાએ ઉભા રહેશે તો લોકોને રડવા સિવાય બીજું કંઇ સંભળાવી નહીં શકે. આપ હઝરત ઉમરને કહો કે તેઓ લોકોને નમાઝ પઢાવે. (પરંતુ) હુઝૂરે એમ જ કહ્યું કે, અબૂબક્રને કહો કે લોકોને નમાઝ પઢાવે. હઝરત આઇશા કહે છે કે, મેં હઝરત હફસાને (કહ્યું કે, તમે હુઝૂરને કહો કે, જો અબૂબક્ર લોકોને નમાઝ પઢાવવા ઉભા થશે તો રડવાના કારણે લોકોને કંઇ સંભળાવી નહીં શકે. એટલે આપ હઝરત ઉમરને કહો કે લોકોને નમાઝ પઢાવે. જેથી હફસાએ કહ્યું તો હુઝૂરે કહ્યું કે, તમે યૂસુફની સાથવાળીઓ જેવી છો. અબૂબક્રને કહો કે, તેઓ લોકોને નમાઝ પઢાવે. હઝરત હફસાએ હઝરત આઇશાને કહ્યું કે, તમારા તરફથી મને લાભ થયો નહીં.

(૨૩૪/૭૫૪૬) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, આસિમ ઇબ્ને અદી પાસે ઉવયમિર આવ્યા. તેમણે કહ્યું કે, બતાવો, જો કોઇ માણસ પોતાની પત્ની પાસે કોઇ પારકાને જુએ અને તેને કત્લ કરી નાખે તો શું તમે તેને (બદલામાં) કત્લ કરી નાખશો. આસિમ ! તમે હુઝૂર (સલ.) પાસેથી આ મસ્અલો મને બતાવો. આસિમે હુઝૂર (સલ.)ને આ મસ્અલો પૂછયો. હુઝૂરને આ સવાલ ગમ્યો નહીં.

આસિમ તરત પાછા ફર્યા. ઉવયમિરને કહ્યું કે, હુઝૂરને આ સવાલ ગમ્યો નહીં. ઉવયમિરે કહ્યું કે, હુઝૂર પાસે હું પોતે જાઉં છું. તેઓ ગયા. તે તરફ આસિમના પાછા ફરતાં જ અલ્લાહ તઆલાએ લિઆનની આયત ઉતારી. (હવે ઉવયમિર જ્યારે પહોંચ્યા ત્યારે) હુઝૂરે તેમને કહ્યું કે, અલ્લાહ તઆલાએ તમારા વિષે આ આયત ઉતારી છે. પછી આપે તે બંનેને બોલાવ્યા. એ બંને (ઉવયમિર અને તેમની પત્ની) હાજર થયાં. તેમને કસમ ખવડાવવામાં આવી. તે પછી હઝરત ઉવયમિરે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો હું તે ઓરતને મારી પાસે રાખું તો હું જુઠો છું. એટલે તેમણે તેને છુટી કરી દીધી, જો કે હુઝૂરે તેને છુટી કરવાનો હુકમ આપ્યો ન હતો, પરંતુ પછી લિઆન કરનારાઓને છુટા પાડવાની પ્રથા ચાલુ થઇ ગઇ. હુઝૂર (સલ.)એ કહ્યું કે, તે ઓરતના બાળકને જુઓ. જો નાનકડો લાલ રંગમાં હશે તો હું સમજીશ કે, ઉવયમિર જુઠું બોલ્યા અને જો કાળો, મોટી આંખોવાળો અને મોટા નિતંબવાળો હોય તો હું સમજીશ કે તેણે સાચું કહ્યું. પછી તે ઓરતને તેવું બદસૂરત બાળક પેદા થયું (જેવું હુઝૂરે કહ્યું હતું).

(૨૩૫/૭૫૪૭) હઝરત માલિક ઇબ્ને ઔસ કહે છે કે, હું હઝરત ઉમરને ત્યાં ગયો, એવામાં તેમનો ચોકીદાર યરફા આવ્યો. તે કહેવા લાગ્યો કે, ઉસ્માન, અબ્દુર્રહમાન, ઝુબેર અને સઅદ અંદર આવવા માગે છે. હઝરત ઉમરે કહ્યું કે, અંદર આવવા દો. એ લોકો અંદર આવ્યા અને સલામ કરીને બેસી ગયા. એવામાં ફરી તે ચોકીદાર આવ્યો અને કહેવા લાગ્યો કે, હઝરત અલી અને અબ્બાસ આવવા માગે છે. તેમણે તેમને પણ રજા આપી. હઝરત અબ્બાસે કહ્યું : અમીરૂલ મુઅમિનીન, મારી અને ઝાલિમ (અલી) વચ્ચે ચુકાદો આપો. પછી તેમની વચ્ચે પરસ્પર સખ્ત બોલાચાલી થઇ. હઝરત ઉસ્માન અને તેમના સાથીઓએ કહ્યું કે, અમીરૂલ મુઅમિનીન, એ બંનેનો ચુકાદો આપીને એકને બીજાથી મુકિત આપો. હઝરત ઉમરે કહ્યું કે, થોભો અને સબ્ર કરો. હું તમને તે ખુદાની કસમ આપું છું જેના હુકમથી જમીન અને આસ્માન કાયમ છે, શું તમને ખબર છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, અમારા કોઇ વારસદાર નથી. અમે જે કંઇ મુકી જઇએ તે સદકો છે. તે બધાએ કહ્યું કે, હા, બેશક હુઝૂરે ફરમાવ્યું છે. પછી હઝરત ઉમરે હઝરત અલી મુર્તુઝા અને હઝરત અબ્બાસને સંબોધીને કહ્યું કે, હું તમને બંનેને ખુદાની કસમ

આપીને કહું છું કે શું તમને બંનેને પણ ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે ફરમાવ્યું છે ? એ બંનેએ કહ્યું કે, હા. હઝરત ઉમરે કહ્યું કે, હવે હું તમને એની વિગતવાર કહાની સંભળાવું છું. અલ્લાહ તઆલાએ માલે ગનીમતમાંથી પોતાના રસૂલ માટે એક ખાસ ભાગ મુકર્રર કર્યો હતો, જે આપના સિવાય બીજા કોઇને આપ્યો નથી. જેમકે તે ફરમાવે છે : **મા અફાઅ લ્લાહુ અલા રસૂલિહિ મિન્હુમ ફમા અવજફતુમ અલયહિ.....** એટલે એ માલ ખાસ હુઝૂર માટે જ હતો. ખુદાની કસમ ! હુઝૂરે તમને છોડીને પોતાના માટે તે ભેગો કર્યો નથી, ન પોતાના માટે ખાસ ઉપયોગ કર્યો, બલ્કે તમને જ આપ્યો અને તમને જ વહેંચ્યો, અહીં સુધી કે જ્યારે એમાંથી થોડોક માલ બાકી રહ્યો તો તેમાંથી એક વરસ સુધી આપ પોતાના ઘરવાળાઓ માટે ખર્ચ કરતા હતા અને બાકીના માલને ખુદાનો બીજો માલ જ્યાં ખર્ચ થતો હતો ત્યાં ખર્ચ કરતા હતા. હુઝૂર પોતાની હયાતી સુધી એ પ્રમાણે કરતા રહ્યા. હું તમને કસમ આપીને કહું છું કે, તમે બધા આ વાત જાણો છો કે નહીં ? બધાએ કહ્યું : જી હા. પછી હઝરત અલી અને અબ્બાસને સંબોધીને કહ્યું કે, તમને બંનેને પણ કસમ આપું છું કે, શું તમને ખબર છે ? તેમણે કહ્યું કે, હા. ત્યાર પછી કહ્યું કે, જ્યારે અલ્લાહ તઆલાએ પોતાના નબીને ઉઠાવી લીધા ત્યારે અબૂબક્રે કહ્યું કે, હું રસૂલુલ્લાહ (સલ.)નો અનુગામી છું. તેમણે તે વસ્તુઓ પર કબજો કરી લીધો અને જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.) કરતા હતા તેવી રીતે તેમણે પણ કર્યું. પછી હઝરત ઉમરે હઝરત અલી અને હઝરત અબ્બાસને સંબોધીને કહ્યું કે, તમે બંને તે વખતે વિચારતા હતા કે, હઝરત અબૂબક્રે પોતે આવું કર્યું હતું, જો કે ખુદાની કસમ ! તેઓ એ બાબતમાં સચ્ચાઇ પર હતા, નેક હતા અને સીધા માર્ગ પર હતા. પછી અલ્લાહ તઆલાએ અબૂબક્રને ઉઠાવી લીધા ત્યારે મેં કહ્યું કે, હું હુઝૂરનો અને અબૂબક્રનો અનુગામી છું. એટલે બે વરસથી એ વસ્તુઓનો મેં કબજો લીધો અને તે પ્રમાણે જ કરૂં છું જે પ્રમાણે રસૂલુલ્લાહ (સલ.) અને અબૂબક્રે કર્યું. પછી તમે બંને મારી પાસે આવ્યા. જો કે તમારા બંનેની એક જ વાત હતી અને એક જ બાબત હતી. (અબ્બાસ !) તમે તો તમારા ભત્રીજાના માલમાંથી તમારો ભાગ લેવા આવ્યા હતા અને આ (અલી) પોતાની પત્નીનો ભાગ તેમના પિતાના માલમાંથી માગતા હતા, પરંતુ મેં તમને એમ કહ્યું કે, જો તમે ઇચ્છો

તો હું તમને આપી દઉં, એ શરતે કે ખુદાનું વચન તમારા શિરે છે. તમે એનો એવો જ ઉપયોગ કરજો જેવો હુઝૂર (સલ.)એ કર્યો છે, હઝરત અબૂબક્રે કર્યો છે અને જ્યારથી હું એનો વહીવટ કરૂં છું ત્યારથી મેં કર્યો છે, નહીં તો પછી ભવિષ્યમાં મને તમે કંઇ કહેશો નહીં. પછી તમે બંનેએ કહ્યું કે, હા. એ શરતે તમે અમને આપો. મેં તમને એ શરતે આપ્યો. હું તમને કસમ આપું છું કે, મેં તમને આ શરતે આપ્યું કે નહીં ? બધાએ કહ્યું કે, હા, બેશક તમે આપ્યું. પછી હઝરત ઉમરે હઝરત અલી અને હઝરત અબ્બાસને સંબોધીને કહ્યું કે, હું તમને બંનેને પણ કસમ આપું છું કે, શું આ શરત અનુસાર મેં તમને આપ્યું કે નહીં ? તે બંનેએ કહ્યું કે, હા, બેશક તમે આપ્યું. તેમણે કહ્યું કે, પછી તમે બંને મારી પાસે કઇ વાતનો ચુકાદો ઇચ્છો છો ? તે જાતની કસમ જેના હુકમથી ઝમીન અને આસ્માન કાયમ છે, આ બાબતમાં કિયામત સુધી આ સિવાય બીજો કોઇ ચુકાદો નહીં આપું. જો તમે બંને એની વ્યવસ્થા ન કરી શકતા હોય તો મને પાછી આપવી પડશે. તમારા તરફથી હું એની વ્યવસ્થા કરીશ.

## બિદઅતીને આશ્રય દેવાનો ગુનોહ

## હઝરત અલીએ રસૂલુલ્લાહ (સલ.)થી એની રિવાયત કરી છે

(૨૩૬/૭૫૪૮) હઝરત આસિમ કહે છે કે, મેં અનસ (રદિ.)ને પૂછયું, શું રસૂલુલ્લાહ (સલ.)એ મદીનાને પણ હરામ ઠેરવ્યું છે ? તેમણે કહ્યું કે, હા, ફલાણી જગ્યાએથી ફલાણી જગ્યા સુધી એનું ઝાડ કાપવામાં ન આવે. જેણે એમાં કોઇ બિદઅત કરી તો તેના પર અલ્લાહ તઆલા, ફરિશ્તાઓ અને બધા લોકોની લઅનત છે. આસિમ કહે છે કે, મૂસા ઇબ્ને અનસે મને કહ્યું : અથવા જેણે બિદઅતીને આશ્રય આપ્યો તો (તેના પર લઅનત છે)

## કુર્આન અને હદીસ વિરૂધ્ધ મત ઉચ્ચારવો અને નિરર્થક કયાસ કરવાની બુરાઇ

## અલ્લાહ તઆલાના આ ફરમાન 'વ લાતકફુ મા લયસ લક બિહિ ઇલ્મુન'નું વર્ણન

(૨૩૭/૭૫૪૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા જયારે તમને ઇલ્મ આપશે ત્યારે તેને નહીં ઉઠાવે. હા, આલિમોને ઇલ્મ સાથે ઉઠાવી લેશે ત્યારે જાહિલ લોકો પાસેથી ફત્વો લેવામાં આવશે. તેઓ ફકત પોતાના

અભિપ્રાયથી ફત્વો આપશે. પોતે પણ ગુમરાહ થશે અને બીજાઓને પણ ગુમરાહ કરશે. ઉરવા કહે છે કે, (ઇબ્ને અમ્ર પાસેથી આ હદીસ સાંભળીને) મેં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશાને કહી. પછી જયારે અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર હજ્જ માટે ગયા ત્યારે હઝરત આઇશાએ મને કહ્યું : મારા ભાણેજ, ઇબ્ને ઉમર પાસે જઇને તેમની પાસેથી તે હદીસ ખુબ યાદ કરી આવો જે મને કહી હતી. ઉરવા કહે છે કે, હું તેમની પાસે ગયો અને મેં તે હદીસ તેમને પૂછી. તેમણે તેને જેવી રીતે મને પહેલાં કહી હતી એવી રીતે બયાન કરી. મેં હઝરત આઇશા પાસે જઇને તેને બયાન કરી. તે નવાઇ પામ્યા અને કહ્યું કે, ખુદાની કસમ ! ઇબ્ને અમ્રે ખૂબ યાદ રાખી.

(૨૩૮/૭૫૫૦) હઝરત સહલ ઇબ્ને હુનૈફ કહે છે : એય લોકો ! તમે તમારા દીનમાં તમારા અભિપ્રાય પર તહોમત મૂકો (કિંવા અભિપ્રાય પર અમલ ન કરો) કારણ કે, હું હુદયબિય્યાના દિવસે વિચારી રહ્યો હતો કે, જો મારામાં હુઝૂરને પાછા વાળવાની શકિત હોય તો પાછા વાળી દઉં. અમે અમારી તલવારોને અમારા ખભા પર એટલા માટે થોડી મૂકી છે કે અમે એના કારણે પોતાને ભયમાં નાખી દઇએ, બલ્કે એટલા માટે મૂકી છે કે, એના કારણે અમે તે કામમાં આરામમાં હોઇએ જેને અમે જાણીએ છીએ, ન તે કામમાં જેમાં હવે આપણે છીએ. કિંવા પરસ્પર લડવા માટે. અબૂ વાઇલ કહે છે કે, હું સિફ્ફીનની લડાઇમાં હતો. સિફ્ફીનની ભારે લડાઇ હતી. અબૂ અબ્દુલ્લાહ કહે છે : તમારા અભિપ્રાય પર તહોમત મૂકો જ્યારે કે કોઇ માણસ એવો અભિપ્રાય આપે જે કિતાબ અને સુન્નત વિરૂધ્ધ હોય અને તેના માટે ફત્વો દેવાનું યોગ્ય ન હોય.

**જ્યારે હુઝૂર (સલ.)ને એવી વાતોનો સવાલ કરવામાં આવતો જેમના વિષે વહી ઉતરી ન હતી ત્યારે આપ વહીના ઉતરાણ પહેલાં આ પ્રમાણે કહેતા કે, જો હું જાણતો નથી અથવા જવાબ ન આપતા. અભિપ્રાય અને કયાસથી કંઇ કહેતા નહીં. કારણ કે, તેનું ફરમાન છે : બિમા અરાક લ્લાહુ**

**ઇબ્ને મસ્ઊદ કહે છે કે, હુઝૂર (સલ.)ને રૂહ અંગે સવાલ કરવામાં આવ્યો ત્યારે આપ ત્યાં સુધી ચુપ રહ્યા જ્યાં સુધી કે વહી ઉતરી નહીં**

(૨૩૯/૭૫૫૧) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : હું બીમાર પડયો. હુઝૂર (સલ.) અને

અબૂબક્ર (રદિ.) મારી ખબર લેવા માટે પગપાળા આવ્યા. આપ જ્યારે આવ્યા ત્યારે હું બેભાન હતો. હુઝૂરે વુઝૂ કર્યું અને બચેલું પાણી મારા પર છાંટયું. હું ભાનમાં આવ્યો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું મારા માલની કેવી વ્યવસ્થા કરૂં ? હુઝૂરે મને કંઇ જવાબ આપ્યો નહીં, અહીં સુધી કે આપ પર વારસાની આયત ઉતરી.

**હુઝૂર (સલ.)એ પોતાની ઉમ્મતને જે તઅલીમ આપી તે એવી તઅલીમ હતી જે અલ્લાહ તઆલાએ આપને આપી હતી. પોતાનો અભિપ્રાય કે ઉદાહરણ ન હતું**

(૨૪૦/૭૫૫૨) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, એક ઓરત હુઝૂર (સલ.) પાસે આવીને કહેવા લાગી કે, યા રસૂલલ્લાહ ! પુરૂષો તો આપની હદીસ સાંભળી લે છે, અમારા માટે પણ કોઇ દિવસ મુકર્રર કરો જેમાં આપ અમને એવી તઅલીમ આપો જે અલ્લાહ તઆલાએ આપને આપી છે. હુઝૂરે કહ્યું : વારૂ, ફલાણી ફલાણી તારીખે ફલાણી ફલાણી જગ્યાએ તમે ભેગી થજો. તે બધી ભેગી થઇ. હુઝૂર (સલ.) તેમની પાસે ગયા અને તેમને તઅલીમ આપી. પછી કહ્યું : તમારામાંથી જે ઓરત પોતાના પ્રથમ ત્રણ બાળકો મોકલશે તે તેના માટે આગથી પરદો બની જશે. એક ઓરતે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અને બે ? (રાવી) કહે છે કે, તે ઓરત બે વાર એ બોલી. તે વખતે હુઝૂર (સલ.)એ કહ્યું બે, બે અને બે.

**હુઝૂર (સલ.)નું આ ફરમાન કે મારી ઉમ્મતનો એક વર્ગ સત્ય પંથે વિજયી રહેશે. (ઇમામ બુખારી કહે છે કે,) એ ઇલ્મવાળાઓ છે**

(૨૪૧/૭૫૫૩) હઝરત મુગીરા ઇબ્ને શુઅબા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતનો એક વર્ગ હંમેશા વિજયી રહેશે, અહીં સુધી કે કિયામત આવી પહોંચે અને વિજયી જ રહેશે.

(૨૪૨/૭૫૫૪) હઝરત હુમૈદ કહે છે : મુઆવિયા ઇબ્ને અબૂ સુફયાન પોતાના ખુત્બામાં કહી રહ્યા હતા કે, મેં હુઝૂર (સલ.) પાસેથી એવું સાંભળ્યું કે, આપ ફરમાવતા હતા કે, અલ્લાહ તઆલા જેની સાથે ભલાઇનો ઇરાદો કરે છે તો તેમને દીનની સમજ આપે છે. હું તો વહેંચનાર છું અને ખુદા આપનાર છે. આ ઉમ્મતનું કામ કિયામત સુધી અથવા ખુદાનો હુકમ આવતા સુધી સીધું રહેશે.

**અલ્લાહ તઆલાનું આ**

## ફરમાન 'અવ યલ્બિસકુમ શિયઅન'

(૨૪૩/૭૫૫૫) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) પર આ આયતનું ઉતરાણ શરૂ થયું **કુલ હુવલ કાદિરૂ અલા અંય્યબ્અસ અલયકુમ અઝાબમ્ મિન ફવકિકુમ** ત્યારે આપે કહ્યું કે, **અઊઝુ બિવજહિક** પછી જ્યારે આ આયત ઉતરી : **અવ મિન તહતિ અરજુલિકુમ** ત્યારે આપે કહ્યું : **અઊઝુ બિવજહિક** અને જ્યારે આ આયત ઉતરી **અવ યલ્બિસકુમ શિયઅન વ યુઝીક બઅ્દકુમ બઅ્સ બઅ્દિન** ત્યારે કહ્યું કે, બંને વાતો આસાન છે.

## સવાલ કરનારને સમજ પડે તે માટે મૂળ વસ્તુને જાહેર વસ્તુ સાથે સરખાવવી જેનો હુકમ ખુદાએ જાહેર કર્યો હોય

(૨૪૪/૭૫૫૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે એક આદિવાસી આવ્યો. તે કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! મારી પત્નીને કાળા રંગનું બાળક થયું છે. મેં તેનો ઈન્કાર કર્યો. (કારણ કે, હું સફેદ રંગનો છું.) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તારે ત્યાં ઊંટો છે ? તેણે કહ્યું કે, હા, છે. આપે કહ્યું કે, તેમનો કેવો રંગ છે ? તેણે કહ્યું કે, લાલ છે. આપે કહ્યું : તેમાનામાં કોઈ કાબરચીતરૂં પણ છે. તેણે કહ્યું : હા, તેમાં ઘણા કાબરચીતરા છે. આપે કહ્યું કે, તે કયાંથી પેદા થયા ? તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તેમને કોઈ નસે એ રંગના કાઢયા હશે. આપે કહ્યું કે, બસ તો તેને પણ કોઈ નસે (એ રંગનું) કાઢયું હશે. હુઝૂરે તે બાળકનો ઈન્કાર કરવાનો હુકમ કર્યો નહીં.

(૨૪૫/૭૫૫૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક ઓરત રસૂલુલ્લાહ (સલ.) પાસે આવી. તે કહેવા લાગી કે, મારી માંએ હજ્જની મન્નત માની હતી. એ પૂરી કરતાં પહેલાં તે મરી ગઈ, તો શું હવે હું તે હજ્જ પૂરી કરૂં ? આપે કહ્યું કે, હા, તેના તરફથી હજ્જ કર. એ બતાવ કે જો તારી માં પર કંઈ કર્ઝ હોત તો તે ચુકવત કે નહીં ? તેણે કહ્યું કે, જી હા. આપે કહ્યું કે, ખુદાનો જે હક્ક છે તેને વધારે પૂરો કરો. કારણ કે, ખુદા એ વાતનો વધારે હકદાર છે કે તેનો હક પૂરો કરવામાં આવે.

## ખુદાના હુકમ અનુસાર ચુકાદાઓમાં ઇજતિહાદ કરવો

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મલલમ યહકુમ બિમા અન્ઝલ લ્લાહુ ફ ઊલાઇક**

2

**હુમુઝ ઝાલિમૂન' હુઝૂર (સલ.)એ હિકમતવાળા માણસની પ્રશંસા કરી છે જ્યારે કે તે હિકમત અનુસાર ચુકાદો આપે, તેની તઅલીમ આપે અને પોતાના તરફથી તેમાં બનાવટ ન કરે. બાદશાહોનું આલિમોને પૂછવું અને (તેમની પાસે) ચુકાદો માંગવો**

(૨૪૬/૭૫૫૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું : બે માણસો સિવાય કોઇની ઈર્ષા ન કરવી જોઇએ. એક તેની જેને ખુદાએ માલ આપ્યો છે અને તે તેને સાચી બાબતોમાં ખર્ચ કરે છે. બીજો તે માણસ જેને અલ્લાહે હિકમત આપી છે અને તે તે મુજબ ચુકાદો આપે છે અને શીખવે છે.

(૨૪૭/૭૫૫૯) હઝરત મુગીરા ઇબ્ને શુઅબા (રદિ.) કહે છે કે, હઝરત ઉમર (રદિ.)એ લોકોને ઓરતના ઇમ્લાસ (ગર્ભપતન) વિષે પૂછ્યું. તેમણે કહ્યું : શું તમારામાંથી કોઇએ હુઝૂર (સલ.) પાસેથી એ વિષે કંઇ સાંભળ્યું છે ? ઇમ્લાસ (ગર્ભપતન)નો અર્થ એ છે કે, એક ઓરત બીજી ઓરતના પેટ પર એવી રીતે મારે કે તેના પેટમાંથી બાળક નીકળી પડે. મુગીરા કહે છે કે, મેં કહ્યું કે, જી હા. મેં હુઝૂર પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, એમાં એક ગુલામ આપવો જરૂરી છે. લૌંડી હોય કે ગુલામ હોય. હઝરત ઉમરે કહ્યું કે, તમે અહીંથી ત્યાં સુધી જશો નહીં જ્યાં સુધી કે તમારા નિવેદન અંગે ગવાહ રજુ ન કરો. મુગીરા કહે છે કે, હું ત્યાં ગવાહીની તપાસ માટે નીકળ્યો. મને મુહમ્મદ ઇબ્ને મસ્લમા (રસ્તામાં) મળ્યા. હું તેમને લઇને ગયો. તેમણે મારી સાથે ગવાહી આપી કે, હા, તેમણે પણ હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, એમાં ગુલામ આપવો જરૂરી છે, લૌંડી હોય કે ગુલામ હોય.

**હુઝૂર (સલ.)નું આ ફરમાન કે બેશક તમે લોકો પહેલાંના લોકોના તરીકા (રીત, પ્રથા) પર ચાલ્યા જશો**

(૨૪૮/૭૫૬૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, કિયામત ત્યાં સુધી નહીં આવે જ્યાં સુધી મારી ઉમ્મત તે વાતોને અપનાવી ન લે, જે આગળની ઉમ્મતોએ અપનાવી હતી. વેંતથી વેંત અને હાથથી હાથ (કિંવા બિલકુલ બરાબર) કોઇએ કહ્યું કે, હુઝૂર, શું ઇરાન અને રોમની જેમ ? આપે કહ્યું કે, હા, એ જ લોકો.

(૨૪૯/૭૫૬૧) હઝરત અબૂ

સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, તમે લોકો પહેલાંના લોકો જેવા થઇ જશો. વેંત સાથે વેંત અને હાથ સાથે હાથ. (કિંવા બિલકુલ બરાબર) અહીં સુધી કે જો તેઓ ઘોના દરમાં જશે તો તમે પણ તેમાં જશો. અમે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું તેઓ યહૂદીઓ અને ઇસાઇઓ છે ? આપે કહ્યું કે, બીજા કોણ ?

**ગુમરાહી તરફ બોલાવનાર અને ખરાબ પ્રથા ઉભી કરનારનો ગુનોહ**

**કારણ કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મિન અવઝારિલ્લઝીન યુદિલ્લૂનહુમ બિગયરિ ઇલ્મિન'**

(૨૫૦/૭૫૬૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, નબીએ અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ઝુલ્મના કારણે માર્યો જાય છે તેના ખુનમાં આદમ (અલ.)ના પ્રથમ પુત્ર (કાબીલ)નો ભાગ હોય છે. સુફયાન કેટલીકવાર આ પ્રમાણે કહેતા હતા કે, તેના ખુનમાંથી (ભાગ હોય છે). કારણ કે, ખુન કરવું પ્રથમ તેની જ શોધ છે.

**✪ ભાગ–૨૯ સમાપ્ત ✪**

# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

ભાગ ૩૦

# બુખારી શરીફ

# ભાગ-૩૦

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### હુઝૂર (સલ.)નું એકતા માટે આલિમોને પ્રોત્સાહન આપવું અને મક્કા-મદીનાના હરમની ફઝીલત

### હુઝૂર (સલ.), મુહાજિરો અને અનસારોના બનાવો. આપના મુસલ્લા, મિમ્બર શરીફ અને મુબારક રોઝાનું વર્ણન

(૧/૭૫૬૩) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક આદિવાસીએ ઈસ્લામ અંગે હુઝૂર (સલ.)ની બૈઅત કરી. પછી તેને તાવ આવ્યો. તે હુઝૂર પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! મારી બૈઅત પાછી આપી દો. હુઝૂરે ઈન્કાર કર્યો. તે ફરી આપની પાસે આવ્યો અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી બૈઅત પાછી આપી દો. આપે ફરી ઈન્કાર કર્યો. તે ફરી આવીને કહેવા લાગ્યો કે, મારી બૈઅત પાછી આપી દો. આપે ફરી પણ ઈન્કાર કર્યો. પછી તે ચાલ્યો ગયો. તે વખતે હુઝૂરે કહ્યું કે, મદીના ભઠ્ઠી સમાન છે. મેલને દૂર કરે છે અને શુધ્ધને રહેવા દે છે.

---

(૧/૭૫૬૩) અહીંથી ઈમામ બુખારી (રહ.) તવહીદની હકીકત સ્પષ્ટ કરે છે. અલ્લાહ તઆલાને એક માનવું એ તવહીદ (એકેશ્વરવાદ) છે, પરંતુ શરીઅતમાં એની એક ચોક્કસ વ્યાખ્યા છે. મુવહહિદ (એકેશ્વરવાદી) બની જવાથી મુસ્લિમ બની જવું અથવા સત્ય પર હોવું જરૂરી નથી. શયતાન અલ્લાહને એક જ માને છે, પરંતુ નબુવ્વત અને રિસાલતનો ઈન્કાર કરે છે, એટલે નબીઓને તથા રસૂલોને માનતો નથી. જેથી તે અલ્લાહની નજીક ધિક્કારને પાત્ર ઠર્યો.

એટલે મુસ્લિમોના જુદા જુદા ફિરકાઓ (જુથો) અલ્લાહને એક માનવા છતાં, ગુમરાહ છે. ઈસ્લામમાં કેટલાક જુથો તવહીદ અંગે ગેરસમજના કારણે સીધા રસ્તા પરથી દૂર થઈ ગયા.

અલ્લાહનું જાતી (વ્યકિતલક્ષી) નામ એક છે, જે અલ્લાહ છે. અલ્લાહની જાત એક છે. અલ્લાહના ગુણવાચક નામો અનેક છે. જેમકે અલીમ (બહુ જાણનાર), સમીઅ (ખૂબ સાંભળનાર), રહીમ (અતિ દયાળુ) વગેરે.

તવહીદ એક રસપ્રદ અને ગહન વિષય છે. જેઓ તર્કશાસ્ત્ર અને અરબી ભાષાશાસ્ત્રનું સારૂં જ્ઞાન ધરાવતા હોય તેમના માટે એ રસાળ વિષય છે, પરંતુ સામાન્ય માનવી આ વિષયના ઉંડાણમાં ન ઉતરી શકે. જેમણે વરસો સુધી આ વિષયનો ઝીણવટભર્યો અભ્યાસ કર્યો હોય અને સુદઢ ઈમાન ધરાવતા હોય તેમને આ વિષયમાં અનેરો આનંદ મળી શકે અને મધુર મીઠાશ મળી શકે.

(૨/૭૫૬૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હું અબ્દુર્રહમાન ઇબ્ને ઔફને કુર્આન શરીફ પઢાવ્યા કરતો હતો. જ્યારે હઝરત ઉમરે છેલ્લી હજ્જ કરી ત્યારે અબ્દુર્રહમાને મને કહ્યું કે, જો તમે અમીરૂલ મુઅમિનીન પાસે જાઓ તો વિચિત્ર વાત મળશે. કારણ કે, હઝરત ઉમર પાસે આવીને એક માણસ કહેવા લાગ્યો કે, જો અમીરૂલ મુઅમિનીનનું અવસાન થઇ જાય તો અમે ફલાણા માણસની બૈઅત કરીશું. હઝરત ઉમરે કહ્યું કે, હું સાંજે ઉભો થઇને તે લોકોથી આમ જનતાને માહિતગાર કરીશ જેઓ મુસલમાનોના હક્કો છીનવા માગે છે. મેં કહ્યું કે, એવું ન કરશો. કારણ કે, આ હજ્જના દિવસો છે. તેમાં આપની મજલિસમાં મોટે ભાગે આમ લોકો હશે. મને ભય છે કે, તેઓ જે વાતો આપની પાસેથી સાંભળશે તેને ઉલટપલટ કરીને બધા (લોકો)માં ઉડાવશે એટલે આપ એટલી ધીરજ રાખો કે આપણે લોકો મદીના પહોંચી જઇએ. કારણ કે, મદીના હિજરત અને (નબવી) સુન્નતનું ઘર છે. ત્યાં આપ મુહાજિરો અને અનસારોમાંથી ખાસ ખાસ સજ્જનોને ભેગા કરીને તેમને કહો. તે આપની વાતોને સાંભળશે, યાદ રાખશે અને તેમાં કોઇ ફેરફાર નહીં કરે. હઝરત ઉમરે કહ્યું : ખુદાની કસમ ! હું મદીનામાં ઉભો થઇને પ્રથમ એ જ બયાન કરીશ. ઇબ્ને અબ્બાસ કહે છે : પછી અમે મદીના આવ્યા ત્યારે હઝરત ઉમરે (ખુત્બામાં) કહ્યું : બેશક, અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને સાચા પયગમ્બર બનાવ્યા અને પોતાની વહી ઉતારી. જેમ કે એ ઉતરેલી (વહી)માંથી 'રજમ' (પ્રાણઘાતક પત્થરમાર)ની આયત પણ છે.

(૩/૭૫૬૫) મુહમ્મદ ઇબ્ને સીરીન કહે છે કે, અમે અબૂ હુરૈરા (રદિ.) પાસે બેઠા હતા. તેમણે 'કત્તાન'ના બે કપડાં ગેરૂમાં રંગીને પહેર્યાં હતાં. તેમણે નાક સાફ કર્યું. પછી કહ્યું : વાહ ! વાહ ! અબૂ હુરૈરા 'કત્તાન'ના કપડાંઓમાં નાક સાફ કરે છે. (એક સમય એવો હતો કે) હું મિમ્બર અને મુબારક કમરા વચ્ચે બેભાન પડયો હતો અને આવનારા લોકો મારી ગરદન પર પગ મૂકી દેતા હતા અને એવું લાગતું હતું કે, જાણે હું પાગલ છું. જો કે મારી એ હાલત પાગલપણાના કારણે ન થતી હતી, બલ્કે ભૂખથી થતી હતી.

(૪/૭૫૬૬) કોઇએ ઇબ્ને અબ્બાસને પૂછયું, તમે કદી ઇદમાં પણ હુઝૂર (સલ.) સાથે શામિલ થયા છો ? તેમણે કહ્યું : હા, જો હુઝૂર (સલ.) સાથે મારો આવો સંબંધ ન

હોત તો નાની વયના કારણે હું કદી શામિલ થઇ શકતો ન હતો. કસીર ઇબ્ને સલ્તના ઘર પાસે જે નિશાની છે ત્યાં હુઝૂર (સલ.) આવ્યા. આપે નમાઝ પઢી. પછી ખુત્બો પઢયા. ઇબ્ને અબ્બાસે અઝાન અને ઇકામતનો ઉલ્લેખ કર્યો નહીં. પછી હુઝૂર (સલ.)એ સદકો આપવાનો હુકમ કર્યો. ઓરતો પોતાના કાન અને ગળા તરફ (જણસો ઉતારવા માટે) હાથ દોડાવવા લાગી. હુઝૂર (સલ.)એ બિલાલને હુકમ કર્યો : એમની પાસેથી સદકાની વસ્તુઓ લઇને ભેગી કરો. બિલાલ તેમની પાસે ગયા અને બધી વસ્તુઓ લઇને હુઝૂર પાસે પાછા ચાલ્યા ગયા.

(૫/૭૫૬૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) પગપાળા અને સવાર થઇને કુબા આવતા હતા.

(૬/૭૫૬૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, તેમણે ઇબ્ને ઝુબેરને કહ્યું કે, તમે મને મારી સંગિનીઓ (રસૂલુલ્લાહની અન્ય પત્નીઓ) પાસે દફન કરજો. હુઝૂર (સલ.) પાસે ઘરમાં દફન ન કરશો. કારણ કે, મને મારા વખાણ સારા લાગતા નથી. હિશામ પોતાના પિતા પાસેથી રિવાયત કરે છે : હઝરત ઉમરે હઝરત આઇશા પાસે સંદેશ મોકલ્યો કે, મારા બંને સાથીઓ હુઝૂર (સલ.) અને અબૂબક્ર (રદિ.) સાથે દફન થવાની મને પણ રજા આપો. તેમણે કહ્યું કે, સારૂં. હઝરત આઇશાનો નિયમ હતો કે, જ્યારે કોઇ સહાબી દફન થવા માટે તેમની પાસે સંદેશ મોકલતા ત્યારે તેઓ ઇન્કાર કરી દેતાં હતાં અને કહી દેતાં કે, ખુદાની કસમ ! હું તેમની સાથે કોઇ બુરાઇ પસંદ નહીં કરૂં.

(૭/૭૫૬૯) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) અસ્રની નમાઝ એવા સમયે પઢતા હતા કે, જ્યારે પાછા ફરીને અમે લોકો ટેકરાઓ પાસે આવ્યા ત્યારે સૂર્ય ઉંચે હતો. લયસે યૂનુસ પાસેથી એટલું વધારે બયાન કર્યું છે કે, તે ટેકરાઓ મદીનાથી ચાર અથવા ત્રણ માઇલના અંતરે હતા. સાઇબ ઇબ્ને યઝીદ કહે છે કે, નબીએ કરીમ (સલ.)ના સમયમાં તમારા આ મુદના હિસાબે ૧૧/૩ મુદનો સાઅ હતો. હવે એમાં વધારો કરવામાં આવ્યો છે. કાસિમ ઇબ્ને માલિકે (રાવીએ) જુઐદ પાસેથી સાંભળ્યું છે.

(૮/૭૫૭૦) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, એય અલ્લાહ ! એમના માપમાં બરકત આપ અને એમના 'સાઅ' અને 'મુદ'માં બરકત આપ (કિંવા મદીનાવાસીઓના).

(૯/૭૫૭૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે યહૂદીઓ એક પુરૂષ અને સ્ત્રીને લઇને આવ્યા. તે બંનેએ વ્યભિચાર કર્યો હતો. હુઝૂર (સલ.)ના હુકમ અનુસાર મસ્જિદની બહાર જનાઝો મૂકવાની જગ્યાએ (તે બંનેને) પ્રાણઘાતક પત્થરમાર કરવામાં આવ્યો.

(૧૦/૭૫૭૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને (કોઇ ગઝવામાંથી પાછા ફરતી વખતે) ઉહદ પહાડ દેખાયો. આપે કહ્યું કે, આ પહાડ આપણને દોસ્ત રાખે છે અને આપણે એને દોસ્ત રાખીએ છીએ. એય અલ્લાહ ! ઇબ્રાહીમ (અલ.)એ મક્કાને હરામ ઠેરવ્યું. હું આને હરામ ઠેરવું છું. એના બંને છેડાઓની વચ્ચે જે જગ્યા છે.

(૧૧/૭૫૭૩) હઝરત સહલ કહે છે કે, મસ્જિદે નબવીના કિબ્લાની દીવાલ અને મિમ્બર વચ્ચે એટલું અંતર હતું કે, એક બકરી પસાર થઇ જાય.

(૧૨/૭૫૭૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ કહ્યું કે, મારી કબ્ર અને મિમ્બર વચ્ચે જન્નતના બાગોમાંનો એક બાગ છે. મારો મિમ્બર મારા હોઝ પાસે છે.

(૧૩/૭૫૭૫) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ ઘોડદોડ કરાવી. જે ઘોડાઓ તૈયાર કરવામાં આવ્યા હતા તેમની હદ હફયાથી લઇને સનિય્યતુલ વદાઅ સુધી હતી. જે ઘોડાઓ તૈયાર (તાજામાજા-રેસ લાયક) ન હતા તેમની હદ સનિય્યતુલ વદાઅથી બની ઝુરૈકની મસ્જિદ સુધી હતી. અબ્દુલ્લાહ પણ તે લોકોમાં હતા જેમણે ઘોડા દોડાવ્યા હતા.

(૧૪/૭૫૭૬) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, મેં હઝરત ઉમર (રદિ.)ને હુઝૂર (સલ.)ના મિમ્બર પર ખુત્બો પઢતા સાંભળ્યા છે.

(૧૫/૭૫૭૭) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ (રદિ.) કહે છે કે, મેં હઝરત ઉસ્માન (રદિ.) પાસેથી હુઝૂર (સલ.)ના મિમ્બર પર ખુત્બો સાંભળ્યો છે.

(૧૬/૭૫૭૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મારી અને હુઝૂર (સલ.) વચ્ચે આ વાસણ મૂકવામાં આવતું હતું. બંને એકી સાથે એમાંથી પાણી લેતા હતાં.

(૧૭/૭૫૭૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અનસારો અને કુરેશીઓને મદીનામાંના મારા મકાનમાં કસમો ખવડાવી અને બની

સુલૈમના જુથો માટે એક મહીના સુધી બદદુઆ કરી.

(૧૮/૭૫૮૦) હઝરત અબૂ બુરદા કહે છે કે, હું મદીના ગયો. મને અબ્દુલ્લાહ ઇબ્ને સલામ મળ્યા. તેઓ કહેવા લાગ્યા કે, ચાલો, ઘેર ચાલો. હું તમને તે પ્યાલામાં પીવડાવું જેમાં હુઝૂર (સલ.)એ પીધું છે અને તે મસ્જિદમાં નમાઝ પઢો જેમાં હુઝૂર (સલ.)એ નમાઝ પઢી છે. હું તેમની સાથે તેમના ઘેર ગયો. તેમણે સત્તૂ ખવડાવ્યું, ખજુર ખવડાવ્યું અને હુઝૂર (સલ.)ની મસ્જિદમાં મેં નમાઝ પઢી.

(૧૯/૭૫૮૧) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, રાત્રે ખુદાની પાસેથી મારી પાસે એક આવનાર આવ્યો. (તે કહેવા લાગ્યો કે) આ મુબારક જંગલમાં નમાઝ પઢો અને કહો કે, હજ્જ અને ઉમરાની નિય્યત કરૂં છું. તે વખતે હુઝૂર અકીકના મેદાનમાં હતા. હારૂન કહે છે કે, અમને હઝરત અલીએ આ પ્રમાણે કહ્યું કે, (હુઝૂરે કહ્યું :) હજ્જ અને ઉમરાની નિય્યત કરૂં છું.

(૨૦/૭૫૮૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ હજ્જ માટે મીકાત મુકર્રર કર્યા છે. નજદવાસીઓ માટે કર્ન, સીરિયા-વાળાઓ માટે જુહફા અને મદીના-વાળાઓ માટે ઝૂલહુલયફા. ઇબ્ને ઉમર કહે છે કે, મેં નબીએ કરીમ (સલ.) પાસેથી આ સાંભળ્યું છે. મને એ વાતની જાણ થઇ છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, યમનવાળાઓ માટે યલમલમ મીકાત છે. કોઇએ પૂછયું કે, ઇરાકવાળાઓ માટે ? તેમણે કહ્યું કે, ઇરાક તે સમયે (મુસલમાનોના કબજામાં) ન હતું.

(૨૧/૭૫૮૩) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, નબીએ કરીમ (સલ.)ને પાછલી રાતે ઝૂલહુલયફા સ્થળ બતાવવામાં આવ્યું અને કહેવામાં આવ્યું કે, આપ આ મુબારક જંગલમાં છો.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'લયસ લક મિનલ અમ્રિ શયઉન'

(૨૨/૭૫૮૪) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફજની નમાઝમાં જયારે રૂકૂઅમાંથી શિર ઉઠાવ્યું ત્યારે કહ્યું : **અલ્લાહુમ્મ રબ્બના વ લકલ હમ્દુ.** પછી કહ્યું : **અલ્લાહુમ્મ લ્અન ફુલાનન વ ફુલાનન.** પછી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **લયસ લક મિનલ અમ્રિ શયઉન અવ યતુબ અલયહિમ અવ**

**યુઅઝઝિબહુમ ફઇન્નહુમ ઝાલિમૂન.**

**અલ્લાહ તઆલાના આ ફરમાનના બયાનમાં કે 'વ કાનલ ઇન્સાનુ અકસર શયઇન જદલા' અને તેનું ફરમાન 'વ લાતુજાદિલૂ અહલલ કિતાબિ.....'**

(૨૩/૭૫૮૫) હઝરત અલી ઇબ્ને અબી તાલિબ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) રાતના સમયે તેમની પાસે આવ્યા. આપે હઝરત ફાતિમા અને તેમને કહ્યું કે, તમે નમાઝ કેમ પઢતા નથી ? હઝરત અલીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમારો જાન અલ્લાહના કબજામાં છે. તે જ્યારે ઇચ્છે છે ત્યારે અમે ઉઠી જઇએ છીએ. હુઝૂર તેમનો આ જવાબ સાંભળીને પાછા ફર્યા અને તેમને કંઇ કહ્યું નહીં. પછી મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું કે, આપ જાંઘ પર હાથ મારીને આમ કહી રહ્યા હતા : **વ કાનલ ઇન્સાનુ અકસર શયઇન જદલા.**

અબૂ અબ્દુલ્લાહ કહે છે : જે માણસ તમારી પાસે રાત્રે આવે તે તારિક છે. કેટલાકનો મત છે કે, 'તારિક' તારાને કહેવામાં આવે છે અને 'સાકિબ'નો અર્થ રોશન આગ સળગાવનાર થાય છે. 'અસ્કિબ નારક' કિંવા તારી આગને રોશન કર.

(૨૪/૭૫૮૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, અમે એક દિવસ મસ્જિદે નબવીમાં બેઠા હતા, એવામાં રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. આપ કહેવા લાગ્યા કે, ચાલો, યહૂદીઓ પાસે ચાલો. અમે આપની સાથે ગયા. અહીં સુધી કે, (યહૂદીઓના) તાલીમ કેન્દ્રમાં ગયા. હુઝૂર (સલ.) ત્યાં ઉભા થઇ ગયા અને યહૂદીઓને અવાજ દીધો કે, એય યહૂદીઓ ! ઇસ્લામ લઇ આવો, સલામત રહેશો. યહૂદીઓએ જવાબ આપ્યો : એય અબૂલ કાસિમ ! તમે પહોંચાડી દીધું. હુઝૂર (સલ.)એ કહ્યું : હું ઇચ્છું છું કે, તમે ઇસ્લામ લઇ આવો, સલામત રહેશો. તેમણે કહ્યું કે, એય અબૂલ કાસિમ ! તમે પહોંચાડી દીધું. હુઝૂર (સલ.)એ કહ્યું કે, હું એ જ ઇચ્છું છું. પછી આપે ત્રીજીવાર કહ્યું કે, જાણી લો કે, ઝમીન અલ્લાહ અને રસૂલની છે. હું એવું ઇચ્છું છું કે, તમને આ ઝમીનમાંથી તડીપાર કરૂં. તો તમારામાંથી જેની પાસે કંઇ માલ હોય તેને જોઇએ કે વેચી દે, નહીં તો જાણી લો કે ઝમીન અલ્લાહ અને રસૂલની છે.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ કઝાલિક જઅલ્નાકુમ ઉમ્મતં વ્વસત લિતકૂનૂ શુહદાઅ અલ ન્નાસિ' અને આ વાત કે હુઝૂર (સલ.)એ આલિમોની જમાઅતનું અનુકરણ કરવાનો હુકમ આપ્યો છે**

(૨૫/૭૫૮૭) અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, કિયામતના દિવસે નૂહ (અલ.)ને ખુદાની સામે લાવવામાં આવશે અને પૂછવામાં આવશે કે, તમે (અલ્લાહના હુકમો) પહોંચાડયા ? તેઓ કહેશે કે, હા, એય પરવરદિગાર ! પહોંચાડયા. પછી તેમની ઉમ્મતને પૂછવામાં આવશે કે, તમને તેમણે (અલ્લાહના હુકમો) પહોંચાડયા ? તેઓ કહેશે કે, અમારી પાસે કોઈ અલ્લાહના હુકમો લાવ્યો નથી. નૂહ (અલ.)ને હુકમ થશે કે, તમારા ગવાહો કોણ છે ? તેઓ કહેશે કે, મારા ગવાહ રસૂલુલ્લાહ (સલ.) અને તેમના ઉમ્મતી છે. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, પછી તમને લોકોને બોલાવવામાં આવશે. તમે ગવાહી આપશો. પછી રસૂલુલ્લાહ (સલ.)એ આયત પઢી : 'વ કઝાલિક જઅલ્નાકુમ ઉમ્મતં વ્વસતન'. 'વસતન'નો અર્થ મધ્યમ થાય છે. **લિતકૂનૂ શુહદાઅ અલ ન્નાસિ વ યકૂનુ રસૂલુ અલયકુમ શહીદા** જઅફર ઈબ્ને ઔન પોતાની સનદ સાથે અબૂ સઈદ ખુદરીથી (અને) તેઓ હુઝૂર (સલ.)થી આ પ્રમાણે રિવાયત કરે છે.

**જયારે અમલદાર અથવા હાકિમ (પોતાના ઓછા ઇલ્મના કારણે) ઇજતિહાદમાં ભૂલ કરે તો તેનો તે હુકમ રદ છે. કારણ કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જેણે એવું કામ કર્યું કે, તે અંગે અમારો હુકમ નથી તો તે રદ છે**

(૨૬/૭૫૮૮) અબૂ સઈદ ખુદરી (રદિ.) અને અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબર માટે બની અદીમાંથી એક અનસારી માણસને અમલદાર બનાવીને મોકલ્યા. તેઓ ત્યાંથી ખૂબ જ ઉચ્ચ પ્રકારનું ખજુર લઈને આવ્યા. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : શું ત્યાંનું બધું જ આ પ્રમાણે હોય છે ? તેમણે કહ્યું : ના, હુઝૂર, બલ્કે બીજી ખજુરના બે સાઅના બદલામાં અમે આ ખજુરનો એક સાઅ લઈએ છીએ. હુઝૂર (સલ.)એ કહ્યું કે, એવું ન કરો, કયાં તો બરાબર આપ-લે કરો અથવા એકને વેચીને તેની કીમતથી બીજું ખરીદો. એવી જ રીતે તોલમાં કરો.

**હાકિમ જયારે ઇજતિહાદ કરે ત્યારે તેના સવાબનું વર્ણન. પછી તે ઇજતિહાદ બરાબર કરે કે ભૂલ કરે**

(૨૭/૭૫૮૯) હઝરત અમ્ર ઈબ્ને આસ (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપે ફરમાવ્યું : જયારે હાકિમ હુકમ કરવામાં

ઈજતિહાદ કરે છે અને તેમાં તે સાચો હોય છે તો તેના માટે બેવડો સવાબ છે અને જયારે હુકમ કરવામાં ઈજતિહાદ કરે અને તેનાથી ભૂલ થઇ જાય તો તેના માટે એક સવાબ છે.

**તે માણસ વિરૂધ્ધ દલીલનું બયાન જે એમ કહે છે કે, હુઝૂર (સલ.)ના હુકમો જાહેર હતા અને એ વાતનું વર્ણન કે, અમુક સહાબાઓ હુઝૂર (સલ.)ની જગ્યાઓ અને ઇસ્લામની બાબતોથી ગાયબ રહેતા હતા**

(૨૮/૭૫૯૦) હઝરત ઉબૈદ ઈબ્ને ઉમૈર (રદિ.) કહે છે કે, અબૂ મૂસા (રદિ.)એ હઝરત ઉમર (રદિ.) પાસે આવવાની રજા માગી. પછી તેમને કોઇ કામમાં મશગૂલ જોઇને પાછા ચાલ્યા ગયા. હઝરત ઉમરે કહ્યું : શું મેં અબ્દુલ્લાહ ઈબ્ને કૈસનો અવાજ સાંભળ્યો નહીં ? તેમને આવવા દો. જેથી તેમને ફરી બોલાવવામાં આવ્યા. હઝરત ઉમરે તેમને કહ્યું કે, તમને આ કામ માટે કોણે તૈયાર કર્યા (કિંવા પાછા કેમ ચાલ્યા ગયા) તેમણે કહ્યું કે, અમને એનો (હુઝૂરના સમયમાં) હુકમ કરવામાં આવતો હતો. હઝરત ઉમરે કહ્યું કે, એ અંગે તમે ગવાહો લાવો, નહીં તો હું તમને ઠેકાણે લાવીશ. તેઓ ત્યાંથી અનસારોમાંના કેટલાક લોકો પાસે ગયા. અનસારો કહેવા લાગ્યા કે, અમારો નાનો (માણસ પણ) ગવાહી આપશે. એટલે અબૂ સઇદ ખુદરી (રદિ.) ઉભા થયા. તેઓ કહેવા લાગ્યા કે, અમને એનો હુકમ આપવામાં આવતો હતો. તે વખતે હઝરત ઉમરે કહ્યું કે, હુઝૂર (સલ.)ના આ હુકમની મને ખબર પડી નહીં. મને બજારો (ની પ્રવૃત્તિ)એ એનાથી ગાફિલ રાખ્યો.

(૨૯/૭૫૯૧) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, તમે લોકો એવું કહો છો કે, અબૂ હુરૈરા રસૂલુલ્લાહ (સલ.)ની ઘણી હદીસો રિવાયત કરે છે. (કિયામતમાં) અલ્લાહ તઆલાની સામે જવાનું છે. હું એક મિસ્કીન માણસ હતો. રસૂલુલ્લાહ (સલ.) સાથે ફકત પેટ પુરતું ખાવા માટે રહેતો હતો. મુહાજિરો બજારોમાં વેપારમાં મશગૂલ રહેતા હતા અને અનસારો પોતાનો માલ ઠીક કરવામાં રહેતા હતા. અબૂ હુરૈરા કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એક દિવસ હાજર હતો. આપે કહ્યું : કોઇ છે જે પોતાની ચાદર ફેલાવે અને જયારે હું બોલી રહું ત્યારે તેને સમેટી લે. પછી તે મારી પાસેથી જે કંઇ સાંભળશે તે કદી ભૂલશે નહીં. મેં મારી ચાદર બીછાવી. બસ તે જાતની કસમ છે જેણે

તેમને સાચા પયગમ્બર બનાવ્યા હતા. પછી મેં તેમની પાસેથી જે કંઇ સાંભળ્યું તેને હું ન ભૂલ્યો.

**તે માણસની દલીલનું વર્ણન જે હુઝૂર (સલ.)ના મના ન કરવાને પણ દલીલ સમજે છે. હુઝૂર સિવાય અન્ય કોઇના નહીં**

(૩૦/૭૫૯૨) મુહમ્મદ ઇબ્ને મુન્તદિર કહે છે કે, મેં જાબિર ઇબ્ને અબ્દુલ્લાહને કસમ ખાતા સાંભળ્યા કે, તેઓ કહેતા હતા કે, ઇબ્ને સાઇદ દજ્જાલ છે. મેં કહ્યું કે, તમે એ અંગે કસમ ખાઓ છો ? તેમણે કહ્યું : હા, મારી સામે હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ની સામે કસમ ખાઇને કહ્યું હતું અને હુઝૂર (સલ.)એ તેમને મનાઇ ફરમાવી ન હતી.

**એવા હુકમોનું બયાન જે દલીલો દ્વારા જાણવા મળે છે. 'દલાલત'નો અર્થ અને તેની તફસીર કેવી છે ?**

**હુઝૂર (સલ.)એ ઘોડાઓ વગેરેના હુકમ અંગે ખબર આપી હતી. પછી આપને ગધેડાઓ વિષે પૂછવામાં આવ્યું. આપે લોકોને અલ્લાહ તઆલાનું આ ફરમાન બતાવ્યું : 'ફમંય્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન ખયરં ય્યરહુ' પછી હુઝૂર (સલ.)ને ઘો અંગે પૂછવામાં આવ્યું ત્યારે આપે કહ્યું : ન હું તેને ખાઉં છું અને ન તેની મનાઇ કરૂં છું. હુઝૂર (સલ.)ના દસ્તરખ્વાન પર ઘો ખાવામાં આવી છે તેનાથી ઇબ્ને અબ્બાસ એવી દલીલ લાવે છે કે તે હરામ નથી**

(૩૧/૭૫૯૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઘોડો ત્રણ (માણસો) માટે છે. એકના માટે સવાબ છે. એકના માટે પરદો છે અને એકના માટે ગુનોહ છે. જેના માટે સવાબ છે તે તો એવો માણસ છે જેણે તેને ખુદાના રસ્તામાં (જિહાદ કરવા માટે) ચરવાની જગ્યાએ અથવા બાગમાં બાંધી રાખ્યો છે તો એ ઘોડો એ રસ્સી સાથે એ ચરવાની જગ્યાએ અથવા બાગમાં જે કંઇ ચરશે તે બધું તેના માટે નેકીઓ ગણાશે. જો તે ઘોડાની રસ્સી તોડીને એક-બે કુદકા મારે તો તેના કદમ અને તેની લીદ બધું તેના માટે નેકીઓ ગણાશે. જો તે નહેર પાસેથી પસાર થયો અને તેણે તેમાંથી પાણી પીધું, જો કે માલિકે તેને પીવડાવવાનો ઇરાદો કર્યો ન હતો તો તે પણ તેના માટે નેકી ગણાશે. તે માણસ માટે એ ઘોડો

સવાબ છે. એક તે માણસ છે જેણે તેને પોતાની માલદારી જાહેર કરવા અને પોતાની ઝરૂરત પૂરી કરવા માટે બાંધી રાખ્યો છે, એમ છતાં, તે ખુદાના હક્કને ભૂલ્યો નથી તો એ માણસ માટે એ ઘોડો પરદો છે. એક તે માણસ છે જેણે તેને ગર્વ અને આડંબર માટે બાંધી રાખ્યો છે તેના માટે એ ગુનોહ છે. (રાવી કહે છે કે) હુઝૂરને ગધેડાઓ વિષે પૂછવામાં આવ્યું. આપે કહ્યું કે, એ વિષે અલ્લાહ તઆલાએ મારા પર કંઇ ઉતાર્યું નથી, આ વ્યાપક અર્થવાળી આયત સિવાય **ફમં યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન ખયરં ય્યરહ. વ મંય્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન શર્રં ય્યરહ.**

(૩૨/૭૫૯૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક ઓરતે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછયું કે, યા રસૂલલ્લાહ ! (માસિકના) દિવસોનું કેવી રીતે ગુસ્લ કરવું જોઇએ ? આપે કહ્યું કે, એક ખૂશ્બૂદાર કપડું લઇને તેનાથી સાફ કર. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કેવી રીતે સાફ કરૂં ? આપે કહ્યું કે, સાફ કર. તેણે કહ્યું કે, કેવી રીતે સાફ કરૂં ? આપે કહ્યું કે, સાફ કર. હઝરત આઇશા કહે છે : હું આપનો હેતુ સમજી ગઇ, મેં તે ઓરતને મારા તરફ ખેંચીને સમજાવી દીધી.

(૩૩/૭૫૯૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ઉમ્મે હુફૈદ બિન્તે હારિસ ઇબ્ને હઝને રસૂલુલ્લાહ (સલ.) પાસે ઘી, પનીર અને ઘોનો ગોશ્ત (ભેટ રૂપે) મોકલ્યો. આપે લોકોને બોલાવ્યા. આ ખાણું આપના દસ્તરખ્વાન પર ખાવામાં આવ્યું, પરંતુ આપે નાપસંદગી દર્શાવીને પોતે ન ખાધું. જો આ વસ્તુઓ હરામ હોત તો આપના દસ્તરખ્વાન પર ખાવામાં ન આવત અને ન આપ તેના ખાવા માટે લોકોને હુકમ આપત.

(૩૪/૭૫૯૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ લસણ અથવા કાંદા ખાય તે અમારાથી અલગ રહે અથવા એમ ફરમાવ્યું કે, અમારી મસ્જિદોથી અલગ રહે અને પોતાના ઘરમાં બેસી જાય. હુઝૂર (સલ.) પાસે એક વાસણ આવ્યું. ઇબ્ને વહબ કહે છે કિંવા તબાક (એક પ્રકારનું અરબોનું વાસણ) હતું. તેમાં કંઇક શાક (રાંધેલું) હતું. આપને તેમાં ગંધ આવી. આપે પૂછયું કે, આ કઇ વસ્તુની ગંધ છે ? જે કંઇ શાક વગેરે તેમાં હતું તે કહેવામાં આવ્યું. આપે પોતાના કોઇ સહાબી તરફ જે આપની સાથે હતા, ઇશારો કરીને કહ્યું કે, એને તેમની પાસે લઇ જાઓ. તે સહાબીએ પણ તેને જોઇને તેને ખાવાનું પસંદ

કર્યું નહીં. આપે કહ્યું કે, ખાઓ. હું તો (એટલા માટે) ખાતો નથી કે, હું તેની સાથે વાતચીત કરૂં છું જેની સાથે તમે વાતચીત કરતા નથી.

ઈબ્ને ઉફૈર ઈબ્ને વહબથી રિવાયત કરે છે કે, હાંડલીમાં શાક લાવવામાં આવ્યું. લયસ અને યૂનુસે હાંડલીની વાત કહી નથી. હવે હું જાણતો નથી કે, એ ઝુહરીનું કથન છે કે હદીસમાંથી છે.

(૩૫/૭૫૯૭) હઝરત ઝુબેર ઈબ્ને મુતઈમ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે એક ઓરત આવી. કોઈ બાબત અંગે તેણે આપની સાથે વાતચીત કરી. આપે તેને કંઈ હુકમ આપ્યો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો (હું આવું અને) આપને ન પામું (તો શું) ? આપે કહ્યું કે, જો તું મને ન પામે તો અબૂબક્ર પાસે ચાલી જજે. અબૂ અબ્દુલ્લાહ કહે છે કે, અમને (કહેતી વખતે) હુમૈદીએ ઈબ્રાહીમ ઈબ્ને સઅદથી આ હદીસની રિવાયતમાં ઉમેર્યું કે, તે ઓરતની મુરાદ એવી હતી કે, જો આપનું અવસાન થઈ જાય તો પછી હું શું કરૂં ?

**હુઝૂર (સલ.)નું આ ફરમાન કે, અહલે કિતાબને તમે કંઇ પૂછો નહીં. અબૂલયમાન શુઐબથી, તે ઝુહરીથી, તે હુમૈદ ઇબ્ને અબ્દુર્રહમાનથી રિવાયત કરે છે કે, તેમણે મુઆવિયા પાસેથી સાંભળ્યું. તે વખતે તેઓ કુરૈશના અમુક લોકોને મદીનામાં હદીસ બયાન કરી રહ્યા હતા. કઅબ અહબારનો ઉલ્લેખ કરીને કહેવા લાગ્યા કે, એ તૌરાત અને ઇન્જીલ કિતાબ બયાન કરનારાઓમાં સૌથી વધુ સાચા માનવી હતા, પરંતુ તે છતાં પણ અમને તેમના જુઠા હોવાનો ખ્યાલ હતો**

(૩૬/૭૫૯૮) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) કહે છે કે, અહલે કિતાબ તૌરાતને ઈબ્રાની ભાષામાં પઢીને અરબીમાં તેનું ભાષાંતર કરીને મુસલમાનોને સંભળાવ્યા કરતા હતા. હુઝૂરે કહ્યું કે, તમે અહલે કિતાબનું ન સમર્થન કરો અને ન તેમને જુઠલાવો, બલ્કે એમ કહો કે, જે કંઈ ખુદાએ અમારા પર અને અમારાથી પહેલાં ઉતાર્યું છે તેના પર અમે ઈમાન લાવ્યા.

(૩૭/૭૫૯૯) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, તમે લોકો અહલે કિતાબને કેમ પૂછો છો, જો કે તમારી કિતાબ જે ખુદાએ પોતાના રસૂલ પર ઉતારી છે તે બધી કિતાબો કરતાં નવી છે. તમે એને શુધ્ધ (મૂળભૂત સ્થિતિમાં) પઢો છો. એમાં ફેરફાર નથી. તમને

કહેવામાં આવ્યું છે કે, અહલે કિતાબે ખુદાની કિતાબને બદલી નાખી અને ફેરફારવાળી બનાવી દીધી છે. થોડાક નાણાં મેળવવા માટે પોતાના હાથથી લખીને કહે છે કે, એ ખુદાની કિતાબ છે. લોકો ! ખબરદાર થઇ જાઓ. જે ઇલ્મ તમારી પાસે આવ્યો છે તે (તમને) તેમને પૂછવાની મનાઇ કરે છે. ખુદાની કસમ ! અમે એમનામાંથી કોઇને જોયો નથી કે, તેણે તમને તમારી કિતાબનું પૂછયું હોય.

**હુઝૂર (સલ.)નું મનાઇ ફરમાવવું હરામ હોવાનું સૂચવે છે, પરંતુ એવી વસ્તુઓમાં જેનું મુબાહ હોવું જાહેર છે. એવી જ રીતે કોઇ બાબત અંગે આપનો હુકમ કરવો (તેના મુબાહ હોવાની દલીલ છે) જેમ કે જ્યારે લોકો હજ્જમાંથી હલાલ થયા ત્યારે આપે કહ્યું કે, ઓરતો પાસે જાઓ. જાબિર (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ તેમના પર એ વાજિબ કર્યું ન હતું, બલ્કે હલાલ કર્યું હતું. ઉમ્મે અતિય્યા કહે છે કે, અમને (ઓરતોને) જનાઝાઓની પાછળ જવાની મનાઇ ફરમાવવામાં આવી છે, પરંતુ વાજિબ (હરામ હોવાનું વાજિબ) કર્યું નથી**

(૩૮/૭૬૦૦) જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, અમે લોકોએ ઉમરા વગર ફકત હજ્જનો ઇહરામ બાંધ્યો હતો. અતા કહે છે : પછી જાબિરે કહ્યું કે, ઝીલહજ્જની ચોથી તારીખે હુઝૂર (સલ.) આવ્યા. જ્યારે અમે આવ્યા ત્યારે હુઝૂરે અમને હુકમ આપ્યો કે, તમે હલાલ થઇ જાઓ અને ઓરતો પાસે જાઓ. અતા કહે છે : જાબિરે કહ્યું કે, આ (ઓરતો પાસે જવું) હુઝૂરે તેમના માટે હલાલ કર્યું હતું, વાજિબ કર્યું ન હતું. પછી હુઝૂરને એવી ખબર થઇ કે, અમે એવું કહીએ છીએ કે, જ્યારે અમારી અને અરફાની વચ્ચે પાંચ રાતો બાકી રહી ગઇ ત્યારે હુઝૂરે અમને હલાલ થવાનો અને ઓરતો પાસે જવાનો હુકમ આપ્યો હતો કે, અમે અરફામાં જઇએ અને અમારા મૂત્રપિંડોમાંથી મઝી વહેતી હોય. અતા કહે છે : જાબિરે (સમજાવવા માટે) પોતાની આંગળીને હલાવી. પછી રસૂલુલ્લાહ (સલ.)એ ઉભા થઇને કહ્યું કે, તમે લોકો જાણો છો કે, હું તમારા બધા કરતાં વધારે ખુદાથી ડરનાર, સાચું બોલનાર અને નેક કામ કરનાર છું. જો મારી પાસે 'હદી' ન હોત તો હું પણ હલાલ થઇ જાત. જેમ કે તમે હલાલ થયા છો. માટે હલાલ થઇ જાઓ. જો મને પહેલેથી તે વાતની

ખબર હોત જે હમણા થઇ છે તો હું હદી ન લાવત. (જાબિર કહે છે કે,) પછી અમે હલાલ થયા અને (હુઝૂરના) હુકમનું પાલન કર્યું અને તેને સાંભળ્યો.

(૩૯/૭૬૦૧) હઝરત અબ્દુલ્લાહ મુઝની કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, મંગરિબની નમાઝ પહેલાં નમાઝ પઢી લો. પછી ત્રીજીવાર કહ્યું કે, જેનું મન ચાહે તે પઢે, એવા ભયથી કે કયાંક લોકો એને સુન્નત ન બનાવી લે.

## મતભેદ પ્રત્યે નાપસંદગી

(૪૦/૭૬૦૨) જુન્દુબ ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કુર્આન શરીફ ત્યાં સુધી પઢો જ્યાં સુધી તમારૂં દિલ લાગેલું હોય અને જ્યારે ઉચાટ થઇ જાય ત્યારે ઉભા થઇ જાઓ. અબૂ અબ્દુલ્લાહ (બુખારી) કહે છે કે, અબ્દુર્રહમાન ઇબ્ને મહદીએ સલ્લામ પાસેથી સાંભળ્યું છે.

(૪૧/૭૬૦૩) હઝરત જુન્દુબ કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યાં સુધી તમારૂં દિલ લાગેલું હોય ત્યાં સુધી તમે કુર્આન પઢતા રહો અને જ્યારે દિલ ઉચાટ થઇ જાય ત્યારે ઉભા થઇ જાઓ.

(૪૨/૭૬૦૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની વફાતનો સમય નજીક આવ્યો ત્યારે મકાનમાં ઘણા માણસો હાજર હતા. જેમાં ઉમર ઇબ્ને ખત્તાબ પણ હતા. હુઝૂરે કહ્યું કે, આવો, હું તમારા માટે એક લખાણ લખી આપું. જે પછી તમે ગુમરાહ નહીં થાઓ. હઝરત ઉમરે કહ્યું કે, હુઝૂર અત્યારે ભયંકર બીમારીમાં (સપડાયેલા) છે. તમારી પાસે કુર્આન મોજુદ છે અને અલ્લાહની કિતાબ આપણા માટે પુરતી છે. મકાનમાં જે લોકો હતા તેમની વચ્ચે ઝઘડો થવા લાગ્યો. કેટલાક તો કહેવા લાગ્યા કે, આપની પાસે ચાલો, એવું લખાણ લખી આપશે કે જે પછી તમે ગુમરાહ નહીં થાઓ. કેટલાક લોકો હઝરત ઉમરની તરફેણ કરી રહ્યા હતા. જ્યારે તે લોકોએ હુઝૂર (સલ.) પાસે વધારે શોરબકોર કર્યો ત્યારે હુઝૂર (સલ.)એ કહ્યું કે, જાઓ, મારી પાસેથી ઉઠી જાઓ.

ઉબૈદુલ્લાહ કહે છે કે, ઇબ્ને અબ્બાસ કહેતા હતા કે, તેમના શોરબકોરના કારણે હુઝૂર (સલ.) અને આપના લખાણ વચ્ચે એક પૂરી મુસીબત અવરોધરૂપ બની ગઇ.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ અમ્રૂહુમ શૂરા બયનહુમ વ શાવિર હુમ ફીલ અમ્રિ' અને એ વાતનું વર્ણન

કે સલાહ-મંત્રણા નિર્ધાર અને હેતુ જાહેર કરવા પહેલાં હોય છે કારણ કે, તેનું ફરમાન છે : 'ફઇઝા અઝમ્ત ફતવક્કલ અલ લ્લાહિ' અને જ્યારે રસૂલુલ્લાહ (સલ.) નિશ્ચય કરી લે ત્યારે કોઇના માટે જાઇઝ નથી કે આપનો વિરોધ કરે. ઉહદની લડાઇમાં હુઝૂર (સલ.)એ પોતાના નીકળવા અને થોભવા અંગે સલાહ લીધી. બધાએ લડાઇ માટે નીકળવાની સલાહ આપી. પછી જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ પોતાનું બખ્તર પહેરી લીધું ત્યારે લોકો કહેવા લાગ્યા કે, થોભો. આપે તેમના પ્રત્યે ધ્યાન આપ્યું નહીં અને કહ્યું : કોઇ નબી માટે એ લાયક નથી કે, બખ્તર પહેરીને જ્યાં સુધી ખુદા હુકમ ન કરે ત્યાં સુધી ઉતારે. તહોમત મૂકનારાઓએ હઝરત આઇશા પર જે તહોમત મૂકી હતી તે અંગે હઝરત અલી અને ઉસામા (રદિ.)ની સલાહ લીધી હતી. તેમની સલાહ સાંભળી. અહીં સુધી કે, કુર્આને મજીદમાં હુકમ ઉતર્યો હતો. આપે તહોમત મૂકનારાઓને કોરડા માર્યા. તેમના વિરોધ તરફ ધ્યાન ન આપ્યું અને તે જ હુકમ કર્યો જે ખુદાએ ઉતાર્યો હતો. હુઝૂર (સલ.) પછી ઇમામો (સહાબા, તાબેઇન) અમાનતદારો અને આલિમોની સલાહ લેતા હતા જેથી જે બધામાં સરળ હોય તેને અપનાવે. જ્યારે કુર્આન અથવા સુન્નતથી સ્પષ્ટ રીતે જાણવા મળતું હતું તો પછી હુઝૂરના અનુકરણ સિવાય બીજી તરફ જતા ન હતા. હઝરત અબૂબક્રે ઝકાતનો ઇન્કાર કરનારાઓ સાથે લડવાનો અભિપ્રાય આપ્યો ત્યારે હઝરત ઉમરે તેમને કહ્યું કે, તમે તે લોકો સાથે કેવી રીતે લડશો, જો કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, મને ત્યાં સુધી લડવાનો હુકમ આપવામાં આવ્યો છે જ્યાં સુધી કે લોકો 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' ન કહે. જ્યારે તેઓ 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' કહે ત્યારે તેઓ મારાથી પોતાના જાનમાલને સુરક્ષિત કરી લેશે, પરંતુ ઇસ્લામના હક્કો અંગે અને તેમનો હિસાબ ખુદાના ઝિમ્મે છે. અબૂબક્રે કહ્યું કે, ખુદાની કસમ ! હું તે માણસ સાથે ઝરૂર લડીશ જેણે હુઝૂર

**(સલ.)એ ભેગી કરેલી વસ્તુને વિખેરવાનો ઇરાદો કર્યો. આ વાતચીત પછી હઝરત ઉમર પણ હઝરત અબૂબક્ર સિદ્દીકના અભિપ્રાય સાથે સંમત થઇ ગયા. હઝરત અબૂબક્ર પાસે દીનની બાબતમાં હુઝૂર (સલ.)નો હુકમ મોજુદ હતો એટલે તેમણે સલાહ (લેવા) તરફ દયાન આપ્યું નહીં. કારણ કે, તે લોકોએ નમાઝ અને ઝકાત વચ્ચે ફરક કર્યો હતો અને દીનના હુકમોમાં ફેરફાર કરવાનો ઇરાદો કર્યો હતો. હુઝૂરે કહ્યું હતું કે, જે માણસ પોતાના દીનને બદલે તેને કત્લ કરી દો. હઝરત ઉમરને સલાહ આપનારા લોકો કુર્આન પઢનાર લોકો હતા, પછી તે વયોવૃધ્ધ હોય કે નવયુવાન. હઝરત ઉમર અલ્લાહની કિતાબને સાંભળીને થંભી જતા હતા.**

(૪૩/૭૬૦૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે તહોમત મૂકનારાઓએ તેમના વિષે જે કંઇ કહેવું હતું તે કહી દીધું ત્યારે હુઝૂર (સલ.)એ વહીમાં વિલંબ થવાના કારણે હઝરત અલી અને ઉસામા ઇબ્ને ઝેદને બોલાવ્યા અને પોતાની પત્નીને અલગ કરવા અંગે સલાહ લીધી. ઉસામા તો અહલે બૈત (ઘરના માણસો) વિષે જે કંઇ જાણતા હતા તે બયાન કરીને તેમણે નિર્દોષતા જાહેર કરી, પરંતુ હઝરત અલી કહેવા લાગ્યા કે, (યા રસૂલલ્લાહ !) અલ્લાહે આપના માટે તંગી તો કરી નથી. એ સિવાય અન્ય ઓરતો છે. આપ લોંડીને પૂછો. તે આપને સાચે સાચું કહી દેશે. પછી હુઝૂરે (હઝરત આઇશાની લોંડી) બરીરાને બોલાવી અને કહ્યું કે, તેં પણ કોઇ એવી વાત જોઇ છે જેનાથી તને શંકા જતી હોય ? બરીરાએ કહ્યું કે, એનાથી વધારે મેં કંઇ જોયું નથી કે, તે એવી નાની વયની છોકરી છે કે, હાથો સાથે લાગેલો આટો (લોટ) મૂકીને સૂઇ રહે છે અને બકરી આવીને તેને ખાઇ જાય છે. આ સાંભળીને હુઝૂર મિમ્બર પર ગયા અને કહ્યું કે, મુસલમાનો ! એવો કોણ માણસ છે જે તે માણસને (તેના) દુષ્કૃત્ય (ખોટા પ્રચાર, તહોમત)ની શિક્ષા આપીને મને મદદ કરે, જેણે મારી પત્ની અંગે મને તકલીફ પહોંચાડી છે. ખુદાની કસમ ! મારી પત્ની પાસેથી ભલાઇ સિવાય મેં કંઇ જોયું નથી. પછી આપે હઝરત આઇશાની નિર્દોષતા જાહેર કરી.

(૪૪/૭૬૦૬) હઝરત આઇશા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ લોકોને ખુત્બો સંભળાવ્યો. ખુદાના

વખાણ કર્યા પછી કહ્યું કે, તમે તે લોકો વિષે મને શું સલાહ આપો છો જેઓ મારી પત્ની પર તહોમત મૂકે છે. મેં કદી તેમની (કિંવા પત્નીની) બુરાઇ જોઇ નથી. ઉરવાથી રિવાયત છે કે, જ્યારે તેમને કિંવા હઝરત આઇશાને (તહોમતદારોએ ઉભી કરેલી) પરિસ્થિતિની ખબર આપવામાં આવી ત્યારે તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને મારા ઘેર જવાની રજા છે ? આપે તેમને જવાની રજા આપી. એક છોકરાને તેમની સાથે કરી દીધા. આ બીના સાંભળીને અનસારીઓમાંના એક માણસે કહ્યું : **સુબ્હાનક મા યકૂનુ લના અન્નતકલ્લમ બિહાઝા સુબ્હાનક હાઝા બુહતાનુન અઝીમ.**

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# જહમિય્યા વગેરે ફિરકાઓ (સંપ્રદાયો)ને રદિયો તૌહીદ (એકેશ્વરવાદ)

## હુઝૂર (સલ.)નું પોતાની ઉમ્મતને ખુદાની તૌહીદ તરફ બોલાવવું

(૪૫/૭૬૦૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મુઆઝ ઇબ્ને જબલને યમન તરફ રવાના કર્યા ત્યારે તેમને કહ્યું કે, તમે 'અહલે કિતાબ'ની એક કોમ પાસે પહોંચશો ત્યારે સૌ પ્રથમ જે વાત તરફ તમે તેમને બોલાવો તે વાત એ છે કે, તે લોકો ખુદાને એક માને. પછી જ્યારે તેઓ એ જાણી લે તો તેમને ખબર આપજો કે, અલ્લાહ તઆલાએ તેમના પર રાત-દિવસમાં પાંચ વખતની નમાઝ ફર્ઝ કરી છે. પછી જ્યારે તેઓ નમાઝ પઢવા લાગે ત્યારે તેમને ખબર આપજો કે, અલ્લાહ તઆલાએ તેમના પર તેમના માલોમાં ઝકાત ફર્ઝ કરી છે. જે તેમના માલદારો પાસેથી લઇને તેમના ગરીબોને આપવામાં આવશે. પછી જ્યારે તેઓ એનો સ્વીકાર કરી લે ત્યારે તમે તેમની પાસેથી લઇ લેજો અને વીણીને લોકોનો સારો માલ ન લેશો.

(૪૬/૭૬૦૮) હઝરત મુઆઝથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તેમને કહ્યું કે, મુઆઝ ! તમે જાણો છો કે, ખુદાનો બંદાઓ પર શું હક્ક છે ? તેમણે કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : એ છે કે, બંદાઓ તેની જ ઇબાદત કરે. તેની સાથે કોઇ વસ્તુને ભાગીદાર ન બનાવે. આપે કહ્યું કે, તમે જાણો છો કે, બંદાઓનો ખુદા પર શું હક્ક છે ? તેમણે કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : એ છે કે, તેમને અઝાબ ન આપે.

(૪૭/૭૬૦૯) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, એક માણસે (બીજા) એક માણસને સૂરએ **કુલ હુવલ્લાહુ અહદ** વારંવાર પઢતા સાંભળ્યો. જ્યારે સવાર થઈ ત્યારે તેણે હુઝૂર (સલ.)ને આવીને કહ્યું. જાણે તે માણસ તેને તુચ્છ સમજ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, તે જાતની કસમ જેના કબજામાં મારો જાન છે, એ સૂરત કુર્આનના એક તૃત્યાંશ (ભાગ) જેટલી છે.

(૪૮/૭૬૧૦) હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને લશ્કરના સરદાર બનાવીને મોકલ્યો. એ માણસ જ્યારે નમાઝ પઢાવતા ત્યારે 'કુલ હુવલ્લાહુ અહદ' પર ખત્મ કરતા. જ્યારે એ લોકો પાછા આવ્યા ત્યારે હુઝૂર (સલ.)ને એ અંગે તેમણે વાત કરી. આપે કહ્યું કે, તેમને પૂછો કે, તેઓ એવું કેમ કરે છે. લોકોએ તેમને પૂછયું. તેમણે કહ્યું કે, એ રહમાનનું વિશેષણ છે. હું એને પઢવાનું પસંદ કરૂં છું. હુઝૂર (સલ.)એ કહ્યું કે, એને કહી દો કે, અલ્લાહ તઆલા તેને દોસ્ત રાખે છે.

**અલ્લાહ તઆલાનું આ ફરમાનનું વર્ણન 'કુલિ દ્ઉ લ્લાહ અવિ દ્ઉ ર્રહમાન અય્યમ્મા તદઊ ફલહુલ અસ્માઉલ હુસ્ના'**

(૪૯/૭૬૧૧) હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જે લોકો પર રહમ નહીં કરે તેના પર ખુદા રહમ નહીં કરે.

(૫૦/૭૬૧૨) હઝરત ઉસામા ઈબ્ને ઝેદ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની પાસે હતા, એવામાં આપની પુત્રીઓમાંથી કોઇ પુત્રીનો માણસ આપને બોલાવવા આવ્યો કે, તેમના પુત્રની છેલ્લી ઘડી છે. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જાઓ, કહી દો કે, જે વસ્તુ અલ્લાહ તઆલા આપે તે પણ તેની છે અને જે વસ્તુ લઇ તે લે તે પણ તેની છે. દરેક વસ્તુનો તેની પાસે મુકર્રર સમય છે. તેમને કહી દો કે, સબ્ર કરે અને સવાબની આશા રાખે. તે પુત્રીએ ફરી આપની પાસે માણસ મોકલ્યો અને કસમ આપી કે, આપ ઝરૂર આવો, ત્યારે રસૂલુલ્લાહ (સલ.) ઉભા થયા અને તેમના મકાનમાં ગયા. આપની સાથે સઅદ ઇબ્ને ઉબાદા અને મુઆઝ ઈબ્ને જબલ પણ હતા. રસૂલુલ્લાહ (સલ.)ને તે બાળક આપવામાં આવ્યું. તે વખતે તેનો શ્વાસ એવો અવાજ કરી રહ્યો હતો જેમ કે મશક હોય છે. નબીએ કરીમ (સલ.)

(બાળકની આવી સ્થિતિ જોઇને) રડમશ થઇ ગયા. સઅદે કહ્યું : યા રસૂલલ્લાહ ! (આ શું ?) આપે કહ્યું : એ રહમત છે. એને અલ્લાહ પોતાના બંદાઓના દિલમાં જ રાખે છે. અલ્લાહ તઆલા પોતાના રહમવાળા બંદાઓ પર રહમ કરે છે.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'ઇન્ન લ્લાહ હુવ ૨ઝ્ઝાકુ ઝૂલ કુવ્વતિલ મતીન'

(૫૧/૭૬૧૩) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તકલીફની વાત સાંભળીને સબ્ર કરનાર ખુદાથી વધારે કોઇ નથી. લોકો તેના માટે પુત્ર બનાવે છે, તે છતાં તે તેમને આરામથી રાખે છે અને રોજી આપે છે.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'આલિમુલ ગયબિ ફલાયુઝહિર અલા ગયબિહિ અહદન', 'ઇન્ન લ્લાહ ઇન્દહુ ઇલ્મુ સ્સાઅતિ', 'અન્ઝલહુ બિઇલ્મિહિ', 'વ મા તહમિલુ મિન ઉન્સા વ લાતદઉ ઇલ્લા બિઇલ્મિહિ' અને 'ઇલયહિ યુરદ્દુ ઇલ્મુ સ્સાઅતિ' અબૂ અબ્દુલ્લાહ કહેતા હતા : દરેક વસ્તુ પર ઇલ્મની રૂએ જાહેર છે અને દરેક વસ્તુ પર ઇલ્મની રૂએ ગુપ્ત છે

(૫૨/૭૬૧૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરે છે કે, આપે ફરમાવ્યું : ગેબની ચાવીઓ પાંચ વસ્તુઓ છે, જેને ખુદા સિવાય કોઇ જાણતું નથી. જે ગર્ભાશયમાં છે (છોકરો કે છોકરી) તેને ખુદા સિવાય બીજું કોઇ જાણતું નથી. (આવતી) કાલે જે કંઇ થશે તેને ખુદા સિવાય બીજું કોઇ જાણતું નથી. કોઇ જાણતું નથી કે, વરસાદ કયારે વરસશે. કોઇ જાણતું નથી કે કઇ જગ્યાએ મરશે અને ખુદાના સિવાય કોઇ જાણતું નથી કે, કિયામત કયારે આવશે.

(૫૩/૭૬૧૫) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત છે કે, તેમણે કહ્યું કે, તને જે કોઇ એવું કહે કે, મુહમ્મદ (સલ.)એ ખુદાને જોયા છે તો તે જુઠો છે. અલ્લાહ તઆલા ફરમાવે છે : **'લાતુદરિકુહુલ અબ્સારૂ'** અને તને જે કોઇ એવું કહે કે, તેઓ ગેબ જાણતા હતા તો તે જુઠો છે. કારણ કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : **લાયઅ્લમુલ ગયબ ઇલ્લ લ્લાહ.**

## અલ્લાહ તઆલાનું ફરમાન 'અસ્સલામુલ મુઅમિનુ'

(૫૪/૭૬૧૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ નમાઝ

પઢયા કરતા હતા અને કહેતા હતા : **અસ્સલામુ અલ લ્લાહ** (કિંવા ખુદા પર સલામ) હુઝૂર (સલ.)એ કહ્યું : અલ્લાહ તો સલામ છે. (તેને સલામ શું મોકલો છો ?) એમ કહો : **અત્તહિય્યાતુ લિલ્લાહિ વ સ્સલવાતુ વ ત્તય્યિબાતુ અસ્સલામુ અલય્ક અય્યુહ ન્નબિય્યુ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ. અસ્સલામુ અલયના વ અલા ઇબાદિ લ્લાહિ સ્સાલિહીન; અશ્હદુ અલ્લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ.**

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'મલિકિન્નાસિ' એમાં ઇબ્ને ઉમરે રસૂલે કરીમ (સલ.)થી રિવાયત કરી છે**

(૫૫/૭૬૧૭) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) રસૂલે કરીમ (સલ.)થી રિવાયત કરે છે. આપે ફરમાવ્યું: અલ્લાહ તઆલા કિયામતના દિવસે ઝમીનને મુઠ્ઠીમાં લઈ લેશે. આસ્માનને પોતાના હાથમાં લપેટી લેશે અને કહેશે કે, હું બાદશાહોનો બાદશાહ છું. ઝમીનના બાદશાહો કયાં છે ?

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ હુવલ અઝીઝુલ હકીમ. સુબ્હાન રબ્બિક રબ્બિલ ઇઝ્ઝતિ અમ્મા યસિફૂન વ લિલ્લાહિલ ઇઝ્ઝતુ વ લિરસૂલિહિ' ખુદાની ઇઝ્ઝત અને 'સિફતો' (વિશેષણો) સાથે કસમ ખાવી**

**અનસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, (જ્યારે કિયામતના દિવસે અલ્લાહ પોતાનો પગ મૂકશે ત્યારે) જહન્નમ કહેશે કે, બસ બસ, તારી ઇઝ્ઝતની કસમ ! અબૂ હુરૈરા કહે છે કે, દોઝખ અને જન્નત વચ્ચે એક માણસ રહી જશે. એ માણસ દોઝખીઓમાં સૌથી છેલ્લે દાખલ થશે. તે કહેશે કે, એય પાલનહાર ! મારૂં મોં દોઝખ તરફથી ફેરવી નાખ. તારી ઇઝ્ઝતની કસમ ! તારી પાસેથી એ સિવાય હું બીજું કંઇ નહીં માંગું. અબૂ સઇદ કહે છે કે, બેશક રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા તે માણસને કહેશે કે, તારા માટે (આ તારૂં માગેલું) છે અને એનાથી દસ ગણું બીજું છે. અય્યૂબ (અલ.)એ દુઆ કરી છે : તારી ઇઝ્ઝતની કસમ ! હું તારી બરકતથી નાઉમ્મીદ (નિરાશ) નથી, બલ્કે**

**એનો મોહતાજ છું.**

(૫૬/૭૬૧૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) કહેતા હતા કે, હું તારી ઇઝઝતની પનાહ માંગું છું. એય એવી જાત ! જેના સિવાય કોઇ મઅબૂદ નથી. જે નહીં મરે અને જિન્નાત ને ઇન્સાન બધા ફના થઇ જશે.

(૫૭/૭૬૧૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જયારે દોઝખીઓને દોઝખમાં નાખવામાં આવશે ત્યારે દોઝખ કહેશે : **હલ મિમ્ મઝીદ** અહીં સુધી કે, પરવરદિગાર તેમાં પોતાનો પગ મૂકશે તો તે સમેટાઇ જશે અને કહેશે કે, બસ બસ, તારી જાત અને કરમની કસમ ! જન્નત પોતાના રહેનારાઓને હંમેશા ફરિયાદ કરતી રહેશે, અહીં સુધી કે, ખુદા બીજા લોકોને પેદા કરશે અને જન્નતની શ્રેષ્ઠ જગ્યામાં તેમને સ્થાન આપશે.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વહુવ લ્લઝી ખલક સ્સમાવાતિ વલ અર્દ બિલ હક્કિ'

(૫૮/૭૬૨૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) રાત્રિના સમયે આ દુઆ માંગતા હતા : **અલ્લાહુમ્મ લકલ હમ્દુ રબ્બુ સ્સમાવાતિ વલ અર્દિ લકલ હમ્દુ અન્ત કય્યિમુ સ્સમાવાતિ વલ અર્દિ વ મા ફીહિન્ન લકલ હમ્દુ અન્ત નૂરૂ સ્સમાવાતિ વલ અર્દિ કવલુકલ હક્કુ વ વઅ્દુકલ હક્કુ વ લિકાઉકલ હક્કુ વલ જન્નતુ હક્કુન વ ન્નારૂ હક્કુન વ સ્સાઅતુ હક્કુન અલ્લાહુમ્મ લક અસ્લમ્તુ વ બિક આમન્તુ વ અલયક તવક્કલ્તુ વ ઇલય્ક અનબ્તુ વ બિક ખાસમ્તુ વ ઇલય્ક હાકમ્તુ ફગ્ફિરલી મા કદ્દમ્તુ વ મા અખ્ખર્તુ વ મા અસ્રરતુ વ અઅ્લન્તુ અન્ત ઇલાહી લા ઇલાહ લીગયરૂક** (ઇમામ બુખારી) કહે છે કે, અમને સાબિત ઇબ્ને મુહમ્મદે અને તેમને સુફયાને આ પ્રમાણે બયાન કર્યું. (આટલું વધુ કહ્યું) **અન્તલ હક્કુ વ કવલુકલ હક્કુ.**

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ કાન લ્લાહુ સમીઅન બસીરા'

**હઝરત આઇશાથી રિવાયત છે કે, તેમણે કહ્યું : 'અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી વસિઅ સમઉહુલ અસ્વાત'** તે વખતે

**અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : 'કદ સમિઅ લ્લાહુ કવલ લ્લતી તુજાદિલુક ફી ઝવજિહા'**

(૫૯/૭૬૨૧) હઝરત અબૂ મૂસા કહે છે કે, એકવાર અમે હુઝૂર (સલ.)ની સાથે સફરમાં હતા. જ્યારે અમે કોઇ ઉંચી જગ્યા પર ચઢતા ત્યારે ખૂબ જોરથી તકબીર કહેતા. હુઝૂર (સલ.)એ કહ્યું કે, લોકો ! તમે તમારી જાત પર નરમી કરો. કારણ કે, તમે કોઇ બહેરા (અને) ગાયબને પોકારતા નથી, બલ્કે સાંભળનાર જોનારને નજીકથી પોકારો છો. પછી હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. (તે વખતે) હું મારા દિલમાં **'લા હવ્લ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ'** બોલી રહ્યો હતો. આપે કહ્યું કે, અબ્દુલ્લાહ ઈબ્ને કૈસ, 'લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ' બોલ્યા કરો. કારણ કે, એ જન્નતના ખજાનાઓમાંનો એક ખજાનો છે અથવા એમ કહ્યું કે, શું હું તમને એ ન બતાવું.

(૬૦/૭૬૨૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.) કહે છે કે, અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ હુઝૂર (સલ.)ને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને એક એવી દુઆ શીખવો કે, જેને હું નમાઝમાં પઢયા કરૂં. આપે ફરમાવ્યું : પઢો : **અલ્લાહુમ્મ ઇન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન કસીરં વ્વ લાયગફિરૂઝ ઝુનૂબ ઇલ્લા અન્ત ફગફિર લી મિન ઇન્દિક મગફિરતન ઇન્નક અન્તલ ગફૂરૂ ર્રહીમ.**

(૬૧/૭૬૨૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલે અકરમ (સલ.)એ કહ્યું કે, મને જિબ્રઈલ (અલ.)એ અવાજ દઈને કહ્યું કે, તમારી કોમની વાંતને અને જે કંઇ તેમણે તમને જવાબ આપ્યો છે તે બધું અલ્લાહ તઆલાએ સાંભળી લીધું.

## ખુદાના આ ફરમાન 'કુલ હુવલ કાદિરૂ'નું વર્ણન

(૬૨/૭૬૨૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દરેક કામ માટે પોતાના સહાબાઓને 'ઇસ્તિખારો' શીખવતા હતા, જેવી રીતે આપ કુર્આને મજીદની સૂરત શીખવતા હતા. આપ ફરમાવતા હતા કે, તમારામાંથી જ્યારે કોઇ કંઇ કામનો ઇરાદો કરે ત્યારે તે ફર્ઝ નમાઝ સિવાય બે રકઅત નમાઝ પઢે. ત્યાર પછી એમ કહે કે, **અલ્લાહુમ્મ ઇન્ની અસ્તખીરૂક બિઇલ્મિક વ અસ્તકદિરૂક બિકુદરતિક વ અસ્અલુક મિન ફદલિક ફઇન્નક તકદિરૂ વ લા અકદિરૂ વ તઅલમુ વ**

**લાઅઅલમુ વ અન્ત અલ્લામુલ ગુયૂબ. અલ્લાહુમ્મ ફઇન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર** અહીં પોતાના કામનું નામ લે. **ખયરન લી ફી આજિલિ અમ્રી વ આજિલિહિ** અથવા કહ્યું : **ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફઅકદિરૂહુ વ યસ્સિરહુ લી સુમ્મ બારિક લી ફીહિ અલ્લાહુમ્મ ઇન કુન્ત તઅલમુ અન્નહુ શર્રૂન લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી** અથવા કહ્યું : **ફીઆજિલિ અમ્રી વ આજિલિહિ ફઅસ્રિફની અન્હુ વ અકદિર લિયલ ખયર હયસુ કાન સુમ્મ અરદિની બિહિ.**

## 'મુકલ્લિબુલ કુલૂબ' બોલવું અને અલ્લાહ તઆલાના ફરમાન 'વ નુકલ્લિબુ અફ્ઇદતહુમ વ અબ્સારહુમ'નું વર્ણન

**અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઘણી વાર આ પ્રમાણે કસમ ખાતા હતા : 'લા વ મુકલ્લિબલ કુલૂબિ'**

**અલ્લાહ તઆલાના નવ્વાણું નામ છે. ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : 'ઝૂલ જલાલિ'** કિંવા **રૂઆબદાર-પ્રભાવશાળી 'અલ બર્રૂ લ્લતીફ'**

(૬૩/૭૬૨૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલે કરીમ (સલ.)એ કહ્યું કે, ખુદાના નવ્વાણું નામ છે. જેણે એમને યાદ કર્યા તે જન્નતમાં દાખલ થશે. (ઇમામ બુખારી) કહે છે : આ હદીસમાં જે **'અહસાહા'** શબ્દ આવ્યો છે તેનો અર્થ હિફઝ કરવું (કંઠસ્થ કરવું) થાય છે.

## અલ્લાહ તઆલાના નામો સાથે માગવું અને પનાહ માગવી

(૬૪/૭૬૨૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જ્યારે તમારા લોકોમાંથી કોઇ સૂવા માટે બીછાના પર જાય ત્યારે તેણે પોતાના કપડાના છેડાથી તેને ત્રણ વાર ઝાટકવો જોઇએ અને આ પ્રમાણે બોલવું જોઇએ : **બિઇસ્મિક રબ્બી વદઅતુ જન્બી વ બિક અર્ફઉહુ ઇન અમ્સકત નફસી ફગફિર લહા વ ઇન અરસલ્તહા ફહફઝહા બિમા તહફઝુ બિહિ ઇબાદક સ્સાલિહીન.**

(૬૫/૭૬૨૭) હઝરત હુઝયફા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)

પોતાના બીછાના પર જતા હતા ત્યારે આ પ્રમાણે કહેતા : **અલ્લાહુમ્મ બિઇસ્મિક અમૂતુ વ અહયા** જયારે સવાર થતી ત્યારે આ પ્રમાણે કહેતા : **અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી અહયાના બઅ્દ મા અમાતના વ ઇલયહિ ન્નુશૂર.**

(૬૬/૭૬૨૮) હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.) જયારે રાત્રે બીછાના પર જતા ત્યારે બોલતા હતા : **બિઇસ્મિક નમૂતુ વ નહયા** અને જયારે સૂઇને ઉઠતા ત્યારે કહેતા : **અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી અહયાના બઅ્દ મા અમાતના વ ઇલયહિ ન્નુશૂર.**

(૬૭/૭૬૨૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો તેમનામાંથી (મુસલમાનોમાંથી) કોઇ પોતાની પત્ની પાસે જવાનો ઇરાદો કરે તો આ પ્રમાણે કહે : **બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબ્ન શયતાન વ જન્નિબિ શશયતાન મા રઝકતના** જો તેમને ત્યાં અલ્લાહ તઆલાએ બાળક હોવાનું મુકર્રર કર્યું હશે તો તેને શયતાન કદી નુકસાન નહીં પહોંચાડે.

(૬૮/૭૬૩૦) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે : મેં રસૂલે કરીમ (સલ.)ને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું (શિકાર પાછળ) પોતાના કુતરાને દોડાવું છું. (એનો શું હુકમ છે ?) આપે કહ્યું કે, જયારે તમે શિકાર પાછળ તમારા કુતરાને છોડો અને ખુદાનું નામ લીધું. તે કુતરાઓએ (શિકારને) પકડીને અટકાવ્યો. (પોતે ન ખાધો) તો તમે તેને ખાઇ લો. જયારે અલ્લાહનું નામ લઇને) તીર મારો અને તે (શિકારને) ઘાયલ કરી દે તો તમે તેને ખાઇ લો.

(૬૯/૭૬૩૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, લોકોએ હુઝૂર (સલ.)ને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અહીં એવા લોકો રહે છે જેઓ હમણા જ મુસલમાન થયા છે. તેઓ ગોશ્ત લાવે છે. અમને ખબર નથી કે, તેઓ ખુદાનું નામ લે છે કે નહીં. આપે કહ્યું કે, તમે ખુદાનું નામ લઇ લો અને ખાઓ.

(૭૦/૭૬૩૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ બિસ્મિલ્લાહ બોલીને અને તકબીર પઢીને બે દુંબાઓને ઝબ્હ કર્યા.

(૭૧/૭૬૩૩) હઝરત જુન્દુબ (રદિ.) કહે છે કે, ઇદુદ્દ દુહાના દિવસે તેઓ હુઝૂર (સલ.) પાસે હતા. આપ નમાઝ પઢીને ખુત્બો પઢયા. આપે કહ્યું

કે, જેણે નમાઝ પઢવા પહેલાં ઝબ્હ કર્યું હોય તેણે ફરી ઝબ્હ કરવું જોઇએ અને જેણે ઝબ્હ ન કર્યું હોય તે ખુદાનું નામ લઇને ઝબ્હ કરે.

(૭૨/૭૬૩૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નબીએ અકરમ (સલ.)એ કહ્યું કે, તમારા પિતાઓના નામો લઇને કસમ ન ખાઓ. જેણે કસમ ખાવી હોય તે ખુદાની કસમ ખાય.

## અલ્લાહ તઆલાની જાત, સિફાત (ગુણો) અને નામોનું વર્ણન

### ખુબૈબ કહે છે કે, 'વ ઝાલિક ફી ઝાતિલ ઇલાહિ'માં શબ્દ 'ઝાત' (જાત)નો તેમણે ખુદાના નામ સાથે ઉલ્લેખ કર્યો છે

(૭૩/૭૬૩૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ દસ માણસોને રવાના કર્યા હતા, જેમાં ખુબૈબ પણ હતા. (ઝુહરી કહે છે કે,) મને ઉબયદુલ્લાહ ઇબ્ને ઇયાદે કહ્યું કે, તેમને હારિસની પુત્રીએ ખબર આપી કે, જ્યારે લોકો તેમને કત્લ કરવા માટે ભેગા થયા ત્યારે તેમણે (ખુબૈબે) તેમની પાસે અસ્તરો માંગ્યો, જેથી ડુંટી નીચેના વાળ સાફ કરે. એટલે જ્યારે તેઓ તેમને કત્લ કરવા માટે હરમની બહાર લઇ ગયા ત્યારે તેમણે કહ્યું :

**મા ઉબાલી હીન ઉકતલુ મુસ્લિમન અલા અય્યિ શિક્કિન કાન ફી લ્લાહિ મસ્રઇ વ ઝાલિક ફી ઝાતિલ ઇલાહિ વ ઇં ય્યશાઅ યુબારિક અલા અવસાલિ શિલ્વિન મુમઝ્ઝઇ**

પછી હારિસના પુત્રે તેમને કત્લ કરી દીધા. જે દિવસે એ મક્કામાં કત્લ થયા તે દિવસે હુઝૂરે પોતાના સાથીઓને (મદીનામાં) ખબર આપી.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ યુહઝ્ઝિરુકુમુ લ્લાહુ નફસહુ' અને તેનું ફરમાન 'તઅલમુ મા ફી નફસી વ લા અઅલમુ મા ફી નફસિક'

(૭૪/૭૬૩૬) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલે કરીમ (સલ.)એ કહ્યું : ખુદા કરતાં વધારે શરમવાળું કોઇ નથી. એટલે જ તેણે બીભત્સતા-અશ્લીલતાને હરામ ઠેરવી છે. કોઇ એવું નથી જેને ખુદા કરતાં વધારે (પોતાના) વખાણ પસંદ હોય.

(૭૫/૭૬૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે અલ્લાહ તઆલાએ મખ્લૂકને પેદા કરી ત્યારે પોતાની કિતાબમાં લખ્યું. તેણે પોતાના વિષે લખ્યું. તે લખેલું અર્શ પર ખુદાની પાસે છે કે, મારી રહમત મારા ગુસ્સા પર છવાયેલી હશે.

(૭૬/૭૬૩૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, ખુદા તઆલા ફરમાવે છે કે, હું મારા બંદાના ખ્યાલ સાથે છું જે મારા વિષે હોય છે. જ્યારે તે મને યાદ કરે છે ત્યારે હું તેની સાથે હોઉં છું. જો તેણે મને પોતાના મનમાં યાદ કર્યો તો હું પણ તેને મારા મનમાં યાદ કરું છું. જો તેણે લોકો વચ્ચે મારો ઉલ્લેખ કર્યો તો હું પણ તેનો ઉલ્લેખ તેના કરતાં સારા લોકો કિંવા ફરિશ્તાઓ વચ્ચે કરું છું. જો તે એક વેંત મારા તરફ આવે છે તો હું તેના તરફ એક ગજ જાઉં છું. જો તે મારા તરફ એક ગજ આવે છે તો હું તેના તરફ બે ગજ જાઉં છું. જે મારા તરફ ધીમેથી આવે છે તેના તરફ હું દોડીને જાઉં છું.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'કુલ્લુ શયઇન હાલિકુન ઇલ્લા વજ્હહુ'

(૭૭/૭૬૩૯) જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, જ્યારે આ આયત ઉતરી : **કુલ હુવલ કાદિરૂ અલા અંયયબઅસ અલયકુમ અઝાબમ્ મિન ફવકિકુમ** હુઝૂર (સલ.)એ કહ્યું : **અઊઝુ બિવજહિક** જ્યારે અલ્લાહ તઆલાએ કહ્યું : **અવ મિન તહતિ અરજુલિકુમ** રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : **અઊઝુ બિવજહિક** પછી અલ્લાહ તઆલાએ કહ્યું : **અવ યલ્બિસકુમ શિયઅન** રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, એ આસાન છે.

## તેના આ ફરમાનનું વર્ણન 'વ લિતુસ્નઅ અલા અયની' અને તેનું ફરમાન 'તજરી બિઅઅયુનિના'

(૭૮/૭૬૪૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે દજ્જાલની વાત નીકળી. આપે કહ્યું કે, અલ્લાહ તઆલા તમારાથી છુપાયેલો નથી. બેશક, અલ્લાહ કાણો નથી. પોતાની આંખો તરફ ઇશારો કરીને (હુઝૂરે) કહ્યું : અને દજ્જાલ જમણી આંખે કાણો છે. જાણે તેની આંખ દૃષ્ટિહીન (રોશની વગરની) દ્રાક્ષ છે.

(૭૯/૭૬૪૧) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, ખુદાએ કોઇ નબી એવો મોકલ્યો નથી જેણે પોતાની ઉમ્મતને કાણા કઝઝાબ (જુઠા)થી ન ડરાવી હોય. તે કાણો છે અને તમારો પાલનહાર કાણો નથી. તેની બંને આંખો વચ્ચે 'કાફિર' લખેલું છે.

## અલ્લાહનું ફરમાન છે : 'હુવ

## લ્લાહુલ ખાલિકુલ બારિઉલ મુસવ્વિર'

(૮૦/૭૬૪૨) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, બની મુસ્તલિકના ગઝવામાં લોકોના હાથમાં લોંડીઓ આવી. તેમણે એવો ઈરાદો કર્યો કે, અમે તેમની સાથે સંભોગ કરીએ, પરંતુ તેમને ગર્ભ ન રહે, તો તેમણે રસૂલુલ્લાહ (સલ.)ને 'અઝલ' અંગે પૂછયું. આપે કહ્યું કે, એવું કરવામાં તમને કંઇ નુકસાન નથી. અલ્લાહ તઆલા જે વસ્તુઓને કિયામત સુધી પેદા કરનાર છે તે તેણે લખી દીધી છે. મુજાહિદ, કઝઆથી રિવાયત કરે છે કે, તેમણે કહ્યું કે, મેં અબૂ સઈદને પૂછયું. તેમણે કહ્યું કે, નબી (સલ.)એ ફરમાવ્યું કે, કોઈ સજીવ વસ્તુ પેદા થતી નથી, પરંતુ ખુદા તેને પેદા કરનાર છે.

## અલ્લાહ તઆલાનું ફરમાન 'લમા ખલકતુ બિયદય્ય'

(૮૧/૭૬૪૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું : આવી જ રીતે ઈમાનવાળાઓ કિયામતમાં ભેગા થશે (જેવી રીતે કે દુનિયામાં થાય છે) તેઓ કહેશે કે, અમારે અમારા પાલનહારના દરબારમાં ભલામણ કરવી જોઈએ. જેથી તે અમને આ (તકલીફની) જગ્યાએથી રાહત આપે. પછી તેઓ આદમ (અલ.) પાસે જશે. તેઓ કહેશે કે, આદમ (અલ.), તમે લોકોને જોતા નથી કે કેવી મુસીબતમાં સપડાયેલા છે ? તમને અલ્લાહે પોતાના હાથે પેદા કર્યા. પોતાના ફરિશ્તાઓ પાસે તમને સજદો કરાવ્યો. દરેક વસ્તુન નામો શીખવ્યાં. (હવે તમે) અમારા પરવરદિગાર પાસે અમારી ભલામણ કરો. જેથી અમને આ સ્થળેથી રાહત (છુટકારો) આપે. આદમ (અલ.) કહેશે કે, હું એ લાયક નથી. તેમનાથી જે ભૂલ થઇ છે તે વર્ણન કરશે (અને કહેશે કે,) તમે લોકો નૂહ (અલ.) પાસે જાઓ. કારણ કે, તેઓ ઝમીનવાળાઓ તરફ ખુદાના પહેલા રસૂલ છે. ત્યારે લોકો નૂહ (અલ.) પાસે જશે. તેઓ પણ કહેશે કે, હું એ લાયક નથી અને તેમનાથી જે ભૂલ થઇ છે તેનો ઉલ્લેખ કરીને કહેશે કે, તમે ઈબ્રાહીમ (અલ.) પાસે જાઓ. તે અલ્લાહ તઆલાના દોસ્ત છે. ત્યારે લોકો ઈબ્રાહીમ (અલ.) પાસે જશે. તે કહેશે કે, હું એ લાયક નથી અને તેમનાથી જે ભૂલો થઇ છે તે વર્ણન કરીને કહેશે કે, તમે મૂસા (અલ.) પાસે જાઓ. તેઓ એવા બંદા છે કે, અલ્લાહે તેમને તૌરાત આપી છે અને તેમની સાથે વાતચીત કરી છે. પછી તે લોકો મૂસા (અલ.) પાસે આવશે. તે કહેશે કે, હું એ લાયક

નથી અને તેમનાથી જે ભૂલો થઇ છે તેને વર્ણન કરશે અને કહેશે કે, તમે ઇસા (અલ.) પાસે જાઓ. તેઓ અલ્લાહના બંદા, અલ્લાહના રસૂલ 'રૂહુલ્લાહ' અને 'કલિમતુલ્લાહ' છે. જેથી લોકો ઇસા (અલ.) પાસે જશે. તેઓ કહેશે કે, હું એ લાયક નથી, પરંતુ તમે મુહમ્મદ (સલ.) પાસે જાઓ. અલ્લાહે તેમના આગલા અને પાછલા બધા ગુનાહો માફ કરી દીધા છે, જેથી લોકો મારી પાસે આવશે. હું મારા પરવરદિગાર પાસે જઇશ. મને તેની પાસે જવાની રજા મળશે. જ્યારે હું તેને જોઇશ ત્યારે સજદામાં પડી જઇશ. જ્યાં સુધી તેની મરજી હશે ત્યાં સુધી મને સજદામાં રહેવા દેશે. પછી હુકમ થશે કે, મુહમ્મદ, ઉઠો. જે કહેશો તે સાંભળવામાં આવશે. જે માંગશો તે આપવામાં આવશે. જે ભલામણ કરશો તે કબૂલ થશે. તે વખતે હું અલ્લાહ તઆલાના એવા વખાણ કરીશ જે તેણે મને શીખવ્યા છે. પછી હું ભલામણ કરીશ. તે મારા માટે એક હદ મુકર્રર કરી દેશે. હું તે લોકોને જન્નતમાં દાખલ કરીને ફરી ત્યાં જ આવીશ. જ્યારે હું મારા પાલનહારને જોઇશ ત્યારે સજદામાં પડી જઇશ. જ્યાં સુધી તેને મંઝૂર હશે ત્યાં સુધી તે મને સજદામાં પડી રહેવા દેશે. પછી મને હુકમ થશે કે, મુહમ્મદ ! ઉઠો અને કહો, સાંભળવામાં આવશે. ભલામણ કરો, કબૂલ થશે. માંગો, આપવામાં આવશે. પછી હું મારા પાલનહારની એવી તઅરીફ કરીશ જે તેણે મને શીખવી છે. પછી હું ભલામણ કરીશ. તે મારા માટે એક હદ મુકર્રર કરશે. હું તે લોકોને જન્નતમાં દાખલ કરીને પાછો ફરીશ. જ્યારે હું મારા પાલનહારને જોઇશ ત્યારે સજદામાં પડી જઇશ. જ્યાં સુધી તેને મંઝૂર હશે ત્યાં સુધી તે મને સજદામાં રહેવા દેશે. પછી હુકમ થશે કે, મુહમ્મદ ! ઉઠો. બોલો, સાંભળવામાં આવશે અને માંગો, આપવામાં આવશે. ભલામણ કરો, કબૂલ થશે. હું મારા પાલનહારની એવી તઅરીફ કરીશ જે તેણે મને શીખવી છે. તે મારા માટે એક હદ મુકર્રર કરશે. હું તેમને જન્નતમાં દાખલ કરીશ. પછી પાછો ફરીશ અને કહીશ કે, એય પાલનહાર ! દોઝખમાં તે જ લોકો છે જેમને કુર્આને રોકયા છે. તેમના માટે ત્યાં હંમેશા રહેવાનું વાજિબ થઇ ગયું છે. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું છે કે, દોઝખમાંથી તે લોકો નીકળશે જેમણે 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' કહ્યું છે અને તેમના દિલમાં જવ જેટલી નેકી છે. પછી તે લોકો દોઝખમાંથી નીકળશે જેમણે 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' કહ્યું અને તેમના દિલમાં ઘઉં જેટલી નેકી હશે. પછી તે લોકો

નીકળશે, જેમણે 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' કહ્યું અને તેમના દિલમાં રજકણ જેટલી નેકી હશે.

(૮૨/૭૬૪૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, ખુદાનો હાથ હંમેશા ભરેલો છે. રાત-દિવસનો ખર્ચ તેને ખાલી કરી શકતો નથી. આપે કહ્યું કે, બતાવો તો જ્યારથી તેણે આસ્માન અને ઝમીન પેદા કર્યાં છે ત્યારથી તેણે કેટલો ખર્ચ કર્યો હશે. પછી તેના હાથમાં જે કંઇ છે તે ઓછું થયું નથી. આપે કહ્યું કે, તેનું અર્શ (ઝમીન અને આસ્માન પેદા કરતા પહેલાં) પાણી પર હતું. તેના બીજા હાથમાં ત્રાજવું છે. (જેના માટે ઇચ્છે છે તેના માટે) નમાવી દે છે અને (જેના માટે ઇચ્છે છે તેના માટે) ઉંચું કરી દે છે.

(૮૩/૭૬૪૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે અલ્લાહ તઆલા ઝમીનને પોતાની મુઠ્ઠીમાં લઇ લેશે અને આસ્માનને પોતાના જમણા હાથ પર લપેટી લેશે. પછી કહેશે કે, હું બાદશાહ છું. ઉમર ઇબ્ને હમઝા કહે છે : મેં સાલિમ પાસેથી સાંભળ્યું છે. તેઓ કહેતા હતા કે, મેં ઇબ્ને ઉમર (રદિ.) પાસેથી સાંભળ્યું કે, તેઓ રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ પ્રમાણે રિવાયત કરતા હતા અને આ (હદીસ)ને જ સઇદ ઇબ્ને માલિકે રિવાયત કરી છે. અબૂલ યમાન કહે છે કે, અમને શુઐબે ઝુહરીથી રિવાયત કરી. તેઓ કહે છે કે, મને અબૂ સલમાએ અને તેમને અબૂ હુરૈરાએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલા ઝમીનને મુઠ્ઠીમાં લઇ લેશે.

(૮૪/૭૬૪૬) હઝરત અબ્દુલ્લાહ (ઇબ્ને મસ્ઊદ) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે એક યહૂદી આવ્યો અને કહેવા લાગ્યો કે, હે મુહમ્મદ ! અલ્લાહ તઆલા એક આંગળી પર આસ્માનોને, એક આંગળી પર ઝમીનોને, એક આંગળી પર પહાડોને, એક આંગળી પર ઝાડોને અને એક આંગળી પર બધી મખ્લૂકને લઇને કહેશે કે, હું બાદશાહ છું. (આ વાત સાંભળીને) હુઝૂર (સલ.) એટલા હસ્યા કે, આપના મુબારક દાંત દેખાવા લાગ્યા. પછી આપે આ આયત પઢી : **વ મા કદરૂ લ્લાહ હક્ક કદરિહિ** યહયા ઇબ્ને સઇદ કહે છે કે, ફુઝૈલ ઇબ્ને ઇયાઝે, મનસૂરથી, તેમણે ઇબ્રાહીમથી, તેમણે અબીદાથી, તેમણે અબ્દુલ્લાહથી રિવાયત કરવામાં આટલો ઉમેરો કર્યો છે કે, હુઝૂર (આ વાતથી) આશ્ચર્ય અને સમર્થન પામવાના

કારણે હસ્યા.

(૮૫/૭૬૪૭) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે 'અહલે કિતાબ'માંનો એક માણસ આવ્યો. તે કહેવા લાગ્યો કે, અબૂલ કાસિમ ! અલ્લાહ તઆલા એક આંગળી પર આસ્માનોને લઇ લેશે, એક આંગળી પર ઝમીનોને, એક આંગળી પર ઝાડો અને ધરતીને અને એક પર તમામ મખ્લૂકને. પછી કહેશે કે, હું બાદશાહ છું. હું બાદશાહ છું. (ઇબ્ને મસ્ઊદ કહે છે :) પછી મેં જોયું કે, હુઝૂર એટલા હસ્યા કે આપના મુબારક દાંત ખુલી ગયા. પછી આપે આ આયત પઢી : **વ મા કદરૂલ્લાહ હક્ક કદરિહિ.**

## હુઝૂર (સલ.)નું આ ફરમાન કે, અલ્લાહથી વધારે કોઇ માણસ ગયરતમંદ (સ્વમાનશીલ) નથી

(૮૬/૭૬૪૮) હઝરત મુગીરા ઇબ્ને શુઅબા (રદિ.)થી રિવાયત છે કે, સઅદ ઇબ્ને ઉબાદા (રદિ.)એ કહ્યું કે, જો હું મારી પત્ની સાથે કોઇ માણસને જોઉં તો તેને સીધી તલવાર મારી દઉં ? હુઝૂર (સલ.)ને આ ખબર પહોંચી. આપે (લોકોને સંબોધીને) કહ્યું કે, તમે સઅદના સ્વમાનથી નવાઇ પામ્યા છો ! ખુદાની કસમ ! હું સઅદ કરતાં વધારે સ્વમાનશીલ અને ખુદા મારા કરતાં વધારે સ્વમાનશીલ છે. ખુદાએ સ્વમાનના કારણે જ ફહશ (બિભત્સ-અશ્લીલ) કામોને હરામ ઠેરવ્યાં છે, જેટલા પ્રમાણમાં કે જાહેર અને ગુપ્ત છે. ખુદાથી વધારે કોઇને ઉઝર પસંદ નથી. એટલા માટે જ તેણે રસૂલોને ખુશખબરી આપવા અને ડરાવવા માટે મોકલ્યા છે. ખુદા કરતાં વધારે વખાણ કોઇને પસંદ નથી એટલે તેણે જન્નતનો વાયદો કર્યો છે. ઉબયદુલ્લાહ ઇબ્ને અમ્ર અબ્દુલ મલિકથી રિવાયત કરે છે કે, ખુદાથી વધારે કોઇ માણસ સ્વમાનશીલ નથી.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'કુલ અય્યુ શયઇન અકબરૂ શહાદતન કુલિલ્લાહુ'

**આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાની જાતને 'શયઇન' શબ્દ વડે વર્ણવી છે. રસૂલુલ્લાહ (સલ.)એ કુર્આનને 'શયઉન' શબ્દથી વર્ણવ્યું છે. એ ખુદાની સિફતો (વિશેષણો, ગુણો)માંની એક સિફત છે. અલ્લાહે ફરમાવ્યું : 'કુલ્લુ શયઇન હાલિકુન ઇલ્લા વજહહુ'**

(૮૭/૭૬૪૯) હઝરત સહલ

ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને કહ્યું કે, કુર્આનમાંથી કંઇ છે ? તેણે કહ્યું કે, જી હા, ફલાણી ફલાણી સૂરત છે, અને અમુક નામો ગણાવી દીધાં.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ કાન અરશુહુ અલલ માઇ વ હુવ રબ્બુલ અર્શિલ અઝીમ'**

**અબૂલ આલિયા કહે છે કે, 'ઇસ્તિવા ઇલ સ્સમાઇ'નો અર્થ 'ઉન્નત થયો' થાય છે. 'ફસવ્વા હુન્ન'નો અર્થ 'તેમને પેદા કર્યા' થાય છે. મુજાહિદ કહે છે કે, 'ઇસ્તવા અલલ અર્શિ'નો અર્થ 'અર્શ પર ઉન્નત થયો' થાય છે. ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'મજીદ'નો અર્થ 'કરીમ' થાય છે. 'વદૂદ' 'હબીબ'ને કહેવામાં આવે છે. બોલવામાં આવે છે કે, 'હમીદુન મજીદ' જાણે કે, 'માજિદ'થી (મજીદ) ફઇલના પ્રાસ અનુસાર છે અને 'મહમૂદ' 'હમ્દ'માંથી (ઉદ્‌ભવ્યું) છે**

(૮૮/૭૬૫૦) હઝરત ઇમ્રાન ઇબ્ને હુષેન (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) પાસે બની તમીમની કોમ આવી. આપે કહ્યું : બની તમીમ ! ખુશખબરી કબૂલ કરો. તેમણે જવાબ આપ્યો કે, ખુશખબરી તો આપો છો, પરંતુ એની સાથે કંઇ માલ પણ તો આપો. પછી યમનના અમુક માણસો આવ્યા. આપે તેમને કહ્યું : યમન-વાળાઓ ! ખુશખબરી કબૂલ કરો. કારણ કે, બની તમીમે એ કબૂલ કરી નહીં. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે એને કબૂલ કરી. અમે એટલા માટે હાજર થયા છીએ કે, દીનના મસ્અલાઓ સમજીએ. એટલે આપ અમને બતાવો કે, સૌ પ્રથમ શું હતું ? આપે કહ્યું કે, ખુદાના સિવાય કંઇ ન હતું. તેનું અર્શ પાણી પર હતું. પછી તેણે આસ્માન અને ઝમીનને પેદા કર્યાં અને (લૌહે મહફૂઝમાં) દરેક વસ્તુનું વર્ણન લખ્યું. (ઇમ્રાન કહે છે કે,) પછી મારી પાસે એક માણસ આવ્યો. તે કહેવા લાગ્યો કે, ઇમ્રાન જાઓ, તમારી ઊંટણી ખુલી ગઇ છે. હું તેને શોધવા ચાલ્યો ગયો. તેને 'સરાબ'ની તે બાજુએ જોઇ. ખુદાની કસમ ! મને એ સારૂં લાગ્યું કે, મારી તે ઊંટણી ચાલી જાય, પરંતુ હું ત્યાંથી ન ઉઠું.

(૮૯/૭૬૫૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલે કરીમ (સલ.)એ કહ્યું કે, ખુદાનો હાથ ભરેલો છે. રાત-દિવસનો ખર્ચ તેને ખાલી કરી શકતો નથી. બતાવો કે, જ્યારથી તેણે આસ્માન અને ઝમીન પેદા કર્યાં હશે ત્યારથી કેટલો ખર્ચ કર્યો હશે. આમ

છતાં, તેના હાથમાં જે કંઇ છે તે ઓછું થયું નથી. તેના બીજા હાથમાં આપવું અને રોકવું છે. (જેના માટે) ઇચ્છે છે નમાવે છે અને (જેના માટે) ઇચ્છે છે રોકી લે છે.

(૯૦/૭૬૫૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઝેદ ઇબ્ને હારિસા હુઝૂર (સલ.) પાસે આવીને (પોતાની પત્ની ઝેનબ બિન્તે જહશની) ફરિયાદ કરવા લાગ્યા. રસૂલુલ્લાહ (સલ.)એ તેમને કહ્યું કે, **ઇત્તકિ લ્લાહ વ અમ્સિક અલયક ઝવજક** રસૂલુલ્લાહ (સલ.) કહે છે કે, જો ખુદાના રસૂલ કોઇ આયતને છુપાવત તો આ આયતને છુપાવત. (રાવી કહે છે કે) ઝેનબ રસૂલુલ્લાહ (સલ.)ની અન્ય પત્નીઓ સામે ગર્વ કરતા હતા કે, તમારા બધાના તમારા લોકોએ વિવાહ કર્યા અને મારા ખુદાએ સાતમા આસ્માન પર વિવાહ કર્યા છે. સાબિતથી રિવાયત છે કે, આ આયત **વ તુખ્ફી ફી નફસિક મ લ્લાહુ મુબ્દીહિ વ તખ્શ ન્નાસ** ઝેનબ બિન્તે જહશ અને ઝેદ ઇબ્ને હારિસા અંગે ઉતરી છે.

(૯૧/૭૬૫૩) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, પરદાની આયત ઝેનબ બિન્તે જહશ અંગે ઉતરી છે. રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે તેમની સાથે શાદી કરી ત્યારે ગોશ્ત-રોટલી ખવડાવી હતી. એ રસૂલુલ્લાહ (સલ.)ની બધી પત્નીઓ સામે ગર્વ કરતા હતાં અને કહેતાં હતાં કે, ખુદાએ મારા નિકાહ આસ્માન પર કર્યા છે.

(૯૨/૭૬૫૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, ખુદાએ જ્યારે મખ્લૂકને પેદા કરી ત્યારે લૌહે મહફૂઝ પર લખ્યું કે, મારી રહમત મારા ગુસ્સા પર છવાઇ ગઇ.

(૯૩/૭૬૫૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જે માણસ અલ્લાહ અને રસૂલ પર ઇમાન લાવ્યો, નમાઝ કાયમ કરી, રમઝાનના રોઝા રાખ્યા તો ખુદા પર તેનો હક છે કે, તેને જન્નતમાં દાખલ કરે. ચાહે તેણે ખુદાના રસ્તામાં હિજરત કરી હોય અથવા જ્યાં પેદા થયો છે ત્યાં જ બેસી રહ્યો હોય. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે લોકોને આ વાતની ખબર ન આપીએ ? આપે કહ્યું કે, જન્નતમાં સો વર્ગો (દરજ્જાઓ) છે, જેમને ખુદાએ જિહાદ કરનારાઓ માટે રાખ્યા છે. દરેક વર્ગ વચ્ચે એટલું અંતર છે કે, જેટલું આસ્માન અને ઝમીનની વચ્ચે છે. એટલે જ્યારે તમે ખુદા પાસે

દુઆ માંગો ત્યારે ફિરદૌસ માંગજો. કારણ કે, તે વચ્ચેની જન્નત છે અને સૌથી શ્રેષ્ઠ છે. તેની ઉપર ખુદાનું અર્શ છે. તેમાં જ જન્નતની નહેરો નીકળે છે.

(૯૪/૭૬૫૬) હઝરત અબૂઝર (ગિફારી) કહે છે કે, હું મસ્જિદમાં દાખલ થયો. તે વખતે રસૂલુલ્લાહ (સલ.) બેઠા હતા. જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે આપે કહ્યું કે, અબૂઝર ! તમે જાણો છો કે, સૂર્ય અસ્ત થયા પછી કયાં જાય છે ? મેં કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું કે, એ જઇને અલ્લાહ તઆલા પાસે સજદો કરવાની રજા માગે છે. એટલે તેને રજા આપવામાં આવે છે. જાણે તેને કહેવામાં આવ્યું કે, જે બાજુથી તું આવ્યો હતો તે બાજુએ ચાલ્યો જા. જેમકે (કિયામતની નજીક) પશ્ચિમ દિશામાંથી (સૂર્ય) ઉદય પામશે અને આ આયત પઢી : **ઝાલિક મુસ્તકર્રૂ લ્લહા** અબ્દુલ્લાહ (ઇબ્ને મસ્ઊદ)ની કિર્અતમાં છે.

(૯૫/૭૬૫૭) હઝરત ઝેદ ઇબ્ને સાબિત (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.)એ મારી પાસે હુકમ મોકલ્યો. મેં કુર્આન શરીફ એકત્ર કરવાનું શરૂ કર્યું. અહીં સુધી કે, સૂરએ તૌબાની છેલ્લી આયત અબૂ ખુઝયમા અનસારી પાસે મને મળી, તે બીજા કોઇ પાસે મને મળી નહીં **લકદ જાઅકુમ રસૂલુન મિન અન્ફુસિકુમ....**

(૯૬/૭૬૫૮) હઝરત યૂનુસ (રાવી)થી આ પ્રમાણે રિવાયત છે અને કહ્યું કે, આ આયત અબૂ ખુઝયમા અનસારી પાસે મળી.

(૯૭/૭૬૫૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સખ્તીના સમયે આ દુઆ પઢતા હતા : **લા ઇલાહ ઇલ્લ લ્લાહુલ અલીમુલ હલીમ. લા ઇલાહ ઇલ્લ લ્લા હુવ રબ્બુલ અર્શિલ અઝીમ. લા ઇલાહ ઇલ્લ લ્લા હુવ રબ્બુ સ્સમાવાતિ વ રબ્બુલ અર્દિ વ રબ્બુલ અર્શિલ કરીમ.**

(૯૮/૭૬૬૦) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, કિયામતના દિવસે લોકો ઉઠશે ત્યારે હું મૂસા (અલ.)ને જોઇશ કે, તેમણે અર્શનો પાયો પકડયો છે. માજિશૂને અબ્દુલ્લાહ ઇબ્ને ફઝલથી, તેમણે અબૂ સલમહથી તેમણે અબૂ હુરૈરાથી અને તેમણે રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરી છે કે, આપે ફરમાવ્યું કે, સૌપ્રથમ હું ઉઠીશ ત્યારે જોઇશ કે મૂસા (અલ.)એ

અર્શને પકડયું હશે.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'તઅ્રૂજુલ મલાઇકતુ વ રૂહુ ઇલયહિ' અને આ ફરમાન 'ઇલયહિ યસ્અદુલ કલિમુ ત્તય્યિબુ'**

**અબૂ જમરા ઇબ્ને અબ્બાસથી રિવાયત કરે છે કે, જ્યારે અબૂ ઝરને રસૂલુલ્લાહ (સલ.)ના પયગમ્બર હોવાની ખબર થઇ ત્યારે તેમણે પોતાના ભાઇને કહ્યું કે, તે માણસની કંઇ ખબર તો લાવો, તે કહે છે કે, મારી પાસે આસ્માનથી વહી આવે છે**

**મુજાહિદ કહે છે : 'અલ અમલુ સ્સાલિહુ યરફઉલ કલિમ ત્તય્યિબ' અને 'ઝીલ મઆરિજ'નો અર્થ એ છે કે, ફરિશ્તાઓ ખુદાની પાસે જાય છે**

(૯૯/૭૬૬૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, તમારી પાસે આગળ પાછળ રાતના ફરિશ્તાઓ અને દિવસના ફરિશ્તાઓ આવે છે. અસ્ર અને ફજની નમાઝમાં તેમનું મિલન થાય છે. પછી તે ફરિશ્તાઓ જે તમારી પાસે રાત્રે રહ્યા હતા તે ચાલ્યા જાય છે. તેમને તમારો પાલનહાર પૂછે છે, જો કે તે તમારી હાલતથી સારી રીતે માહિતગાર છે. (ફરિશ્તાઓ !) તમે મારા બંદાઓને કેવી હાલતમાં મૂકીને આવ્યા છો ? તેઓ કહે છે કે, જ્યારે અમે તેમની પાસે ગયા હતા ત્યારે પણ તેઓ નમાઝમાં મશગૂલ હતા. હવે જ્યારે અમે તેમને મૂકીને આવ્યા ત્યારે પણ તેઓ નમાઝ પઢી રહ્યા હતા. ખાલિદ ઇબ્ને મખ્લદ પોતાની સનદ સાથે અબૂ હુરૈરાથી રિવાયત કરે છે કે, રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જેણે પોતાની પાક કમાઇમાંથી એક ખજુર જેટલું કંઇ આપ્યું, અલ્લાહ પાસે પાક વસ્તુ સિવાય બીજું કંઇ જતું નથી, ત્યારે અલ્લાહ તઆલા તેને પોતાના જમણા હાથમાં લે છે. પછી તેને તે માણસ માટે ઉછેરે છે જેવી રીતે તમે તમારી ઘોડીના બચ્ચાને ઉછેરો છો, અહીં સુધી કે તે પહાડ બરાબર થઇ જાય છે. આ હદીસને વરકાએ અબ્દુલ્લાહ ઇબ્ને દીનારથી, તેમણે સઇદ ઇબ્ને યસારથી, તેમણે અબૂ હુરૈરાથી, તેમણે રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરી છે. આપે કહ્યું કે, અલ્લાહ તઆલા તરફ પાક વસ્તુ જ જાય છે.

(૧૦૦/૭૬૬૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ

(સલ.) સખ્તીના સમયે આ દુઆ પઢતા હતા : **લા ઇલાહ ઇલ્લ લ્લાહુલ અઝીમુલ હલીમ. લા ઇલાહ ઇલ્લ લ્લાહુ રબ્બુલ અર્શિલ અઝીમ. લા ઇલાહ ઇલ્લ લ્લાહુ રબ્બુ સ્સમાવાતિ વ રબ્બુલ અર્શિલ કરીમ.**

(૧૦૧/૭૬૬૩) હઝરત અબૂ સઈદ કહે છે કે, રસૂલે અકરમ (સલ.) પાસે સોનું મોકલવામાં આવ્યું. આપે તે ચાર માણસોમાં વહેંચી દીધું. અમને ઈસ્હાકે પોતાની સનદ સાથે અબૂ સઈદ ખુદરીથી રિવાયત કરી છે કે, હઝરત અલીએ યમનથી રસૂલુલ્લાહ (સલ.) પાસે માટી મિશ્રિત કાચુ સોનું મોકલ્યું. આપે તે અકરઅ ઇબ્ને હારિસ હન્ઝલી, બની મુજાશિઅના એક માણસ, ઉબયના ઇબ્ને હિશ્ન ઇબ્ને બદર ફઝારી, અલ્કમા ઇબ્ને ઉલાસા, બની કિલાબના એક માણસ, ઝૈદ ખૈલ તાઇ અને બની નબ્હાનના એક માણસને વહેંચી દીધું. આથી કુરેશીઓ અને અનસારીઓ નારાજ થયા. તેઓ કહેવા લાગ્યા કે, રસૂલુલ્લાહ (સલ.) નજદના પહેલવાનોને તો આપે છે અને અમને આપતા નથી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, હું તેમના દિલો ખેંચવા માંગું છું. પછી એક માણસ ઉંડી આંખો, ઉપસેલી પેશાની, ગીચ દાઢી, ફુલેલા ગાલવાળો અને મુંડાવેલા માથાવાળો આપની પાસે આવ્યો. તે કહેવા લાગ્યો કે, મુહમ્મદ ! ખુદાથી ડરો. આપે કહ્યું કે, જ્યારે હું જ તેની નાફરમાની કરીશ તો પછી કોણ તેની ફરમાંબરદારી કરશે. તેણે તો તમામ પૃથ્વીવાળાઓ પર મને પોતાનો અમાનતદાર બનાવ્યો છે અને તમે મને અમાનતદાર બનાવતા નથી ? (તે માણસની આ વાત અને હુઝૂરના આ ગુસ્સાને જોઇને) કોમમાંથી એક માણસ, મારા ખ્યાલ પ્રમાણે ખાલિદ ઇબ્ને વલીદ તેને કત્લ કરવા માટે હુઝૂરને કહેવા લાગ્યા. આપે તેમને મનાઇ કરી. પછી જ્યારે આ માણસ પાછો ફર્યો ત્યારે હુઝૂરે કહ્યું કે, એના વંશમાંથી એક કોમ પેદા થશે, જે કુર્આન પઢશે અને તે તેમના ગળાની નીચે નહીં ઉતરે. દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે શિકારમાંથી તીર નીકળી જાય છે. મુસ્લિમોને કત્લ કરશે અને કાફિરોને જવા દેશે. જો હું એમને પામીશ તો આદ કોમની જેમ કત્લ કરીશ.

(૧૦૨/૭૬૬૪) હઝરત અબૂઝર કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને આ આયત **વ શ્શમ્સુ તજરી લિમુસ્તકર્રિં લલહા**નો ભાવાર્થ પૂછયો. આપે કહ્યું કે, એનું 'મુસ્તકર' (વિરામ સ્થાન) અર્શની નીચે છે.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વુજુહું ય્યવમઇઝિન નાદિરતુન ઇલા રબ્બિહા નાઝિરતુન'

(૧૦૩/૭૬૬૫) હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, અમે હુઝૂર (સલ.) પાસે બેઠા હતા, એવામાં અચાનક આપની નઝર ચૌદમી રાતના ચાંદ પર પડી. આપે કહ્યું કે, તમે તમારા પાલનહારને એવી રીતે જોશો જેવી રીતે ચાંદને જોઇ રહ્યા છો. એને જોવામાં તમને કોઇ તકલીફ પડતી નથી. એટલે જો (સૂર્યના) ઉદય અને અસ્ત પહેલાં નમાઝ પઢવાથી તમે અશક્તિમાન ન હોવ તો પઢો.

(૧૦૪/૭૬૬૬) જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ટૂંક સમયમાં તમે તમારા પાલનહારને જાહેર અને ખુલ્લો જોશો.

(૧૦૫/૭૬૬૭) હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.) ચૌદમી રાતે અમારી પાસે આવ્યા. આપે કહ્યું કે, ટૂંક સમયમાં કિયામતના દિવસે તમે તમારા પાલનહારને એવી રીતે જોશો જેવી રીતે આ (ચાંદ)ને જુઓ છો. એને જોવામાં તમને કોઇ તકલીફ પડતી નથી.

(૧૦૬/૭૬૬૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ને પૂછયું કે, યા રસૂલલ્લાહ ! શું કિયામતમાં અમે અમારા પાલનહારને જોઇશું ? હુઝૂરે કહ્યું : શું તમને ચૌદમી રાતનો ચાંદ જોવામાં કંઇ તકલીફ પડે છે ? લોકોએ કહ્યું : નથી પડતી. આપે કહ્યું કે, જ્યારે વાદળ ન હોય ત્યારે શું સૂર્યને જોવામાં કંઇ તકલીફ પડે છે ? લોકોએ કહ્યું : ના. આપે કહ્યું કે, બસ, એવી રીતે જ તમે તેને જોશો. એવી રીતે જ અલ્લાહ તઆલા લોકોને કિયામતમાં ભેગા કરશે. આપે કહ્યું કે, જે જેની પૂજા કરે છે તે તેની સાથે થઇ જશે. એટલે જે લોકો સૂર્યને પૂજે છે તે તેની સાથે થઇ જશે. જે લોકો ચંદ્રને પૂજે છે તે ચંદ્ર સાથે અને જે મૂર્તિઓની પૂજા કરે છે તે મૂર્તિઓ સાથે થઇ જશે. આ ઉમ્મત બાકી રહી જશે. એમાં એના શફાઅત પામનાર અથવા મુનાફિકો રહી જશે. આ શંકા ઇબ્રાહીમને થઇ છે. અલ્લાહ તેમની પાસે આવશે. તે કહેશે : હું તમારો પાલનહાર છું. તેઓ કહેશે : આ અમારી જગ્યા છે, અહીં સુધી કે અમારો પાલનહાર અમારી પાસે આવશે. જ્યારે તે અમારી પાસે આવશે ત્યારે અમે તેને ઓળખી લઇશું. પછી એ ઉમ્મત પાસે અલ્લાહ તઆલા એવા

સ્વરૂપમાં આવશે જેમાં તે તેને ઓળખશે. તે કહેશે કે, હું તમારો પાલનહાર છું. આ કહેશે કે, હા, તું અમારો પાલનહાર છે. પછી આ લોકો તેની પાછળ થઇ જશે. (પુલ) સિરાત જહન્નમ પર કાયમ કરવામાં આવશે. એટલે હું અને મારી ઉમ્મત તેના પરથી પસાર થઇશું. તે દિવસે રસૂલો સિવાય બીજું કોઇ વાત કરી શકશે નહીં. રસૂલોની વાત આ પ્રમાણે હશે : **અલ્લાહુમ્મ સલ્લિમ સલ્લિમ** જહન્નમમાં એવા અંકોડાઓ હશે જેમકે સઅદાનના કાંટા હોય છે. તમે સઅદાનના કાંટા જોયા છે ? બધાએ કહ્યું કે, હા, હુઝૂર, જોયા છે. આપે કહ્યું કે, બસ તે સઅદાનના કાંટા જેવા છે, પરંતુ તેનું પ્રમાણ ખુદા જ જાણે છે કે કેટલા મોટા છે. લોકોને તેમના અમલો અનુસાર અંકોડાઓ ઉછળીને પકડી લેશે. તેમનામાંથી કેટલાક મુઅમિનોને તેમના અમલ છુપાવી લેશે અથવા કેટલાક મુઅમિનો પોતાના અમલોના કારણે હલાક થઇ જશે. કેટલાકને ટુકડે ટુકડા કરીને ફેંકી દેવામાં આવશે અથવા તેમના અમલોનો બદલો આપવામાં આવશે. (આ બધી રાવીઓની શંકા છે) પછી રોશની થશે. જ્યારે અલ્લાહ તઆલા બંદાઓનો ચુકાદો આપીને પરવારશે અને પોતાની રહમતથી લોકોને દોઝખમાંથી કાઢવા માગશે ત્યારે ફરિશ્તાઓને હુકમ કરશે કે, જે લોકો ખુદાની સાથે શિર્ક કરતા ન હતા, જેમના પર ખુદાને રહમ કરવાનું મંઝૂર હશે અને જેમણે 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'ની ગવાહી આપી છે તેમને દોઝખમાંથી કાઢે. તે લોકોને ફરિશ્તાઓ સજદાની નિશાનીઓના કારણે ઓળખી લેશે. કારણ કે, દોઝખ સજદાની જગ્યાને બાળશે નહીં. કારણ કે, અલ્લાહ તઆલાએ આગ માટે સજદાની જગ્યાને બાળવાનું હરામ કર્યું છે. એટલે એ લોકો દોઝખમાંથી બળેલા નીકળશે. તે વખતે 'આબે હયાત' (અમૃતજળ) નાખવામાં આવશે. તેના કારણે તાજગીભર્યા (પ્રફુલ્લ) થઇ જશે. જેમકે પાણીના વહેણની જગ્યાએથી દાણો લીલોછમ ઉગે છે. અલ્લાહ બંદાઓના કેસો પતાવીને પરવારશે ત્યારે એક માણસ દોઝખ તરફ મોં કરીને ઉભો થઇ જશે. એ માણસ દોઝખીઓમાંથી સૌથી છેલ્લે જન્નતમાં દાખલ થશે. તે પોતાના પાલનહારને કહેશે કે, એય પરવરદિગાર ! મારૂં મોં દોઝખ તરફથી ફેરવી નાખ. એની હવાએ મને પરેશાન કરી નાખ્યો છે. એની ઝાળથી મારૂં મોં દાઝી ગયું છે. પછી જ્યાં સુધી ખુદાને મંઝૂર હશે ત્યાં સુધી તે દુઆ કરતો રહેશે, છેવટે અલ્લાહ તઆલા તેને કહેશે કે જો તારો સવાલ પૂરો કરવામાં આવે તો

પછી તું બીજું કંઇ તો નહીં માંગે ? તે કહેશે : ના, ખુદાવંદે આલમ ! તારી ઇઝઝતની કસમ ! હું બીજું કંઇ નહીં માંગું, જ્યાં સુધી અલ્લાહને મંઝૂર હશે ત્યાં સુધી આ વચન પર તે કાયમ રહેશે. ત્યારે અલ્લાહ તઆલા તેનું મોં દોઝખ તરફથી ફેરવી નાખશે. પછી જ્યારે તે જન્નતને જોશે ત્યારે જ્યાં સુધી ખુદાને મંઝૂર હશે ત્યાં સુધી ચુપ રહેશે. છેવટે તે કહેશે કે, એય પરવરદિગાર ! મને જન્નતના દરવાજા પાસે પહોંચાડી દે. અલ્લાહ તઆલા તેને કહેશે કે, શું તેં વચન આપ્યું નથી કે મારી પાસે બીજું કંઇ નહીં માંગે ? હે માનવી ! તારી વલે થાય, તું ભારે વચનભંગી છે. તે કહેશે કે, એય પાલનહાર ! તે ખુદા પાસે દુઆ કરતો રહેશે. અહીં સુધી કે, ખુદા તેને કહેશે કે, જો તારો આ સવાલ પૂરો કરવામાં આવશે તો પછી તું બીજું કંઇ તો નહીં માંગે ? તે કહેશે કે, એય પાલનહાર ! તારી ઇઝઝતની કસમ ! હું બીજું કંઇ નહીં માંગું. જેટલા ખુદાને મંઝૂર હશે તેટલા વચનો આપશે ત્યારે અલ્લાહ તઆલા તેને જન્નતના દરવાજાની નજીક કરશે. હવે જ્યારે જન્નતની વિશાળતા, રોનક અને (ત્યાંના લોકોની) ખુશી જોશે ત્યારે જ્યાં સુધી અલ્લાહ તઆલાને મંઝૂર હશે ત્યાં સુધી ચુપ રહેશે. પછી છેવટે કહેશે કે, એય પાલનહાર ! મને જન્નતમાં દાખલ કરી દે. ખુદા તઆલા કહેશે : શું તેં વચન આપ્યું નથી કે તું મારી પાસે બીજું કંઇ નહીં માંગે. અફસોસ, હે માનવી ! તું કેવો વચનભંગી છે. તે કહેશે કે, એય પાલનહાર ! હું તારી મખ્લૂકમાં સૌથી વધારે બદનસીબ બનું ? પછી તે ખુદાને વિનંતી કરતો રહેશે. અહીં સુધી કે, ખુદા તઆલા હસશે. તે ફરમાવશે : જન્નતમાં ચાલ્યો જા. જ્યારે તે જન્નતમાં ચાલ્યો જશે ત્યારે અલ્લાહ તઆલા તેને કહેશે કે, તમન્ના કર. ત્યારે તે પોતાના પાલનહાર પાસે તમન્ના કરવાનું શરૂ કરશે. અહીં સુધી કે, અલ્લાહ તઆલા તેને યાદ અપાવશે કે ફલાણી વસ્તુ છે અને ફલાણી વસ્તુ છે. પછી જ્યારે તેની તમન્નાઓ પૂરી થઇ જશે ત્યારે અલ્લાહ તઆલા કહેશે કે, એ અને એના જેટલું બીજું તારા માટે છે. અતા ઇબ્ને યઝીદ કહે છે : અબૂ સઇદ ખુદરી અબૂ હુરૈરા પાસે તેમની આ હદીસ સાંભળી રહ્યા હતા. કોઇ શબ્દ અંગે તેમણે કંઇ કહ્યું નહીં. અહીં સુધી કે, જ્યારે અબૂ હુરૈરા આ વાકય પર પહોંચ્યા કે, 'તારા માટે એ અને એની સાથે એના જેટલું બીજું છે' ત્યારે અબૂ સઇદ ખુદરીએ કહ્યું કે, 'એનાથી દસ ગણું બીજું છે.' અબૂ હુરૈરાએ કહ્યું કે, મેં તો આ જ યાદ કર્યું છે કે,

'એના જેટલું બીજું છે.' અબૂ સઇદ ખુદરીએ કહ્યું કે, હું ગવાહી આપું છું કે, મેં રસૂલે કરીમ (સલ.) પાસેથી (સાંભળ્યું કે,) તેનું ફરમાન છે કે, તારા માટે આ અને એનાથી દસ ગણું બીજું છે. અબૂ હુરૈરાએ કહ્યું કે, આ માણસ જન્નતમાં સૌથી છેલ્લે દાખલ થનાર છે.

(૧૦૭/૭૬૬૯) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું અમે કિયામતમાં અમારા પાલનહારને જોઇશું ? આપે કહ્યું : શું તમને બપોરના સમયે સૂર્ય જોવામાં કંઇ તકલીફ પડે છે ? અમે કહ્યું કે, ના, હુઝૂર. આપે કહ્યું કે, બસ એવી જ રીતે તે દિવસે તમને તમારા પાલનહારને જોવામાં પણ કંઇ તકલીફ નહીં પડે. જેમકે સૂર્ય જોવામાં કંઇ તકલીફ પડતી નથી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, પછી જાહેરાત કરનાર જાહેરાત કરશે કે, જે કોમ જે વસ્તુની પૂજા કરતી હોય તે તેની સાથે થઇ જાય. સલીબ (ક્રોસ)વાળા પોતાની સલીબ સાથે અને મૂર્તિપૂજક પોતાની મૂર્તિઓ સાથે, સારાંશ કે, દરેક ધર્મવાળા પોતપોતાના ખુદાઓ સાથે થઇ જશે. અહીં સુધી કે, ફકત ખુદાને પૂજનારા રહી જશે. તેમાં નેક અને બુરા અને 'અહલે કિતાબ'માંના બાકી રહી ગયેલા પણ હશે. પછી તેમની સામે જહન્નમને રજુ કરવામાં આવશે. જહન્નમ એવી લાગશે જેમકે મૃગજળ હોય છે. પછી યહૂદીઓને કહેવામાં આવશે કે, તમે કઇ વસ્તુની પૂજા કરતા હતા ? તેઓ કહેશે કે, અમે અલ્લાહના પુત્ર ઉઝૈરની પૂજા કરતા હતા. તેમને કહેવામાં આવશે કે તમે જુઠ્ઠું બોલ્યા. ખુદાની કોઇ પત્ની અને પુત્ર નથી. તમે શું ઇચ્છો છો ? તેઓ કહેશે કે, અમે એવું ઇચ્છીએ છીએ કે, અમને પાણી પીવડાવો. કહેવામાં આવશે કે, (જાઓ) પીઓ. તેઓ (જહન્નમમાં) પડી જશે. પછી ઇસાઇઓને કહેવામાં આવશે કે તમે કોની પૂજા કરતા હતા ? તેઓ કહેશે કે, અલ્લાહના પુત્ર મસીહ (ઇસા)ની પૂજા કરતા હતા. તેમને કહેવામાં આવશે કે, તમે જુઠા છો. અલ્લાહની ન પુત્રી છે, ન પુત્ર. તમે શું ઇચ્છો છો ? તેઓ કહેશે કે, અમે ઇચ્છીએ છીએ કે, તમે અમને પાણી પીવડાવો. તેમને કહેવામાં આવશે કે, પીઓ. પછી તેઓ (દોઝખમાં) પડી જશે. માત્ર તે જ નેક અને બુરા લોકો રહી જશે જેઓ ખુદાની ઇબાદત કરતા હતા. તેમને કહેવામાં આવશે કે, બધા લોકો તો ગયા. તમે અહીં કેમ થોભ્યા છો ? તેઓ કહેશે કે, અમે તે લોકોથી ત્યારે જ અલગ થઇ ગયા હતા જ્યારે

કે અમને તેમની સાથે મળવાની વધારે ઝરૂર હતી. અમે જાહેરાત કરનારનો અવાજ સાંભળ્યો છે કે, દરેક માણસ તે જેની પૂજા કરતો હોય તેની સાથે થઇ જાય. એટલે અમે અમારા પાલનહારની રાહ જોઇએ છીએ. આપે કહ્યું : ત્યારે તેમની પાસે તેમનો પાલનહાર એવા સ્વરૂપમાં આવશે જેમાં તેમણે તેને પહેલાં નહીં જોયો હોય. તે કહેશે કે, હું તમારો પાલનહાર છું. તેઓ કહેશે : તું અમારો પાલનહાર છે. તે દિવસે નબીઓ સિવાય બીજું કોઇ વાત નહીં કરે. પછી તે (ખુદા) કહેશે કે, તમને કોઇ નિશાનીની પણ ખબર છે જેનાથી તમે તેને ઓળખી શકો ? તેઓ કહેશે કે, હા, પિંડલી છે. બસ તે વખતે (અલ્લાહ) પોતાની પિંડલી ખોલશે. દરેક મુઅમિન તેને સજદો કરશે. તે લોકો સજદો નહીં કરી શકે જેમણે લોકોને દેખાડવા અને સંભળાવવા માટે (દુનિયામાં) સજદો કર્યો હશે. તે માણસ સજદો કરવા ઇચ્છશે, પરંતુ તેની પીઠ એક લાકડું બની જશે. (તે સજદો નહીં કરી શકે) પછી જહન્નમની પીઠ પર પુલ (સિરાત) લાવીને મૂકવામાં આવશે. અમે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! પુલ (સિરાત) શું વસ્તુ છે ? આપે કહ્યું કે, તે પગ સરકવાની જગ્યા છે. તેમાં અંકોડા અને વાંકાચુકા કાંટા છે. એવા કાંટા નજદની એક ઘાસને હોય છે જેને સઅદાન કહેવામાં આવે છે. (કેટલાક) મુઅમિનો આંખના પલકારામાં, (કેટલાક) વીજળીની જેમ, (કેટલાક) હવાની જેમ, (કેટલાક) ઘોડેસ્વારની જેમ અને (કેટલાક) ઊંટસ્વારની જેમ પસાર થશે. કેટલાક પસાર થનારા તો સલામત રીતે પસાર થઇ જશે અને કેટલાક દાઝીને છુટકારો મેળવશે. અહીં સુધી કે, તેમનામાંના છેલ્લા માણસને ઘસડીને બહાર કાઢવામાં આવશે. તમે તો મારી પાસે (દુનિયામાં) હક્કો અંગે કંઇ પણ માંગણી કરતા નથી જેમકે મુઅમિન તે દિવસે અલ્લાહ તઆલા પાસે માંગણી કરશે. જ્યારે મુઅમિન પોતાના માટે જોશે કે અમે છુટકારો મેળવી લીધો ત્યારે તે પોતાના ભાઇઓ માટે (જેઓ દોઝખમાં પડયા હશે) કહેશે કે, ખુદાવંદે આલમ ! અમારા ભાઇ અમારી સાથે નમાઝ પઢતા હતા, અમારી સાથે રોઝા રાખતા હતા અને અમારી સાથે નેક કામ કરતા હતા. (હવે તેઓ દોઝખમાં પડયા છે) અલ્લાહનો હુકમ થશે, જાઓ અને જેના દિલમાં તમે એક અશરફી (સોનામહોર) જેટલું ઇમાન જુઓ તેને કાઢી લાવો. અલ્લાહ તઆલાએ આગ માટે એમના (ગુનેહગારોના) ચહેરાઓને સળગાવવાનું હરામ

ઠેરવ્યું છે. કેટલાક લોકો દોઝખમાં પગ સુધી અને કેટલાક માણસો પિંડલીઓ સુધી ધસી ગયેલા હશે. પછી એ લોકો જેમને જેમને ઓળખી લેશે તેમને કાઢી લાવશે. પછી (ખુદા પાસે) જશે. હુકમ થશે કે જેના દિલમાં તમે અડધી અશરફી (સોનામહોર) જેટલું ઈમાન જુઓ તેને કાઢી લાવો. તેઓ જેમને ઓળખશે તેમને કાઢી લાવશે. ફરી પાછા ફરશે. અલ્લાહ તેમને કહેશે કે, જાઓ, જેમના દિલમાં તમે રજકણ જેટલું ઈમાન જુઓ તેને પણ કાઢી લાવો. જેથી જેને તે ઓળખશે તેને કાઢી લાવશે. અબૂ સઈદ કહે છે કે, જો તમે મારી વાત સાચી સમજતા નથી તો આ આયત પઢો : **ઇન્ન લ્લાહ લાયઝલિમુ મિસ્કાલ ઝર્રતિન વ ઇન તકુ હસનતં ય્યુદાઇફહા** પછી નબીઓ, ફરિશ્તાઓ અને મુઅમિનો શફાઅત કરશે. પછી અલ્લાહ તઆલા કહે છે કે, હવે મારી શફાઅત બાકી રહી ગઇ છે અને દોઝખમાંથી મુઠ્ઠી ભરીને એવા લોકોને કાઢશે જેઓ બળીને કોલસો થઇ ગયા હશે. તે લોકો એક નહેરમાં જશે. જે જન્નતની સામે છે. જેને 'નહરે હયાત' કહેવામાં આવે છે. એટલે એ લોકો તેમાં નાખતાં જ એવા તાજગીભર્યા (પ્રફુલ્લ) થઇ જશે જેમકે પાણીના વહેણની જગ્યાએ દાણો લીલોછમ ઉગે છે. તમે તેને પત્થર અથવા ઝાડની પાસે જોયો હશે કે જેટલો તે સૂર્ય સામે હોય છે તેટલો લીલો હોય છે અને જેટલો છાંયડામાં હોય છે તેટલો સફેદ હોય છે. પછી તે લોકો તે નહેરમાંથી મોતીના જેમ (ચમકદાર થઇને) નીકળશે. તેમના ગળામાં સોનાની જણસ પહેરાવવામાં આવશે. પછી જન્નતમાં દાખલ કરવામાં આવશે. જન્નતવાસીઓ તેમને 'રહમાનના આઝાદ કરેલા' કહેશે. જેમને કોઇ પણ અમલ અને નેકી વગર જન્નતમાં દાખલ કર્યા છે. તે લોકોને કહેવામાં આવશે કે, તમારા માટે આ (જન્નતની આરામદાયક સગવડો) જે તમે જોઇ તે અને એના જેવી બીજી છે. હજ્જાજ ઈબ્ને મિન્હાલ કહે છે કે, અમને હમામ ઈબ્ને યહયાએ, તેમણે કહ્યું કે, અમને કતાદાએ અનસ ઈબ્ને માલિક મારફતે હુઝૂર (સલ.)થી રિવાયત કરી છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, ઈમાનવાળા-ઓને કિયામતના દિવસે એકત્ર કરવામાં આવશે. એટલે સુધી કે તેઓ ગમગીન થઇ જશે. તેઓ કહેશે કે, જો આપણા પાલનહાર પાસે આપણી ભલામણ કરવામાં આવે તો આપણને આ જગ્યાએથી છુટકારો આપે. અહીં સુધી કે, તેઓ આદમ (અલ.) પાસે જશે અને કહેશે કે, આપ બધા માણસોના પિતા છો. આપને અલ્લાહ

તઆલાએ પોતાના હાથે પેદા કર્યા છે. પોતાની જન્નતમાં આપને રાખ્યા છે. પોતાના ફરિશ્તાઓ પાસે આપને સજદો કરાવ્યો. દરેક વસ્તુનું નામ આપને શીખવ્યું. આપ આપના પાલનહારના દરબારમાં અમારી ભલામણ કરો. જેથી તે અમને આ તકલીફમાંથી છુટકારો આપે. આદમ (અલ.) કહેશે કે, હું એ લાયક નથી. તે પ્રતિબંધિત ઝાડ (ના ફળ) ખાવાની પોતાની ભૂલ વર્ણન કરશે અને કહેશે કે, તમે નૂહ (અલ.) પાસે જાઓ. તે પહેલા નબી છે જેમને ખુદાએ ઝમીન પર મોકલ્યા છે. જેથી લોકો નૂહ (અલ.) પાસે જશે. તે કહેશે કે, હું એ લાયક નથી. 'તેમણે ઇલ્મ વગર પ્રશ્ન કર્યો હતો' તે પોતાની ભૂલ જણાવશે. તે કહેશે કે, તમે ઇબ્રાહીમ (અલ.) પાસે જાઓ. તેઓ અલ્લાહના ખલીલ (નજીકના દોસ્ત) છે. હુઝૂર (સલ.) કહે છે કે, પછી લોકો ઇબ્રાહીમ (અલ.) પાસે જશે. તે કહેશે કે, હું એ લાયક નથી. પોતાના ત્રણ જૂઠ વર્ણન કરીને કહેશે કે, તમે મૂસા (અલ.) પાસે જાઓ. તેઓ અલ્લાહના એવા બંદા છે કે, અલ્લાહે તેમને તૌરાત આપી છે અને તેમની સાથે વાત કરી છે. પોતાની નિકટતાથી નવાઝયા છે. આપ કહે છે : ત્યારે લોકો મૂસા (અલ.) પાસે જશે. તે કહેશે કે, હું એ લાયક નથી. 'એક માણસને કત્લ કર્યો હતો' તે પોતાની ભૂલ જણાવશે. તે કહેશે કે, તમે હઝરત ઈસા (અલ.) પાસે જાઓ. તેઓ અલ્લાહના બંદા, તેના રસૂલ, રૂહુલ્લાહ અને કલિમતુલ્લાહ છે. આપ કહે છે કે, ત્યારે લોકો ઈસા (અલ.) પાસે જશે. તે કહેશે કે, હું એ લાયક નથી. તમે હઝરત મુહમ્મદ (સલ.) પાસે જાઓ. તેઓ અલ્લાહના બંદા છે. અલ્લાહે તેમના આગલા પાછલા બધા ગુનાહો માફ કર્યા છે. આપ કહે છે કે તે વખતે લોકો મારી પાસે આવશે. હું મારા પરવરદિગાર પાસે તે મકાનમાં દાખલ થવાની રજા માગીશ જેથી મને હુકમ આપવામાં આવશે. જ્યારે હું તેને જોઇશ ત્યારે સજદામાં પડી જઇશ. જ્યાં સુધી તેને મંઝૂર હશે ત્યાં સુધી મને સજદામાં રહેવા દેશે. પછી મને કહેશે કે, મુહમ્મદ ! ઉઠો અને કહો, સાંભળવામાં આવશે. ભલામણ કરો, કબૂલ થશે અને માંગો, આપવામાં આવશે. આપ કહે છે કે, પછી હું શિર ઉઠાવીશ અને મારા પાલનહારના એવા વખાણ કરીશ જે મને શીખવવામાં આવશે. પછી હું ભલામણ કરીશ ત્યારે તે મારા માટે એક હદ મુકર્રર કરશે. હું તે લોકોને દોઝખમાંથી કાઢીને જન્નતમાં દાખલ કરીશ. કતાદા કહે છે : મેં અનસ (રદિ.) પાસેથી આ પણ સાંભળ્યું છે કે તે કહેતા હતા :

આપે ફરમાવ્યું : એટલે હું જઇશ અને લોકોને દોઝખમાંથી કાઢીશ અને જન્નતમાં દાખલ કરીશ. પછી પોતાના પાલનહારના દરબારમાં તેના મકાનમાં દાખલ થવાની રજા માગીશ. મને રજા આપવામાં આવશે. જેથી જ્યારે હું તેને જોઇશ ત્યારે સજદામાં પડી જઇશ. જ્યાં સુધી તેને મંઝૂર હશે ત્યાં સુધી મને સજદામાં રહેવા દેશે. પછી કહેશે કે, મુહમ્મદ ! સજદામાંથી ઉઠો અને કહો, સાંભળવામાં આવશે. ભલામણ કરો, કબૂલ થશે અને માંગો, આપવામાં આવશે. આપ કહે છે કે, પછી હું સજદામાંથી મારૂં શિર ઉઠાવીશ અને મારા પાલનહારની એવી પ્રશંસા કરીશ જે મને શીખવશે. આપ કહે છે કે, પછી હું ભલામણ કરીશ. તે મારા માટે એક હદ મુકર્રર કરશે. હું જઇને (તે લોકોને દોઝખમાંથી) કાઢીશ અને જન્નતમાં દાખલ કરીશ. મેં અનસ પાસેથી સાંભળ્યું કે, તેઓ કહેતા હતા, આપે ફરમાવ્યું : હું નીકળીને તેમને દોઝખમાંથી કાઢીને જન્નતમાં દાખલ કરીશ. ફરી ત્રીજીવાર પાછો ફરીશ અને મારા પાલનહારના મકાનમાં દાખલ થવાની રજા માગીશ. મને રજા મળશે. હું તેને જોઇને સજદામાં પડી જઇશ. જ્યાં સુધી તેને મંઝૂર હશે ત્યાં સુધી સજદામાં પડી રહીશ પછી તે કહેશે કે, મુહમ્મદ ! ઉઠો અને કહો, સાંભળવામાં આવશે. ભલામણ કરો, કબૂલ થશે. માંગો, આપવામાં આવશે. આપ કહે છે : પછી હું મારૂં શિર ઉઠાવીશ અને મારા પાલનહારની એવી પ્રશંસા કરીશ કે જે મને શીખવશે. આપ કહે છે કે, પછી હું ભલામણ કરીશ. તે મારા માટે એક હદ મુકર્રર કરશે. હું જઇશ અને તે લોકોને દોઝખમાંથી કાઢી લઇશ. કતાદા કહે છે : મેં તેમની પાસેથી સાંભળ્યું. તે કહેતા હતા કે, આપે ફરમાવ્યું કે, હું ફરી જઇશ અને લોકોને દોઝખમાંથી કાઢીને જન્નતમાં દાખલ કરીશ. અહીં સુધી કે, દોઝખમાં તે લોકો જ રહી જશે જેમને કુર્આને રોકી રાખ્યા હશે અને તેમના માટે હંમેશા રહેવું વાજિબ હશે. પછી અબૂ હુરૈરાએ આ આયત પઢી : **અસા અંય્યબ્અસક રબ્બુક મકામમ્ મહમૂદા** તેમણે કહ્યું : આ જ 'મકામે મહમૂદ' છે જેનો તમારા નબીને વાયદો કરવામાં આવ્યો છે.

(૧૦૮/૭૬૭૦) અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ અનસારીઓ પાસે માણસો મોકલ્યા અને તેમને તેડાવ્યા. આપે તેમને એક તંબુમાં ભેગા કરીને કહ્યું કે, તમે લોકો એટલી ધીરજ રાખજો કે, અલ્લાહ અને તેના રસૂલને મળો. બેશક, હું (કૌસર નામે) હોઝ પર હોઇશ.

(૧૦૯/૭૬૭૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) રાત્રે તહજ્જુદ વખતે આ દુઆ પઢતા હતા : **અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દુ અન્ત કય્યિમુ સ્સમાવાતિ વલ અર્દિ વ લકલ હમ્દુ અન્ત રબ્બુ સ્સમાવાતિ વલ અર્દિ વ મન ફીહિન્ન વ લકલ હમ્દુ અન્ત નૂરૂ સ્સમાવાતિ વલ અર્દિ વ મન ફીહિન્ન અન્તલ હક્કુ વ કવલુકલ હક્કુ વ વઅદુકલ હક્કુ વ લિકાઉકલ હક્કુ વલ જન્નતુ હક્કુન વ ન્નારૂ હક્કુન વ સ્સાઅતુ હક્કુન અલ્લાહુમ્મ લક અસ્લમ્તુ વ બિક આમન્તુ વ અલય્ક તવક્કલ્તુ વ ઇલય્ક ખાસમ્તુ વ બિક હાકમ્તુ ફગ્ફિર લી મા કદ્દમ્તુ વ મા અખ્ખર્તુ વ મા અસ્રર્તુ વ મા અઅ્લન્તુ વ મા અન્ત અઅલમુ બિહિ મિન્ની લા ઇલાહ ઇલ્લા અન્ત** કૈસ ઇબ્ને સઅદ અને અબૂ ઝુબેર, તાઉસથી 'કિયામ' રિવાયત કરે છે. (કિંવા 'કય્યિમુ સ્સમાવાતિ'ના બદલે 'કિયામુ સ્સમાવાતિ') મુજાહિદ કહે છે : 'કય્યૂમ'નો અર્થ છે દરેક વસ્તુ પર કાયમ. હઝરત ઉમર 'કિયામ' પઢતા હતા. બંને શબ્દો ('કિયામ' અને 'કય્યિમ') પ્રશંસાના છે.

(૧૧૦/૭૬૭૨) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી દરેક સાથે અલ્લાહ તઆલા વાતચીત કરશે. તેની અને ખુદાની વચ્ચે કોઇ દુભાષિયો કે પરદો નહીં હોય કે જે તેને અટકાવી શકે.

(૧૧૧/૭૬૭૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને કૈસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ચાંદીની બે જન્નતો છે. તેના બધા વાસણો અને બધી વસ્તુઓ ચાંદીની છે. બે જન્નતો સોનાની છે અને તેમાં જેટલો સામાન છે તે સોનાનો છે. અદન (નામે) જન્નતમાં લોકોને પોતાના પરવરદિગારને જોવામાં મહાનતાની ચાદર સિવાય જે તેના ચહેરા પર પડી છે (બીજું) કંઇ નહીં હોય.

(૧૧૨/૭૬૭૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, રસૂલે કરીમ (સલ.)એ કહ્યું કે, જેણે જુઠી કસમ ખાઇને કોઇ મુસલમાનનો માલ બરબાદ કર્યો તે જ્યારે ખુદાની સામે જશે ત્યારે અલ્લાહ તઆલા તેના પર રોષે ભરાશે. અબ્દુલ્લાહ કહે છે : પછી હુઝૂરે આ આયત પઢી : **ઇન્નલ્લઝીન યશતરૂન બિઅહદિલ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન ઊલાઇક લા ખલાક**

**લહુમ ફીલ આખિરતિ વ લાયુકલ્લિમુહુમુ લ્લાહુ....**

(૧૧૩/૭૬૭૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ત્રણ માણસો એવા છે જેમની સાથે કિયામતમાં અલ્લાહ તઆલા વાતચીત નહીં કરે, તેમના તરફ (રહમતની નઝરથી) નહીં જુએ. એક તે માણસ જેણે કસમ ખાઇને કહ્યું કે, (આ) સામાનની કીમત તેને (કસમ ખાનારને) આ કીમત કરતાં વધારે આપવામાં આવતી હતી. એક તે માણસ જેણે અસ્ર પછી એટલા માટે જુઠી કસમ ખાધી કે કોઇ મુસલમાનનો માલ બરબાદ કરે. એક તે માણસ જે સફરમાં પોતાની ઝરૂરત કરતાં વધારે પાણી રાખતો હોય. પછી કોઇ (ઝરૂરતમંદ)ને ન આપે. અલ્લાહ તઆલા કહે છે કે, આજના દિવસે હું તારા પર કૃપા નહીં કરૂં, જેવી રીતે તેં તે દિવસે તારી ઝરૂરત કરતાં વધારે (પાણી) જે ખાસ તારી કમાઇનું ન હતું તે (ઝરૂરતમંદને) ન આપ્યું.

(૧૧૪/૭૬૭૬) હઝરત અબૂબક્રહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જે દિવસથી અલ્લાહ તઆલાએ આસ્માન અને ઝમીન પેદા કર્યા છે તે દિવસથી સમય બરાબર ચક્ર ફરે છે. વરસના બાર મહીનાઓ છે. એમાંથી ચાર હરામ છે. ત્રણ તો સળંગ છે. ઝીકઅદા, ઝીલહજ્જ, મુહર્રમ અને (એક અલગ છે) કિંવા રજબ. જે જમાદી(યુલ આખર) અને શઅબાનની વચ્ચે છે. (બતાવો) આ કયો મહીનો છે ? અમે કહ્યું : ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપ ચુપ રહ્યા. એટલે સુધી કે અમે વિચારવા લાગ્યા કે, આપ એનું બીજું કોઇ નામ રાખશે. પછી કહ્યું કે, શું એ ઝીલહજ્જ નથી ? અમે કહ્યું કે, હા. આપે કહ્યું કે, અચ્છા બતાવો, આ કયું શહેર છે ? અમે કહ્યું કે, ખુદા અને ખુદાના રસૂલ જ સારી રીતે જાણે છે. આપ ચુપ રહ્યા. અહીં સુધી કે, અમે વિચાર કર્યો કે, આપ એનું બીજું કોઇ નામ રાખશે. આપે કહ્યું કે, શું મક્કા નથી ? અમે કહ્યું કે, હા, હુઝૂર છે. આપે કહ્યું કે, (બતાવો,) આ કયો દિવસ છે ? અમે કહ્યું કે, ખુદા અને તેના રસૂલ જ સારી રીતે જાણે છે. આપ ચુપ થઇ ગયા, અહીં સુધી કે, અમે વિચારવા લાગ્યા કે, આપ એનું બીજું કોઇ નામ રાખશે. પછી આપે કહ્યું : શું કુરબાનીનો દિવસ નથી ? અમે કહ્યું કે, હા, છે. આપે ફરમાવ્યું કે, બસ તો તમારો માલ અને લોહી મુહમ્મદ (નામે રાવી) કહે છે કે, મારો ખ્યાલ છે કે આપે ફરમાવ્યું કે અને આબરૂ તમારા પર હરામ છે જેવી રીતે

આ દિવસ, આ મહીનો અને આ શહેર હરામ છે. ટૂંક સમયમાં તમે તમારા પરવરદિગારને મળશો. તે તમારી પાસેથી તમારા અમલોનો હિસાબ લેશે. ખબરદાર ! તમે મારા પછી ગુમરાહ ન થઇ જશો, અહીં સુધી કે, અમુક અમુકને કત્લ કરવા લાગે. ખબરદાર ! જે લોકો અહીં હાજર છે (તેઓ) તે લોકોને જેઓ અહીં હાજર નથી, ખબર પહોંચાડી દે. આશા છે કે, ઘણા એવા લોકો જેમને પહોંચાડવામાં આવશે તેઓ પહોંચાડનારાઓ કરતાં વધારે સમજદાર અને યાદ કરનાર હશે. મુહમ્મદ (ઇબ્ને સીરીન) જ્યારે આ હદીસ બયાન કરતા હતા ત્યારે કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન સાચું છે. પછી આપે કહ્યું કે, ખબરદાર ! મેં (અલ્લાહના હુકમો) પહોંચાડી દીધા ? ખબરદાર ! મેં (અલ્લાહના હુકમો) પહોંચાડી દીધા ?

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'ઇન્ન રહમત લ્લાહિ કરીબુ મ્મિનલ મુહસિનીન'

(૧૧૫/૭૬૭૭) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની કોઇ પુત્રીના પુત્રનું અવસાન થવા આવ્યું ત્યારે તેમણે આપને બોલાવવા માટે મોકલ્યા. આપે જવાબ કહેવડાવી મોકલ્યો કે, અલ્લાહના માટે છે, જે તે આપે અને જે તે લઇ લે. તેની પાસે દરેક વસ્તુ મુકર્રર પ્રમાણમાં છે. તેમને જોઇએ કે સબ્ર કરે અને સવાબની આશા રાખે. આપની પુત્રીએ ફરી આપને કસમ દઇને બોલાવ્યા. આપ જવા માટે ઉભા થયા. ઉસામા કહે છે કે, હું પણ આપની સાથે ઉભો થયો. મુઆઝ ઇબ્ને જબલ ઉબય ઇબ્ને કઅબ અને ઉબાદા ઇબ્ને સામિત પણ ઉભા થયા. પછી જ્યારે અમે લોકો ઘરમાં ગયા ત્યારે ઘરવાળાંઓએ હુઝૂરના ખોળામાં બાળક આપી દીધું. બાળકના શ્વાસને મેં એવી રીતે બોલતો જોયો કે જેવી રીતે મશકમાં પાણી ખરખર બોલે છે. (આ હાલત જોઇને) રસૂલુલ્લાહ (સલ.) રડવા લાગ્યા. સઅદ ઇબ્ને ઉબાદાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપ રડો છો ? આપે કહ્યું કે, અલ્લાહ તઆલા પોતાના રહમદિલ બંદાઓ પર રહમ કરશે.

(૧૧૬/૭૬૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જન્નત અને દોઝખે પોતાના પાલનહાર સામે ઝઘડો કર્યો. જન્નતે કહ્યું કે, પરવરદિગાર ! મારૂં શું છે ? મારામાં મોટે ભાગે કમજોર અને ગરીબ લોકો જ દાખલ થશે. દોઝખે કહ્યું કે, (હું મોટા મોટા અભિમાનીઓ માટે ખાસ બનાવવામાં આવી છું).

અલ્લાહ તઆલાએ જન્નતને કહ્યું કે, તું મારી રહમત છે અને દોઝખને કહ્યું કે, તું મારો અઝાબ છે. હું જેને ઇચ્છીશ તેને તારામાં પહોંચાડી દઇશ. તમારા બંનેનું પેટ ભરી દેવામાં આવશે. આપે કહ્યું : કારણ કે, અલ્લાહ તઆલા પોતાની મખ્લૂકમાંથી કોઇના પર ઝુલ્મ નહીં કરે. જે લોકોને તેણે દોઝખ માટે પેદા કર્યા છે તેમને દોઝખમાં નાખશે. દોઝખ કહેશે કે, **હલ મિન્ મઝીદ** અલ્લાહ તઆલા દોઝખીઓને દોઝખમાં નાખશે. પછી તે કહેશે : **હલ મિન્ મઝીદ** આ પ્રમાણે ત્રણ વાર થશે. અહીં સુધી કે, અલ્લાહ તઆલા તેમાં પોતાનો પગ મૂકશે ત્યારે તે ભરાઇ જશે અને તેના બધા ખુણા એકબીજા સાથે મળી જશે. તે વખતે તે કહેશે : બસ, બસ, બસ.

(૧૧૭/૭૬૭૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કેટલાક લોકો પોતાના બુરા અમલોના કારણે દોઝખની ઝાળથી દાઝી જશે. પછી અલ્લાહ તઆલા તેમને પોતાની રહમતથી જન્નતમાં દાખલ કરશે. તે લોકોને જન્નતીઓ જહન્નમી કહેશે. હુમામ કહે છે કે, અમને કતાદાએ, તેમને અનસ (રદિ.)એ હુઝૂર (સલ.)થી રિવાયત કરી છે.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'ઇન્ન લ્લાહ યુમ્સિકુ સ્સમાવાતિ વલ અર્દ અન તઝૂલા'

(૧૧૮/૭૬૮૦) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) પાસે એક યહૂદી વિદ્વાન આવ્યો. તે કહેવા લાગ્યો કે, મુહમ્મદ ! અલ્લાહ તઆલા આસ્માનને એક આંગળી પર, ઝમીનને એક આંગળી પર, પહાડોને એક આંગળી પર, ઝાડો અને નહેરોને એક આંગળી પર અને તમામ મખ્લૂકને એક આંગળી પર રાખશે અને કહેશે કે, હું બાદશાહ છું. હુઝૂર તેની વાત પર હસી પડયા અને કહ્યું કે, **વ મા કદરૂ લ્લાહ હક્ક કદરિહિ.**

**આસ્માન અને ઝમીન વગેરેનો જન્મ અને આ મખ્લૂકને પેદા કરવું અલ્લાહ તઆલાનું કામ અને તેનો હુકમ છે. તે પોતાની સિફતો (ગુણો, વિશેષણો), કામ, હુકમ અને કલામ સાથે ખાલિક, મુકવ્વિન અને ગેરમખ્લૂક છે. જે વસ્તુ તેના કામ, હુકમ, તખ્લિક (પેદા કરવા) અને તકવીન (બનાવવા)ના કારણે છે તે મફઊલ, મખ્લૂક અને મુકવ્વન છે**

(૧૧૯/૭૬૮૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હું એક રાત મારી માસી મયમૂના પાસે રહ્યો. જેથી રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝ જોઉં. તે રાત્રે હુઝૂર (સલ.) ત્યાં હતા. આપે થોડીવાર પોતાની પત્ની સાથે કંઇક વાતો કરી અને સૂઇ રહ્યા. પછી જ્યારે રાત્રિનો છેલ્લો ત્રીજો ભાગ અથવા થોડો ભાગ બાકી રહ્યો ત્યારે આપ ઉઠયા અને આસ્માન તરફ જોઇને આપે આ આયતો પઢી : **ઇન્ન ફી ખલ્કિ સ્સમાવાતિ વલ અર્દિ..... ઊલીલ અલ્બાબ.** પછી આપ ઉભા થયા. વુઝૂ કર્યું. મિસ્વાક કર્યું અને અગિયાર રકઅત પઢી. પછી બિલાલે અઝાન આપી. રસૂલુલ્લાહ (સલ.)એ બે રકઅત પઢી પછી લોકોને સવારની નમાઝ પઢાવવા માટે ગયા.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ લકદ સબકત કલિમતુના લિઇબાદિનલ મુર્સલીન'

(૧૨૦/૭૬૮૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : અલ્લાહ તઆલાએ જ્યારે મખ્લૂકને પેદા કરી ત્યારે પોતાની પાસે અર્શ પર લખ્યું : મારી રહમત મારા ગુસ્સા કરતાં આગળ નીકળી ગઇ છે.

(૧૨૧/૭૬૮૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને કહ્યું કે તેઓ સાદિક (સાચા) મસ્દૂક (સાચા પુરવાર થયેલા) છે કે, તમારામાંથી દરેકને પોતાની માંના પેટમાં ૪૦ દિવસ અથવા ૪૦ રાતોમાં એકત્ર કરવામાં આવે છે. પછી તે લોહીનો ગઠ્ઠો બને છે. પછી ગોશ્તનો ટુકડો બને છે. પછી અલ્લાહ તઆલા તેની પાસે ફરિશ્તાઓ મોકલે છે. આ ચાર વાતો લખવાનો તે ફરિશ્તાને હુકમ કરવામાં આવે છે. તેની રોઝી, તેના અમલો, તેની ઉમર અને તે નેકબખ્ત છે કે બદબખ્ત. પછી તેમાં રૂહ ફુંકવામાં આવે છે. પછી બેશક તમારામાંના કેટલાક માણસો જન્નતવાસીઓના અમલ કરે છે. અહીં સુધી કે, તેમાં અને જન્નતમાં એક હાથનું અંતર રહી જાય છે. પછી તેનું તે જ લખાણ તેની આગળ આવે છે અને તે દોઝખીઓના અમલો કરીને દોઝખમાં દાખલ થાય છે. તમારામાંથી કોઇ માણસ દોઝખીઓના અમલો કરે છે, અહીં સુધી કે તેમાં અને દોઝખમાં એક હાથનું અંતર રહી જાય છે. પછી તેની સામે તે જ લખાણ (તકદીર) આવે છે. તે જન્નતીઓના અમલો કરીને જન્નતમાં દાખલ થઇ જાય છે.

(૧૨૨/૭૬૮૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ

(સલ.)એ જિબ્રઈલ (અલ.)ને કહ્યું કે, જિબ્રઈલ ! તમે અમારી પાસે જેટલા આવો છો તેના કરતાં જો વધારે આવો તો તમને કોણ રોકનાર છે ? એના જવાબમાં આ આયત ઉતરી છે : **વ મા નતનઝઝલુ ઇલ્લા બિઅમ્રિ રબ્બિક લહુ મા બયન અયદીના વ મા ખલ્ફના વ મા બયન ઝાલિક વ મા કાન રબ્બુક નસિય્યા** કહે છે કે, આ આયત રસૂલુલ્લાહ (સલ.)ના સવાલનો જવાબ છે.

(૧૨૩/૭૬૮૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મદીનાની ખેતીમાં હતો. આપ એક લાકડીના ટેકે જઇ રહ્યા હતા. જયારે કેટલાક યહૂદીઓ પાસેથી પસાર થયા ત્યારે તેમનામાંના અમુકે અમુકને કહ્યું કે, એમને રૂહ વિષે પ્રશ્ન કરો. અમુકે કહ્યું કે, ન કરો. રસૂલુલ્લાહ (સલ.) તે લાકડીના ટેકે ઉભા થઇ ગયા. હું આપની પાછળ ઉભો રહીને આ વિચારી રહ્યો હતો કે, આપ પર વહી ઉતરી રહી છે. પછી આપે કહ્યું : **વ યસ્અલૂનક અનિ ર્રૂહિ કુલિ ર્રૂહુ મિન અમ્રિ રબ્બી વ મા ઊતીતુમ મિનલ ઇલ્મિ ઇલ્લા કલીલા** કેટલાક યહૂદીઓએ કેટલાકને કહ્યું કે, જુઓ, અમે તમને કહ્યું ન હતું કે, એમને ન પૂછો.

(૧૨૪/૭૬૮૬) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : અલ્લાહ તે માણસનો ઝિમ્મેદાર બની ગયો જે માત્ર તેના રસ્તામાં જિહાદ કરવામાં અને તેની વાતનું સમર્થન કરવા માટે નીકળ્યો છે, કયાં તો તેને જન્નતમાં દાખલ કરે અથવા તેના ઘેર જયાંથી તે નીકળ્યો હતો ત્યાં તેને સવાબ અને માલે ગનીમત સાથે પહોંચાડી દે.

(૧૨૫/૭૬૮૭) હઝરત અબૂ મૂસા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે એક માણસ આવ્યો તે કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! અમુક માણસ તો આડંબર ખાતર લડે છે. અમુક બહાદુરી (બતાવવા) માટે અને અમુક લોકો દંભ માટે, તો એમનામાંથી ખુદાના માટે (લડનાર) કોણ છે ? આપે કહ્યું : તે માણસ જે એટલા માટે લડે છે કે, ખુદાનો કલિમો ઉન્નત થાય તે ખુદાના રસ્તામાં લડનાર છે.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'ઇન્નમા અમ્રૂના લિશયઇન ઇઝા અરદનાહુ અન્નકૂલ લહુ કુન ફયકૂન'

(૧૨૬/૭૬૮૮) હઝરત મુગીરા ઇબ્ને શુઅબા (રદિ.) કહે છે : મેં રસૂલે

કરીમ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપ ફરમાવતા હતા કે, કિયામત આવતાં સુધી મારી ઉમ્મતનું એક જુથ હંમેશા બીજા લોકો પર છવાયેલું રહેશે.

(૧૨૭/૭૬૮૯) હઝરત મુઆવિયા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપ ફરમાવતા હતા : મારી ઉમ્મતનું એક જુથ હંમેશા ખુદાના હુકમ પર કાયમ રહેશે. તેને જુઠલાવનાર અને તેનો વિરોધ કરનાર તેને કંઇ નુકસાન નહીં પહોંચાડી શકે. અહીં સુધી કે, કિયામત આવી જશે. તે લોકો તે પ્રમાણે જ (સત્યના માર્ગે વિજયી) રહેશે. માલિક ઇબ્ને યુખામિર કહે છે : મેં મુઆઝ પાસેથી સાંભળ્યું છે. તે કહેતા હતા કે, તે લોકો સીરિયામાં છે.

(૧૨૮/૭૬૯૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મુસયલમા (કઝઝાબ) પાસે જઈને ઉભા રહ્યા. તે પોતાના સાથીઓમાં બેઠો હતો. આપે કહ્યું કે, જો તું મારી પાસે આ ટુકડો માગશે તો હું તને એ પણ નહીં આપું. ખુદાએ તારા માટે જે હુકમ લગાડયો છે તેને તું ઓળંગી શકતો નથી. જો તેં (ઇસ્લામથી) મોં ફેરવ્યું તો બેશક ખુદા તઆલા તને હલાક કરશે.

(૧૨૯/૭૬૯૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.) સાથે એક ખેતર અથવા મદીનાના જંગલમાં જઇ રહ્યો હતો. આપ એક લાકડીના ટેકે જઇ રહ્યા હતા. અમે કેટલાક યહૂદીઓ પાસેથી પસાર થયા. તેમનામાંના એકે બીજાને કહ્યું કે, એમને રૂહ વિષે પૂછો. અમુકે કહ્યું કે, ન પૂછો. એ એવી વાત ન કહી દે કે, તમને ખરાબ લાગે. અમુકે કહ્યું કે, અમે ઝરૂર પૂછીશું. પછી તેમનામાંનો એક માણસ ઉભો થયો અને કહેવા લાગ્યો કે, અબૂલ કાસિમ ! રૂહ શું વસ્તુ છે ? રસૂલુલ્લાહ (સલ.) થોડી વાર ચુપ રહ્યા. હું સમજી ગયો કે, આપ પર વહી આવી રહી છે. પછી આપે કહ્યું : **વ યસ્અલૂનક અનિ ર્રૂહિ કુલિ ર્રૂહુ મિન અમ્રિ રબ્બી વ મા ઊતૂ મિનલ ઇલ્મિ ઇલ્લા કલીલા.** અઅમસ કહે છે કે, અમારી કિર્અતમાં આ પ્રમાણે છે. (કિંવા શબ્દ 'ઊતૂ' સાથે)

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'કુલ લવ કાનલ બહરૂ મિદાદન લિકલિમાતિ રબ્બી લનફિદલ બહરૂ કબ્લ અન તન્ફિદ કલિમાતુ રબ્બી' તેનું ફરમાન 'વ લવ અન્ન મા ફીલ અર્દિ મિન શજરતિન અકલામુન વલ બહરૂ યમુદ્દુહુ મિન બઅ્દિહિ સબ્અતુ અબ્હુરિન મા નફિદત**

**કલિમાતુ લ્લાહિ ઇન્ન લ્લાહ અઝીઝુન હકીમ' અને તેનું ફરમાન 'ઇન્ન રબ્બકુમુ લ્લાહુ લ્લઝી ખલક સ્સમાવાતિ વલ અર્દ ફી સિત્તતિ અય્યામિન સુમ્મ સ્તવા અલલ અર્શિ.... તબારક લ્લાહુ રબ્બુલ આલમીન' 'સખ્ખર'નો અર્થ 'તાબેદાર કર્યો' થાય છે**

(૧૩૦/૭૬૯૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા તે માણસનો ઝિમ્મેદાર થઇ ગયો છે જેણે ખુદાના રસ્તામાં જિહાદ કરી. જિહાદ અને તેની વાતના સમર્થન માટે નીકળ્યો, કયાં તો તેને જન્નતમાં દાખલ કરે અથવા જે કંઇ માલ અને સવાબ તેણે મેળવ્યો તે સાથે તેને તેના ઘેર પહોંચાડે.

## મશિય્યત (મરજી) અને ઇરાદાનું વર્ણન

**અલ્લાહ તઆલાનું ફરમાન 'તુઅ્તીલ મુલ્ક મન તશાઉ'; 'વ મા તશાઊન ઇલ્લા અંય્યશાઅ લ્લાહુ'; 'વ લાતકૂલન્ન લિશયઇન ઇન્ની ફાઇલુન ઝાલિક ગદન ઇલ્લા અંય્યશાઅ લ્લાહુ' 'ઇન્નક લાતહદી મન અહબબ્ત વ લાકિન્ન લ્લાહ યહદી મંય્યશાઉ'**

**મુસય્યિબ કહે છે કે, આ આયત અબૂ તાલિબ વિશે ઉતરી છે : 'યુરીદુ લ્લાહુ બિકુમુલ યુસ્ર વ લાયુરીદુ બિકુમુલ ઉસ્ર'**

(૧૩૧/૭૬૯૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમે અલ્લાહ તઆલા પાસે દુઆ માંગો ત્યારે તેને મજબૂત રીતે માંગો. આ પ્રમાણે ન કહો કે, જો તું ઇચ્છે તો આપ. કારણ કે, અલ્લાહ તઆલા પર કોઇ બળજબરી કરનાર નથી.

(૧૩૨/૭૬૯૪) હઝરત અલી ઇબ્ને અબી તાલિબ વર્ણન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ રાત્રે આવીને તેમને અને પોતાની પુત્રી હઝરત ફાતિમાને જગાડયાં. આપે કહ્યું કે, તમે નફિલ નમાઝ કેમ પઢતાં નથી ? હઝરત અલી કહે છે કે, મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમારી જાત અલ્લાહના કબજામાં છે. જ્યારે તે અમને ઉઠાડે છે ત્યારે અમે ઉઠીએ છીએ. (હઝરત અલી) કહે છે કે, જ્યારે મેં હુઝૂરને આ કહ્યું ત્યારે આપે ફરી મને કંઇ કહ્યું નહીં. પાછા ફરતી વખતે મેં આપની પાસેથી સાંભળ્યું કે,

આપે પોતાની જાંઘ પર હાથ મારીને કહ્યું : **વ કાનલ ઇન્સાનુ અકસર શયઇન જદલા.**

(૧૩૩/૭૬૯૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, મુઅમિનનું ઉદાહરણ એવું છે જેમકે નરમ ખેતી કે જ્યારે જોરથી હવા ચાલે છે ત્યારે તે આમતેમ ઝુકી જાય છે. જ્યારે હવા થંભી જાય છે ત્યારે એ પણ સીધી થઇ જાય છે. એવી જ રીતે મુઅમિનને આફતોથી બચાવવામાં આવે છે. કાફિરનું ઉદાહરણ એવું છે, જેમકે સનોબરનું સીધું અને સખ્ત ઝાડ કે જ્યારે ખુદાને મંઝૂર હોય છે ત્યારે તેને મૂળમાંથી ઉખેડી નાખે છે.

(૧૩૪/૭૬૯૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું. (તે વખતે) આપ મિમ્બર પર હતા કે, તમારાથી પહેલાંના લોકો સામે તમારો સમય એવો છે જેમકે અસ્રની નમાઝથી સૂર્યાસ્ત સુધીનો સમય. તૌરાતવાળાઓને તૌરાત આપવામાં આવી. તેમણે (સવારથી) અડધા દિવસ સુધી (તે અંગે) કામ કર્યું. પછી તેઓ થાકી ગયા. તેમને એક એક કીરાત આપવામાં આવ્યો. પછી ઇન્જીલવાળા-ઓને ઇન્જીલ આપવામાં આવી. તેમણે તેના પર અસ્ર સુધી અમલ કર્યો. પછી તેઓ થાકી ગયા. તેમને એક એક કીરાત આપવામાં આવ્યો. પછી તમને લોકોને કુર્આન આપવામાં આવ્યું. તેના પર તમે સૂર્યાસ્ત સુધી અમલ કર્યો. તમને બબ્બે કીરાત આપવામાં આવ્યા. તૌરાતવાળાઓએ કહ્યું કે, એય અમારા પાલનહાર ! તે લોકોએ કામ થોડું કર્યું અને તેમને બદલો વધારે મળ્યો ! ખુદાએ કહ્યું : મેં તમારા બદલા (મજુરી)માંથી કંઇ ઓછું કર્યું ? તેઓ કહેશે કે, ના. ખુદા કહેશે કે, બસ તો એ મારો ફઝલ (કૃપા) છે. હું જેને ચાહું તેને આપું.

(૧૩૫/૭૬૯૭) હઝરત ઉબાદા ઇબ્ને સામિત (રદિ.) કહે છે કે, મેં અમુક લોકો સાથે હુઝૂર (સલ.)ની બૈઅત કરી. આપે કહ્યું કે, તમે ખુદાની સાથે કોઇને ભાગીદાર ન બનાવશો. ચોરી ન કરશો. ઔલાદને કત્લ ન કરશો. પોતાની આગળ પાછળ કોઇ તહોમત ન ઉઠાવશો. કોઇ નેક કામમાં મારી નાફરમાની ન કરશો. એટલે જે માણસ (આ વાતોને) પૂરી કરશે તેનો સવાબ ખુદાના ઝિમ્મે છે. જે કોઇ નાફરમાની કરશે તેને દુનિયામાં જ તેની શિક્ષા મળી જશે. તો એ તેના માટે તે ગુનાહનો કફ્ફારો અને પવિત્રતા છે. ખુદાએ જેની એબ (અવગુણ, દોષ) ઢાંકી તો તેનો

ખુદાને ઇખ્તિયાર છે, ચાહે તો તેને (આખિરતમાં) અઝાબ આપે અથવા બખ્શી દે.

(૧૩૬/૭૬૯૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હઝરત સુલયમાન (અલ.)ની સાઠ પત્નીઓ હતી. તેમણે કહ્યું કે, આજે રાત્રે હું મારી બધી પત્નીઓ પાસે જઇશ. દરેક ઓરત બાળકને જન્મ આપશે ત્યારે તે ખુદાના રસ્તામાં સવાર થઇને જિહાદ કરશે. એટલે તે પોતાની પત્નીઓ પાસે ગયા, પરંતુ કોઇ પણ ગર્ભવતી ન બની, એક પત્ની સિવાય કે તેને એક અધુરૂં બાળક અવતર્યું. હુઝૂર કહે છે કે, જો સુલયમાન (અલ.) ઇન્શાઅલ્લાહ બોલત તો દરેક પત્નીને બાળક જન્મીને અને ખુદાના રસ્તામાં સવાર થઇને જિહાદ કરત.

(૧૩૭/૭૬૯૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક આદિવાસીની બીમારપુર્સી માટે ગયા. આપે તેને કહ્યું કે, તારા માટે કોઇ ભય નથી. આ (તાવ તારા ગુનાહો માટે) પાક કરનાર હશે. તેણે કહ્યું કે, પાક કરનાર કેવો ? એ તો તાવ છે. જે એક વૃધ્ધ માનવીને જોરમાં આવ્યો છે અને તેને કબ્રના દીદાર કરાવશે. હુઝૂરે કહ્યું : અચ્છા, તો પછી એવું થશે.

(૧૩૮/૭૭૦૦) હઝરત અબૂ કતાદા કહે છે : જ્યારે લોકોની ઉંઘના કારણે સવારની નમાઝ કઝા થઇ ગઇ ત્યારે હુઝૂરે કહ્યું કે, જ્યારે ખુદા ઇચ્છે છે ત્યારે લોકોની રૂહ કબજે કરી લે છે. (કિંવા તેમને સુવડાવી દે છે) જ્યારે ઇચ્છે છે ત્યારે તેમને પાછી આપી દે છે. (કિંવા તેમને જગાડે છે) એટલે હવે તમે હાજતથી પરવારી જાઓ. જ્યારે સૂર્ય ઉગીને ઉંચો થાય ત્યારે વુઝૂ કરો. પછી હુઝૂર (સલ.)એ ઉભા થઇને નમાઝ પઢાવી.

(૧૩૯/૭૭૦૧) હઝરત સઇદ ઇબ્ને મુસય્યિબ કહે છે કે, અબૂ હુરૈરા કહેતા હતા કે, એક મુસલમાન અને એક યહૂદી વચ્ચે શાબ્દિક ટપાટપી થઇ. મુસલમાને કહ્યું કે, તે જાતની કસમ ! જેણે મુહમ્મદ (સલ.)ને આખી દુનિયા પર શ્રેષ્ઠતા આપી છે. (જાણે) તેણે આ કસમ ખાધી. યહૂદીએ કહ્યું કે, તે જાતની કસમ ! જેણે આખી દુનિયા પર મૂસા (અલ.)ને શ્રેષ્ઠતા આપી છે. મુસલમાને આ વાત પર પોતાનો હાથ ઉંચકીને તે યહૂદીને તમાચો મારી દીધો. યહૂદી હુઝૂર પાસે આવ્યો અને મુસલમાન સાથે તેનો જે બનાવ બન્યો હતો તે કહ્યો. હુઝૂરે કહ્યું કે, મૂસા (અલ.) પર મને શ્રેષ્ઠતા ન આપો. કારણ કે, જ્યારે કિયામતનો દિવસ હશે અને લોકો ઉઠશે ત્યારે સૌ પ્રથમ હું

ઉઠીશ અને મૂસા (અલ.)ને જોઇશ કે અર્શનો પાયો પકડીને ઉભા છે. એટલે મને ખબર નથી કે, તેઓ બેભાન થયા અને મારાથી પહેલાં ભાનમાં આવ્યા કે અલ્લાહ તઆલાએ તેમને (બેભાન થવામાંથી) બાકાત રાખ્યા.

(૧૪૦/૭૭૦૨) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, મદીનાની નજીક દજ્જાલ આવશે અને ફરિશ્તાઓને રક્ષણ કરતાં જોશે. એટલે ઇન્શાઅલ્લાહ મદીનામાં નહીં આવી શકે અને ન પ્લેગ (આવશે).

(૧૪૧/૭૭૦૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલાએ દરેક નબીને દુઆ આપી છે. હું ઇચ્છું છું કે, મારી દુઆને કિયામતના દિવસે મારી ઉમ્મતની ભલામણ માટે છુપાવી રાખું.

(૧૪૨/૭૭૦૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, મેં સ્વપ્નમાં જોયું કે, હું કુવા પાસે છું. ખુદાને જેટલી મંઝૂર હતી તેટલી ડોલ મેં કાઢી. પછી અબૂબક્રે મારી પાસેથી તેને લીધી અને એક-બે ડોલ કાઢી, પરંતુ તેમના કાઢવામાં કમજોરી હતી. અલ્લાહ તઆલા તેમને માફ કરે. પછી હઝરત ઉમરે લીધી. તે ડોલ તેમના હાથમાં કોશ બની ગઇ. મેં કોઇ પહેલવાનને તેમના જેમ કાઢતા જોયો નથી. અહીં સુધી કે, લોકોએ તેની પાસે ઊંટ બાંધવાની જગ્યા બનાવી લીધી હતી.

(૧૪૩/૭૭૦૫) હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂર (સલ.) પાસે જ્યારે કોઇ સવાલ કરનાર આવતો ત્યારે આપ સહાબાને કહેતા હતા કે, તમે ભલામણ કરો, તમને સવાબ થશે અને અલ્લાહ તઆલાને જે મંઝૂર હશે તે જ પોતાના રસૂલની જીભ પર ચાલુ કરશે.

(૧૪૪/૭૭૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબી (સલ.)એ કહ્યું કે, તમારામાંથી કોઇ માણસ એવું ન બોલે કે, એય અલ્લાહ ! જો તું ચાહે તો બખ્શી દે અને જો તું ચાહે તો મારા પર રહમ કર અને જો તું ચાહે તો મને રોજી આપ, બલ્કે નિશ્ચય અને ઇરાદા સાથે સવાલ કરવો જોઇએ. કારણ કે, ખુદા જે ચાહે છે તે જ થશે. તેના પર કોઇ બળજબરી કરનાર નથી.

(૧૪૫/૭૭૦૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, તેમને અને હુર ઇબ્ને કૈસ ઇબ્ને હિષ્ન ફુઝારીને હઝરત મૂસા (અલ.)ના સાથી અંગે શંકા જાગી કે તે ખિઝર (અલ.) હતા ? પછી તેમની પાસેથી ઉબય ઇબ્ને કઅબ

પસાર થયા. ઈબ્ને અબ્બાસે તેમને બોલાવ્યા અને કહ્યું કે, મને અને મારા આ સાથીને મૂસા (અલ.)ના સાથી અંગે શંકા જાગી છે કે, તે કોણ માણસ હતા જેમને મૂસા (અલ.)એ મળવાનો રસ્તો પૂછયો હતો. તમે એ અંગે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી કંઈ સાંભળ્યું હતું ? તેમણે કહ્યું કે, હા, મેં સાંભળ્યું છે. આપ કહેતા હતા કે, એક દિવસ મૂસા (અલ.) બની ઈસરાઈલના અમુક માણસો સાથે હતા, એવામાં એક માણસ આવીને કહેવા લાગ્યો કે, એય અલ્લાહના નબી ! તમારા કરતાં વધારે (મોટો) આલિમ પણ તમને કોઈ લાગે છે ? મૂસા (અલ.)એ કહ્યું કે, ના. અલ્લાહ તઆલાએ તેમના તરફ વહી ઉતારી કે, અમારો બંદો ખિઝર તમારા કરતાં વધારે (મોટો) આલિમ છે. મૂસા (અલ.)એ તેમની મુલાકાતનો રસ્તો પૂછયો. અલ્લાહ તઆલાએ માછલીના ગુમ હોવાને તેની નિશાની મુકર્રર કરી. તેમને કહેવામાં આવ્યું કે, જયારે તમારી માછલી ગુમ થઈ જાય ત્યારે તરત જ તમે પાછા ફરજો. તમારી તેમની સાથે મુલાકાત થઈ જશે. જેથી મૂસા (અલ.) માછલીની નિશાની શોધતા પાછા ફર્યા. મૂસા (અલ.)ના યુવાને (જે તેમની સાથે હતો) તેમને કહ્યું કે, **અ રઅચ્ત ઇઝ અવયના ઇલ સ્સખ્રતિ ફઇન્ની નસીતુલ હૂત વ મા અન્સાનીહિ ઇલ્લ શ્શયતાનુ અન અઝકુરહુ** મૂસા (અલ.)એ તેમને કહ્યું : **ઝાલિક મા કુન્ના નબ્ગિ ફરતદ્દા અલા આસારિહિમા કસસા** પછી ખિઝર (અલ.) સાથે તેમની મુલાકાત થઈ અને જે કિસ્સો ખુદાએ (સૂરએ કહફમાં) વર્ણન કર્યો છે તે બન્યો.

(૧૪૬/૭૭૦૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, ઈન્શાઅલ્લાહુ તઆલા આપણે કાલે બની કનાનામાં ઉતરીશું, જ્યાં તેમણે કુફ્ર અંગે પરસ્પર કસમો ખાધી હતી. એનાથી આપની મુરાદ 'મુહસ્સબ' (નામે) સ્થળ હતું.

(૧૪૭/૭૭૦૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ જયારે તાઈફને ઘેરો ઘાલ્યો અને આપને વિજય ન મળ્યો ત્યારે આપે કહ્યું કે, ઈન્શાઅલ્લાહ આપણે કાલે જનાર છીએ. મુસલમાનોએ કહ્યું કે, વિજય વગર જ આપણે ચાલ્યા જઈશું ? આપે કહ્યું કે, અચ્છા તો પછી કાલે જ લડો. પછી બીજા દિવસે મુસલમાનો ઘાયલ થયા. હુઝૂરે કહ્યું કે, ઈન્શાઅલ્લાહ આપણે કાલે જઈશું. તો જાણે તેમને (હુઝૂરના ફરમાને) આશ્ચર્યમાં નાખી દીધા. હુઝૂરે સ્મિત વેર્યું.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન : 'વલાતન્ફઉ શશફાઅતુ ઇન્દહુ ઇલ્લા લિમન અઝિન લહુ હત્તા ઇઝા ફુઝઝિઅ અન કુલૂબિહિમ કાલૂ માઝા કાલ રબ્બુકુમ કાલૂલ હક્ક વ હુવલ અલીય્યુલ કબીર' આ પ્રમાણે ન કહ્યું : 'માઝા ખલક રબ્બુકુમ' અને (આ પ્રમાણે) કહ્યું છે : 'મન ઝલ્લઝી યશ્ફઉ ઇન્દહુ ઇલ્લા બિઇઝનિહિ'**

**મસ્રૂક ઇબ્ને મસઊદથી રિવાયત કરે છે કે, જ્યારે અલ્લાહ તઆલા વહીથી વાત કરે છે ત્યારે (ફરિશ્તાઓ) કંઇક અવાજ સાંભળે છે. જ્યારે તેમના દિલોમાંથી ભય દૂર થઇ જાય છે અને અવાજ થંભી જાય છે ત્યારે તેઓ સમજી જાય છે કે તે હક્ક છે. (ફરિશ્તાઓ) તેમને અવાજ આપે છે કે, તમારા પાલનહારે શું કહ્યું ? તે કહે છે : (તેણે) હક્ક (કહ્યું છે)**

**જાબિર ઇબ્ને અબ્દુલ્લાહે ઇબ્ને ઉનૈસથી રિવાયત કરી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા પોતાના બંદાઓને એકત્ર કરીને અવાજ દેશે. જેને નજીક અને દૂરના બધા બરાબર સાંભળશે. (તે અવાજ આ પ્રમાણે છે :) અનલ મલિકુ અન દય્યાન**

(૧૪૮/૭૭૧૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જ્યારે અલ્લાહ તઆલા આસ્માનમાં કોઇ હુકમ કરે છે ત્યારે ફરિશ્તાઓ તેનો હુકમ સાંભળવા માટે પોતાની પાંખો હલાવે છે. તેમની પાંખોમાંથી એવો અવાજ નીકળે છે જેવી રીતે પત્થર પર સાંકળ બોલે છે. અલી મુદીની અને બીજા લોકો કહે છે કે, (આ હદીસમાં) શબ્દ 'સફવાન' છે. (પછી અલ્લાહ તઆલા) તે હુકમ (ફરિશ્તાઓમાં) લાગુ કરે છે. એટલે જ્યારે તેમના દિલમાંથી ભય ચાલ્યો જશે ત્યારે તેઓ કહેશે કે, તમારા પાલનહારે શું કહ્યું ? તેઓ કહેશે કે, તેણે સાચું કહ્યું છે. તે મહાન અને શ્રેષ્ઠ છે. અલી કહે છે કે, અમને સુફયાનં એવું કહે છે કે, અમને અમ્રે ઈકરિમાથી, તેમણે અબૂ હુરૈરાથી આ પ્રમાણે રિવાયત કરી છે. અલી કહે છે કે, સુફયાને કહ્યું કે, અમ્રે કહ્યું : મેં ઈકરિમા પાસેથી સાંભળ્યું છે. તે કહેતા હતા : મને અબૂ હુરૈરાએ કહ્યું. અલી કહે છે કે, મેં સુફયાનને કહ્યું : અમ્ર કહે છે કે, મેં ઈકરિમા પાસેથી સાંભળ્યું. તેમણે કહ્યું કે, મેં અબૂ હુરૈરા પાસેથી

સાંભળ્યું. સુફયાને કહ્યું કે, હા, એ પ્રમાણે જ છે. મેં સુફયાનને કહ્યું કે, એક માણસ અમ્રથી, તે ઇકરિમાથી, તે અબૂ હુરૈરાથી મરફૂઅન રિવાયત કરે છે કે, તેમણે 'ફુઝઝિઅ' પઢયું. સુફયાને કહ્યું કે, હા, અમ્રે એ પ્રમાણે જ પઢયું છે. હવે હું એ જાણતો નથી કે, તેમણે એ પ્રમાણે સાંભળ્યું પણ છે કે નહીં. સુફયાને કહ્યું કે, એ જ અમારી કિર્અત છે.

(૧૪૯/૭૭૧૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલા એવી કોઇ વસ્તુ સાંભળતો નથી જેવું પોતાના નબીનું કુર્આન સાંભળે છે. અબૂ હુરૈરાના એક સાથીએ કહ્યું કે, એનાથી તેમનું જોરથી પઢવું મુરાદ છે.

(૧૫૦/૭૭૧૨) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલા કહેશે : આદમ ! તે કહેશે : હાજર છું, સેવામાં હાજર છું. એટલે અવાજ આવશે કે, તમને અલ્લાહ તઆલા એવો હુકમ કરે છે કે, તમારી ઔલાદમાંથી એક જુથને દોઝખ માટે અલગ કાઢી લો.

(૧૫૧/૭૭૧૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મને કોઇ ઓરત અંગે એટલી ગયરત (સ્વમાન, અસ્મિતા) ન આવી જેટલી કે ખદીજા (રદિ.) અંગે આવી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)ને અલ્લાહે એવો હુકમ આપ્યો હતો કે, તેમને જન્નતમાં એક મકાન મળવાની ખુશખબરી આપી દો.

## અલ્લાહ તઆલાનું હઝરત જિબ્રઇલ (અલ.) સાથે વાત કરવું અને ફરિશ્તાઓને અવાજ દેવાનું વર્ણન

**મઅમર કહે છે : 'ઇન્નક લતુલક્કલ કુર્આન'નો અર્થ એ છે કે, તમારા પર કુર્આન ઉતારવામાં આવે છે. 'તલક્કાહુ અન્ત'નો અર્થ એ છે કે, તેને તેમની પાસેથી લો છો. એનું ઉદાહરણ આ પ્રમાણે છે : 'ફતલક્કા આદમુ મિ ર્રબ્બિહિ કલિમાતિન'**

(૧૫૨/૭૭૧૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, જ્યારે અલ્લાહ તઆલા પોતાના કોઇ બંદાને દોસ્ત બનાવે છે ત્યારે જિબ્રઇલને અવાજ દેવામાં આવે છે કે, જિબ્રઇલ ! અલ્લાહ તઆલા ફલાણા માણસને દોસ્ત રાખે છે, એટલે તમે પણ તેને દોસ્ત રાખો ત્યારે જિબ્રઇલ પણ મુહબ્બત રાખે છે. પછી જિબ્રઇલ આસ્માનવાળાઓને

અવાજ આપે છે કે, (આસ્માનવાળાઓ !) ફલાણા માણસને અલ્લાહ તઆલા દોસ્ત રાખે છે તમે પણ તેને દોસ્ત રાખો. જેથી આસ્માનવાળા તેના પ્રત્યે મુહબ્બત રાખે છે, પછી ઝમીનવાળા-ઓમાં તેની (લોક)પ્રિયતા ઉતારવામાં આવે છે.

(૧૫૩/૭૭૧૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, તમારા લોકો પાસે રાત-દિવસ ફરિશ્તાઓ આગળ-પાછળ આવતા-જતા રહે છે. તે ફજ્ર અને અસ્રની નમાઝમાં ભેગા થઇ જાય છે. પછી રાતના ફરિશ્તાઓ આસ્માન પર ચાલ્યા જાય છે. અલ્લાહ તઆલા તેમને પૂછે છે, જો કે તે તેમના કરતાં વધારે જાણકાર છે કે, તમે મારા બંદાઓને કેવી હાલતમાં છોડયા ? તે કહે છે કે, જ્યારે અમે તેમની પાસેથી આવ્યા હતા ત્યારે પણ તેઓ નમાઝ પઢી રહ્યા હતા. જ્યારે અમે તેમની પાસે ગયા હતા ત્યારે પણ તેઓ નમાઝમાં મશગૂલ હતા.

(૧૫૪/૭૭૧૬) હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે, નબીએ અકરમ (સલ.)એ કહ્યું કે, જિબ્રઇલે મારી પાસે આવીને ખુશખબરી આપતાં કહ્યું કે, જે બંદો મરી ગયો અને તેણે ખુદાની સાથે ભાગીદાર ન બનાવ્યો તો તેના માટે જન્નત છે. મેં કહ્યું કે, તેણે ચોરી કરી હોય અને વ્યભિચાર કર્યો હોય તો પણ ? આપે કહ્યું કે, હા, ભલેને ચોરી અને વ્યભિચાર કર્યા હોય.

## અલ્લાહ તઆલાના આ ફરમાનનું વર્ણન 'અન્ઝલહુ બિઇલ્મિહિ વલ મલાઇકતુ યશ્હદૂન'

**મુજાહિદ કહે છે : 'યતનઝ્ઝલુલ અમ્રૂ બયનહુન્ન' કિંવા અલ્લાહનો હુકમ સાત આસ્માન અને સાત ઝમીનની વચ્ચે ઉતરે છે**

(૧૫૫/૭૭૧૭) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ (કોઇને) કહ્યું : એય ફલાણા ! જ્યારે તું તારા બિસ્તરા પર જાય ત્યારે આ પ્રમાણે બોલ : **અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફ્સી ઇલય્ક વ વજ્જહ્તુ વજ્હી ઇલય્ક વ ફવ્વઝ્તુ અમ્રી ઇલય્ક વ અલ્જઅ્તુ ઝહરી ઇલય્ક રગ્બતન વ રહબતન ઇલય્ક લા મલ્જઅ વ લા મન્જા મિન્ક ઇલ્લા ઇલય્ક આમન્તુ બિકિતાબિક લ્લઝી અન્ઝલ્ત વ નબિય્યિક લ્લઝી અર્સલ્ત** પછી જો એને પઢીને તમે તે રાત્રે મરી જશો તો (ઇસ્લામની) પ્રકૃતિ અનુસાર મરશો અને જો તમે સવાર કરી (કિંવા

જીવંત રહ્યા) અને મર્યા નહીં તો તમને સવાબ મળશે.

(૧૫૬/૭૭૧૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફાથી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખન્દકની લડાઇના દિવસે કહ્યું : **અલ્લાહુમ્મ મુનઝ્ઝિલલ કિતાબિ સરીઅલ હિસાબિ અહઝિમિલ અહઝાબ વ ઝલઝિલહુમ** હુમૈદી કહે છે કે, મને સુફયાને, તેમને ઇબ્ને અબી ખાલિદે કહ્યું કે, મેં અબ્દુલ્લાહ પાસેથી સાંભળ્યું. તે કહેતા હતા કે, મેં નબીએ કરીમ (સલ.) પાસેથી સાંભળ્યું છે.

(૧૫૭/૭૭૧૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, આયત **વ લાતજહર બિસલાતિક વ લાતુખાફિત બિહા** એવા સમયે ઉતરી છે કે, રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં છુપાયેલા હતા. જ્યારે આપ ઉંચા સાદે કુર્આન પઢતા હતા ત્યારે મુશ્રિકો કુર્આન, તેના ઉતારનાર અને તેના લાવનાર બધાને વગોવતા હતા ત્યારે અલ્લાહ તઆલાએ આ પ્રમાણે કહ્યું કે, ન તમે તમારા અવાજને કુર્આન સાથે એટલો ઉંચો કરો કે મુશ્રિકો સાંભળે અને ન એટલા ધીમે પઢો કે, તમાર સાથીઓ પણ ન સાંભળી શકે, બલ્કે એની વચ્ચેનો માર્ગ અપનાવો (કિંવા મધ્યમ અવાજે પઢો) કે તમારા સાથીઓને સંભળાય અને તેઓ એને તમારી પાસેથી યાદ કરે. પોકાર પાડીને ન પઢો.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'યુરીદૂન અંય્યુબદ્દિલૂ કલામ લ્લાહિ'

**'લકવલુન ફસ્લુન'નો અર્થ એ છે કે, આ કુર્આન સત્ય કથન છે. 'વ મા હુવ બિલ હઝલિ'નો અર્થ એ છે કે, એ ખેલ નથી**

(૧૫૮/૭૭૨૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું છે : અલ્લાહ તઆલા કહે છે : માનવી મને તકલીફ આપે છે. સમયને ખરાબ કહે છે. જો કે હું સમય છું. મારા જ હાથમાં મામલો છે. રાત અને દિવસને હું જ ફેરવું છું.

(૧૫૯/૭૭૨૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરે છે કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, રોઝો મારા માટે છે અને હું તેનો બદલો આપીશ. મારા જ કારણે તે પોતાના ખાનપાન અને (મનની) ઇચ્છાને છોડે છે. રોઝા (દોઝખથી) ઢાલ છે. રોઝાદાર માટે બે ખુશીઓ છે. એક ખુશી ઇફતારીના સમયે અને બીજી ખુશી જ્યારે ખુદાને મળશે ત્યારે પ્રાપ્ત થશે. બેશક, રોઝાદારના મુખની વાસ અલ્લાહ

તઆલાને મુશ્કની ખૂશબૂ કરતાં વધારે સારી લાગે છે.

(૧૬૦/૭૭૨૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) હુઝૂર (સલ.)થી રિવાયત કરે છે કે, આપે કહ્યું કે, એકવાર અય્યૂબ (અલ.) નગ્ન (હાલતમાં) ગુસલ કરી રહ્યા હતા, એવામાં તેમના પર સોનાના તીડો પડવા લાગ્યા. તેમણે તેમને કપડામાં ભેગા કરવાનું શરૂ કર્યું. તેમના પાલનહારે તેમને અવાજ દીધો કે, અય્યૂબ ! શું મેં તને તું આ જે કંઇ જોઇ રહ્યો છે તેનાથી બેપરવાહ ન બનાવી દીધો હતો ? તેમણે કહ્યું કે, હા, પાલનહાર ! બેશક, પરંતુ હું તારી બરકતથી બેપરવાહ નથી.

(૧૬૧/૭૭૨૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : દરેક રાત્રિએ જ્યારે રાત્રિનો છેલ્લો ત્રીજો ભાગ બાકી રહે છે ત્યારે આપણો પાલનહાર પ્રથમ આકાશ પર ઉતરે છે. પછી તે કહે છે : કોણ મારી પાસે દુઆ માંગે છે તો હું તેની દુઆ કબુલ કરૂં. કોણ મારી પાસે માંગે છે કે હું તેને આપું અને કોણ મારી પાસે મગફિરત ઇચ્છે છે કે હું તેને બખ્શી દઉં.

(૧૬૨/૭૭૨૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : આપણે (દુનિયામાં) સૌથી પાછળ આવનાર અને કિયામતમાં સૌથી આગળ જનાર છીએ. આ જ સનદથી એ પણ રિવાયત છે કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : (હે માનવી !) તું ખર્ચ કર, તારા પર ખર્ચ કરવામાં આવશે.

(૧૬૩/૭૭૨૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, જિબ્રઇલ (અલ.)એ (હુઝૂરને) કહ્યું કે, આ ખદીજા છે. જે આપની પાસે વાસણમાં ખાવાનું લાવ્યાં છે, એ પાણી લાવ્યાં છે. એમને એમના પાલનહાર તરફથી સલામ પહોંચાડો અને જન્નતમાં એક મોતીના મહેલની ખુશખબરી આપો, જેમાં કંઇ પરેશાની અને તકલીફ નહીં હોય.

(૧૬૪/૭૭૨૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : મેં નેક બંદાઓ માટે એવો એવો સામાન તૈયાર કર્યો છે જેણે ન કોઇ આંખે જોયો ન કોઇ કાને સાંભળ્યો અને ન કોઇ માનવીના દિલમાં એની સ્ફુરણા થઇ.

(૧૬૫/૭૭૨૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) રાત્રે તહજ્જુદના સમયે આ દુઆ પઢતા હતા : **અલ્લાહુમ્મ લકલ હમ્દુ અન્ત નૂરૂ**

**સ્સમાવાતિ વલ અર્દિ વ લકલ હમ્દુ અન્ત કય્યિમુ સ્સમાવાતિ વલ અર્દિ વ લકલ હમ્દુ અન્ત રબ્બુ સ્સમાવાતિ વલ અર્દિ વ મન ફીહિન્ન અન્તલ હક્કુ વ વઅ્દુકલ હક્કુ વ કવલુકલ હક્કુ વ લિકાઉકલ હક્કુ વલ જન્નતુ હક્કુન વ ન્નારૂ હક્કુન વ ન્નબિય્યૂન હક્કુન વ સ્સાઅતુ હક્કુન અલ્લાહુમ્મ લક અસ્લમ્તુ વ બિક આમન્તુ વ અલય્ક તવક્કલ્તુ વ ઇલય્ક અનબ્તુ વ બિક ખાસમ્તુ વ ઇલય્ક હાકમ્તુ ફગફિર લી મા કદ્દમ્તુ વ મા અખ્ખર્તુ વ મા અસ્રર્તુ વ મા અઅ્લન્તુ અન્ત ઇલાહી લા ઇલાહ ઇલ્લા અન્ત.**

(૧૬૬/૭૭૨૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ખુદાની કસમ ! મને એવો ખ્યાલ ન હતો કે, મારી નિર્દોષતા અંગે અલ્લાહ તઆલા વહી ઉતારશે. જેને લોકો પઢશે, મારી નઝરે મારી સ્થિતિ એવી ન હતી કે, અલ્લાહ તઆલા એ અંગે એવી વસ્તુ ઉતારવામાં આવે જેને પઢવામાં આવે, બલ્કે મને એવો ખ્યાલ હતો કે, અલ્લાહ તઆલા પોતાના રસૂલને કોઇ એવું સ્વપ્ન બતાવશે જેનાથી અલ્લાહ તઆલા મને નિર્દોષ ઠેરવશે. પછી અલ્લાહ તઆલાએ આ દસ આયતો ઉતારી : **ઇન્ન લ્લઝીન જાઊ બિલ ઇફકિ.**

(૧૬૭/૭૭૨૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, (એય ફરિશ્તાઓ !) જ્યારે મારો બંદો કોઇ બુરાઇનો ઇરાદો કરે ત્યારે તેને ન લખો, જ્યાં સુધી કે તેને કરે નહીં. પછી જો તે કરે તો એક બુરાઇ લખી લો. જો મારા ભયથી તે બુરાઇને છોડી દે તો તેને પણ એક નેકી લખી લો. જ્યારે કોઇ નેકીનો ઇરાદો કરે અને તેને ન કરે તો તેને (પણ) એક નેકી લખી લો અને જો કરે તો તેને દસ ગણીથી લઇને સાતસો ગણી સુધી લખો.

(૧૬૮/૭૭૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.) કહે છે કે, જ્યારે અલ્લાહ તઆલા મખ્લૂકને પેદા કરી ચુકયા ત્યારે રહમ (ગર્ભાશય) ઉભું થયું. અલ્લાહ તઆલાએ કહ્યું કે, થોભ. તેણે કહ્યું કે, આ તારાથી જુદાઇ અપનાવનારની ફરિયાદની જગ્યા છે. અલ્લાહ તઆલાએ કહ્યું કે, શું તું એ વાતથી રાજી નથી કે જે તને મેળવે તેને હું મેળવું અને જે તને જુદું કરે તેને હું જુદો કરૂં. રહમે (ગર્ભાશયે) કહ્યું કે, હા, એય પાલનહાર ! હું એનાથી

રાજી છું. ખુદાએ કહ્યું કે, બસ તો એ જ ફરિયાદની દાદ છે. પછી અબૂ હુરૈરાએ આ આયત પઢી : **ફહલ અસયતુમ ઇન તવલ્લયતુમ અન તુફસિદૂ ફીલ અર્દિ વ તુકત્તિઊ અરહામકુમ.**

(૧૬૯/૭૭૩૧) હઝરત ઝેદ ઇબ્ને ખાલિદ કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.) સામે વરસાદ વરસ્યો. આપે કહ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, કેટલાક બંદાઓ મારા પર ઇમાન લાવ્યા અને કેટલાક કાફિર થઇ ગયા.

(૧૭૦/૭૭૩૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબીએ અકરમ (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, જ્યારે મારો બંદો મને મળવાનું પસંદ કરે છે ત્યારે હું પણ તેની મુલાકાત પસંદ કરૂં છું અને જો તે ખરાબ સમજે છે તો હું પણ ખરાબ સમજું છું.

(૧૭૧/૭૭૩૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, નબીએ અકરમ (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, હું મારા બંદાના વિચારની સાથે છું.

(૧૭૨/૭૭૩૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, એક માણસ જેણે કદી કોઇ નેકી કરી ન હતી. જ્યારે તે મરવા લાગ્યો ત્યારે તેણે વસિય્યત કરી કે, મને બાળીને અડધી રાખ જંગલમાં ઉડાવી દેવામાં આવે અને અડધી (રાખ) દરિયામાં નાખી દેવામાં આવે. ખુદાની કસમ ! જો ખુદાએ તેના માટે અઝાબ મુકર્રર કર્યો હોત તો તેને એવો અઝાબ આપત કે દુનિયામાંથી કોઇને ન આપ્યો હોત. સારાંશ કે, ખુદાએ દરિયાને હુકમ કર્યો કે, તેની રાખ ભેગી કરે અને જંગલને કહ્યું કે, તે પણ ભેગી કરે. જેથી તે બધી રાખ ભેગી કરવામાં આવી. અલ્લાહ તઆલાએ તે માણસને ભેગો કરીને કહ્યું કે, આ (વસિય્યત) કેમ કરી ? તેણે કહ્યું કે, તારા ભયથી અને તું (એ) સારી રીતે જાણે છે. (હુઝૂર કહે છે કે,) પછી તેની બખ્શિશ કરવામાં આવી.

(૧૭૩/૭૭૩૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.) પાસેથી મેં સાંભળ્યું. આપે કહ્યુ કે, જ્યારે બંદો ગુનાહ સુધી પહોંચે છે અને અમુક વાર કહ્યું કે, જ્યારે ગુનોહ કરે છે અને કહે છે કે, એય પાલનહાર ! મેં ગુનોહ કર્યો અને અમુકવાર કહ્યું કે, (તે કહે છે :) હું ગુનાહ સુધી પહોંચ્યો છું તું તેને બખ્શી દે. ત્યારે અલ્લાહ તઆલા ફરમાવે છે : મારો બંદો જાણે છે કે, તેનો પાલનહાર છે જે તેના ગુનાહો બખ્શે છે અને તેને શિક્ષા કરે છે. મેં મારા બંદાને બખ્શી દીધો. પછી

(થોડોક સમય થંભીને) ગુનાહ કરે છે અથવા ગુનાહ સુધી પહોંચે છે અને કહે છે કે, એય પાલનહાર ! મેં ગુનોહ કર્યો છે અથવા હું ગુનાહ સુધી પહોંચ્યો છું. તું તેને બખ્શી દે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મારો બંદો જાણે છે કે, તેનો પાલનહાર છે. જે ગુનાહને બખ્શે છે અને તેની શિક્ષા કરે છે એટલે મેં મારા બંદાને બખ્શી દીધો. ફરી એ ગુનાહ કરે છે અથવા ફરમાવ્યું કે, ગુનાહ સુધી પહોંચે છે અને કહે છે કે, એય પરવરદિગાર ! મેં ગુનોહ કર્યો છે અથવા હું ગુનાહ સુધી પહોંચ્યો છું. એટલે તું તેને બખ્શી દે. અલ્લાહ તઆલા કહે છે કે, મારો બંદો સમજે છે કે, તેનો કોઇ પાલનહાર છે, જે ગુનાહને બખ્શે છે અને શિક્ષા કરે છે. મેં મારા બંદાને બખ્શી દીધો. ત્રણવાર (આ પ્રમાણે) કહ્યું.

(૧૭૪/૭૭૩૬) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, નબી (સલ.)એ પહેલાંના લોકોમાંથી એક માણસનો ઉલ્લેખ કર્યો અથવા તે લોકોમાંથી જે તમારાથી પહેલાં ગુજરી ગયા છે. (આ રાવી શંકા છે) અને કંઇક કહ્યું કિંવા અલ્લાહ તઆલાએ તેને માલ-દોલત બધું આપ્યું હતું જ્યારે તેના અવસાનનો સમય નજીક આવ્યો ત્યારે તેણે પોતાના પુત્રને બોલાવીને કહ્યું કે, હું તમારો કેવો પિતા હતો ? તેમણે કહ્યું કે, સારા પિતા હતા. તેણે કહ્યું કે, મેં ખુદા પાસે કોઇ નેકી મોકલી નથી. જો ખુદાએ (મારા માટે) અઝાબ મુકર્રર કર્યો છે તો મને અઝાબ આપશે. એટલે જુઓ, જ્યારે હું મરી જાઉં ત્યારે તમે લોકો મને બાળી મૂકજો. જ્યારે હું (બળીને) કોલસો થઇ જાઉં ત્યારે મને વાટી નાંખજો. પછી જે દિવસે વાવાઝોડું ફુંકાય ત્યારે તેમાં મને ઉડાવી દેજો. હુઝૂર (સલ.) કહે છે કે, તેણે પોતાની ઔલાદ પાસેથી ખૂબ વચનો લીધા અને ખુદાની કસમ ! તેમણે એવું જ કર્યું. તેને બાળીને ઉડાવી મૂકયો. પછી અલ્લાહ તઆલાએ હુકમ કર્યો કે, થઇ જા. જેથી તે (આલમે બરઝખમાં) ઇન્સાન બની ગયો. પછી અલ્લાહ તઆલાએ કહ્યું કે, મારા બંદા ! તને આ વાત માટે કોણે તૈયાર કર્યો જે તેં આવું કર્યું ? તેણે કહ્યું કે, ખુદાવંદે આલમ ! તારા ભયથી અથવા તારા ડરથી. આપે કહ્યું કે, પછી અલ્લાહ તઆલાએ તેને એ સિવાય કોઇ બદલો ન આપ્યો કે તેને બખ્શી દીધો. બીજી વાર કહ્યું કે, તેને એ સિવાય કોઇ બદલો ન આપ્યો કે તેને બખ્શી દીધો. (રાવી કહે છે :) પછી મેં આ હદીષ અબૂ ઉસ્માન નહદીથી બયાન કરી. તેમણે કહ્યું કે, મેં સલમાન પાસેથી એ સાંભળી છે, એ સિવાય કે તેમણે એટલો

ઉમેરો કર્યો કે, તે માણસે કહ્યું કે, મને દરિયામાં ઉડાવી દેજો. જેમકે બયાન કર્યું કે અમને મૂસાએ મુઅતમિર મારફતે બયાન કર્યું છે. તેમણે આ હદીષમાં **લમયબ્તઇર** ('રે' સાથે) પઢ્યું છે અને ખલીફા કહે છે : અમને મુઅતમિરે આ હદીસ બયાન કરી અને કહ્યું : **લમયબ્તઇઝ** ('ઝે' સાથે) કતાદાએ એની એવી તફસીર કરી છે કે, તેણે આગળ ભાથું મોકલ્યું નહીં.

## કિયામતના દિવસે અલ્લાહ તઆલાનું નબીઓ વગેરે સાથે વાત કરવું

(૧૭૫/૭૭૩૭) હઝરત અનસ (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું કે, આપ એવું કહેતા હતા કે, જ્યારે કિયામતનો દિવસ આવશે ત્યારે હું શફાઅત કરીશ અને કહીશ કે, એય પાલનહાર ! તેમને જન્નતમાં દાખલ કરી દે જેમના દિલમાં રાઇ જેટલું (પણ) ઈમાન હોય. જેથી તે લોકોને દાખલ કરવામાં આવશે. પછી હું કહીશ કે, એય અલ્લાહ ! જેમના દિલમાં (આંગળીનો ઈશારો કરીને) રજકણ (ઝર્રા) જેટલું પણ ઈમાન હોય તેમને પણ જન્નતમાં દાખલ કર. અનસ કહે છે કે, જાણે હું હુઝૂરની મુબારક આંગળી જોઇ રહ્યો છું (જેનાથી આપે ઈશારો કર્યો હતો).

(૧૭૬/૭૭૩૮) હઝરત મઅબદ ઈબ્ને હિલાલ કહે છે કે, અમે બસરાના અમુક લોકો ભેગા થઈને હઝરત અનસ પાસે ગયા. સાબિતને પણ પોતાની સાથે લઇ ગયા. જેથી તેઓ અનસ પાસેથી શફાઅતની હદીસ સંભળાવે. તે પોતાના મકાનમાં હતા. અમને અનસ મળ્યા. તે વખતે તેઓ ચાશ્તની નમાઝ પઢી રહ્યા હતા. અમે અંદર જવાની રજા માંગી તેમણે અમને રજા આપી. (અમે જ્યારે અંદર ગયા ત્યારે) તે વખતે તેઓ પોતાના બિસ્તરા પર બેઠા હતા. અમે સાબિતને કહ્યું કે, તમે શફાઅતની હદીસ પહેલાં બીજી કોઇ વાત ન કરશો જેથી તેમણે કહ્યું કે, અબૂ હમઝા ! આ આપના ભાઇ બસરાથી આપની પાસે એટલા માટે આવ્યા છે કે, આપની પાસેથી શફાઅતની હદીસ સાંભળે. અનસ (રદિ.)એ કહ્યું કે, હુઝૂર (સલ.)એ અમને કહ્યું કે, જ્યારે કિયામતનો દિવસ આવશે ત્યારે લોકો દરિયાની જેમ ઉછાળા મારશે. (કિંવા ગભરાઇને દરેક દિશામાં દોડધામ કરશે) પછી આદમ (અલ.) પાસે જશે અને કહેશે કે, તમે અમારા પરવરદિગાર પાસે શફાઅત કરો. તે કહેશે કે, હું એ લાયક નથી, પરંતુ તમે ઈબ્રાહીમ (અલ.) પાસે જાઓ. કારણ કે, તેઓ અલ્લાહના ખલીલ છે. પછી લોકો ઈબ્રાહીમ

(અલ.) પાસે જશે. તે કહેશે કે, હું એ લાયક નથી. તમારે મૂસા (અલ.) પાસે જવું જોઇએ. કારણ કે, તેમની સાથે અલ્લાહ તઆલાએ વાત કરી છે. એટલે લોકો મૂસા (અલ.) પાસે જશે. તે કહેશે કે, હું એ લાયક નથી. તમે ઈસા (અલ.) પાસે જાઓ. તે 'કલિમતુલ્લાહ' અને 'રૂહુલ્લાહ' છે. જેથી લોકો ઈસા (અલ.) પાસે જશે. તે કહેશે કે, હું એ લાયક નથી. તમે મુહમ્મદ (સલ.) પાસે જાઓ. જેથી લોકો મારી પાસે આવશે. હું કહીશ કે, હા, હું એ લાયક છું. પછી હું મારા પરવરદિગારના દરબારમાં હાજર થવાની રજા માંગીશ. મને રજા મળશે. પછી (અલ્લાહ) પોતાની પ્રશંસા અને વખાણના શબ્દો મારા (દિલ)માં નાખશે. જે વડે હું તેના વખાણ કરીશ. તે વખાણ મને હમણાં યાદ નથી. હું તેના દરબારમાં સજદામાં પડી જઇશ. હુકમ થશે કે, મુહમ્મદ ! શિર ઉઠાવો અને કહો, તમારી વાત સાંભળવામાં આવશે. માંગો, આપવામાં આવશે અને શફાઅત કરો, કબૂલ થશે. હું કહીશ કે, એય પાનલહાર ! મારી ઉમ્મત ! મારી ઉમ્મત ! હુકમ થશે કે, જેના દિલમાં જવ જેટલું (પણ) ઈમાન હોય તેને દોઝખમાંથી કાઢી લાવો. જેથી હું જઇને કાઢી લઇશ. પછી પાછો ફરીશ અને તે જ વખાણ અને પ્રશંસા કરીશ અને સજદામાં પડી જઇશ. હુકમ થશે કે, મુહમ્મદ ! શિર ઉઠાવો. કહો, સાંભળવામાં આવશે. શફાઅત કરો, કબૂલ થશે. માંગો, આપવામાં આવશે. હું કહીશ કે, એય પરવરદિગાર ! મારી ઉમ્મત ! મારી ઉમ્મત ! હુકમ થશે, જાઓ, જેમના દિલમાં રજકણ (ઝર્રા) અથવા રાઇ જેટલું ઈમાન હોય તેને કાઢી લાવો. જેથી હું જઇને કાઢી લાવીશ. પછી પાછો ફરીશ અને તે જ વખાણ અને પ્રશંસા કરીશ. પછી સજદામાં પડી જઇશ. હુકમ થશે, મુહમ્મદ ! શિર ઉઠાવો. કહો, સાંભળવામાં આવશે. માંગો, આપવામાં આવશે. શફાઅત કરો, કબૂલ થશે. હું કહીશ કે, એય મારા પાલનહાર ! મારી ઉમ્મત ! મારી ઉમ્મત ! હુકમ થશે કે જેના દિલમાં રજકણથી પણ ઓછું, રાઇના દાણાથી પણ ઘણું ઓછું ઈમાન હોય તેમને પણ દોઝખમાંથી કાઢી લાવો. જેથી હું જઇશ અને કાઢી લઇશ. પછી જયારે અમે હઝરત અનસ (રદિ.) પાસેથી બહાર નીકળ્યા ત્યારે અમે કહ્યું કે, હઝરત હસન બસરી પાસે આપણે જઇએ અને હઝરત અનસે આપણને જે કંઇ કહ્યું છે તે તેમને કહીએ. તેઓ (હજ્જાજના ભયથી તે દિવસોમાં) અબૂ ખલીફાના મકાનમાં છુપાયેલા હતા. જેમકે અમે તેમની પાસે ગયા. અમે તેમને સલામ કરી.

તેમણે આવવાની રજા આપી. અમે કહ્યું : અબૂ સઇદ ! અમે આપના ભાઇ હઝરત અનસ (રદિ.) પાસે ગયા હતા ત્યાંથી આવ્યા છીએ. તેમણે અમને શફાઅત વિષે કહ્યું છે. અમે એવું કોઇની પાસેથી સાંભળ્યું નથી. તેમણે કહ્યું કે, બયાન કરો કે શું કહ્યું ? અમે પૂરી હદીસ બયાન કરી. જ્યારે આ જગ્યાએ પહોંચ્યા ત્યારે હઝરત હસન બસરીએ કહ્યું કે, આગળ બયાન કરો. અમે કહ્યું કે, તેમણે અમને આગળ કંઇ કહ્યું નથી, અહીં સુધી જ કહ્યું છે. હસન બસરીએ કહ્યું કે, મને હઝરત અનસે જ્યારે તેઓ સંપૂર્ણપણે સભાન હતા ત્યારે આ હદીસ બયાન કરી હતી. જેને (લગભગ) વીસ વરસનો સમય થયો હશે. હવે હું જાણતો નથી કે, એની આગળ તેઓ ભૂલી ગયા અથવા એવો વિચાર કર્યો કે, તમે લોકો એના પર ભરોસો કરો અને અમલ કરવાનું છોડી દેશો. (રાવી કહે છે :) અમે કહ્યું : અબૂ સઇદ ! (હસન બસરીની કુન્નિયત છે) તમે અમને એ બયાન કરો. તેઓ હસ્યા અને કહ્યું : **ખુલિકલ ઇન્સાનુ અજૂલા** (માનવીને ઉતાવળા સ્વભાવનો પેદા કરવામાં આવ્યો છે) મેં તમારી સામે આ ઉલ્લેખ એટલા માટે કર્યો કે, હું તમને એ બયાન કરૂં. તેમણે મને પ્રથમ આ રીતે બયાન કર્યું છે જે રીતે તમે બયાન કર્યું છે. પછી કહ્યું કે, હુઝૂરે કહ્યું કે, હું ચોથીવાર આવીશ અને તે જ વખાણ અને પ્રશંસા કરીશ અને સજદામાં પડી જઇશ. હુકમ થશે કે, મુહમ્મદ ! શિર ઉઠાવો. કહો, સાંભળવામાં આવશે. માંગો, મળશે. શફાઅત કરો, કબૂલ થશે. હું કહીશ કે, એય પરવરદિગાર ! તું મને તે લોકો માટે હુકમ આપ જેમણે 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' કહ્યું હોય. તે કહેશે કે, મને મારી ઇઝઝત, જલાલ, મહાનતા અને શ્રેષ્ઠતાની કસમ છે, હું તે લોકોને દોઝખમાંથી કાઢીશ જેમણે 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' જ કહ્યું હોય.

(૧૭૭/૭૭૩૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, જન્નતમાં સૌથી છેલ્લે દાખલ થનાર માણસ અને દોઝખીઓમાંથી સૌથી પાછળ નીકળનાર તે માણસ છે જે પેટ પર ઘસડાઇને દોઝખમાંથી નીકળશે. અલ્લાહ તઆલા તેને કહેશે કે, જન્નતમાં દાખલ થા. તે કહેશે કે, એય અલ્લાહ ! જન્નત તો પૂરી ભરાયેલી છે. તેને ત્રણ વાર આ ફરમાન થશે. તે ત્રણે વાર એવો જ જવાબ આપશે કે, જન્નત ભરાયેલી છે. તે વખતે અલ્લાહ તઆલા કહેશે કે, તારા માટે દુનિયાથી દસગણું છે.

(૧૭૮/૭૭૪૦) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, તમારામાંથી દરેક સાથે અલ્લાહ તઆલા એવી રીતે વાત કરશે કે તમારી અને તેની વચ્ચે કોઇ દુભાષિયો નહીં હોય. પછી એ માણસ પોતાની જમણી બાજુએ જોશે ત્યારે પોતાના દુન્યવી અમલો સિવાય કંઇ નહીં જુએ. પછી પોતાની ડાબી બાજુએ જોશે અને પોતાના દુન્યવી અમલો સિવાય કંઇ નહીં જુએ. પોતાની સામે જોશે તો દોઝખ દેખાશે. એટલે દોઝખથી બચો, ભલેને ખજુરના એક ટુકડાથી જ હોય. અઅમશ કહે છે કે, મને અમ્ર ઇબ્ને મુર્રાએ ખૈસમાંથી આ હદીસ બયાન કરી, પરંતુ એમાં એટલું વધુ બયાન કર્યું કે, બચો, ભલેને સારી વાત વડે હોય.

(૧૭૯/૭૭૪૧) હઝરત અબ્દુલ્લાહ (ઇબ્ને મસ્ઊદ) કહે છે કે, યહૂદીઓનો એક આલિમ હુઝૂર (સલ.) પાસે આવ્યો. તે કહેવા લાગ્યો કે, જ્યારે કિયામતનો દિવસ આવશે ત્યારે અલ્લાહ તઆલા આસ્માનોને એક આંગળી પર, ઝમીનોને એક આંગળી પર, પાણી અને ધરતીને એક આંગળી પર અને મખ્લૂકને એક આંગળી પર લઇને હલાવશે અને કહેશે : હું બાદશાહ છું, હું બાદશાહ છું. મેં હુઝૂરને જોયા કે, આપ એટલા બધા હસ્યા કે, આપના દાંત ખુલી ગયા. પછી હુઝૂરે કહ્યું કે, **વ મા કદરુલ્લાહ હક્ક કદરિહિ વલ અર્દુ જમીઅન કબ્દતુહુ યવમલ કિયામતિ વસ્સમાવાતુ મત્વિય્યાતુન બિયમીનિહિ સુબ્હાનહુ વ તઆલા અમ્મા યુશ્રિકૂન.**

(૧૮૦/૭૭૪૨) હઝરત સફવાન ઇબ્ને મુહરિઝ કહે છે કે, એક માણસે ઇબ્ને ઉમર (રદિ.)ને પૂછયું કે, તમે હુઝૂર (સલ.) પાસેથી અલ્લાહ તઆલાનું બંદા સાથે ગુસપુસ કરવા અંગે કેવી રીતે સાંભળ્યું ? તેમણે કહ્યું કે, તમારામાંથી એક માણસ પોતાના પરવરદિગારની એટલી નજીક હશે કે તે તેને પોતાની રહમત-પડોશમાં લઇ લેશે અને કહેશે કે, (મારા બંદા !) તેં આવું આવું કર્યું ? તે કહેશે : હા. ખુદા કહેશે : તેં આવું આવું કર્યું ? તે કહેશે કે, હા. અલ્લાહ તઆલા તેની પાસે કબૂલાત લઇને ફરમાવશે : મેં દુનિયામાં તારો ઢાંકપિછોડો કર્યો હતો. આજે પણ તને બખ્શી દઇશ.

## અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ કલ્લમ લ્લાહુ મૂસા તકલીમા'

(૧૮૧/૭૭૪૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ

કહ્યું કે, હઝરત આદમ (અલ.) અને મૂસા (અલ.) વચ્ચે પરસ્પર વાદવિવાદ થયો. મૂસા (અલ.)એ કહ્યું કે, તમે તે આદમ છો કે તમે તમારી ઔલાદને જન્નતમાંથી કાઢી. આદમ (અલ.)એ કહ્યું કે, તમે તે મૂસા છો જેને અલ્લાહ તઆલાએ પયગમ્બરપદ અને વાતચીત માટે પસંદ કર્યા. પછી તમે મને આવી વાત અંગે વગોવો છો ? અલ્લાહ તઆલાએ મારા પેદા થતા પહેલાં જ મારા માટે મુકર્રર કરી દીધું હતું. હુઝૂર કહે છે : આદમ (અલ.)એ મૂસા (અલ.) પર સરસાઇ મેળવી લીધી.

(૧૮૨/૭૭૪૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, કિયામતના દિવસે લોકો ભેગા થશે. તેઓ કહેશે કે, જો આપણે આપણા પાલનહાર પાસે ભલામણ કરાવીએ તો અલ્લાહ તઆલા આપણને આ જગ્યા (ની તકલીફ)થી આરામ આપે. પછી એ લોકો આદમ (અલ.) પાસે જશે અને તેમને કહેશે કે, તમે માનવીના પિતા છો. અલ્લાહ તઆલાએ તમને પોતાના હાથે પેદા કર્યા. પોતાના ફરિશ્તાઓ પાસે સજદો કરાવ્યો. બધી વસ્તુઓના નામો શીખવ્યાં. તમે તમારા પાલનહાર પાસે અમારી ભલામણ કરો. જેથી તે અમને રાહત આપે. તે કહેશે કે, હું એ લાયક નથી અને જે ભૂલ તેમનાથી થઇ છે તે વર્ણન કરશે.

(૧૮૩/૭૭૪૫) હઝરત અનસ કહે છે : કિયામતના દિવસે મુઅમિનોને એકત્ર કરવામાં આવશે. તેઓ કહેશે : જો આપણા પાલનહાર પાસે આપણે ભલામણ લઇ જઇએ તો તે આપણને આ જગ્યાએથી છુટકારો આપે. તેઓ આદમ (અલ.) પાસે જશે. તેઓ તેમને કહેશે : તમે આદમ છો. માનવોના પિતા છો. અલ્લાહે તમને પોતાના હાથે પેદા કર્યા. ફરિશ્તાઓ પાસે તમને સજદો કરાવ્યો. દરેક વસ્તુના નામો તમને શીખવ્યા તો અમારા પાલનહાર પાસે અમારી ભલામણ કરો, જેથી અમને છુટકારો આપે. તેઓ કહેશે : હું એ લાયક નથી. પછી તેઓ પોતાની ભૂલ વર્ણન કરશે.

(૧૮૪/૭૭૪૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, જે રાત્રે હુઝૂર (સલ.)ને બયતુલ્લાહની મસ્જિદથી મેઅરાજ માટે લઇ જવામાં આવ્યા તે વખતે આપની પાસે ત્રણ ફરિશ્તાઓ આવ્યા. આ આપનો (મેઅરાજ) પહેલાંનો બનાવ છે. તે રાત્રે આપ મસ્જિદે હરામમાં અમુક લોકો સાથે આરામ કરી રહ્યા હતા. જે ફરિશ્તાઓ આપની શોધમાં હતા તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે, આપણે જેને શોધીએ છીએ તે આમાંથી કોણ છે ? વચ્ચેના

ફરિશ્તાએ કહ્યું કે, તે સર્વમાં શ્રેષ્ઠ છે. છેલ્લા ફરિશ્તાએ કહ્યું કે, એમનામાં જે શ્રેષ્ઠ છે તેને લઇ લો. સારાંશ કે, તે રાત્રે તો આટલો જ બનાવ બન્યો. પછી હુઝૂર (સલ.)એ તેમને જોયા નહીં, અહીં સુધી કે, તેઓ બીજી રાત્રે આવ્યા. આપનું દિલ (હૃદય) તેમને જોઇ રહ્યું હતું અને આપની આંખો સૂઈ રહી હતી. આપનું દિલ જાગૃત હતું. કારણ કે, નબીઓનું સૂવાનું એવું જ હોય છે કે, એમની આંખો તો સૂવે છે અને એમનું દિલ જાગે છે. એટલે તે ફરિશ્તાઓએ હુઝૂર (સલ.) સાથે કંઇ વાતો કરી નહીં અને આપને ઉંચકીને ઝમઝમના કુવાની નજીક મૂકી દીધા. જિબ્રઇલ પોતે કાર્યમગ્ન બન્યા. તેમણે હુઝૂર (સલ.)ની છાતીને ગળાથી લઇને દિલ સુધી ચીરી. છાતી અને પેટમાંથી બધી વસ્તુઓ કાઢીને ઉલટાવી દીધી. ઝમઝમના પાણીથી આખી છાતીને પોતાના હાથે સાફ કરી. પછી ઇમાન અને હિકમતથી ભરેલું એક વાસણ લાવવામાં આવ્યું. તેને જિબ્રઇલે આપની આખી છાતીમાં અને ગળા સુધી નસોમાં ભરીને બરાબર કરી દીધું. પછી 'દુનિયાના આસ્માન' (પહેલા આસ્માન) તરફ લઇ ગયા. તેનો દરવાજો ખખડાવ્યો. આસ્માન-વાળાઓએ કહ્યું કે, કોણ છે ? તેમણે કહ્યું કે, જિબ્રઇલ. તેમણે કહ્યું કે, તમારી સાથે કોણ છે ? તેમણે કહ્યું કે, મારી સાથે મુહમ્મદ છે. તેમણે કહ્યું : શું એ પયગમ્બર બન્યા છે ? તેમણે કહ્યું : હા. તેમણે કહ્યું કે, સારૂં થયું તે આવ્યા, ભલે આવ્યા. તેમની ખુશખબરી તો બધા આસ્માનવાળાઓ સાંભળે છે. અલ્લાહ તઆલા જે કામ ઝમીન પર કરે છે તેની આસ્માનવાળાઓને ખબર પડતી નથી જ્યાં સુધી અલ્લાહ તઆલા તેમને કોઇની જીભે (કિંવા જિબ્રઇલ મારફતે) ખબર ન આપે. (પહેલા) આસ્માન પર હુઝૂર (સલ.)એ હઝરત આદમ (અલ.) સાથે મુલાકાત કરી. જિબ્રઇલે કહ્યું કે, આ આપના પિતા આદમ (અલ.) છે. એમને સલામ કરો. હુઝૂર (સલ.)એ સલામ કરી. તેમણે જવાબ આપ્યો અને કહ્યું કે, મારા બેટા ! સારૂં થયું આવ્યા અને ભલે આવ્યા, તમે સારા પુત્ર છો. ત્યાં આસ્માનમાં આપે જોયું કે, બે નહેરો વહે છે. જિબ્રઇલને પૂછવામાં આવ્યું કે, આ કઇ નહેરો છે ? તેમણે કહ્યું કે, એ નાઇલ-ફુરાતનું મૂળ છે. પછી જિબ્રઇલ (અલ.) આપને આસ્માન પર લઇને ગયા ત્યારે આપે બીજી એક નહેર જોઇ. જેના કિનારે મોતી અને 'ઝબરજદ'ના મહેલો બનેલા હતા. તેની માટી પર જ્યારે હાથ માર્યો ત્યારે ખબર પડી કે મુશ્ક છે. આપે પૂછયું કે, આ શું છે ? જિબ્રઇલે કહ્યું કે, એ

હોઝે કૌસર છે, જે અલ્લાહ તઆલાએ આપના માટે રાખી છે. પછી જિબ્રઈલ આપને લઇને બીજા આસ્માન પર ગયા. એના દરવાજા પાસે પણ ફરિશ્તાઓએ પહેલા આસ્માનની જેમ સવાલ કર્યા કે, કોણ છે ? એમણે કહ્યું કે, જિબ્રઈલ. તેમણે કહ્યું કે, તમારી સાથે કોણ છે ? એમણે કહ્યું કે, મુહમ્મદ (સલ.) છે. તેમણે કહ્યું કે, એ પયગમ્બર બન્યા છે ? એમણે કહ્યું : હા. તેમણે કહ્યું કે, સારૂં થયું આવ્યા, ભલે આવ્યા. પછી ત્રીજા આસ્માન પર ગયા. ત્યાં પણ એ જ વાતચીત થઇ. પછી ચોથા આસ્માન પર ગયા ત્યાં પણ એ જ વાતચીત થઇ. પછી પાંચમા આસ્માન પર ગયા. ત્યાં પણ એ જ વાતચીત થઇ. પછી છઠ્ઠા આસ્માન પર ગયા. ત્યાં પણ ફરિશ્તાઓએ એ જ વાતચીત કરી. પછી સાતમા આસ્માન પર ગયા. ત્યાંના ફરિશ્તાઓએ પણ આ પ્રમાણે જ કહ્યું. (રાવી કહે છે :) દરેક આસ્માન પર નબીઓ સાથે આપની મુલાકાત થઇ. રસૂલુલ્લાહ (સલ.)એ તેમના નામો લીધાં. જેમાંથી અમુકના નામ મને યાદ છે. બીજા આસ્માન પર ઇદ્રીસ (અલ.) હતા. ચોથા પર હારૂન. પાંચમા પર બીજા કોઇ (નબી) હતા જેમનું નામ મને યાદ રહ્યું નથી. છઠ્ઠા આસ્માન પર ઇબ્રાહીમ (અલ.) હતા. સાતમા આસ્માન પર મૂસા (અલ.) હતા, તેમની સાથે અલ્લાહ તઆલાની વાતચીત કરવાની ફઝીલતના કારણે. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) તેમના કરતાં પણ આગળ વધી ગયા ત્યારે મૂસા (અલ.)એ અલ્લાહ તઆલાને કહ્યું કે, એય પરવરદિગાર ! મારો ખ્યાલ હતો કે મારાથી ઉપર કોઇ નહીં જાય. પછી રસૂલુલ્લાહ (સલ.) તે સ્થળથી એટલા આગળ ગયા કે તેના પ્રમાણને ખુદા જ જાણે છે. અહીં સુધી કે, 'સિદરતુલ મુન્તહા' પાસે પહોંચ્યા. પછી અલ્લાહ તઆલાની નજીક થયા અને એટલા નજીક થયા, જેમકે કમાનના બે ખુણાઓ પરસ્પર મળી જાય છે, બલ્કે તેના કરતાં પણ વધારે નજીક. પછી અલ્લાહ તઆલાને જે 'વહી' કરવી હતી તે વહી કરી. તે પૈકી એ પણ વહી કરી કે, તમારી ઉમ્મત પર દર રાત-દિવસમાં પચાસ નમાઝો ફર્ઝ છે. પછી રસૂલુલ્લાહ (સલ.) ત્યાંથી નીચે આવ્યા. અહીં સુધી કે, જ્યારે મૂસા (અલ.) પાસે પહોંચ્યા, ત્યારે તેમણે આપને અટકાવ્યા અને કહ્યું કે, મુહમ્મદ ! તમારા પરવરદિગારે તમારી પાસેથી શું વચન લીધું ? રસૂલે અકરમ (સલ.)એ કહ્યું કે, દર રાત-દિવસમાં પચાસ નમાઝો ફર્ઝ કરી છે. મૂસા

(અલ.)એ કહ્યું કે, મુહમ્મદ ! તમારી ઉમ્મત એની શકિત ધરાવતી નથી. ફરી જાઓ, અલ્લાહ તમારા અને તેમના માટે આસાની કરી દેશે. રસૂલુલ્લાહ (સલ.) જિબ્રઇલ તરફ વળ્યા, જાણે આપે એ અંગે તેમની સલાહ લેવા ચાહી કે, હા, વાત તો ઠીક છે, જો આપ ઇચ્છો તો. પછી હુઝૂર અલ્લાહ તઆલા પાસે ગયા અને પોતાની તે જ જગ્યાએ પહોંચીને કહ્યું કે, એય પરવરદિગાર ! અમારા માટે ઘટાડો કરો. કારણ કે, મારી ઉમ્મત એની તાકાત ધરાવતી નથી. અલ્લાહે દસ નમાઝો માફ કરી દીધી. આપ મૂસા (અલ.) પાસે આવ્યા. તેમણે આપને ફરી અટકાવ્યા અને હુઝૂર (સલ.)ને અલ્લાહના દરબારમાં મોકલ્યા. સારાંશ કે, આ પ્રમાણે મૂસા (અલ.) રસૂલુલ્લાહ (સલ.)ને મોકલતા રહ્યા. અહીં સુધી કે, પાંચ નમાઝો રહી ગઇ. ફરી મૂસા (અલ.)એ હુઝૂરને અટકાવ્યા અને ફરી કહ્યું : મુહમ્મદ ! હું મારી કોમ બની ઇસ્રાઇલને એનાથી ઘણા ઓછા (અમલ) સાથે જોઇ ચુકયો છું કે તેઓ (એને અદા કરવામાં) કમજોર થઇ ગયા હતા અને તેમણે તેને છોડી દીધો. વળી તમારી ઉમ્મતનું શરીર, દિલ, આંખ અને કાન તેમના કરતાં વધારે કમજોર છે. તમે ફરી જાઓ, તમારો પાલનહાર હજુ ઘટાડો કરશે. દરેક વખતે રસૂલુલ્લાહ (સલ.) સલાહ માટે જિબ્રઇલ તરફ ફરતા હતા. જિબ્રઇલ (અલ.) એને ખરાબ ગણતા ન હતા. પછી પાંચમી વાર જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ગયા ત્યારે આપે કહ્યું કે, એય પરવરદિગાર ! મારી ઉમ્મતનું શરીર, દિલ, કાન અને અંગ બધું કમજોર છે તો પછી અમારા માટે આસાની કરો. અલ્લાહ તઆલાએ કહ્યું કે, મુહમ્મદ ! આપે કહ્યું કે, હાજર છું, સેવામાં હાજર છું. ખુદાએ કહ્યું : મારે ત્યાં હુકમમાં ફેરફાર થતો નથી, જે મેં તમારા પર ફર્ઝ કર્યું હતું તે જ ઉમ્મુલ કિતાબ (લવહે મહફૂઝ)માં લખ્યું છે. દરેક નેકી (સવાબમાં) દસ ગણી છે. એ ઉમ્મુલ કિતાબમાં પચાસ છે અને તમારા પર પાંચ છે એ હિસાબે એ પચાસ થઇ ગઇ. આપ મૂસા (અલ.) પાસે ગયા. તેમણે કહ્યું : શું કર્યું ? આપે કહ્યું : અમારા પરથી ઓછી કરી. અમને દરેક નેકીનો દસ ગણો સવાબ આપશે. મૂસા (અલ.)એ કહ્યું : ખુદાની કસમ ! મેં બની ઇસ્રાઇલ પાસે એનાથી ઓછી ઇબાદતની માગણી કરી હતી ત્યારે તેમણે તેને છોડી દીધી. તમે ફરી તમારા પરવરદિગાર પાસે જાઓ. તે હજુ ઘટાડો કરશે. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : મૂસા ! ખુદાની કસમ ! મને મારા પરવર-

દિગારના દરબારમાં વધારે આવ-જા કરવાથી શરમ આવી છે. તેમણે કહ્યું કે, તો પછી ખુદાનું નામ લો અને નીચે જાઓ. પછી આપ સૂઇને ઉઠયા ત્યારે મસ્જિદે હરામમાં જ હતા.

## જન્નતવાસીઓ સાથે અલ્લાહ તઆલાનું વાત કરવું

(૧૮૫/૭૭૪૭) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા જન્નતવાસીઓને કહેશે : એય જન્નતવાસીઓ ! તેઓ કહેશે : હાજર છીએ, સેવામાં હાજર છીએ. ભલાઇ તારા હાથમાં છે. તે કહેશે : શું તમે રાજી થઇ ગયા ? તેઓ કહેશે : એય પરવરદિગાર ! અમને શું છે કે અમે રાજી ન થઇએ ! અમને તો તેં એટલું આપ્યું છે કે તારી મખ્લૂકમાંથી કોઇને આપ્યું નથી. અલ્લાહ કહેશે : શું એનાથી પણ વધારે તમને ન આપું ? તેઓ કહેશે : એય પરવરદિગાર ! એનાથી વધીને બીજી શું વસ્તુ હશે ? અલ્લાહ તઆલા ફરમાવશે : હું તમારા પર મારી રઝામંદી (પ્રસન્નતા) હલાલ કરી દઉં છું. બસ એ પછી તમારા પર કદી રોષે નહીં ભરાઉં.

(૧૮૬/૭૭૪૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) એક દિવસ વાતો કરી રહ્યા હતા. એક આદિવાસી પણ આપની પાસે બેઠો હતો. આપે કહ્યું કે, જન્નતીઓમાંથી એક માણસ પોતાના પરવરદિગાર પાસે ખેતી કરવાની વિનંતી કરશે. અલ્લાહ તઆલા તેને કહેશે : તને જે કંઇ જોઇએ તે શું તારી પાસે મોજુદ નથી ? તે કહેશે : હા, છે, પરંતુ હું ખેતી કરવા માંગું છું. (અલ્લાહ તઆલા તેને રજા આપશે) તે ઉતાવળ કરશે. બી વાવશે અને આંખના પલકારા પહેલાં તેનું ઉગવાનું, મોટા થવાનું અને કપાવાનું બધું થઇને તેની પાસે પહાડ જેટલો ઢગ ખડકાશે. અલ્લાહ તઆલા કહેશે : હે માનવી ! એને લઇ લે. કોઇ વસ્તુ તારૂં પેટ નહીં ભરે. તે આદિવાસીએ, જે ત્યાં બેઠો હતો, કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તે માણસ કુરેશી અથવા અનસારી જ હશે. કારણ કે, એ જ લોકો ખેતી-વાળા છે. અમે લોકો તો ખેતીવાળા નથી. (તેની આ વાત પર) રસૂલુલ્લાહ (સલ.) હસ્યા.

## અલ્લાહ તઆલાનો ઝિક્ર (બંદાઓને તાબેદારીનો) હુકમ કરવું છે અને બંદાઓનો ઝિક્ર દુઆ, (અલ્લાહ સામે) રૂદન કરવું, રિસાલતનો સ્વીકાર અને તબ્લીગ છે. કારણ કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફઝકુરૂની અઝકુરકુમ, વત્લુ અલયહિમ

નબઅ નૂહિન ઇઝ કાલ લિકવમિહિ યા કવમિ ઇન કાન કબુર અલયકુમ મકામી વ તઝકીરી બિઆયાતિ લ્લાહિ ફઅલ લ્લાહિ તવક્કલતુ ફઅજમિઊ અમ્રકુમ વ શુરકાઅકુમ સુમ્મ લાયકુન અમ્રૂકુમ અલયકુમ ગુમ્મતન..... મિનલ મુસ્લિમીન'. શબ્દ 'ગુમ્મતન'નો અર્થ ગમ અને તંગી થાય છે

મુજાહિદ કહે છે : 'સૂમ્મ કદૂ ઇલય્ય'નો અર્થ એ છે કે, જે કંઇ તમારા દિલોમાં છે તે મારી સાથે કરો. (દુશ્મન સાથેની લડાઇ વખતે) કહેવામાં આવે છે કે, અલગ થા અને જે તારૂં મન ચાહે તે કર. મુજાહિદ કહે છે : 'વ ઇન અહદુમ્ મિનલ મુશ્રિકીન સ્તજારક'ની તફસીર એ છે કે, જો કોઇ (મુશ્રિક) માણસ આવે અને જે (નબી) કહે છે અને જે તેમના પર ઉતર્યું છે તેને સાંભળે તો તે સલામતીમાં છે જ્યાં સુધી કે તે ઇસ્લામ લઇ આવે અથવા પોતાની સલામતીની જગ્યાએ જ્યાં ઇચ્છે ત્યાં પહોંચી જાય. 'નબઉન અઝીમ'નો અર્થ કુર્આન શરીફ થાય છે. 'ષવાબન'નો અર્થ એ છે કે, જેણે દુનિયામાં સાચી વાત કહી અને તેના પર અમલ કર્યો

અલ્લાહ તઆલાનું આ ફરમાન 'ફલાતજઅલૂ લિલ્લાહિ અન્દાદન' તેનું ફરમાન 'વ તજઅલૂન લિલ્લાહિ અન્દાદન ઝાલિક રબ્બુલ આલમીન' તેનું ફરમાન 'વ લ્લઝીન લાયદઊન મઅ લ્લાહિ ઇલાહન આખર, વ લકદ ઊહિય ઇલય્ક વ ઇલ લ્લઝીન મિન કબ્લિક લઇન અશ્રકત લયહબતન્ન અમલુક વ લતકૂનન્ન મિનલ ખાસિરીન બલિ લ્લાહ ફઅ્બુદ વ કુન મિન શશાકિરીન'

ઇકરિમા કહે છે : 'વ માયુઅ્મિનુ અકસરૂહુમ બિલ્લાહિ ઇલ્લા વ હુમ મુશ્રિકૂન' (ની તફસીર એ છે કે) જો કોઇ કાફિરોને પૂછે કે, તમને અને આસ્માન-ઝમીનને કોણે પેદા કર્યા ? તે કહેશે કે, અલ્લાહ તઆલાએ. તેમનું આ ઇમાન છે. જો કે તેઓ 'ગયરૂલ્લાહ'ની પૂજા કરે છે. બંદાઓની કમાઇ અને કૃત્યના મખ્લૂક હોવાનું વર્ણન.

**કારણ કે, અલ્લાહ તઆલાનું ફરમાન છે : 'વ ખલક કુલ્લ શયઇન ફકદ્દરહુ તકદીરા'**

**મુજાહિદ કહે છે : 'મા તનઝઝલુલ મલાઇકતુ ઇલ્લા બિલ હક્કિ'નો અર્થ એ છે કિંવા અલ્લાહ તઆલા ફરમાવે છે : અમે ફરિશ્તાઓને ઉતારતા નથી, પરંતુ હક સાથે** કિંવા **રિસાલત અને અઝાબ સાથે. 'લિયસ્અલ સ્સાદિકીન' (શબ્દ 'સાદિકીન'થી મુરાદ) તબ્લીગ અને રિસાલતના પહોંચાડનારા 'વ ઇન્ના લહુ લહાફિઝૂન'** (કિંવા **તે) અમારી પાસે છે 'વલ્લઝી જાઅ બિસ્સિદ્કિ' શબ્દ 'સિદ્કિ'થી કુર્આન શરીફ મુરાદ છે. 'વ સદ્દક બિહિ' અને જેણે એનું સમર્થન કર્યું** કિંવા **મુઅમિન, જે કિયામતના દિવસે કહેશે કે, આ તે કિતાબ છે જે તેં મને આપી હતી અને મેં તેના પર અમલ કર્યો હતો**

(૧૮૭/૭૭૪૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : મેં હુઝૂરે અકરમ (સલ.)ને પૂછ્યું કે, ખુદાની નજીક કયો ગુનોહ મોટો છે ? આપે કહ્યું : તું ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવે, એમ છતાં કે, તેણે તને પેદા કર્યો છે. મેં કહ્યું કે, બેશક, એ ઘણો મોટો ગુનોહ છે. ફરી મેં કહ્યું કે, એ પછી કયો ? આપે કહ્યું : એ કે, તું તારા બાળકને તારી સાથે ખાવાના ભયથી મારી નાખે. મેં કહ્યું કે, પછી ? આપે કહ્યું કે, તારા પડોશીની પત્ની સાથે વ્યભિચાર કરે.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ મા કુન્તુમ તસ્તતિરૂન અંય્યશહદ અલયકુમ સમ્ઉકુમ વ લા અબ્સારૂકુમ વ લા જુલૂદુકુમ વ લાકિન ઝનન્તુમ અન્ન લ્લાહ લાયઅલમુ કસીરન મિમ્મા તઅમલૂન'**

(૧૮૮/૭૭૫૦) હઝરત અબ્દુલ્લાહ (ઇબ્ને મસ્ઊદ) કહે છે કે, કઅબા શરીફ પાસે બે સકફી અને એક કુરેશી અથવા બે કુરેશી અને એક સકફી માણસો, જેમના પેટ વધારે ચરબી-વાળા અને દિમાગ ઓછા સમજદાર હતા, ભેગા થયા. તેમનામાંના એકે કહ્યું : બતાવો, આપણે જે વાત કહીએ છીએ તેને ખુદા સાંભળે છે ? બીજાએ કહ્યું કે, આપણે જે વાત કહીએ છીએ તે જો જાહેર હોય તો તેને સાંભળે છે અને ધીમેથી હોય તો સાંભળતો નથી. ત્રીજાએ કહ્યું કે, જ્યારે આપણે જોરથી બોલીએ છીએ ત્યારે પણ સાંભળે છે

તો જયારે આપણે ચુપચાપ બોલીએ છીએ તેને પણ સાંભળે છે. તે વખતે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **વ મા કુન્તુમ તસ્તતિરૂન અંય્યશહદ અલયકુમ સમ્ઉકુમ વ લા અબ્સારૂકુમ.....**

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'કુલ્લ યવમિન હુવ ફી શઅ્નિન વ મા યઅ્તિહિમ મિન ઝિક્રિમ્ મિર્રબ્બિહિમ મુહદસિન' અને તેનું ફરમાન 'લઅલ્લલ્લાહ યુહદિસુ બઅ્દ ઝાલિક અમ્રા' અલ્લાહ તઆલાનું (કોઇ વસ્તુને) નવજન્મ આપવું મખ્લૂકને પેદા કરવા સમાન નથી. 'લય્સ કમિસ્લિહિ શયઉન વ હુવ સ્સમીઉલ બસીર' ઇબ્ને મસ્ઊદે હુઝૂર (સલ.)થી રિવાયત કરી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા જે કંઇ નવો હુકમ ઇચ્છે છે તે બહાર પાડે છે. તે પૈકી આ હુકમ છે કે, તમે નમાઝમાં વાતચીત ન કરો**

(૧૮૯/૭૭૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહેતા હતા કે, તમે 'અહલે કિતાબ'ને તેમની કિતાબોની હાલત શું પૂછો છો ? જો કે તમારી પાસે અલ્લાહ તઆલાએ પોતાની કિતાબ ઉતારી છે. જે હજુ હાલની જ છે. તમે એને શુધ્ધ પઢો છો. એમાં કોઇ પ્રકારનો મેલ નથી.

(૧૯૦/૭૭૫૨) હઝરત ઇબ્ને અબ્બાસે કહ્યું કે, એય મુસલમાનો ! તમે 'અહલે કિતાબ'ને શા માટે પૂછો છો ? જો કે તમારી કિતાબ જે ખુદાએ તમારા નબી પર ઉતારી છે, હજુ હમણાની જ છે અને તદ્દન શુધ્ધ છે. જેમાં કંઇ મેલ નથી. ખુદાએ તમને કહી પણ દીધું છે કે, 'અહલે કિતાબે' ખુદાની કિતાબોને બદલી નાખી છે અને પોતાના હાથે લખીને કહે છે કે, આ ખુદાની કિતાબ છે. જેથી તેના બદલામાં થોડાક નાણાં મેળવે. તમારી પાસે જે ઇલ્મ આવ્યો છે તેણે શું તમને તેમને પૂછવાની મનાઇ કરી નથી ? ખુદાની કસમ ! અમે તેમનામાંથી કોઇને પણ જોયો નથી કે, તમારા પર ઉતરેલી (કિતાબ) વિષે કંઇ પૂછયું હોય.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'લાતુહર્રિક બિહિ લિસાનક' અને વહીના ઉતરાણ વખતે હુઝૂર (સલ.)ના હોઠ હલાવવાનું વર્ણન**

**અબૂ હુરૈરા હુઝૂર (સલ.)થી રિવાયત કરે છે કે, આપે**

**ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે, હું મારા બંદાની સાથે છું જ્યાં સુધી કે તે મારી યાદમાં પોતાના હોઠ હલાવતો રહે**

(૧૯૧/૭૭૫૩) હઝરત ઇબ્ને અબ્બાસ આયત **લાતુહર્રિક બિહિ લિસાનક** વિષે કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) પર વહી આવતી હતી ત્યારે આપ ખૂબ ઝડપથી યાદ કરતા અને હોઠ હલાવ્યા કરતા હતા. ઇબ્ને અબ્બાસ કહે છે : હું તમને હોઠ હલાવીને બતાવું છું. જેવી રીતે હુઝૂર (સલ.) હલાવતા હતા. સઇદે કહ્યું કે, હું હોઠ હલાવું છું જેવી રીતે કે ઇબ્ને અબ્બાસ (રદિ.) હલાવતા હતા. પછી તેમણે હોઠ હલાવ્યા. પછી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **લાતુહર્રિક બિહિ લિસાનક લિતઅ્જલ બિહિ ઇન્ન અલયના જમ્અહુ વ કુરઆનહુ** ઇબ્ને અબ્બાસ કહે છે કે, જમ્અહુથી 'છાતીમાં એકત્ર કરવું' મુરાદ છે. પછી તમે એને પઢો. **ફઇઝા કરઅ્નહુ ફત્તબિઅ કુરઆનહ.** કિંવા સાંભળો અને ચુપ રહો. **સુમ્મ ઇન્ન અલયના અન તકરઅહુ** તમે એને પઢો. ઇબ્ને અબ્બાસ કહે છે કે, પછી હુઝૂર (સલ.) પાસે જ્યારે જિબ્રઇલ (અલ.) વહી લઇને આવતા ત્યારે આપ તેને સાંભળતા રહેતા. પછી જ્યારે તેઓ ચાલ્યા જતા ત્યારે જેવી રીતે તેમણે પઢયું હતું તેવી રીતે આપ પઢીને સંભળાવતા.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ અસિર્રૂ કવલકુમ અવિજ્હરૂ બિહિ ઇન્નહુ અલીમુન બિઝાતિ સ્સુદૂર. અ લાયઅલમુ મન ખલક વ હુવ લ્લતીફુલ ખબીર' 'યતખાફતૂન'નો અર્થ છે કે તેઓ પરસ્પર વાતો કરે છે**

(૧૯૨/૭૭૫૪) હઝરત ઇબ્ને અબ્બાસ આ ફરમાન **'વ લાતજહર બિસલાતિક વ લાતુખાફિત બિહા'** વિષે કહે છે કે, એ એવા સમયે ઉતરી કે જ્યારે હુઝૂર (સલ.) મક્કામાં છુપાયેલા હતા. જ્યારે આપ સહાબાને નમાઝ પઢાવતી વખતે ઉંચો સાદ કરતા અને મુશ્રિકો કુર્આન શરીફ તેને ઉતારનાર (અલ્લાહ) અને તેને લાવનાર (જિબ્રઇલ) બધાને ખરાબ કહેતા હતા. એ કારણે અલ્લાહ તઆલાએ પોતાના નબીને કહ્યું કે, ન તમે તમારી નમાઝ કિંવા કિર્અતને એટલા જોરથી પઢો કે મુશ્રિકો સાંભળીને ખરાબ કહે અને ન એટલા ધીમેથી કે આપના સાથીઓ પણ ન સાંભળે, બલ્કે મધ્યમ રીતે પઢો.

(૧૯૩/૭૭૫૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, આયત **વ લાતજહર બિસલાતિક વ લાતુખાફિત બિહા** દુઆ વિષે ઉતરી છે.

(૧૯૪/૭૭૫૬) હઝરત અબૂ હુરૈરહ કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, તે માણસ અમારામાંથી નથી જે કુર્આનને જોરથી ન પઢે. અબૂ હુરૈરા સિવાય બીજા રાવીઓએ એમાં શબ્દ **યજહરૂ બિહિ**નો ઉમેરો કર્યો છે.

**રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલાએ એક માણસને કુર્આન શરીફ આપ્યું. તે તેને રાત-દિવસ પઢે છે. એક માણસ તેની લાલચમાં કહે છે કે, એ મને આપવામાં આવત તો હું પણ એ પ્રમાણે કરત જેવું કે એ કરી રહ્યો છે. અલ્લાહ તઆલાએ એ જાહેર કરી દીધું છે કે, જો માનવી કિતાબુલ્લાહને પઢે તો એ પઢવું તેના કામ (કૃત્ય, કર્તવ્ય)માં દાખલ છે. તે ફરમાવે છે : 'વ મિન આયાતિહિ ખલ્કુ સ્સમાવાતિ વલ અર્દિ વખ્તિલાફુ અલ્સિનતિકુમ વ અલ્વાનિકુમ' અને ફરમાવ્યું છે : 'વફઅલૂલ ખયર લઅલ્લકુમ તુફલિહૂન'**

(૧૯૫/૭૭૫૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, બે માણસો સિવાય કોઇ સુઇર્ષાના લાયક નથી. એક તો તે માણસ જેને અલ્લાહે કુર્આન આપ્યું છે. તે તેને રાત-દિવસ પઢે છે અને (જોનાર) કહે છે કે, જો મને એ આપવામાં આવત તો હું પણ એ પ્રમાણે કરત જેવી રીતે એ કરે છે. એક તે માણસ જેને અલ્લાહે માલ આપ્યો છે. તે તેને રાત-દિવસ હકદારોમાં ખર્ચ કરે છે. તેનો હસદ (ઈર્ષા) કરનાર એવું કહે છે કે, જો મારી પાસે હોત તો હું પણ એવું કરત જેવું એ કરે છે.

(૧૯૬/૭૭૫૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, નબીએ કરીમ (સલ.)એ કહ્યું કે, બે માણસો સિવાય બીજું કોઇ હસદ કરવાના લાયક નથી. એક તો તે માણસ જેને અલ્લાહ તઆલાએ કુર્આન આપ્યું છે. તે તેને રાત-દિવસ પઢે છે અને એક તે માણસ જેને અલ્લાહ તઆલાએ માલ આપ્યો છે તે તેને રાત-દિવસ (હકદારોમાં) ખર્ચ કરે છે. અલી કહે છે કે, મેં સુફયાન પાસેથી આ હદીસને કેટલીયે વાર સાંભળી છે, પરંતુ મેં કદી તેમની પાસેથી **અખ્બરના** શબ્દ સાંભળ્યો નથી. આમ છતાં પણ એ તેમની સહીહ હદીસોમાંથી છે.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'યા અય્યુહ ર્રસૂલુ બલ્લિગ મા ઉન્ઝિલ ઇલય્ક મિર્રબ્બિક વ ઇલ્લમ તફઅલ ફમા બલ્લગ્ત રિસાલતહુ'**

**ઝુહરી કહે છે કે, 'રિસાલત' ખુદાના તરફથી છે, રસૂલુલ્લાહ (સલ.) ઉપર તેને પહોંચાડવાનું**

27 છે અને તેને માન્ય રાખવું આપણા ઉપર છે. તે ફરમાવે છે : 'લિ યઅ્લમ અન કદ અબ્લગૂ રિસાલાતિ રબ્બિહિમ' અને ફરમાવ્યું છે : 'ઉબલ્લિગુકુમ રિસાલાતિ રબ્બિ' કઅબ ઇબ્ને માલિક જ્યારે ગઝવએ તબૂકથી પાછળ રહી ગયા હતા ત્યારે કહ્યું : 'ફસયર લ્લાહુ અમલકુમ વ રસૂલુહુ વલ મુઅ્મિનૂન'

હઝરત આયશા કહે છે કે જ્યારે તમને કોઇનું કામ સારૂં લાગે ત્યારે આ પ્રમાણે કહો : 'ઇઅ્મલૂ ફસયર લ્લાહુ અમલકુમ વ રસૂલુહુ વલ મુઅમિનૂન' તમને કોઇ માણસ ધોકામાં ન નાખે

મઅમર કહે છે 'ઝાલિકલ કિતાબુ' આ કુર્આન છે. હુદ લ્લિલમુત્તકીન' બયાન અને માર્ગદર્શન છે, જેવી રીતે કે તેનું ફરમાન છે : 'ઝાલિકુમ હુકમુ લ્લાહિ' આ અલ્લાહનો હુકમ છે. 'લા રય્બ ફીહિ'નો અર્થ છે એમાં કોઇ શંકા નથી. 'તિલ્ક આયાતુ લ્લાહિ' આ (કુર્આન) અલ્લાહની નિશાનીઓ છે અને એના જેવું જ છે 'હત્તા ઇઝા કુન્તુમ ફીલ ફુલ્કિ વ જરય્ન બિહિમ' કિંવા 'બિકુમ'

હઝરત અનસ કહે છે કે, હુઝૂર (સલ.)એ તેમના મામા 'હરામ'ને તેમની કોમ પાસે મોકલ્યા. તેમણે કહ્યું : શું તમે મારા કહેવાથી ઇમાન લાવો છો ? હું રસૂલુલ્લાહ (સલ.)નો સંદેશ પહોંચાડું છું પછી તેમની સાથે વાતો કરવા લાગ્યા

(૧૯૭/૭૭૫૯) હઝરત મુગીરા કહે છે કે, અમને અમારા નબીએ અમારા પરવરદિગારનો આ હુકમ સંભળાવ્યો કે, જે માણસ અમારામાંથી કત્લ થશે તે જન્નતમાં દાખલ થશે.

(૧૯૮/૭૭૬૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જો તને કોઇ એવું કહે કે, હુઝૂરે વહીમાંથી કંઇ છુપાવી રાખ્યું છે તો તેનું કદાપિ સમર્થન ન કરતો. કારણ કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : **યા અય્યુહ ર્રસૂલુ બલ્લિગ મા ઉન્ઝિલ ઇલય્ક.....**

(૧૯૯/૭૭૬૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની નજીક સૌથી વધુ મોટો કયો ગુનોહ છે ? આપે કહ્યું : પ્રથમ એ કે, ખુદાનો ભાગીદાર બનાવે, આમ છતાં કે, તેણે તને પેદા કર્યો છે. તેણે કહ્યું કે, પછી કયો ? આપે કહ્યું કે, તું તારા બાળકને એવા ભયથી

મારી નાખે કે તે તારી સાથે ખાશે. તેણે કહ્યું કે, પછી ? આપે કહ્યું કે, તું તારા પડોશીની પત્ની સાથે વ્યભિચાર કરે. (રાવી કહે છે :) પછી અલ્લાહ તઆલાએ એનું સમર્થન ઉતાર્યું : **વ લ્લઝીન લાયદઊન મઅ લ્લાહિ ઇલાહન આખર વ લાયકતુલૂન ન્નફસ લ્લતી હર્રમ લ્લાહુ ઇલ્લા બિલ હક્કિ વ લાયઝનૂન વ મં ય્યફઅલ ઝાલિક યલ્ક અસામા.**

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'કુલ ફઅ્તુ બિત્તવરાતિ ફત્લૂહા ઇન કુન્તુમ સાદિકીન'**

**હુઝૂર (સલ.)નું ફરમાન કે તૌરાતવાળાઓને તૌરાત આપવામાં આવી. તેના પર તેમણે અમલ કર્યો. ઇન્જીલવાળાઓને ઇન્જીલ આપવામાં આવી. તેમણે તેના પર અમલ કર્યો. તમને કુર્આન શરીફ આપવામાં આવ્યું. જેમ કે એના પર તમે અમલ કરી રહ્યા છો**

અબૂ રઝીન કહે છે કે, 'યત્લૂનહુ'નો અર્થ છે 'તેનું અનુકરણ કરે છે અને તેના પર અમલ કરવાનો હક અદા કરે છે.' અબૂ અબ્દુલ્લાહ કહે છે : 'યુત્લા' શબ્દનો અર્થ છે 'પઢવામાં આવે છે અને કુર્આનની સરસ કિર્અત અને સુંદર તિલાવતને કહેવામાં આવે છે.' 'લાયમસ્સુહુ'નો અર્થ છે તેના આનંદ અને નફાને તે લોકો પામશે જેઓ તેના પર ઇમાન લાવ્યા છે અને તેના હક્ક સાથે તેને તે માણસ જ ઉંચકશે જે તેના પ્રત્યે વિશ્વાસ ધરાવે છે. કારણ કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : 'મસલુ લ્લઝીન હુમ્મિલૂ ત્તવરાત સુમ્મ લમ યહમિલૂહા કમસલિલ હિમારિ યહમિલુ અસ્ફારન બિઅ્સ મસલુલ કવમિ લ્લઝીન કઝઝબૂ બિઆયાતિ લ્લાહિ વલ્લાહુ લાયહદીલ કવમઝ ઝાલિમીન'

**હુઝૂર (સલ.)એ ઇમાન, ઇસ્લામ અને નમાઝનું નામ અમલ રાખ્યું છે**

હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, બિલાલ ! તમે ઇસ્લામની હાલતમાં જે સૌથી વધારે સવાબનું કામ કર્યું હોય તે અમને બતાવો. તેમણે કહ્યું કે, મેં મારા પરવરદિગાર પાસે સવાબની આશાએ એનાથી વધુ બીજું કોઇ કામ કર્યું નથી કે જ્યારે વુઝૂ કર્યું ત્યારે (બે રકઅત) નમાઝ ઝરૂર પઢી

**લીધી. હુઝૂર (સલ.)ને પૂછવામાં આવ્યું કે, કયો અમલ અફઝલ છે ? આપે કહ્યું કે, ખુદા અને રસૂલ પર ઇમાન લાવવું, જિહાદ કરવું અને હજ્જે મબ્રૂર**

(૨૦૦/૭૭૬૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : તમારી જીંદગી આગલી ઉમ્મતોની સરખામણીમાં અસ્રથી મગરિબ સુધીની છે. તૌરાત-વાળાઓને તૌરાત આપવામાં આવી. તેમણે બપોર સુધી અમલ કર્યો. પછી તેઓ થાકી ગયા. તેમને એક એક કીરાત આપવામાં આવ્યો. પછી ઇન્જીલવાળાઓને ઇન્જીલ આપવામાં આવી. તેમણે અસ્રની નમાઝ સુધી તેના પર અમલ કર્યો. પછી તેઓ થાકી ગયા. તેમને એક એક કીરાત આપવામાં આવ્યો. પછી તમને કુર્આન આપવામાં આવ્યું. તમે મગરિબ સુધી તેના પર અમલ કર્યો. તમને બબ્બે કીરાત આપવામાં આવ્યા. 'અહલે કિતાબે' કહ્યું : આ લોકોએ અમારા કરતાં ઓછો અમલ કર્યો અને વધારે બદલો મેળવ્યો. અલ્લાહ કહેશે : શું તમારા હકમાંથી કંઇ ઓછું કરવામાં આવ્યું ? તેઓ કહેશે : ના. અલ્લાહ કહેશે : તો એ મારી કૃપા છે, હું જેને ઇચ્છું છું તેને આપું છું.

**રસૂલે કરીમ (સલ.)એ નમાઝનું નામ અમલ ઠેરવ્યું છે અને ફરમાવ્યું છે કે, જેણે 'ફાતિહતુલ કિતાબ' નહીં પઢી તેની નમાઝ થતી નથી**

(૨૦૧/૭૭૬૩) હઝરત ઇબ્ને મસ્ઊદ કહે છે કે, કોઇએ હુઝૂર (સલ.)ને પૂછયું કે, કયો અમલ અફઝલ છે ? આપે કહ્યું કે, સમયસર નમાઝ પઢવી, માં-બાપ સાથે સદ્‌વર્તાવ કરવો અને ખુદાના રસ્તામાં જિહાદ કરવી.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'ઇન્નલ ઇન્સાન ખુલિક હલૂઆ'**

**(બેશક માનવીને ખૂબ જ ગભરાટવાળો પેદા કરવામાં આવ્યો છે) 'ઇઝા મસ્સહુ શ્શર્રુ જઝૂઆ વ ઇઝા મસ્સહુલ ખયરૂ મનૂઆ' (જ્યારે તેને કોઇ બુરાઇ પહોંચે છે ત્યારે ગભરાય છે અને જ્યારે તેને ભલાઇ પહોંચે છે ત્યારે નેક કામથી બચે છે)**

(૨૦૨/૭૭૬૪) હઝરત અમ્ર ઇબ્ને તગલિબ કહે છે કે, હુઝૂર (સલ.) પાસે માલ આવ્યો. આપે અમુક લોકોને આપ્યો અને અમુકને ન આપ્યો. પછી આપને ખબર થઇ કે જેમને આપે ન

આપ્યો હતો તે લોકો નારાજ થઇ ગયા. આપે કહ્યું : હું અમુક માણસોને માલ આપું છું અને અમુકને આપતો નથી. જેને હું આપતો નથી તેને હું જેને આપું છું તેના કરતાં વધારે પસંદ કરૂં છું. હું એવા લોકોને આપું છું જેમના દિલોમાં વધારે બેચેની અને ગભરાટ છે. ઘણા લોકોને જેમના દિલોમાં અલ્લાહ તઆલાએ વિશાળતા અને ભલાઇ મૂકેલી છે તેમને તેના હવાલે કરી દઉં છું. એવા લોકોમાં જ અમ્ર ઇબ્ને તગલિબ છે. તેઓ કહેં છે કે, જ્યારે મારા વિષે હુઝૂર (સલ.)એ આ શબ્દો ઉચ્ચાર્યા ત્યારે હું તેના બદલામાં લાલ ઊંટોને પણ પસંદ કરતો નથી.

## હુઝૂર (સલ.)નું અલ્લાહથી રિવાયત કરવું

(૨૦૩/૭૭૬૫) હઝરત અનસ કહે છે કે, હુઝૂર (સલ.) રિવાયત કરે છે અને પોતાના પરવરદિગાર પાસેથી રિવાયત કરે છે. તે ફરમાવે છે કે, જ્યારે મારો બંદો મારા તરફ એક વેંત આવે છે ત્યારે હું તેના તરફ એક હાથ જાઉં છું. જો તે મારા તરફ એક હાથ આવે છે તો હું તેના તરફ ચાર હાથ જાઉં છું. જો તે મારા તરફ ધીમે ધીમે આવે છે તો હું તેના તરફ દોડીને જાઉં છું.

(૨૦૪/૭૭૬૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ કેટલીયે વાર કહ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, જ્યારે બંદો એક વેંત મારી નજીક આવે છે ત્યારે હું એક હાથ તેની નજીક જાઉં છું. જ્યારે તે એક હાથ મારી નજીક આવે છે ત્યારે હું ચાર હાથ તેની નજીક જાઉં છું. મુઅતમિર કહે છે કે, મેં મારા પિતા પાસેથી સાંભળ્યું, તેમણે અનસ પાસેથી, તેમણે અબૂ હુરૈરા પાસેથી સાંભળ્યું, તેમણે હુઝૂરથી અને હુઝૂરે પોતાના પરવરદિગાર પાસેથી રિવાયત કરી.

(૨૦૫/૭૭૬૭) હઝરત અબૂ હુરૈરા હુઝૂર (સલ.)થી અને તેઓ પોતાના પરવરદિગારથી રિવાયત કરે છે કે, તેણે ફરમાવ્યું : દરેક અમલનો બદલો છે. રોઝા મારા માટે છે. હું તેનો બદલો આપું છું. રોઝાદારની મુખની વાસ ખુદાની નજીક મુશ્ક (કસ્તુરી)ની ખૂશ્બૂ કરતાં વધારે છે.

(૨૦૬/૭૭૬૮) હઝરત ઇબ્ને અબ્બાસ રસૂલે કરીમ (સલ.)થી રિવાયત કરે છે કે, આપે પોતાના પરવરદિગાર પાસેથી રિવાયત કરી છે કે, કોઇ બંદા માટે એ લાયક નથી કે તે એમ કહે કે, તે યૂનુસ ઇબ્ને મત્તા કરતાં સારો છે. (આ હદીસમાં ખુદા

તઆલાએ યૂનુસ (અલ.)ની તેમના પિતા તરફ નિસ્બત કરી છે.

(૨૦૭/૭૭૬૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને મક્કાના વિજયના દિવસે ઊંટણી પર સવાર અને સૂરએ ફત્હ અથવા સૂરએ ફત્હની અમુક આયતો પઢતા જોયા. (રાવી કહે છે :) રસૂલે કરીમ (સલ.)એ એમાં 'તરજીઅ' કરી. પછી મુઆવિયાએ ઇબ્ને મુગફ્ફલની કિર્અત પઢી અને કહ્યું કે, જો મને લોકોના એકત્ર થવાનો ભય ન હોત તો હું એ પ્રમાણે તરજીઅ કરત, જેવી રીતે અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ રસૂલુલ્લાહ (સલ.)ની તરજીઅ બયાન કરતા હતા. પછી મેં મુઆવિયાને કહ્યું કે, હુઝૂર (સલ.)ની 'તરજીઅ' કેવી હતી. તેમણે કહ્યું : આ, આ, આ ત્રણ વાર.

**અરબી વગેરે ભાષાઓમાં તૌરાત વગેરે ખુદાઇ કિતાબોની તફસીર જાઇઝ છે. કારણ કે, અલ્લાહ તઆલાનું ફરમાન છે : 'કુલ ફઅ્તૂ બિત્તવરાતિ ફત્લૂહા ઇન કુન્તુમ સાદિકીન'**

**ઇબ્ને અબ્બાસ કહે છે : અબૂ સુફયાન ઇબ્ને હરબે મને કહ્યું કે, હિરકલે પોતાના દુભાષિયાને બોલાવ્યો. પછી રસૂલુલ્લાહ (સલ.)નો કાગળ વાંચ્યો. તેમાં લખ્યું હતું : 'બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ, મિન મુહમ્મદિન અબ્દિ લ્લાહિ વ રસૂલિહિ ઇલા હિરકલ, યા અહલલ કિતાબિ તઆલવ ઇલા કલિમતિન સવાઇન બયનના વ બયનકુમ'**

(૨૦૮/૭૭૭૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : 'અહલે કિતાબ' ઇબ્રાની ભાષામાં તૌરાત પઢીને અરબીમાં તેની તફસીર મુસલમાનોને સંભળાવતા હતા. હુઝૂર (સલ.)એ કહ્યું : તમે અહલે કિતાબનું ન સમર્થન કરો ન તેમને જુઠલાવો, બલ્કે એમ કહો કે, અમે અલ્લાહ પર અને જે કંઇ અલ્લાહ તઆલાએ અમારા પર અને તમારા પર ઉતાર્યું છે તેના પર અમે ઇમાન લાવ્યા છીએ.

(૨૦૯/૭૭૭૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે એક યહૂદી પુરૂષ અને સ્ત્રીને લાવવામાં આવ્યાં. તે બંનેએ વ્યભિચાર કર્યો હતો. હુઝૂર (સલ.)એ યહૂદીઓને કહ્યું : તમે આ બંનેને શું સઝા કરો છો ? તેમણે કહ્યું : અમે એ બંનેનું કાળું મોં કરીને એમને ઝલીલ કરીએ છીએ. આપે કહ્યું : અચ્છા, જો તમે સાચા હોવ તો તૌરાત લાવીને પઢો. તેઓ લાવ્યા. બધાએ સંમત થઇને

એક માણસને કહ્યું કે, અઅવર ! તું પઢ. તેણે પઢવાનું શરૂ કર્યું. અહીં સુધી કે, જ્યારે આ જગ્યાએ પહોંચ્યા (જ્યાં પ્રાણઘાતક પત્થરમારનો ઉલ્લેખ હતો) ત્યારે તેના પર તેણે પોતાનો હાથ મૂકી દીધો. કોઇએ કહ્યું : હાથ ઉઠાવો. તેણે જ્યારે હાથ ઉઠાવ્યો ત્યારે નીચે પ્રાણઘાતક પત્થરમારની આયત નીકળી. તે કહેવા લાગ્યો કે, મુહમ્મદ ! એ બંને માટે તો પ્રાણઘાતક પત્થરમાર ઝરૂરી છે, પરંતુ અમે એ (હુકમ)ને (પરસ્પર અમારી વચ્ચે) છુપાવીએ છીએ. પછી હુઝૂર (સલ.)એ હુકમ કર્યો. તે બંનેને પ્રાણઘાતક પત્થરમાર મારવામાં આવ્યો. ઈબ્ને ઉમર કહે છે : મેં તેને જોયો કે, ઓરત પર ઝુકી પડતો હતો, જેથી તેને પત્થર ન વાગે.

**રસૂલુલ્લાહ (સલ.)નું આ ફરમાન કે કુર્આન શરીફનો નિષ્ણાંત પરહેઝગાર અને નેક લોકો સાથે હશે અને કુર્આનને તમારા અવાજથી શણગારો**

(૨૧૦/૭૭૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, અલ્લાહ તઆલા ધ્યાનપૂર્વક એવી કોઇ વાત સાંભળતા નથી જેવી રીતે કે નબીએ કરીમ (સલ.)નું મધુર અવાજમાં કુર્આન પઢવું સાંભળે છે.

(૨૧૧/૭૭૭૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હું મારા બિસ્તરા પર સૂઇ ગઇ. મને એ ખબર હતી કે હું નિર્દોષ છું અને બેશક અલ્લાહ તઆલા મને નિર્દોષ જાહેર કરશે, પરંતુ ખુદાની કસમ ! મને એવો ખ્યાલ ન હતો કે, મારા વિશે વહી ઉતારશે, જેને લોકો પઢશે. કારણ કે, મારી દ્રષ્ટિએ મારી હાલત એવી ન હતી કે, મારા વિશે ખુદા તઆલા એવી વાત કરશે જેને લોકો પઢશે. પછી અલ્લાહ તઆલાએ આ દસ આયતો ઉતારી : **ઇન્ન લ્લઝીન જાઊ બિલઇફકિ.....**

(૨૧૨/૭૭૭૪) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, મેં ઇશા (ની નમાઝ)માં રસૂલે કરીમ (સલ.)ને **વ ત્તીનિ વઝ્ ઝયતૂનિ** પઢતા સાંભળ્યા. મેં કોઇની પાસેથી હુઝૂર કરતાં વધારે સારા અવાજ અથવા કિર્અતથી સાંભળ્યું નથી.

(૨૧૩/૭૭૭૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.) મક્કામાં છુપાયેલા હતા. આપ કુર્આન શરીફ જોરજોરથી પઢતા હતા. મુશ્રિકો જ્યારે સાંભળતા હતા ત્યારે કુર્આન શરીફને અને તેના લાવનારને ગાળો દેતા હતા ત્યારે અલ્લાહે પોતાના રસૂલને હુકમ કર્યો **વ લાતજહર બિસલાતિક વ લાતુખાફિત બિહા.**

(૨૧૪/૭૭૭૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તેમને કહ્યું કે, હું તો તમને જોઉં છું કે, તમને જંગલ અને બકરીઓ ઘણી પસંદ છે. તમે જ્યારે તમારી બકરીઓ અથવા તમારા જંગલમાં હોવ ત્યારે નમાઝ માટે અઝાન આપો અને ખૂબ ઉંચા સાદે આપો. કારણ કે, તમારા લાંબા અવાજને જે જિન્નાત, ઇન્સાન અને જે વસ્તુ સાંભળશે તે કિયામતમાં એની ગવાહી આપશે. અબૂ સઈદ ખુદરી કહે છે : મેં હુઝૂરે અકરમ (સલ.) પાસેથી આ સાંભળ્યું છે.

(૨૧૫/૭૭૭૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)નું શિર મારા ખોળામાં રહેતું હતું, હું જ્યારે માસિકની હાલતમાં હોઉં ત્યારે આપ સૂતા સૂતા કુર્આન પઢતા રહેતા હતા.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'ફકરઊ મા તયસ્સર મિનલ કુર્આન'**

(૨૧૬/૭૭૭૮) હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ની હયાતીમાં હિશામ ઇબ્ને હકીમને કુર્આન પઢતા સાંભળ્યા. મેં જ્યારે તેમના પઢવા તરફ ધ્યાન આપ્યું ત્યારે મેં ઘણા એવા શબ્દો સાંભળ્યા જે હુઝૂરે મને શીખવ્યા ન હતા. એટલે સંભવ હતો કે, હું નમાઝમાં જ હુમલો કરી દઉં, પરંતુ મેં એટલી ધીરજ રાખી કે તેમણે સલામ ફેરવી. સલામ ફેરવતાં જ મેં તેમની ચાદર તેમના ગળામાં નાખીને તેમને ઘસડયા અને કહ્યું કે, બતાવો, આ તમને કોણે પઢાવ્યું છે ? તેમણે કહ્યું કે, મને હુઝૂર (સલ.)એ પઢાવ્યું છે. મેં કહ્યું : તમે જુઠું બોલો છો, મને તો હુઝૂરે આ પ્રમાણે પઢાવ્યું નથી. પછી હું તેમને ખેંચીને હુઝૂર (સલ.) પાસે લાવ્યો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં એમને 'સૂરએ ફુરકાન' પઢતા સાંભળ્યા છે. એ એવી રીતે પઢે છે કે, આપે મને એવી રીતે પઢાવ્યું નથી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ઉમર, એમને છોડી દો. હિશામ, તમે પઢો, કેવી રીતે પઢો છો ? જેથી હિશામે જેવી રીતે મેં સાંભળ્યું હતું તેવી રીતે પઢયું. હુઝૂર (સલ.)એ કહ્યું કે, આ પ્રમાણે જ ઉતર્યું છે. પછી હુઝૂરે (મને) કહ્યું કે, ઉમર, તમે પઢો. હું તેવી જ રીતે પઢયો જેવી રીતે હુઝૂરે મને શીખવ્યું હતું. આપે કહ્યું કે, હા, એવી રીતે જ ઉતર્યું છે. બેશક, આ કુર્આન સાત કિર્અતો અનુસાર ઉતર્યું છે. એટલે એમાંથી જે તમારા માટે આસાન હોય તે પઢો.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ લકદ યસ્સર્નલ કુર્આન લિઝઝિકિ ફહલ મિન મુદ્દકિરિન'**

**હુઝૂર (સલ.)એ કહ્યું છે : કુલ્લુન મયસ્સરૂન લિમા ખુલિક લહુ**

**(ઇમામ બુખારી કહે છે :) 'મુયસ્સરૂન'નો અર્થ 'તૈયાર કરી આપવું' થાય છે**

**મુજાહિદ કહે છે કે, 'યસ્સર્નલ કુર્આન બિલિસાનિક'નો અર્થ એ છે કે, 'અમે તમારા માટે કુર્આન પઢવાનું આસાન કરી દીધું'**

(૨૧૭/૭૭૭૯) હ઼ઝરત ઈમ્રાન ઈબ્ને હુષેન કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! પછી અમલ કરનારા કેવી રીતે અમલ કરે છે ? (જ્યારે કે પહેલેથી દોઝખીઓનું સ્થળ દોઝખમાં અને જન્નતીઓનું સ્થળ જન્નતમાં લખી દેવામાં આવ્યું છે) આપે કહ્યું કે, જે કામના માટે જે માણસને બનાવવામાં આવ્યો છે તેના માટે તે કામ આસાન કરવામાં આવ્યું છે.

(૨૧૮/૭૭૮૦) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.) એક જનાઝામાં મોજુદ હતા. આપે એક લાકડી લઇને તેનાથી ઝમીનને ખોતરવાનું શરૂ કર્યું અને કહ્યું કે, તમારામાંથી દરેક માણસની જગ્યા દોઝખ અથવા જન્નતમાં લખેલી છે. લોકોએ કહ્યું : હુઝૂર, તો પછી અમે એના પર જ ભરોસો ન કરીએ ? આપે કહ્યું કે, અમલ કરો, દરેક માણસને જે કામ માટે પેદા કરવામાં આવ્યો છે તે તેના માટે આસાન કરવામાં આવ્યું છે. **ફઅમ્મા મન અઅતા વ તકા.....**

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'બલ હુવ કુરઆનુ મ્મજીદ. ફી લવહિ મ્મહફૂઝ. વ ત્તૂરિ વ કિતાબિ મ્મસ્તૂર'**

**કતાદા કહે છે કે, 'મસ્તૂર'નો અર્થ 'મકતૂબ' (લખેલું) થાય છે. 'યસ્તુરૂન'નો અર્થ 'લખે છે' થાય છે. 'ઉમ્મુલ કિતાબ'થી અસલ કિતાબ મુરાદ છે (કિંવા 'લવહે મહફૂઝ' જે બધાનું મૂળ છે) 'મા યલફિઝુ' આ માણસ જે કંઇ વાત કહે છે તે (ફરિશ્તો) લખે છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, તે ફરિશ્તો નેકી અને બદી બંને લખે છે. 'યુહર્રિફૂન'નો અર્થ 'અલગ કરવું' થાય છે. ખુદાની કિતાબના શબ્દોને કોઇએ અલગ કર્યા નથી, બલ્કે તેના હેતુ વિરૂધ્ધ તેનું અર્થઘટન કર્યું છે. 'દિરાસતિહિમ'થી તેમનું પઢવું મુરાદ છે. 'વઊહિય ઇલય્ય હાઝલ કુર્આનુ લિઉન્ઝિરકુમ બિહિ' મારા તરફ આ કુર્આનને વહી રૂપે ઉતારવામાં આવ્યું છે. જેથી હું તમને હે મક્કાવાસીઓ ! અલ્લાહના અઝાબથી ડરાવું. 'વ મન બલગ' જેને આ કુર્આન પહોંચે તેને હુઝૂર ડરાવનાર છે**

**ખલીફા પોતાની સનદ સાથે અબૂ હુરૈરાથી રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે અલ્લાહ તઆલાએ મખ્લૂકને પેદા કરી ત્યારે એક કિતાબ પોતાની પાસે લખીને રાખી કે, મારી રહમત મારા ગુસ્સા પર છવાયેલી છે. આ કિતાબ તેની પાસે અર્શ પર છે**

(૨૧૯/૭૭૮૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, અલ્લાહ તઆલાએ મખ્લૂકને પેદા કરતા પહેલાં એક કિતાબ લખી છે કે, મારી રહમત મારા ગુસ્સા પર છવાયેલી છે. આ કિતાબ તેની પાસે અર્શ પર છે.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વલ્લાહુ ખલકકુમ વ મા તઅ્મલૂન ઇન્ના કુલ્લ શયઇન ખલકનાહુ બિકદરિન'**

**તસ્વીરકારો (ચિત્રકારો)ને કહેવામાં આવશે કે, તમે જે કંઇ બનાવ્યું છે તેને જીવંત કરો. 'ઇન્ન રબ્બુકુમુ લ્લાહુ લ્લઝી ખલક સ્સમાવાતિ વલ અર્દ ફી સિત્તતિ અય્યામિન સુમ્મ સ્તવા અલલ અર્શિ યુગશી લ્લયલ ન્નહાર યત્લુબુહુ હસીસં વ્વ શશમ્સ વલ કમર વ ન્નુજુમ મુસખ્ખરાતુન બિઅમ્રિહિ અલા લહુલ ખલ્કુ વલ અમ્રુ તબારક લ્લાહુ રબ્બુલ આલમીન'**

**ઇબ્ને ઉયયના કહે છે કે, અલ્લાહ તઆલાએ 'ખલ્ક'ને 'અમ્ર' કરતાં જુદું જાહેર કર્યું છે. કારણ કે, તે ફરમાવે છે : 'અલા લહુલ ખલ્કુ વલ અમ્રુ' રસૂલુલ્લાહ (સલ.)એ 'ઇમાન'ને 'અમલ' કહ્યું છે**

**અબૂઝર અને અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)ને પૂછવામાં આવ્યું કે, કયો અમલ અફઝલ છે ? આપે કહ્યું : અલ્લાહ પર ઇમાન લાવવું અને તેના રસ્તામાં જિહાદ કરવું**

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'જઝાઅન બિમા કાનૂ યઅમલૂન' અબ્દુલ કૈસના પ્રતિનિધિમંડળે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું હતું કે, અમને અમુક એવા કામોનો હુકમ કરો, જેના વડે અમે જન્નતમાં દાખલ થઇએ. આપે તેમને ખુદા પર ઇમાન લાવવાનો, (તેના એક હોવાની) ગવાહી આપવાનો, નમાઝ પઢવાનો અને ઝકાત આપવાનો હુકમ કર્યો હતો અને આ બધા કામોને આપે**

**અમલ ગણાવ્યા**

(૨૨૦/૭૭૮૨) હઝરત ઝહદમ જર્મી કહે છે કે, જર્મ કબીલા અને અશ્અરીઓ વચ્ચે ભાઇચારો હતો. જેથી અમે એ કારણે જ અબૂ મૂસા અશ્અરી પાસે બેઠા હતા, એવામાં તેમનું ખાણું આવ્યું. જેમાં મરઘીનો રાંધેલો ગોશ્ત હતો. તેમની પાસે બની તૈમુલ્લાહનો એક માણસ બેઠો હતો. તે એવો લાગતો હતો કે, કદાચ રોમન ગુલામોમાંથી હોય. અબૂ મૂસાએ તેને પણ ખાવા માટે બોલાવ્યો. તેણે કહ્યું : મેં એ જાનવરને કંઇક નાપાકી ખાતા જોયું હતું ત્યારથી હું એને મકરૂહ (નાપસંદ) સમજું છું. મેં કસમ ખાધી છે કે, હું એને નહીં ખાઉં. અબૂ મૂસાએ કહ્યું : આવો, અમે તમને એની વાત કહીએ. અમે અમુક અશ્અરી માણસો હુઝૂર (સલ.) પાસે સવારી માગવા માટે ગયા. હુઝૂરે કહ્યું : ખુદાની કસમ ! હું તમને સવારી નહીં આપું, મારી પાસે તમને સવાર કરવાની કોઇ વસ્તુ નથી. (અમે ચાલ્યા આવ્યા.) તે તરફ હુઝૂર (સલ.) પાસે ગનીમતના ઊંટો આવ્યા. આપે અમારા વિષે પૂછયું કે, તે અશ્અરી લોકો કયાં ગયા ? પછી હુઝૂરે અમારા માટે પાંચ તાજા અને શ્રેષ્ઠ ઊંટોનો હુકમ આપ્યો. અમે તેમને લઇને નીકળ્યા. પછી અમે (પરસ્પર) કહ્યું કે, આપણે સારૂં કર્યું નહીં. હુઝૂરે કસમ ખાધી હતી કે, આપણને સવારી નહીં આપે અને આપની પાસે સવારી (પણ) ન હતી. પછી હુઝૂરે આપણને સવારી આપી. કદાચ હુઝૂર આપણા લોકો અંગેની કસમને ભૂલી ગયા હોય. ખુદાની કસમ ! આપણને સફળતા નહીં મળે. પછી અમે પાછા ફરીને હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા. (એ અંગે) આપને કહ્યું. આપે કહ્યું : મેં તમને સવારી આપી નથી, બલ્કે ખુદાએ આપી છે. ખુદાની કસમ ! હું જે વાતની કસમ ખાઉં છું અને તેની વિરૂધ્ધ ભલાઇ જોઉં છું તો તેને કરી લઉં છું અને કસમનો કફ્ફારો આપી દઉં છું.

(૨૨૧/૭૭૮૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, અબ્દુલ કૈસનું પ્રતિનિધિમંડળ હુઝૂર (સલ.) પાસે આવ્યું. તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારી અને આપની વચ્ચે મુદર કબીલો અવરોધરૂપ છે. અમે હરામ મહિનાઓ સિવાય આપની સેવામાં હાજર થઇ શકતા નથી. જેથી આપ અમને અમુક એવા કામો બતાવો કે જેને કરવાથી અમે જન્નતમાં દાખલ થઇએ અને જે લોકો અમારી પાછળ છે તેમને શીખવીએ. હુઝૂર (સલ.)એ કહ્યું : હું તમને ચાર વસ્તુઓનો હુકમ આપું છું અને ચાર વસ્તુઓની મનાઇ કરૂં છું. ખુદા પર ઇમાન લાવવાનો

હુકમ આપું છું. તમને ખબર છે કે, ખુદા પર ઈમાન લાવવું શું છે ? એ વાતની ગવાહી આપવી કે ખુદાના સિવાય કોઇ મઅબૂદ નથી, નમાઝ પઢવી, ઝકાત આપવી અને (તમને હુકમ આપું છું કે) માલે ગનીમતમાંથી પાંચમો ભાગ આપો. ચાર વસ્તુઓની મનાઇ કરૂં છું. 'દુબ્બા', 'નકીર', 'મુઝફફતા' અને 'હન્નતમા'માં ન પીઓ.

(૨૨૨/૭૭૮૪) હઝરત આઇશા કહે છે કે, હુઝૂરે કહ્યું : આ તસ્વીરો બનાવનારાઓને કિયામતના દિવસે અઝાબ આપવામાં આવશે. તેમને કહેવામાં આવશે કે જે તમે બનાવ્યું છે તેને જીવંત કરો.

(૨૨૩/૭૭૮૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : બેશક, આ તસ્વીરો બનાવનારાઓને કિયામતના દિવસે અઝાબ આપવામાં આવશે. તેમને કહેવામાં આવશે કે, તમે જે પેદા કર્યું તેમાં જીવ મૂકો.

(૨૨૪/૭૭૮૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.) પાસેથી આ સાંભળ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે, એનાથી વધારે ઝાલિમ કોણ છે જે જાણી જોઇને મારા જેવી મખ્લૂક બનાવે. તેણે જોઇએ કે રજકણ અને જવના દાણા પેદા કરે.

## ફાસિક અને મુનાફિકનો અવાજ અને તેમની કિર્અત ગળાની બહાર નીકળતી નથી

(૨૨૫/૭૭૮૭) હઝરત અબૂ મૂસા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, કુર્આન શરીફ પઢનાર મુઅમિનનું ઉદાહરણ ચકોતરા જેવું છે જેની ખૂશ્બૂ અને સ્વાદ બંને ઉત્તમ હોય છે. કુર્આનનો પઢનાર મુઅમિન ખજુર જેવો છે, જેનો સ્વાદ તો સારો છે, પરંતુ ખૂશ્બૂ નથી અને કુર્આન પઢનાર બદકાર (ખરાબ કૃત્યવાળા)નું ઉદાહરણ રયહાન જેવું છે કે ખૂશ્બૂ તો છે, પરંતુ સ્વાદ ખરાબ છે. જે ફાસિક કુર્આનની તિલાવત કરતો નથી તે હન્ઝાર જેવો છે, જેનો સ્વાદ પણ કડવો અને ખૂશ્બૂ પણ નથી.

(૨૨૬/૭૭૮૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, લોકોએ હુઝૂર (સલ.)ને જ્યોતિષીઓ વિષે પૂછયું (કે તેમની ભવિષ્યવાણી કેવી છે ?) આપે ફરમાવ્યું કે, વિશ્વાસપાત્ર નથી. લોકોએ કહ્યું કે, હુઝૂર, અમુક તો એ સાચું વર્ણવે છે. આપે કહ્યું : એ એવી વાત હોય છે જેને જિન્નાત (આસ્માન પર ફરિશ્તાઓ પાસેથી) સાંભળી લાવે છે. પછી પોતાના જ્યોતિષ મિત્રના કાનમાં કરકર કરીને નાખે છે જેવી રીતે મરઘી કરકર કરે છે. પછી તે જ્યોતિષી (એ એક સાચી વાત સાથે) પોતાના તરફથી સોથી વધુ જુઠ મેળવીને કહે છે.

(૨૨૭/૭૭૮૯) હઝરત અબૂ સઇદ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ કહ્યું કે, પૂર્વ તરફથી અમુક લોકો પેદા થશે જેઓ કુર્આન પઢશે, પરંતુ તેમના ગળાની બહાર નહીં નીકળે. એ લોકો દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે તીર શિકારમાંથી નીકળી જાય છે, પછી તેઓ એમાં પાછા નહીં ફરે જ્યાં સુધી કે, તીર પાછું નહીં ફરે. લોકોએ કહ્યું કે, હુઝૂર, તેમની શું નિશાની છે ? આપે કહ્યું : માથું મુંડાવવું.

**અલ્લાહ તઆલાનું આ ફરમાન 'વ નદઉલ મવાઝીનલ કિસ્ત લિયવમિલ કિયામતિ' અને આ વાતનું વર્ણન કે માનવીના કથનો અને અમલોને (કિયામતમાં) તોલવામાં આવશે**

**મુજાહિદ કહે છે : રોમન ભાષામાં 'કિસ્તાસ' ઇન્સાફને કહેવામાં આવે છે. કહેવાય છે કે 'કિસ્ત' 'મુકસિત'નું મૂળ સ્વરૂપ છે. 'મુકસિત' ઇન્સાફ કરનારને કહેવામાં આવે છે, પરંતુ 'કાસિત' ઝાલિમનું નામ છે**

(૨૨૮/૭૭૯૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : બે શબ્દો છે જે અલ્લાહને પ્યારા છે, જીભ પર હલકા અને ત્રાજવામાં ભારે છે : **સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહિ, સુબ્હાન લ્લાહિલ અઝીમ.**

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૨૮/૭૭૯૦) ઇમામ બુખારી (રહ.)એ સૌથી છેલ્લે આ હદીસ શરીફ રજૂ કરીને બતાવ્યું કે, માનવીના જીવનની સફળતા ત્યારે શકય છે, જ્યારે તેનો સંબંધ અલ્લાહ તઆલા સાથે હોય; નબીઓ સાથે હોય, ખાસ કરીને નબીઓના સરદાર મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે હોય, તેમના પર ઉતરેલા કુર્આન સાથે હોય. અલ્લાહ તઆલા સાથેનો સંબંધ મૃત્યુ સુધી કાયમ રહે. સાચી તવહીદ પર જીવનનો અંત આવે. જેનો ઉલ્લેખ ઉપરોક્ત હદીસમાં છે.

જે માનવીના જીવનનો અંત ઇમાન પર થશે તેના સદ્કાર્યો અને નેકીઓનું વજન થશે. ઇમાન વગર કોઇપણ નેકી નજાતનું કારણ બની શકતી નથી. જો મૃત્યુ સમયે **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** અથવા **'સુબ્હાન લ્લાહ.....'** વગેરે જબાન પર આવી જાય તો 'નામએ આ'માલ' (કાર્યપોથી)માં એનું વજન ખૂબ વધી જશે.

દરેક માણસ પોતાના મૃત્યુ અંગે વિચારે અને જે કંઇ કામ કરે તે નિખાલસતાપૂર્વક કરે. અલ્લાહ તઆલા મારા અને તમામ મુસ્લિમોના જીવનનો અંત ઇમાન સાથે કરે. ખાતિમા બિલ-ખૈર કરે. આમીન, સુમ્મ આમીન.

**વ આખિરૂ દઅવાના અનિલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. વ સલ્લ લ્લાહુ અલા ખયરિ ખલ્કિહિ મુહમ્મદિન વ આલિહિ વ સહબિહિ અજમઇન.**

**✪ ભાગ–30 સમાપ્ત ✪**